શ્રી

શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા નંબર ૮

# बेन्जामिन फ्रांक्लिननुं जीवनचरित्र.

અંગ્રેજી પુસ્તકોને આધારે,

રચનાર
રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ,
વડોદરા.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર
ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી,
હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.
આસિ૰ સેક્રેટરી—અમદાવાદ.

( આવૃત્તિ બીજી—પ્રત ૫૦૦. )

સન ૧૯૨૦. સંવત ૧૯૭૬.

કિમ્મત રૂ. ૨—૦—૦

# પ્રસ્તાવના.

બેન્જામિન ફ્રાંક્લિનનું નામ અમેરિકાના ઇતિહાસમાં ઘણું પ્રખ્યાત છે, અને તેની જીંદગીનો હેવાલ રમુજી અને બોધક છે. તેની કારકિર્દીના દરેક કામમાંથી અનુકરણ કરવા યોગ્ય અથવા યાદ રાખવા યોગ્ય શિખામણ મળે છે. જાતમહેનત અને જાતકેળવણીથી માણસ કેટલે દરજ્જે ચઢી શકે છે અને કેવાં કેવાં કામ કરી શકે છે તેનો અનુપમ દાખલો બેન્જામિન ફ્રાંક્લિનના ચરિત્રમાંથી મળે છે.

અંગ્રેજી ભાષામાં ફ્રાંક્લિનના ચરિત્રનાં ઘણાં પુસ્તકો છે, પરંતુ એ સર્વનો મુખ્ય આધાર તેનું પોતાનું લખેલું આત્મચરિત્ર છે. સન ૧૭૭૧ માં ૬૫ વરસની ઉમરે ઇંગ્લાંડમાં તેના ભલા મિત્ર સેન્ટ એસફ્સના પાદરીને ત્યાં ફ્રાંક્લિન રહેતો હતો ત્યારે પોતાના દીકરા ન્યુજર્સીના ગવર્નર ઉપર લખેલા પત્રના રૂપમાં તેણે પોતાની જીંદગીનો હેવાલ લખવાનું શરૂ કર્યું હતું. તેના લગ્ન સુધીનો એટલે ૨૬ વરસની ઉમર સુધીનો હેવાલ લખાયો ત્યારે તેને લંડન જવું પડ્યું, અને ત્યાર પછી હકીક્ત એવી બની કે તેર વરસ સુધી આગળનો હેવાલ લખવાનો તેને અવકાશ મળ્યો નહીં. ૧૭૮૮ માં કેટલાએક મિત્રોના આગ્રહથી તેણે આત્મચરિત્ર આગળ લખવાનું શરૂ કર્યું અને ધીમે ધીમે ૫૧ વરસની ઉમર સુધીનો હેવાલ લખ્યો. આથી આગળનો તાજો હેવાલ લખવાનું તેણે દુરસ્ત ધાર્યું નહીં.

આત્મચરિત્રની એક નકલ ફ્રાંક્લિને પોતાના મિત્ર એમ સી. વિલર્ડને મોકલાવી હતી. ફ્રાંક્લિનના મરણ પછી એક બે વરસે એ ગૃહસ્થે તેનું ફ્રેન્ચ ભાષાન્તર કરાવી છપાવ્યું. એ ભાષાન્તરપરથી ફરી અંગ્રેજીમાં ભાષાંતર થઇ ફ્રાંક્લિનનું આત્મચરિત્ર ૧૭૯૩ માં લંડનમાં છપાયું. અને આ રૂપમાં વીસ વરસ સુધી, ઇંગ્લાંડ અને અમેરિકામાં તેનો પ્રસાર થયો. ફ્રાંક્લિનના અસલ અંગ્રેજી લખાણ પ્રમાણે તેનું આત્મચરિત્ર ૧૮૧૭ માં તેના પૌત્રે પહેલવહેલું છપાવ્યું હતું. ફ્રાંક્લિનનું આત્મચરિત્ર વાંચવું ગમે એવું અને ઘણી સરળ તથા સાદી ભાષામાં લખેલું છે. પરંતુ તેની જાહેર જીંદગીનો ખરો હેવાલ આવે છે ત્યાંથી તે અટકી જાય છે. જ્યાંથી આત્મચરિત્ર બંધ થાય છે ત્યાંથી આગળનો હેવાલ દાક્તર જરેડ સ્પાર્કસ, જેમ્સ પાર્ટન અને બીજા લેખકોએ ફ્રાંક્લિનનાં લખાણ, તેના વખતનાં વર્તમાનપત્રો,

અને તેના વખતના બીજા મહાન્ પુરૂષોનાં ચરિત્રમાંથી હકીકત મેળવી પૂરો કર્યો છે.

આ પુસ્તક લખવામાં મુખ્ય આધાર દાક્તર જરેડ સ્પાર્કસ અને જેમ્સ પાર્ટનનાં પુસ્તકોનો લેવામાં આવ્યો છે. જરેડ સ્પાર્કસના પુસ્તકમાં ફ્રાંક્લિનનું આત્મચરિત્ર આપવામાં આવ્યું છે, અને તેની આગળનો ભાગ તેના ઢબમાં સાંધણ રૂપે લખવામાં આવ્યો છે. જેમ્સ પાર્ટને લખેલા ચરિત્રના બે ભાગ છે. તેમાં ફ્રાંક્લિનના ચરિત્રનો, ફ્રાંક્લિનના વખતનો અને તેની આસપાસની બીનાઓનો સવિસ્તર હેવાલ આપેલો છે. આ બન્ને પુસ્તકોમાંથી સાર રૂપે ઉપયોગી બાબતો લઇ આ પુસ્તક બનાવવામાં આવ્યું છે.

ફ્રાંક્લિન જેવા અનુકરણ કરવા લાયક અને બોધ લેવા લાયક પુરૂષનું જીવનચરિત્ર જનસમૂહ વાંચી શકે એવા ઉદ્દેશથી ભાષા જેટલી બને તેટલી સાદી રાખવામાં આવી છે અને કોઇ ઉપયોગી બાબત રહી ન જાય તે લક્ષમાં રાખતાં બની શકે એટલું પુસ્તકનું કદ નનું કર્યું છે.

કેટલીક અનિવાર્ય અડચણોને લીધે પુસ્તક છપાવવામાં અશુદ્ધિ રહી ગઈ છે જે સુધારી લેવાને વિનંતિ કરવામાં આવે છે.

વડોદરા.
તારીખ ૨૮ મી સપ્ટેમ્બર ૧૮૯૪

ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઈ.

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૧ લું.

### બાળપણ. ૧૭૦૬—૧૭૧૮.

ફ્રાંક્લિનનો બાપ જોશીઆ—તેનું અમેરિકામાં જઇ વસવું-પહેલી સ્ત્રીનું ગુજરી જવું-ફરીથી લગ્ન કરવું-પિટર ફોલ્જર-તેની દીકરી અબીઆ જોશીઆની લાયકી—છોકરાં—ફ્રાંક્લિનનો જન્મ—મહોળા કુટુંબમાં ઊછરવાના ફાયદા—જોશીઆનો વાતચીતનો સોખ—બેન્જામિનનો કાકો—તેનો પત્ર વ્યવહાર—ફ્રાંક્લિનપર અસર—મોઘાં મૂલ્યનો પીસુડો—પથ્થરનો ડક્કો—ફ્રાંક્લિન શાળામાં—દસ વર્ષની ઉમરે બાપના રોજગારમાં—તરવાનો શોખ—બેન્જામિન કાકાનું અમેરિકા આવવું—ફ્રાંક્લિનનો વાંચવાનો શોખ ન્હાનપણમાં વાંચેલાં પુસ્તકો—બાલ્યાવસ્થામાં ધર્મ-બોસ્ટન તરફ................................................................૧—૮

---

## પ્રકરણ ૨ જું.

### છાપખાનામાં શાગિર્દ. ૧૭૧૪—૧૭૨૩.

ફ્રાંક્લિનનો ભાઇ જોન—બા ના ધંધાપર ફ્રાંક્લિનનો અણગમો-બાપ દીકરાનું ધંધા જોવા જવું—ભાઇ જેમ્સ—છાપખાનાનો ધંધો શીખવાનું પસંદ કરવું—જેમ્સનો શાગિર્દ—તે વખતનું બોસ્ટન—પુસ્તક વેચનારના ગુમાસ્તા પાસેથી પુસ્તકો વાંચવા મેળવવાં—મેથ્યુ આડમ્સ—લાવણી અને ગરબીઓ લખવાનો શોખ—ફ્રાંક્લિનનો સોબતી જાન કોલિન્સ વાદ વિવાદ—ઇબારત સુધારવા પાછળ મહેનત—શાળા પુસ્તકોનું પુનરાવર્તન—સોક્રેટિસની વાદવિવાદ કરવાની રીત-બોલવામાં નમ્રતા—ન્યુ ઇંગ્લાંડ કુરન્ટ વર્તમાનપત્રમાં ફ્રાંક્લિનનું પહેલવહેલું લખાણ—ન્યુ ઇંગ્લાંડ કુરન્ટપર આફત—જેમ્સને કેદ—નાનો બેન્જામિન અધિપતિ—છાપાની સ્વતંત્રતા—ન્યુ ઇંગ્લાંડ કુરન્ટનો ફેલાવો..........................................૮—૧૯

---

## પ્રકરણ ૩ જું.

### પલાયન. ૧૭૨૩.

ભાઇ સાથે કજીઓ—બોસ્ટનથી જતા રહેવાનો ઠરાવ—કોલિન્સે વહાણ ભાડે કર્યું—મુસાફરી—માછલાં ખાવાની દલીલ—ન્યુ યોર્કમાં બ્રેડફર્ડની મુલાકાત—નોકરી ન મળવાથી ફિલાડેલ્ફિયા જવું—દારૂડીઓ વલંદો—એમ્બોય પહોંચવું—તાવ અને તેનો ઉપાય—એમ્બોઇથી બર્લિંગટન પગ રસ્તે જવું—બર્લિંગટનથી હોડીમાં ફિલાડેલ્ફિયા જવું—ફ્રાંક્લિનની ઉદારતા—ભાખરા ખાતાં રસ્તે ચલવું—મી. રીડનું ઘર—ક્વેકરના મંદિરમાં જઈ ઊંઘી જવું—વિશીમાં ઊતારો કરવો. ..........................૧૯—૨૫

---

## પ્રકરણ ૪ થું.

### ફિલાડેલ્ફિયાથી લંડન. ૧૭૨૩—૨૪.

એન્ડ બ્રેડફર્ડની મુલાકાત—કીમર છાપખાનાવાળો—નોકરી મળી—મી. રીડને ઘેર રહેવું—ફિલાડેલ્ફિયામાં સુખમાં જતા દિવસ—કેપ્ટન હોમ્ઝનો ઘેર જવા આગ્રહ—ફ્રાંક્લિનનો પોતાનો વિચાર દૃઢ રાખ્યો—ગવર્નર કીથનું છાપખાનામાં મુલાકાત લેવા આવવું - સ્વતંત્ર છાપખાનું કાઢવા સલાહ મળવી—છાપખાનું કાઢવાનો છુપો ઠરાવ...મળવાને બહાને બોસ્ટન જવું—કોલિન્સનો ફિલાડેલ્ફિયા જઇ વસવાનો વિચાર—ફ્રાંક્લિનના બાપે મદદ આપવા ના પાડી—મેથરે માથામાં મારીને જ્ઞાન ઘાલ્યું—ફિલાડેલ્ફિયા જવા નીકળવું—ન્યુપોર્ટમાં ભાઇ જોનને મળવું—મી. વર્નનને બતાવેલું કામ—ન્યુયોર્કમાં કોલિન્સને મળવું-કોલિન્સ દારૂડીઓ નીકળ્યો—ગવર્નર કીથે પોતે મદદ કરવા વચન આપ્યું—કોલિન્સની મિત્રતાનો અંત—બર્નેટની મુલાકાત—બધે સુખ સરખું છે એમ મુસાફરીમાં અનુભવ—ફિલાડેલ્ફિયામાં ફ્રાંક્લિનના સોબતી—મળતા સ્વભાવ—ખોતરણાં કાઢનાર બ્રીસબોર્નનું છેતરવું—ડેબોરા રીડ સાથે વિવાહનું નક્કી કરવું—કેપ્ટન એંનીસના વહાણમાં લંડન જવા નીકળ્યો—રાલ્ફ સાથે જવા તૈયાર થયો. કાગળ આપવા કીથના વાયદાપર વાયદા—થેલીમાંથી કાગળ ખોળી કાઢ્યા-લંડન પહોંચતાં કાગળ નકામા પડયા—મી. ડેન્હાલની સલાહ—હેમિલ્ટન વકીલ સાથે ઓળખાણ—કીથ વિષે ફ્રાંક્લિનનો વિચાર........૨૫—૩૯

---

## પ્રકરણ ૫ મું.

### લંડનમાં. ૧૭૨૫-૨૬

ફ્રાંકિલન અને રાલ્ફ—તેમની સરખામણી—પામરના છાપખાનામાં ફ્રાંકિલનને નોકરી મળી—રાલ્ફ રખડતો રહ્યો—વુલાસ્ટનકૃત સ્વાભાવિક ધર્મ—ફ્રાંકિલને આપેલો રદીઓ—દાક્તરો લાયન્સ, મન્ડેવીલ અને પેમ્બરટન સાથે ઓળખાણ—ન્યુટનને મળવાનો વિચાર—એસ્બેસ્ટોસની કોથળી—સર હેરી સ્લોન સાથે ઓળખાણ—રાલ્ફથી જૂદા પડવું—વૉટના કારખાનામાં નોકરી લેવી—પૈસા બચાવવા તરફ લક્ષ—ડેવીડ હોલ તથા વાધગેટ સાથે મિત્રતા—ડેન્હાલનું પ્રમાણિકપણું—ડેન્હાલને ત્યાં ફ્રાંક્લિનનું ચાકરીએ રહેવું—સર વિલિયમ વિન્ધાલની મુલાકાત. ........૪૦—૪૭

---

## પ્રકરણ ૬ ઠું.

### ફિલાડેલ્ફિયામાં. ૧૭૨૬-૧૭૨૭.

લંડનથી નીકળવું—ગ્રેવસેન્ડથી વહાણ ઉપડયું—પોર્ટસ્માઉથ—આઇલ ઓફ વાઇટની મુલાકાત—યારમાઉથ આગળ અકસ્માત—ભર દરિયે સ્નો વહાણ સાથે મુલાકાત—ફ્રાંકિલનને પશ્ચાત્તાપ—વર્તનની યોજના ઘડી કાઢી—ફિલાડેલ્ફિયામાં ઊતરવું—ફિલાડેલ્ફિયામાં ફેરફાર—સર વિલિયમ કીથનું નોકરીમાંથી કમી થવું—ડેબોરા રીડ પરણેલી—કીમર આબાદીમાં માલમ પડયો—ડેન્હાલની દુકાનમાં મહેતાગીરી—ડેન્હાલ સાથે હેતભાવ—માંદા પડવું—ડેન્હાલનું મરણ અને દુકાનનું બંધ થવું—નવો ધંધો—કીમરને ત્યાં ચાકરીએ રહેવું.................................. ૪૮—૫૫

---

## પ્રકરણ ૭ મું.

### જન્ટોમંડળી. ૧૭૨૭-૨૮.

કીમરના પાંચ નોકરો—ફ્રાંકિલન તેમના શિક્ષક—છાપખાનામાં ફ્રાંકિલન કર્તાહર્તા—જન્ટો નામની મંડળી ઊભી કરી—જન્ટોમાં સભાસદ દાખલ કરવાની રીત—ચોવીસ સવાલ—વાદવિવાદ કરવાની રીત—ફ્રાંકિલન

અગ્રેસર—એની અપૂર્વ, યોજક અને શોધકબુદ્ધિ—જન્ટોની શાખાએ —કીમરથી છૂટા પડવું—મેરિડિથનો ભાગ રાખી સ્વતંત્ર છાપખાનું કાઢવાનો ઠરાવ—કીમરને ત્યાં ફરી નોકરી લેવી—ન્યુજર્સીની નોટો છાપવાનું કામ—ન્યુજર્સીના અમલદારોમાં ઓળખાણ—કીમરના ગુણ—આઈઝાક ડીકાએ ફ્રાંકલિનનું વર્તેલું ભવિષ્ય—લંડનથી મુદ્રાયંત્ર આવી પહોચ્યું–કીમરની રજા લઇ જૂદા પડવું–ફ્રાંકલિને લખેલો કબરલેખ...૫૫-૬૫

---

## પ્રકરણ ૮ મું.

## ફ્રાંક્લિન અને મેરિડિથની પેઢી ૧૭૨૮-૧૭૩૦.

છાપખાનું શરૂ કરવાની તૈયારીઓ—પહેલી કમાઇના પાંચ શિલિંગ—રોદણા રડનાર સેમ્યુઅલ મિકલ—જન્ટોના સભાસદો તરફથી મદદ—ફ્રાંકલિનના ઉદ્યોગથી પેઢીની શાખ વધવા લાગી—વર્તમાનપત્ર કાઢવાનો મનસુબો વેબને જણાવવાથી કીમર પાસે તેણે આગળથી વર્તમાનપત્ર કઢાવી દીધું—" બીઝીબોડી "—કીમર સાથે વર્તમાન પત્રમાં ઝપાઝપી—કાગળની ચલણી નોટો કાઢવાના સંબંધમાં લખેલું ચોપાનિયું—ફ્રાંકલિનના અર્થશાસ્ત્ર સબંધી વિચાર કીમરનું વર્તમાનપત્ર ખરીદ કર્યું—પેન્સિલ્વેનિયા ગેઝીટનો અધિપતિ—અધિપતિએ શું શું જાણવું જોઇએ ?—વર્તમાનપત્રમાં લખવાની ફ્રાંક્લિનની ઢબ—વર્તમાનપત્રનો ફેલાવો—વર્તનનું દેવું—સરકારી છાપવાનું કામ મળવા લાગ્યું—પૈસા સબંધી આફત આવી પડી—મિત્રોએ મદદ કરી ફ્રાંક્લિનની આબરૂ રાખી—પંત્યાળું તોડી મેરિડિથથી છૂટા પડવાની તજવીજ—ફ્રાંકલિનની ચઢતી થવા લાગી—કાગદીની દુકાન ઉઘાડી-ફ્રાંકલિનનો ધંધામાં હરીફ—હરીફને હઠાવી ફ્રાંકલિન આગળ વધ્યો...૬૫-૭૭

---

## પ્રકરણ ૯ મું.

## લગ્ન તથા પુસ્તકાલયની સ્થાપના. ૧૭૩૦-૧૭૩૨.

લગ્ન કરવાનો વિચાર—મીસ ગોડફ્રે સાથે વિવાહ કરવાની ખટપટ —ડેબોરા સાથે લગ્ન થયું—ડેબોરાના ગુણ—કરકસર—વૈભવ ઘરમાં કેવી

રીતે દાખલ થયો—જન્ટો સભાના મકાનમાં સભાસદોનાં પુસ્તક ભેગાં કરવાની યોજના—એક વરસ પછી આ યોજના ભાગી પડી—ઉધરાણાથી ચાલતું પુસ્તકાલય સ્થાપન કરવાની મહેનત—ઘરાકો મેળવી પુસ્તકો લંડનથી મંગાવ્યાં—પુસ્તકાલયની સ્થાપના કરી—તેના દાખલાથી ઘણે ઠેકાણે પુસ્તકાલયો કાઢવામાં આવ્યાં—ફ્રાંક્લિને સ્થાપન કરેલા પુસ્તકાલયની સ્થિતિ—તેની આબાદીનાં કારણો—પુસ્તકાલયથી થયેલા લાભ. ...૭૮—૮૪

---

## પ્રકરણ ૧૦ મું.

## અધિપતિ અને "ગરીબ રિચર્ડ"નું પંચાંગ. જાતઅભ્યાસ.

૧૭૩૨–૧૭૪૪.

ફ્રાંક્લિનનો ઉદ્યોગ—પેન્સિલ્વેનિયા ગેઝીટ—તેમાં આવતાં લખાણ જાહેર ખબરો—ગેઝીટની ફાઇલ—ગરીબ રિચર્ડ—અબ્રાહમ કાકાનો બોધ—તેની અસર—ગરીબ રિચર્ડની—પ્રસ્તાવના—ટિટન લીડ્ઝ—ગરીબ રિચર્ડમાં મળેલી કૃતેહ—ટિટન લીડ્ઝનું મરણ—ગરીબ રિચર્ડનાં નીતિવચનો તથા કહેવતો—ફ્રાંક્લિનની કમાઇ વધી—પંત્યાળાં છાપખાનાં કઢાવ્યાં—પંત્યાળું કરનારને શીખામણ—બોસ્ટન જવું—જેમ્સની મુલાકાત—ફ્રાંક્લિને છાપેલાં પુસ્તકો—માસિક ચોપાનિયું કાઢયું—ફ્રાંક્લિનની પ્રતિષ્ઠા—કાયદામંડળીનો કારકુન નિમાયો—વેરીને શી રીતે મેળવી લેવો?—ફિલાડેલ્ફિયાનો પોષ્ટમાસ્તર નિમાયો.....................................૮૪—૯૬

---

## પ્રકરણ ૧૧ મું.

## જાતકેળવણી. ૧૭૩૩—૧૭૪૪.

પુસ્તકાલયમાં વાંચેલાં પુસ્તક—ઇતિહાસનાં પુસ્તક વાંચવાથી ઉપજેલા વિચાર—ધર્મમાર્ગીનું મંડળ—સિદ્ધાંતો – નીતિનિપૂણ થવાની યોજના તેર સદ્ગુણ—નોટબુકનો નમુનો—ફ્રાંક્લિન સદ્ગુણનું પત્રક શી રીતે ભરતો હતો?—નમ્રતા અને વ્યવસ્થા—દરરોજ કરવાના કામની યોજના—વ્યવસ્થા રાખવાથી ફ્રાંક્લિનને થએલો ફાયદો—સદ્ગુણી થવાની કળા—અભ્યાસનો વખત—ભાષાઓનો અભ્યાસ—શેતરંજની હારજીતમાં ઇટાલિયન

ભાષા શીખવાની યોજના—પ્રાચીન ભાષાઓ શીખવાની સહેલી રીત—ગાયનનો અભ્યાસ—વ્હાઇટફિલ્ડ સાથે મિત્રતા—વ્હાઇટફિલ્ડનું ભાષણ—એ ભાષણ ૩૦૦૦ માણુસ સાંભળી શકે છે એમ ફ્રાંક્લિને કરેલી ગણત્રી—કુદરતનું અવલોકન—શિક્ષાગુરૂ કામના લખાણમાંથી ઊતારો—પવનચક્કી—વાવંટોળની ગતિ સબંધી શોધ—ધૂમાડો થાય નહીં અને લાકડાની બચત થાય એવી સગડીની શોધ—ફ્રાંક્લિને ફુરસદને વખતે બનાવેલા જાદુઇ કોઠા. ૯૬—૧૧૨.

## પ્રકરણ ૧૨ મું.

## લોકહિતેચ્છુ શહેરી. ૧૭૪૦–૧૭૪૬.

સારા માણુસને ફતેહ મળે તેનાં ફળ સારાંજ થાય છે—લોકોપયોગી કામમાં ફ્રાંક્લિનનું અગ્રેસરપણું—શહેરના રખાઓને સુધાર્યા—અગ્નિશાંતક મંડળીની યોજના—અમેરિકન ફિલોસોફિકલ સોસાઇટીની સ્થાપના કરી-એ સોસાઇટીનો ઉદ્દેશ—એ સોસાઇટી ઘણો વખત ચાલી નહીં—લડાઇનો ભય—ફિલાડેલ્ફિયાના બચાવની તૈયારી કરવા ફ્રાંક્લિને કરેલી સૂચના—ફ્રાંક્લિને લખેલા ચોપાનિયાની અસર—બચાવની મંડળી ઊભી થઇ—ફ્રાંક્લિનને કર્નલ તરિકે ચૂંટી કાઢચો—રાજમંડળીના કારકુનની જગોનું રાજીનામું આપવા ફ્રાંક્લિનને એક જણે કરેલી ભલામણુ—રાજમંડળીના કારકુનની જગો ફ્રાંક્લિનને ફરીથી મળી—ફ્રાંક્લિનની પ્રતિષ્ઠા ઘણી વધી—કુટુંબમાં વધારો—પુત્ર વિલિયમ—ફ્રાંક્લિનનાં માબાપ—પિતાનું મરણુ—"બોસ્ટન ન્યુઝ લેટર" માં જોશિયા ફ્રાંક્લિનના મરણુની નોંધ.........૧૧૩–૧૨૦

## પ્રકરણ ૧૩ મું.

## વિજળી સંબંધી શોધો. ૧૭૪૬–૧૭૫૨.

લેડન જારની શોધ—ડાક્તર સ્પેન્સને ત્યાં ફ્રાંક્લિને જોએલા પ્રયોગ—વિજળીનો અભ્યાસ કરવાનો શોખ—સ્વતંત્ર રીતે ભાવ અને અભાવરૂપ વિજળીના પ્રકારની શોધ—લેડન જારનું પૃથક્કરણુ—ઇલેક્ટ્રિક બેટરી—રમુજી ખેલ—ધંધારોજગારમાંથી છૂટો પડ્યો—ડેવિડ હોલ સાથે કરેલો કરાર—અભ્યાસ કરવાની યોજના—આકાશવિજળી અને ઘર્ષણુ વિજળી એકજ છે

એમ પતંગ ઉડાવી શોધી કાઢ્યું--લાઇટનિંગ રૉડ અથવા વિજળીવાહક સળીઆની શોધ--ફ્રાંક્લિનની પ્રખ્યાતિ અને તેને મળેલાં માન--વિદ્યા મેળવવાને ફ્રાંક્લિનની લાયકાત..........................૧૨૦--૧૨૮

---

## પ્રકરણ ૧૪ મું.

### ૧૭૫૦ ના અરસામાં કરેલી બીજી જાહેર સેવાઓ.

પાઠશાળા સ્થાપન કરવાની યોજના--પેન્સિલ્વેનિયામાં જુવાનોને કેળવણી આપવા સબંધી દરખાસ્ત--શાળાના મકાનની તજવીજ--દવાખાનું કાઢવાની યોજના--ડાક્તર બાન્ડ--દવાખાનું સ્થાપન કર્યું--ગિલબર્ટ ટેનંટને ઊઘરાણું ભેગું કરવાની શીખામણ--શહેરના રસ્તાપર ફરસબંધી જડવા તથા રસ્તા સાફસુફ રાખવા કરેલી તજવીજ--યલોવિલો અમેરિકામાં પ્રથમ ફ્રાંક્લિને દાખલ કર્યું--ખાતર તરીકે 'પ્લાસ્ટર ઓફ પારિસ' દાખલ કર્યું--સાવરણીનાં ઝાડ રોપાવ્યાં--એડમન્ડ કિન્સીને રહેનીશ દ્રાક્ષની કલમો મોકલાવી--જૉન આડમ્સનો ફ્રાંક્લિન વિષે અભિપ્રાય--સગાંપર હેત--ફ્રાંક્લિનની માએ ૮૪ વર્ષની ઉમરે લખેલો પત્ર--માનું મૃત્યુ--માબાપની કબરપર ફ્રાંક્લિને મૂકાવેલો લેખ--બહેન જેનને લખેલા પત્ર--મરણ વિષે ફ્રાંક્લિનના વિચાર--વિદ્યાભ્યાસ અને શોધ-ધર્મ સબંધી વિચાર-ઉવાઇટફિલ્ડને લખેલો પત્ર..................૧૫૮--૧૪૦.

---

## પ્રકરણ ૧૫ મું.

### પોષ્ટખાતાનો ઉપરી. ૧૭૫૩.

ફ્રાંક્લિન જાહેરકામમાં રોકાયો--ફ્રાંક્લિનની ભાષણ કરવાની રીત-રાજસભામાં સભાસદ--સગાંને નોકરી આપવા વિષે ફ્રાંક્લિનના વિચાર--ઇન્ડિયન લોકો સાથે કોલકરાર કરવાને ઓાહીઓ જવું--અમેરિકાનો ડેપ્યુટી પોષ્ટમાસ્તર જનરલ નિમાયો--પોષ્ટ ખાતામાં કરેલા સુધારા--અને તેનાં પરિણામ--વેપારીની મંડળીમાં કારીગરોને દાખલ નહીં કરવા સામે ફ્રાંક્લિને બતાવેલા વિચાર-નાખુદાની છોકરીને આપેલી ટાપી.........૧૪૦-૧૪૫

---

## પ્રકરણ ૧૬ મું.

### સાત વરસનો ઝઘડો. ૧૭૫૪—૧૭૫૫.

સાત વરસના ઝઘડાના કારણો--સંસ્થાનોના પ્રતિનિધિ તરીકે આલ્બેનીમાં--"જોડાઓ અગર મરી જાઓ"--સંસ્થાનોએ એકત્ર થવા ફ્રાંકલિને કરેલી યોજના--નામંજુર થવાનાં કારણો—પશ્ચિમ તરફના પ્રદેશમાં અંગ્રેજી સંસ્થાનો વસાવવાની યોજના--ફ્રાંકલિને કરેલી ટીકા--અમેરિકા વિષે ઇંગ્લાંડમાં અજ્ઞાન--બોસ્ટન જવું--પેન્સિલ્વેનિયાના સુબાનો હુદ્દો--ગવર્નર મોરિસ—તેના કજીઆખોર સ્વભાવનાં કારણ--ક્વિન્સીને નાણાં ઊભાં કરી આપ્યાં--જનરલ બ્રેડકની પેન્સિલ્વેનિયાપર ધતરાજી--ફ્રાંકલિને તેનું સમાધાન કર્યું--તેને ગાડાં મેળવી આપ્યાં--ઘાસ, ચંદી અને ખોરાકની તજવીજ કરી આપી--બ્રેડકનો પરાજય...ફ્રાંકલિન વિષે બ્રેડકે સેક્રેટરી ઓફ સ્ટેટને ઊંચો મત જણાવ્યો--કેથેરાઇન રેના પત્રનો ફ્રાંકલિને લખેલો ઉત્તર..............................૧૪૬--૧૫૭.

---

## પ્રકરણ ૧૭ મું.

### સેનાપતિ તરીકે રણક્ષેત્રમાં ૧૭૫૫--૧૭૫૬.

ગવર્નર મોરિસને ફ્રાંકલિને આપેલી સલાહ--પેન કુટુંબને કરમાંથી બાતલ કરવાને ચાલેલી ખટપટ--એ કુટુંબ વિરુદ્ધ ઇંગ્લાંડમાં થએલી લાગણી--વોલન્ટિયર ઊભા કરવાને ફ્રાંકલિનને કરેલી તજવીજ--ઇન્ડિયન લોકોએ ગુજારેલો જુલમ--ફ્રાંકલિન સેનાપતિ થઇ રણક્ષેત્રમાં ગયો--રસ્તામાં પડેલી મુશ્કેલીઓ--બેથલેહામની છાવણી--ખેડુતોને બંધુકો આપી--સાલ્ટનહટન--ફોર્ટ એલનનો કિલ્લો ફ્રાંકલિને બંધાવ્યો--ઇન્ડિયન લોકોની તાપવાની રીત--કાયદામંડળીને મળવાનો વખત પાસે આવવાથી કેપ્ટન કલેહામને લશ્કર સોંપી ફ્રાંકલિન ફિલાડેલ્ફિયા પાછો આવ્યો...૧૫૭--૧૫૩

---

## પ્રકરણ ૧૮ મું.

### જુનો કજીઓ જોસમાં આવ્યો.

ફ્રાંકલિનની અમેરિકાપર અસર--જાગીરદારનો હેવાલ--પેન્સિલ્વેનિયાના ગવર્નરને જાગીરદારની આજ્ઞા પ્રમાણે ચાલવું પડતું--કરમાંથી

જાગીરદારને બાતલ કરવા ગવર્નરનો આગ્રહ--ફ્રાંક્લિન તરફ જાગીરદારની ઇતરાજી થવાનું કારણ--નવો ગવર્નર ડેની આવી પહોંચ્યો--ડેની અને ફ્રાંક્લિન વચ્ચે થએલી વાતચીત--વેપાર અને કળા કૌશલ્યને ઉત્તેજન આપનાર મંડળીનો ફ્રાંક્લિન સભાસદ નિમાયો--ગવર્નર સાથેનો કજીઓ જોસમાં આવ્યો--દારૂપરનો કર--ગવર્નરનો તોછડો જવાબ--જાગીરદાર અને ગવર્નર વિરૂદ્ધ ઇંગ્લાંડ ફરિયાદ કરવા ફ્રાંક્લિનને મોકલવાનું ઠર્યું. ...............૧૬૩--૧૭૦.

---

## પ્રકરણ ૧૯ મું.

### કાયદામંડળીના મુખત્યાર તરીકે ઇંગ્લાંડમાં. ૧૭૫૭--૧૭૬૨.

લંડન ઉપડી જવાની તૈયારી--લોર્ડ લૌડને સમાધાન કરવા કહ્યાથી રોકાઇ જવું--લંડન આવી પહોંચવું--કોલિન્સનને ત્યાં ઊતારો કરવો--મુલાકાત સારૂ વિદ્વાનોનું આવવું--ક્રેવન સ્ટ્રીટમાં ઘર રાખી રહેવું-પેન કુટુંબની મુલાકાત--પેન કુટુંબ તરફથી ગવર્નર તરફ ગએલો જવાબ--વિલિયમ પિટને મળવાની ખટપટ--હિસ્ટોરિકલ રિવ્યુ--ગાયનનો શોખ--૧૭૫૮ નો ફ્રાંક્લિન--લંડનના રસ્તા સાફસુફ કરાવવાની યોજના--કેમ્બ્રીજ તરફ મુસાફરી--વતન ભૂમિમાં સ્કાટલાંડ તરફ મુસાફરી--પત્ની સાથે પત્રવ્યવહાર--ફ્રાંક્લિનને પોતાની ધારણા પાર પાડવામાં પડેલી મુશ્કેલીઓ--ડેનીએ પેન કુટુંબના હિત વિરૂદ્ધ મંજુર કરેલા કાયદા--તે સબંધમાં ઇંગ્લાંડમાં નિમાયલી કમિટિનો અભિપ્રાય--કમિટિનો અભિપ્રાય ફેરવવાને ફ્રાંક્લિને વાપરેલી યુક્તિ--ધારેલી મતલબ આખરે પાર પડી--દુશ્મનોના સબંધમાં ફ્રાંક્લિને જણાવેલા વિચાર--ઇંગ્લાંડમાં વધારે રોકાવું થયું--વસ્તી વધારવા વિષે ફ્રાંક્લિનના વિચાર--સંધિને માટે બૂમાટો--ભાડુતી લેખકો--કેનેડા ઇંગ્લાંડને હસ્તક રાખવા કરેલી સૂચના--સદ્‌ગુણી થવાની કળા વિષે લોર્ડ કેમ્સને લખેલો પત્ર...............૧૭૦--૧૮૬.

---

## પ્રકરણ ૨૦ મું.

### ઘેર પાછો આવી ફરી ઇંગ્લાંડ ગયો. --૧૭૬૨--૧૭૬૪.

ઓક્ષફર્ડ સર્વવિદ્યોત્તેજકાલય તરફથી ડી. સી. એલ. ની પદવી--

ફ્રાંકિલનનો પુત્ર ન્યુજર્સીનો ગવર્નર નિમાયો--ફિલાડેલ્ફિયા તરફ જવા નીકળ્યો--રસ્તામાં કરેલી શોધ અને અવલોકન--ઘેર આવ્યા પછી લોર્ડ કેમ્સને લખેલો પત્ર-મકાન બંધાવવાનો વિચાર--સાત વરસના ઝઘડાનો યૂરોપમાં અંત આવ્યો--અમેરિકામાં ઈંડિયન લોકો સાથે લડાઇ જારી રહી--જૉન પેન ગવર્નર નિમાયો--ઇન્ડિયન લોક વિરૂદ્ધ વિચાર--પેક્ષટનના ઘોડેસ્વારોએ કરેલી ઘાતકી કતલ--આ સબંધમાં ફ્રાંકિલને જણાવેલા વિચાર--મૈત્રી ધરાવનાર ઇન્ડિયનોનાં રક્ષણ સારૂ કરેલી તજવીજ--ગવર્નર પેનનું જાહેરનામું--પેન અને કાયદામંડળી વચ્ચે ઝઘડો--પ્રગણું ખાલસા કરવા તથા સ્ટાંપ કાયદો નહીં કરવા ફ્રાંકિલનને ફરીથી ઈંગ્લાંડ મોકલ્યો..........................................૧૮૬—૧૯૭.

---

## પ્રકરણ ૨૧ મું.

### સ્ટાંપ અને જકાત કાયદા સામે ઇંગ્લાંડમાં ચલાવેલી લડત.

૧૭૬૫—૧૭૬૬.

ગ્રેન્વિલની મુલાકાત--સ્ટાંપ આકટ સામે તેના આગળ બતાવેલી તકરારો--સ્ટાંપ આકટ પસાર થયો--પેન્સિલ્વેનિયા પ્રગણું ખાલસા કરાવવા ફ્રાંકિલને કરેલી તજવીજ--સ્ટાંપ આકટથી અમેરિકામાં થએલી અસર ફ્રાંકિલન સ્ટાંપ આકટ પસંદ કરે છે એવી ગેરસમજુત થવાનું કારણ અને તેનું પરિણામ--સ્ટાંપ આકટ વિરૂદ્ધ ઇંગ્લાંડનો પ્રજામત--નવું પ્રધાન મંડળ--પાર્લામેન્ટ આગળ ફ્રાંકિલનની જુબાની--જુબાનીમાં દર્શાવેલા વિચાર અમેરિકનોના જાણવામાં આવ્યા ત્યારે ફ્રાંકિલન વિરૂદ્ધ થએલી ગેર સમજુત દૂર થઇ--આખરે સ્ટાંપ આકટ રદ થયો--ફ્રાંકિલને પત્નીને લખેલો પત્ર હોલન્ડ તરફ મુસાફરી--સ્ટાંપ આકટ રદ થવાથી અમેરિકામાં ફેલાએલી ખુશાલી--સંસ્થાનોપર ઈંગ્લાંડની પાર્લામેન્ટનો હક જાહેર કરવાનો કાયદો--સ્ટાંપ કાયદો ફરી પસાર કરાવવાને ચાલેલી તજવીજ--પ્રધાનમંડળમાં ફેરફાર--જકાત કાયદો પસાર થયો--એ કાયદાથી અમેરિકામાં પ્રથમ પ્રમાણે અસંતોષ થવાનાં કારણ..........................................૧૯૭-૨૦૫.

---

## પ્રકરણ ૨૨ મું.

## ઇંગ્લાંડમાં રહી કરેલી દેશસેવા. ૧૭૬૭—૧૭૭૩.

ફ્રાન્સની મુસાફરી—સંસ્થાનિકો જકાત કાયદાની સામે થયા—બેદિલી થવાનાં કારણ ફ્રાંક્લિને લખી જણાવ્યાં—"ખેડુત" ના પત્ર—વર્તમાન પત્રોમાં લખાણ—પ્રધાનમંડળમાં ફેરફાર—લોર્ડ હિલ્સબરો—ફ્રાંક્લિનને ઇંગ્લાંડમાં જગો આપવા ચાલેલી તજવીજ—અમેરિકા જવાની તેની ઇન્તેજારી—જ્યોર્જીઆ, ન્યુજર્સે અને મસાચ્યુસેટ સંસ્થાનોએ ફ્રાંક્લિનને પોતાનો મુખત્યાર નિમ્યો—ફ્રાંક્લિનની પૈસા સબંધી સ્થિતિ—આર્થર લી—પ્રધાનમંડળનો બળાપો—દઢ રહેવાને ફ્રાંક્લિને સંસ્થાનોને આપેલી સલાહ—ફિલાડેલ્ફિયાના વેપારીઓને લખેલો પત્ર—મી. સ્ટ્રેહનને આપેલો જવાબ—ચહા શિવાય બીજી ચીજોપરથી પાર્લામેન્ટે જકાત કાઢી નાખી—અમેરિકનો વધારે જોસમાં આવ્યા—ફ્રાંક્લિનને પ્રધાનમંડળે આપેલી ધમકી—ફ્રાંક્લિનની દઢતા—હિલ્સબરોની મુલાકાત—એલીગેની પર્વતની પશ્ચિમે સંસ્થાનો સ્થાપવાની ફ્રાંક્લિનની યોજના—હિલ્સબરોનું રાજીનામું—લોર્ડ ડાર્ટમથ—મસાચ્યુસેટની અરજીઓ સાથે તેની મુલાકાત—મોટું રાજ્ય નાનું કરવાના નિયમો—પ્રુશિયાના રાજાનો ઢંઢેરો—આ લખાણોની અસર. ........................................૨૦૬—૨૧૯.

---

## પ્રકરણ ૨૩ મું.

## લંડનમાં અભ્યાસ અને ખાનગી જીંદગી.

ફ્રાંક્લિનનું લંડનનું ઘર—સેલી ફ્રાંક્લિનનું મી. બાખ સાથે લગ્ન—જમાઇને આપેલી શીખામણ—દોહિત્રને લાડ નહીં લડાવવા પોતાની પત્નીને આપેલી શીખામણ—ફ્રાંક્લિનની લોકોપયોગી કામ કરવા તરફ વૃત્તિ—પાસિફિક ટાપુઓમાં ખોરાક અને જાનવરો મોકલવા કરેલી હિલચાલ—અંગ્રેજી ભાષાની અનિયમિત જોડણી વિષે વિચાર—કુદરતનું અવલોકન—મદિરાની બાટલીમાં ડૂબેલી માખી જીવતી થઇ—આ સબંધમાં ફ્રાંક્લિને જણાવેલા વિચાર—ધૂણી ન થાય એવો ચૂલો—વિજળીના સળીઆ સબંધી કમિટિમાં મેમ્બર—ફ્રાંક્લિનના મિત્ર—નીતિનું બીજગણિત—આયર્લંડની મુસાફરી—પાણીપર તેલની અસરનો પ્રયોગ—ફ્રાંક્લિનનાં લખાણો........................................૨૧૯—૨૨૫.

---

## પ્રકરણ ૨૪ મું.

### હચિન્સનના કાગળો. ૧૭૭૪.

બોસ્ટનમાં લશ્કરી દાબ—એ સબંધમાં પાર્લામેન્ટના એક સભાસદ સાથે વાતચીત—હચિન્સન વગેરેના કાગળો—મી. કશીંગને લખેલો પત્ર—હચિન્સનના પત્રો અમેરિકામાં પ્રસિદ્ધ થયા—હચિન્સન અને ઓલિવરને બરતરફ કરવાની અરજી—ટોમસ ઉવેટલી અને ટેમ્પલ વચ્ચે દ્વંદ્વ યુદ્ધ—પત્રો શી રીતે અમેરિકા ગયા તે સબંધમાં ફ્રાંક્લિને કરેલો ખુલાસો—ફ્રાંકલિનપર ટોમસે કરેલો દાવો—હચિન્સન અને ઓલિવરને બરતરફ કરવાની અરજી બાબત પ્રીવિકાઉન્સીલ આગળ ચાલેલી તપાસ—અરજી સબંધી ચાલતા ગપાટાની ફ્રાંકલિને કરેલી નોંધ—પ્રીવિ કાઉન્સીલ આગળ ચાલેલા કામનો હેવાલ—કાયદામંડળીની અરજ નામંજુર થઇ—ડેપ્યુટિ પોષ્ટ માસ્તર જનરલના હુદ્દા ઉપરથી ફ્રાંકલિન બરતરફ થયો—કાઉન્સીલના ઠરાવથી અમેરિકામાં થએલી અસર–હચિન્સનનું રાજીનામું...૨૨૬—૨૩૫.

---

## પ્રકરણ ૨૫ મું.

### અમેરિકા પાછા જવું. ૧૭૭૪—૧૭૭૫.

અમેરિકા પાછા જવાનો ઠરાવ કરી તે થોડો વખત બંધ રાખવાનાં કારણ–મી. ક્વિન્સિના પુત્રનું અમેરિકાથી લંડન આવવું–ફ્રાંકલિનની પત્નીના મરણની ખબર—ફ્રાંકલિનની પત્નીના ગુણ—સંસ્થાનોને પહેલી કોંગ્રેસે રાજા તરફ મોકલેલી અરજી—ગેલોવેની દરખાસ્ત સંબંધી ફ્રાંકલિનના વિચાર—ફ્રાંક્લિને વર્તેલું ભવિષ્ય—લોર્ડ ચેધામની મુલાકાત—ફ્રાંક્લિનના વિચાર જાણવાને પ્રધાનમંડળે ચલાવેલી છૂપી તજવીજ–મીસીસ હો, દાક્તર ફોધરગીલ અને ડેવિડ બાર્કલિ સાથે ફ્રાંકલિનને થએલી વાતચીત—ફ્રાંકલિને તૈયાર કરેલી સમાધાનની શરતો--લોર્ડ હોની મુલાકાત—લોર્ડ ચેધામે પાર્લામેન્ટમાં કરેલી દરખાસ્ત—ફ્રાંકલિન વિષે લોર્ડ ચેધામનો અભિપ્રાય—ફ્રાંકલિનની દઢતા-ઘેર પાછા જવું..................૨૩૫—૨૪૫.

---

## પ્રકરણ ૨૬ મું.

### અમેરિકામાં રાજકીય ઊથલપાથલ. ૧૭૭૫—૧૭૭૬.

કોંગ્રેસનો સભાસદ નિમાયો—કોંગ્રેસમાં ચાલેલું કામ—લશ્કર બચાવને માટે તૈયારીઓ—રાજાને અરજી–સંરક્ષણ કમિટિના સભાસદ તરિકે

ફ્રાંકિલન પેન્સિલ્વેનિયાના બચાવની તૈયારીઓ કરવામાં મદદ કરે છે—એકત્ર થવાની યોજના પડી ભાંગી—કોંગ્રેસમાં કરેલી સેવાઓ—કોંગ્રેસે નિમેલી કમિટિના સભાસદ તરિકે જનરલની છાવણીમાં કેમ્બીજ જાય છે—પરદેશ સાથે છૂપો પત્રવ્યવહાર રાખવા નિમાયલી કમિટિના સભાસદ તરિકે કામ—કોંગ્રેસ તરફથી કેનેડા જવું—સ્વતંત્રતા જાહેર કરવાનો ઠરાવ—વાર્તાઓ—પેન્સલ્વેનિયાનું રાજ્યબંધારણ સુધારવાને નિમાયલી કમિટીનો પ્રમુખ—એક કાયદામંડળી રાખવા બાબત તેના વિચાર—સંસ્થાનદીઠ એકમત આપવાના રિવાજ સામે થવું—લોર્ડ હો સાથે પત્રવ્યવહાર અને તેની ભેટ—ફ્રાન્સના દરબારમાં અમેરિકાનો એલચી નિમાયો—કોંગ્રેસને નાણું ધીરે છે....................................૨૪૫—૨૫૯.

## પ્રકરણ ૨૭ મું.

### ફ્રાન્સના દરબારમાં એલચી. ૧૭૭૬—૧૭૭૭.

ફ્રાન્સ તરફ મુસાફરી—નાન્ટઝ આવી પહોંચ્યો—પારિસ જઇ પેસે ગામમાં મુકામ કર્યો—ફ્રાન્સમાં મળેલો આવકાર—તેના નામની અસર તેની છબીઓ, પુતળાં અને ચિત્રો—કાઉન્ટ ડી વરગેનની મુલાકાત—ફ્રાન્સ દરબાર તરફથી પૈસાની મદદ—અમેરિકામાં લડાઇનો સામાન મોકલ્યો સામાન માટે કંટ્રાકટ—યુરોપના રાજ્યો સાથે કોલકરાર કરવાની વિરૂદ્ધ ફ્રાંકિલનનો અભિપ્રાય—લોર્ડ સ્ટોરમન્ટ—અમેરિકન—લશ્કરમાં નોકરી માટે પરદેશી અમલદારોની અરજ—લાફે—અમેરિકા સાથે કોલકરાર કરવામાં ફ્રાન્સની ઢીલના કારણો—એ બાબતની કાઉન્ટ ડી વરગેનની મુલાકાત—વેપાર અને દોસ્તીના કોલકરાર—મદદ કરવ ના કોલકરાર—ફ્રાંકિલન અને એલચીમંડળના બીજાઓની રાજા સાથે મુલાકાત.........૨૫૯—૨૭૩.

## પ્રકરણ ૨૮ મું.

### ફ્રાન્સમાં કુલ અખત્યારી એલચી તરીકે. ૧૭૭૮–૧૭૭૯.

ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઇની તૈયારીઓ—એમ જીરેલ્ડ—જોન આડમ્સ—ઇંગ્લાંડ અને અમેરિકા વચ્ચે સમાધાન કરાવવાની ઇંગ્લાંડની છૂપી તજવીજ—હટન—પુલ્ટને—હાર્ટલી—છૂપો દૂત—ફ્રાંકિલનના મિત્રો—વોલ્ટેરની મુલાકાત—કુલઅખત્યારી એલચી નિમાયો—તેને પાછો બોલાવવા-

ને તેના દુશ્મનોની ખટપટ—આર્થર લી-રાલ્ફ ઇઝાર્ડ—સર વિલિયમ જોન્સ પારિસ મળવા આવ્યો—કેપ્ટન કુકનું વહાણુ નહીં પકડવાને સમજુત—પરવાના આપવા—પોલ જોન્સ—મારકિવસ ડી લાફે—સર હમ્ફ્રી ડેવી—ફ્રાંક્લિનનાં રાજકીય અને પરચુરણ લખાણોની મી. વોગને પ્રસિદ્ધ કરેલી આવૃત્તિ.........................................૨૩૭—૨૮૭.

---

## પ્રકરણ ૨૯ મું.

### ફ્રાન્સમાં કુલ અખત્યારી એલચી તરીકે જારી. ૧૭૮૦—૧૭૮૧.

ફ્રાન્સમાં કુલઅખત્યારી એલચી તરીકે જારી-ફ્રાન્સનું લશ્કર અમેરિકા મોકલવું—લાફે—યૂરોપના ઉત્તર તરફના દેશોએ લડાઇમાં ભાગ નહીં લેનાર દેશનાં વહાણુ નહીં પકડવા કરેલો ઠરાવ—ખાનગી વહાણોને સમુદ્ર પર લૂટફાટ કરવાની પરવાનગી આપવા સબંધી ફ્રાંક્લિનના વિચાર—આડમ્સ અને વરગેન વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર—એ સબંધમાં ફ્રાંક્લિનનો અભિપ્રાય—દુશ્મનોના આરોપ અને તેનો રદિયો—ફ્રાંક્લિનને પાછો બોલાવવાની ખટપટ—ફ્રાંક્લિન વિષે કાઉન્ટ વરગેનનો અભિપ્રાય—તેના હુદ્દાનાં અસંખ્ય કામો—કર્નલ જોન લૉરેન્સ—ફ્રાંક્લિન રાજીનામું આપવાનો ઇરાદો જણાવે છે—હાર્ટલિની મારફતે સલાહને માટે ઇંગ્લાંડની નવી સૂચનાઓ—ફ્રાંક્લિને આપેલો જવાબ—પૈસે અને ઓટીલમાં ફ્રાંક્લિનના મિત્રો—મેડમ બ્રીલન હેલ્વેશિયસ.........................૨૮૭—૨૯૮.

---

## પ્રકરણ ૩૦ મું.

### ઇંગ્લાંડે યુનાઇટેડ સ્ટેટ્સની સ્વતંત્રતા કબુલ કરી. ૧૭૮૨-૮૩.

સલાહ કરવાની ભાંજગડ- એ સબંધમાં પાર્લામેન્ટમાં ચાલેલી તકરાર—પ્રધાનોમાં ફેરફાર—શી રીતે ભાંજગડ કરવી એ બાબત ફ્રાંક્લિન સાથે વિચાર કરવા ઓસ્વોલ્ડનું પારિસ જવું—ગ્રેન્વિલ્લનું અધિકારપત્ર ફ્રાંક્લિને નાપસંદ કર્યું—ફોક્ષ—શેલબર્નની કારકિર્દી—ફિટ્ઝ હરબર્ટ—અમેરિકા સાથેની શરતો નક્કી કરવા ઓસ્વોલ્ડનું આવવું—સલાહની અવશ્યની અને ઇચ્છવાલાયક શરતો ફ્રાંક્લને બતાવી—ભાંજગડ—સ્વતંત્રતા, હદ અને માછલા પકડવાનો હક્ક—રાજાના પક્ષવાળાને નુકશાની અપા-

વવાની ખટપટ—લડાઇમાં અમેરિકનોને થએલા નુકશાનનો બદલો અપાવવાને ફ્રાંક્લિનની દરખાસ્ત—શરતો નક્કી થઇ—સહી થઈ—કોંગ્રેસે મંજુર રાખી..........૨૯૮—૩૦૫.

---

## પ્રકરણ ૩૧ મું.

### અમેરિકા પાછા જવું. ૧૭૮૨—૧૭૮૪.

ફ્રાન્સ દરબારને ખબર આપ્યા વગર સલાહની શરતો નક્કી કરી—તેનાં કારણ—વહેમ—હદો મુકરર કરવા સબંધી અને માછલાં પકડવાના હક્ક સબંધી ફ્રાંક્લિન વિષે ખોટી અફવા—દેવું પતાવવાનો ઠરાવ—સ્વિડન સાથે કોલકરાર—ઈંગ્લાંડ સાથે છેવટનું તહનામું મંજુર થયું—ફ્રાંક્લિનનો બોધ—પ્રાણવિનિમયના ખરાપણાની શોધ કરવાની કમિટિમાં નિમાયો—અમેરિકા પાછા જવાની અરજ કોંગ્રેસે સ્વિકારી—તેની જગો જાફરસનને આપી—પ્રુશિયા સાથે કોલકરાર—ઘેર જવાની ફ્રાંક્લિનની તૈયારી—પેસેથી હાર્વ ડીગ્રેસ સુધીની મુસાફરી—સાઉથામ્પટનથી ઉપડી ફિલાડેલ્ફિયા આવવું--મુસાફરીમાં લખેલા નિબંધ—માનપત્રો..........૩૦૫—૩૧૩

---

## પ્રકરણ ૩૨ મું.

### પેન્સિલ્વેનિયાનો પ્રમુખ ૧૭૮૫—૧૭૯૦.

મુસાફરીથી તંદુરસ્તીમાં સુધારો—પેન્સિલ્વેનિયાની રાજમંડળીમાં સભાસદ—પેન્સિલ્વેનિયાના પ્રમુખ—પેન્સિલ્વેનિયાની આબાદી—ફ્રાંક્લિનની ઘરસંસારી સ્થિતિ—યુનાઇટેડ સ્ટેટ્સનું રાજ્યબંધારણ સુધારવા ફિલાડેલ્ફિયામાં મળેલી સભામાં નિમાયો—ફ્રાંક્લિનની ભાષણ કરવાની રીત—સભામાં દરરોજ પ્રાર્થના કરવાની દરખાસ્ત—આખર અવસ્થામાં ધર્મ સબંધી વિચારો—માનના હુદ્દેદારોએ પગાર નહીં લેવા બાબત ફ્રાંક્લિનના વિચાર—કાન્સ્ટિટ્યુશન—સભામાં છેવટનું ભાષણ—ઉગતા સૂર્યનું ચિત્ર—ફિલાડેલ્ફિયામાં ઉત્સવ—બટલર પાદરીની નિત્યનોંધમાંથી ફ્રાંક્લિનની મુલાકાત સંબંધી લખાણનો ઊતારો—હિસાબ નક્કી કરવા તરફ અને ફ્રાંક્લિનનો ઉપકાર માનવા તરફ કોંગ્રેસનું દુર્લક્ષ—ફ્રાંક્લિનનો ઉદ્દાર વિચાર—દુર્લક્ષની ખુલાસો—ગ્રીક અને લેટિન ભાષા શીખવા સબંધી વિચારો—જીંદગીના છેલ્લા વરસમાં કરેલાં કામ..........૩૧૪—૩૨૮.

---

પ્રકરણ ૩૩ મું.

આખર દિવસ.

ફ્રાંક્લિનની તબીયત—જયોર્જ વોશિંગ્ટનને લખેલો પત્ર—તેની સાથે મિત્રાચારી—મંદવાડ અને મરણનો હેવાલ—દાક્તર રશનો પત્ર—મીસીસ મેરી હ્યુસનના પત્રમાંથી ઊતારા—શબ કબરસ્તાનમાં લેતી વખતે મળેલો લોકોનો જમાવ—કોંગ્રેસે પાળેલો શોક—ફ્રાન્સમાં પાળેલો શોક—ફ્રાંક્લિનનો દેખાવ.—ફ્રાંક્લિનનું વિલ—દવાખાનાને બક્ષીસ આપેલું લહેણું—કારીગરોને મદદ આપવાની યોજના—ફ્રાંક્લિનનો પરિવાર—મરણ પછી મળેલાં માન—બોસ્ટનના શહેરીઓએ એના માબાપની કબર દુરસ્ત કરાવી—૧૮૫૬ માં ફ્રાંક્લિનનું બાવલું ખુલ્લુ મુકતી વખતે નીકળેલો વરઘોડો—ભાષણ—મિજબાની—ફ્રાંક્લિનના લખાણોની સંપૂર્ણ આવૃત્તિ.........૩૨૯—૩૩૯.

પ્રકરણ ૩૪ મું.

ચારિત્રનું મનન.................................૩૩૯—૩૪૪.

# બેન્જામિન ફ્રાંકિલનનું

## જીવન ચરિત્ર.

---

### પ્રકરણ ૧ લું.

#### બાળપણ—૧૭૦૬ થા ૧૭૧૮.

ફ્રાંક્લિનનો બાપ જોશીઆ—તેનું અમેરિકા જઈ વસવું—પહેલી સ્ત્રીનું ગુજરી જવું—ફરીથી લગન કરવું—પિટર ફોલજર—તેની દીકરી અબ્બઆ—જોશીઆની લાયકી—છોકરાં—ફ્રાંક્લિનનો જન્મ—બહોળા કુટુંબમાં ઉછરવાના ફાયદા—જોશીઆનો વાતચીતનો શોખ—બેન્જામિન કાકો—તેનો પત્રવ્યવહાર—ફ્રાંક્લિનપર અસર—મોંઘા મૂલ્યનો પીસુડો—પથ્થરનો ડક્કો—ફ્રાંકિલન શાળામાં—દશ વર્ષની ઉમરે બાપના રોજગારમાં—તરવાનો શોખ—બેન્જામિન કાકાનું અમેરિકા આવવું—ફ્રાંક્લિનનો વાંચવાનો શોખ—ન્હાનપણમાં વાંચેલાં પુસ્તકો—બાલ્યાવસ્થામાં ધર્મ—બોસ્ટન તરફ પ્યાર.

---

બેન્જામિન ફ્રાંક્લિનનો બાપ જોશીઆ ફ્રાંકિલન ઇંગ્લાંડના નોર્થમ્પ્ટન પ્રગણામાં આવેલા એકટન ગામમાં ૧૬૫૫ માં જન્મ્યો હતો. તે રંગરેજનો ધંધો શીખ્યો હતો અને એજ ધંધો ઑક્ષફર્ડ પ્રગણાનાં બેનબરી ગામમાં કરતો હતો. અહિં ૨૧ વર્ષની વયે તે પરણ્યો. તેનો ભાઇ બેન્જામિન પણ એજ ગામમાં એક પાદરીની દીકરી વેરે પરણ્યો. બન્ને ભાઇઓ વચ્ચે હેત ઘણું હતું. અને તે આખર સુધી ટકી રહ્યું હતું.

આ વખતે ઈંગ્લાંડમાં બીજો ચાર્લસ રાજા રાજ્ય કરતો હતો. આ રાજાના વખતમાં રાજ્યધર્મથી જૂદા પડનાર લોકોપર ઘણો જૂલમ થતો હતો. ફ્રાંકિલનનું કુટુંબ પહેલેથી પ્રોટેસ્ટંટ ધર્મ પાળતું હતું. પરંતુ એક વખત રાજ્યધર્મથી જુદા મત પ્રમાણે ચાલનારા કેટલાક ધર્મગુરૂઓને

નોર્ધમ્પ્ટન પ્રગણામાંથી કાઢી મૂકવામાં આવ્યા હતા, તેમનો મત જોશીઆ અને ફ્રાંકિલનના કાકાએ અંગીકાર કર્યો અને તેમના મરણ પર્યંત એ પંથમાં રહ્યા. આ પંથવાળાને ભેગા મળવાને કાયદાથી મનાઇ કરી હતી. તેમની મંડળીઓ જબરાઇથી વિખેરી નાંખવામાં આવતી હતી અને તેમના પર ડગલે ડગલે જૂલમ ગુજારવામાં આવતો હતો. આથી કંટાળીને કેટલાક સાહસિકોએ ઇંગ્લાંડ દેશ છોડી અમેરિકા જવાનો ઠરાવ કર્યો. સ્વતંત્રતાથી પોતાના મનને ગમતો ધર્મ પાળવાની આશાએ બેન્જામિન ફ્રાંકિલનનો બાપ જોશીઆ પણ આ લોકના મતને મળતો થયો, અને આશરે ૧૬૮૨ માં પોતાની સ્ત્રી અને ત્રણ છોકરાં સાથે અમેરિકા જવા નીકળ્યો.

અમેરિકામાં બોસ્ટન શહેરમાં જોશીઆ જઇ વસ્યો. બોસ્ટન શહેર સ્થાપન થયાને તે વખતે ૫૬ વરસ થયાં હતાં, અને તેમાં છ કે સાત હજારથી વધારે વસ્તી નહોતી. આટલી થોડી વસ્તીવાળા શહેરમાં રંગરેજનો ધંધો સારી રીતે ન ચાલવાથી તે છોડી દઇ સાબુ અને મિણબત્તિ બનાવવાનો ધંધો જોશીઆએ કરવા માંડ્યો. આ ધંધામાં તેની મહેનતના પ્રમાણમાં હેને ઠીક પરવડવા લાગ્યું. તેની પાસે બે પૈસા થતા ગયા તેમ તેનો પરિવાર પણ વધવા લાગ્યો. થોડા વખતમાં તેને ચાર નવાં છોકરાં થયાં સૌથી મોટો જેમ્સ થોડા વખત પછી છાનો માનો માબાપને મૂકીને દેશાવર જતો રહ્યો, અને ઘણા વર્ષ સુધી તેનો પત્તો લાગ્યો નહીં. જોશીઆ ફ્રાંકિલનની ૩૫ વર્ષની ઉમરે તેની સ્ત્રી છ નાનાં છોકરાં મૂકીને મરી ગઇ. તેની પાસે રહેલાં છોકરાંમાં સૌથી મોટાની ઉમર માત્ર અગિયાર વર્ષની હતી. ધંધાદારી માણસ, અને વળી નાનાં છોકરાં વાળો, તેથી જેમ બને તેમ વહેલું ફરીથી લગ્ન કરવું એજ જોશીઆને ઠીક લાગ્યું. પિટર ફોલજર નામના એક ગૃહસ્થની દીકરી અબીઆને તેણે પસંદ કરી અને તેની સાથે પરણ્યો. પિટર ફોલજર એક વિદ્વાન અને ધર્મિષ્ટ સજ્જન હતો અને ઇંગ્લાંડથી પ્રથમ આવી વસનારાઓમાંનો એક હતો. અમેરિકાની દેશી ભાષાઓમાંની કેટલીકનો તેણે સારો અભ્યાસ કર્યો હતો અને દેશી છોકરાંને વાંચતાં લખતાં શીખવવામાં તે પોતાનો વખત ઘણું કરીને ગાળતો. માપણીનું કામ તે કરી જાણતો અને તેથી હદ નક્કી કરવામાં તે નવા આવી વસનારાઓને ઘણો કામ આવતો. પિટર ફોલજરની દીકરી અબીઆ ૨૨ વર્ષની હતી અને આવા પ્રખ્યાત ગૃહસ્થની દીકરી છતાં તેણે

જોશીઓ સાથે પરણુવા કબુલ કર્યું. જોશીઆ ફ્રાંક્લિન સારો દેખાવડો ડાહ્યો, ગુણિયલ અને મળતાવડો હતો. તેના જેવા ૩૬ વર્ષની પાકી વયે પહોંચેલા, છ છોકરાંવાળા, મિણબત્તિ બનાવનારની સાથે પરણુવાને અબી-આએ કબુલ કર્યું એજ દેખાડે છે કે જોશીઆમાં કાંઇ અસાધારણ લાયકી હોવી જાઇએ. જોશીઆને થોડું ચિત્ર વિદ્યાનું જ્ઞાન હતું, તેને સારંગી વગાડતાં આવડતી તેમજ તેનો કંઠ પણ મધુર હતો. સાંજે પોતાના કામ-પરથી આવીને તે સારંગી હાથમાં લેતો અને તેની સાથે તેના મધુર રાગ વડે ઘરમાં ગવાતાં ગીતો અને લાવણીઓ ગાતો; તેનું મન ચંચળ, જીજ્ઞાસુ અને મળતાવડું હતું. વિદ્વાન માણસોને પોતાને ઘેર જમવા નોતરવાનું અને તેમની સાથે વાતો ચીતો કરવાનું તેને બહુ ગમતું. આખા ગામમાં તે ડાહ્યા અને ઠરેલ માણસ તરીકે ઓળખાતો અને તેની સલાહ તેના પાડોશીઓ તેમજ ગામના બીજા લોકો ઘણી વાર માગતા. એનું દિલ ભોળું હતું અને તે પોતાના ધંધામાં એકાગ્ર અને ઉદ્યોગી હતો. આવા પુરૂષને અબીઆ પસંદ કરે તેમાં કંઇ અજાયબ જેવું નહોતું.

અબીઆ સાથેના લગ્નથી જોશીઆને દશ છોકરાં થયાં. તે પૈકી આઠમો, અને બન્ને સ્ત્રીઓના મળી એકંદર સત્તર છોકરાંમાં પંદરમો આ ચરિત્રનો પ્રધાન પુરૂષ બેન્જામિન ફ્રાંક્લિન હતો. ફ્રાંક્લિનનો જન્મ સન ૧૭૦૬ ના જાનેવારી માસની તારીખ ૬ ને રવીવારને દિવસે થયો. એ અરસામાં એનો બાપ દેવળથી વીસ વારને છેટે મિલ્ક સ્ટ્રીટમાં રહેતો હતો ફ્રાંક્લિનનો જન્મ થયો તેજ દહાડે તેનો બાપ તેને દેવળમાં લઇ ગયો અને ત્યાંના ધર્મ ગુરૂ દાકટર વિલર્ડ પાસે તેને બાપટીઝમ અપાવ્યું. ઇંગ્લાં-ડમાં રહેલા તેના કાકા બેન્જામિનના નામ પરથી તેનું નામ પણ બેન્જામિન પાડયું. નાના બેન્જામિનના જન્મ પછી તેના બાપે ઘર બદલ્યું અને હાનોવર તથા યુનિયન મહેલ્લાઓના ખુણા પર આવેલા એક નાના પણ સવડવાળા લાકડાથી બાંધેલા ઘરમાં રહેવા ગયો. તેની જીંદગીના બા-કીના ભાગમાં તે આજ ઘરમાં રહ્યો અને આજ ઘરમાં બેન્જામિન ફ્રાંકિ ન-ની બાલ્યાવસ્થા ગઇ. ઘણાં છોકરાંવાળા કુટુંબમાં ઊછરવું એ એક મોટો ફાયદો છે, કારણ કે તેથી ઘરમાંજ રમત ગમત મળે છે અને શેરીના છોકરાં સાથે મળી તેમના દુર્ગુણનો ચેપ લાગવાનું બનતું નથી. વળી પોતે એકલો લાડકવાયો નથી પણ તેના જેવા બીજા છે એવી લાગણી હમેશ રહેવાથી સ્વાર્થી અને એકલપેટો સ્વભાવ થતો નથી. આ ફાયદો

બેન્જામિન ફ્રાંકિલનને મળ્યો. ભાઇ અને બહેનો મળીને બાર જણુ સાથે જમવા બેસવાનું ઘણી વાર બનતું. તેમને રહેવાનું ઘર તો નાનું હતું પણ ખાવા પીવાનું અને પહેરવાને જોઇએ તેટલું હતું. માબાપ વચ્ચે કે ભાઇ બહેનો વચ્ચે કજીઆ ભાગ્યેજ થતો. સૌ સંપ સંપી રહેતાં અને એક બીજા પર હેત રાખતાં.

જોશીઆ ફ્રાંકિલન જમતી વખતે હમેશ જ્ઞાન અને રમુજની વાતો કાઢતો. આથી એનાં છોકરાંને સારો લાભ થયો. જમવામાં શુ શું ચીજો છે અને સ્વાદિષ્ટ છે કે નહીં એ તરફ તેમનું લક્ષ ન રહેતાં સાંભળવામાં રહેતું. આત્મ ચરિત્રમાં બેન્જામિન ફ્રાંકિલન કહે છે કે " મારા આગળ શું જમવાનું મૂકયું છે તે વિષે હું એટલો બેદરકાર રહેવાને શીખ્યો છું કે હું શું જમ્યો ને જમ્યાબાદ થોડા કલાક પછી કહી શકું નહીં. મુસાફરીમાં આથી મને દુઃખી થવું પડતું નહીં. મારા સોબતીઓ સારૂં સારૂં ખાવાને શીખેલા હોવાથી સારો ખોરાક ન મળે તો ઘણી વખત મુંઝાતા, પણ હું તો તેને જરાએ લેખવતો નહીં. "

જોશીઆનો ભાઇ બેન્જામિન ઇગ્લાંડમાં રહ્યો હતો, તે જોશીઆ જેવો સુખી થયો નહીં. એનામાં સારા ગુણ હતા અને એ સગાં અને સ્નેહીઓ પર સારો ભાવ રાખતો પરંતુ એનીપર એક પછી એક ઘણી આફતો ગુજરી, તેની સ્ત્રી અને નવ છોકરાં એક પછી એક મરણ પામ્યાં. એનો ધંધો પણ બરાબર ચાલ્યો નહીં. એનો સ્વભાવ હસમુખો હતો અને વાંચવાનો તથા જોડકણાં જોડવાનો એને શોખ હતો. તેથી સર્વ દુઃખ સહન-શીલતાથી તે ખમી શકયો. ચોપાનિયાં અને વ્યાખ્યાનોનો સંગ્રહ કરવાનો એને સારો શોખ હતો. પોતાના ભાઇ જોશીઆને ઘેર પોતાનો નામરાશી છોકરો થયો છે એમ જાણી એને ઘણો હરખ થયો. બન્ને ભાઇઓ વચ્ચે પત્રવ્યવહાર નિયમિત રીતે ચાલતો. બેન્જામિન કાકો તેના ભત્રીજા નાના બેન્જામિનને માટે પોતાના પત્રોમાં વારંવાર રમુજી કવિતા લખતો. બેન્જામિન-ની કેળવણીની શરૂઆત આ પત્રોથી થઇ, એ અરસામાં ઉત્તર અમેરિકામાં અંગ્રેજ અને ફ્રેન્ચ લોકો વચ્ચે લઢાઈ ચાલતી હતી; બોસ્ટનમાં લશ્કરની આવજા થતી હતી અને લઢાઈનાં બાંધકામ ચાલતાં હતાં. નાના છોકરાઓની પેઠે સ્વાભાવિક રીતે બેન્જામિનને આથી ગમત પડતી અને તેથી તે ખુશી થતો. આ વાત તેના કાકાને ખબર પડવાથી "તેના લઢાઇ-ખોર વલણની વાત સાંભળીને" કાકાએ લઢાઇનાં માઠાં પરિણામની ચેતવણી

તરીકે થોડી કવિતા લખી મોકલી. આ વખતે ફ્રાંકલિન સાડાચાર વર્ષનો હતો. આઠ દિવસ પછી બેન્જામિન કાકાએ બીજી કવિતા મોકલી અને તેમાં સદ્‌ગુણી થવાને નાના બેન્જામિનને સહેલી અને સાદી ભાષામાં અસરકારક બોધ કર્યો. પોતાના નાના ભત્રીજાને બેન્જામિન કાકો દરેક વહાણમાં ગદ્ય કે પદ્યમાં પત્ર મોકલતો. કાકા તરફથી વારંવાર કવિતા આવવાથી નાના બેન્જામિનને પણ કવિતા લખવાનું મન થઇ આવતું. એક વખત, સાત વર્ષની ઉમરે તેણે કવિતા જેવું કંઈ ભાગુ તુટુ કાકા તરફ લખી મોકલ્યું. આ પત્ર વ્યવહાર નવ વર્ષની ઉમર સુધી ચાલ્યો. અને તેથી ફ્રાંકલિનની બુદ્ધિ ખિલવામાં સારી મદદ મળી.

ફ્રાંકલિનની બાલ્યાવસ્થામાં બનેલી એક બે બીના જાણવા જેવી છે. આત્મ ચરિત્રમાં તે કહે છે કે " જ્યારે હું સાત વર્ષનો નાનો છોકરો હતો ત્યારે એક તહેવારને દિવસે મારા કોઇ મિત્રોએ મને કાંઇ તાંબા નાણું આપ્યું, તે લઇને હું એક રમકડાં વેચનારની દુકાન ભણી ગયો. રસ્તામાં એક છોકરાના હાથમાં પીસુડો મારા જોવામાં આવ્યો અને તેથી મારૂં મન એટલું મોહિત થઈ ગયું કે મારા ગજવામાં બધા પૈસા આપીને મેં તે લીધો. ઘેર આવી મારા પીસુડાથી ખુશી થઈ આખા ઘરમાં પીસુડો વગાડી મેં દોડાદોડ કરી મૂકી; અને ઘરના સઘળાં માણસના કાન ફોડી નાખ્યા. પીસુડાની મેં શું કિમ્મત આપી છે એ વાત જ્યારે મારા ભાઇ બહેન વગેરેના જાણવામાં આવી ત્યારે તેઓએ મને જણાવ્યું કે તેની ખરી કિમ્મત કરતાં મેં ચાર ગણી વધારે આપી છે. એ વધારાના પૈસાથી કેવી કેવી સારી ચીજો ખરીદી શકાત એ તરફ મારૂ ધ્યાન ખેંચી મારી બેવકુફી તરફ બધાં એટલાં હસવા લાગ્યાં કે મને રોવું આવી ગયું; અને પીસુડાથી મને આનંદ થયો હતો તેના કરતાં તેના સંબંધી વિચારથી વધારે ખેદ થયો. આથી મને આગળપર ઘણો ફાયદો થયો. જ્યારે કોઇ નકામી ચીજ લેવાનું મને મન થતું ત્યારે હું મારા મનને કહેતો કે "તારા પીસુડાની ગજા કરતાં વધારે કિમ્મત આપીશ નહીં ' અને તેથી મારો પૈસો બચતો.

બીજી વાત એવી છે કે બોસ્ટન શહેરની પાસે એક તળાવડામાં ફ્રાંકલિન અને તેના ગોઠીઆઓ માછલાં પકડવા જતા હતા. છોકરાંની દોડાદોડથી તથા પાણી ઓછુ થઇ જવાથી કિનારા પાસે ઘણો કાદવ થયો હતો. છોકરાઓને ઉભા રહેવાને ડક્કો બાંધવાનું ફ્રાંકલિને સુચવ્યું અને

તે કામ માટે, પાસે એક ઘર બંધાતું હતું તેના પથરાના ઢગલાનો ઉપયોગ કરવાને ભલામણ કરી. સાંજે કારીગરો ઘેર ગયા ત્યારે છોકરાઓ ભેગા કરી થોડા વખતમાં ફ્રાંકિલને ડક્કો બાંધ્યો. બીજે દહાડે પથરાના માલેકને ખબર પડી, ગુન્હેગાર પકડાયો અને તેના બાપે તેને સજા કરી. કરેલું કામ ઉપયોગી છે એવી દલીલ ફ્રાંકિલને બતાવી પરંતુ તેના બાપે એ દલીલ ન સ્વિકારતાં તેની ખાત્રી કરી કે જે કામ પ્રમાણિકપણે કર્યું નથી તે ખરેખરૂં ઉપયોગી કહેવાય નહીં.

બેન્જામિન ફ્રાંકિલનના મોટા ભાઈઓને જૂદા જૂદા ધંધા શીખવાને મૂકયા હતા પણ એનામાં વાંચવાનો શોખ માલમ પડવાથી એને આઠ વર્ષની ઉમરે બોસ્ટનની વ્યાકરણ શાળામાં ભણવા બેસાડયો. ફ્રાંકિલનના બાપનો વિચાર એને પાદરી બનાવવાનો હતો અને એનો કાકો પણ એ વિચારને મળતો હતો. શાળામાં બેઠાને એક વર્ષ પુરૂં થયું નહીં એટલામાં તો ફ્રાંકિલને વર્ગનો પેહેલો નંબર લીધો અને થોડા વખતમાં તેને ઉપલા વર્ગમાં ચઢાવવાનો હતો પરંતુ એના બાપને એમ લાગ્યું કે પાઠશાળાની કેળવણી આપવાનું મારૂં ગજું નથી, પાઠશાળાની કેળવણી કરતાં વ્યવહારોપયોગી કેળવણીથી મારા જેવાનાં છોકરાંને વધારે ફાયદો છે, તેથી એને એ શાળામાંથી ઉઠાડી લીધો. અને જ્યોર્જ બ્રાઉનેલ નામના પ્રખ્યાત મહેતાજીની શાળામાં દસ્કત અને ગણિત શીખવાને બેસાડયો. દસ્તક અને ગણિત શીખવવામાં બ્રાઉનેલ મહેતાજી એક્કો હતો પરંતુ એની શાળામાં એક વર્ષ રહ્યો તોપણ ફ્રકિલનને ગણિત આવડયું નહીં. દસ વર્ષની વયે ફ્રાંકિલનને તેના બાપે આ શાળામાંથી પણ ઉઠાડી લીધો અને પોતાના ધંધાના કામમાં નાંખ્યો. મિણબત્તિની દીવેટો કાપવાનું, ફારમો ભરવાનું, દુકાનપર બેસવાનું અને ફેરોફાંટો ખાવાનું કામ તેને સોંપ્યું. ફ્રાંકિલનને આ પસંદ નહોતું અને તેથી તે બહુ કામ કરતો નહીં. તેને બોધ આપવાને તેનો બાપ સોલોમનનાં વચન વારે વારે કહી સંભળાવતો "તું કોઈ માણસને તેના ધંધામાં ઉદ્યોગી જુએ છે ! એવો માણસ રાજા પાસે ઉભો રહેશે, હલકા માણસો પાસે ઉભો રહેશે નહીં" ૫૦ વરસ પછી ફ્રાંકિલનને રાજા લોકો પાસે ઉભા રહેવાનો એટલુંજ નહીં પણ સાથે બેશીને જમવાનો વખત આવ્યો ત્યારે આ બોધ તે યાદ કરતો

ફ્રાંકિલનને પાણીમાં તરવાનો તથા હોડીમાં બેસી ફરવાનો ઘણો શોખ હતો. તરવાના સઘળા દાવ તે નાનપણથી શીખ્યો હતો. એક બે

નવી અને સહેલી રીતો પણ તેણે શોધી કાઢી હતી. એક વખત એક તળાવના કિનારાપર ફ્રાંકિલન પતંગ ચકાવતો હતો. પતંગ સારી પેઠે ઊંચે ચઢયા પછી દોરીને છેડો એક ઝાડ સાથે બાંધીને તે પાણીમાં તરવા પડયો. થોડું તર્યા પછી બહાર નીકળી, પતંગ છોડી દોરીનો છેડો હાથમાં રાખી ફરી પાણીમાં પડયો. પાણીની સપાટીપર પડયા રહી પતંગના જોરથી તળાવ તરી જવાનો તેણે અખતરો કરી જોયો અને તેમાં ફતેહ પામ્યો. કંઇ પણ જોર કર્યા વગર પાણીપર સહેલાઇથી તે તરી શકયો. ફ્રાંકિલન કહે છે કે, તરવાની આ અજાયબ જેવી રીતે મેં ફરીને કરી જોઇ નથી પણ મને લાગે છે કે આ રીતથી કેલે અને ડોવર વચ્ચેની ખાડી તરી જવી અશકય નથી. ”

તરવાનો હુન્નર સારી રીતે આવડતો હતો અને બાપનો ધંધો ગમતો નહીં તેથી ફ્રાંકિલનને ખલાસી થવાનું ઘણીવાર મન થતું. તેના બાપને આ વાત પસંદ નહોતી તેથી તે ઘણો મુંઝાતો. આ અરસામાં એટલે સન ૧૭૧૫ ની સાલમાં તેનો કાકો બેન્જામિન પોતાની બાકીની જીંદગી તેના છોકરા સેમ્યુઅલ અને બાઇ જોશીઆની સાથે ગાળવાને ઇંગ્લાંડથી અમેરિકા આવેલો હતો. બાપ અને કાકાના સમજાવવાથી તથા શિખામણથી ફ્રાંકિલને ધારેલો વિચાર માંડી વાળ્યો.

બેન્જામિન કાકો પોતાની ચોપડીયો અને વ્યાખ્યાનો સાથે લઈ આવ્યો હતો. જે કંઇ તે જાણતો તે પોતાના નામરાશીને ખુશીથી શિખવતો. ચાર વર્ષ તે ફ્રાંકિલનના બાપના ઘરમાં રહ્યા અને પછી તેના દીકરા સેમ્યુલને ત્યાં રહેવા ગયો. તેનું મરણ ૧૭૨૭ માં ૭૭ વર્ષની વયે થયું.

ફ્રાંકિલન ઘર આગળ જે શિખ્યો તેની સાથે સરખાવતાં નિશાળમાં શિખેલું નહિ જેવું હતું. તેનો ખરો શિક્ષક તેનાં માબાપ અને તેમનું સુખી ઘર હતું. વાંચવાનો શોખ તેનામાં બચપણથીજ જણાયો હતો. એના હાથમાં જે પૈસા આવતા તે પુસ્તક ખરિદવામાં ખરચાતા. સંગીન જ્ઞાન મળે એના સારાં પુસ્તકોજ તે વાંચતો અને જે વાંચતો તે એવી સંભાળથી વાંચતો કે તેનો પુરો ફાયદો તેને હાંસલ થાય. બનીયનની “ પિલગ્રિમ્સ પ્રોગ્રેસ ” એ પુસ્તક પર તેનું મન પહેલ વહેલું ચોંટયું, અને તેના વાંચનથી તેને એટલી ખબર અને જ્ઞાન મળ્યું કે જ્યાં સુધી જીવ્યો ત્યાં સુધી એ પુસ્તકની તારિફ કરતો. આ પુસ્તકથી તે એટલો ખુશ થયો કે જોન બનીઅનનાં બધાં પુસ્તક તેણે એકઠાં કર્યા. પાછળથી આ

પુસ્તકો વેચી બર્ટનનો ઇતિહાસ સંગ્રહ ખરીદ કર્યો. એના બાપની નાની લાઇબ્રેરિમાં મુખ્યત્વે કરીને ધર્મ સંબંધી પુસ્તકો હતાં જેમાંનાં ઘણાં ખરાં ફ્રાંક્લિને વાંચી નાખ્યાં. "પ્લુટાર્કના જીવનચરિત્રો" એ ફ્રાંક્લિનનું બીજું માનીતું પુસ્તક હતું. ડીફોકૃત "એસે ઓન પ્રોજેક્ટસ" અને "ભલું કરવા વિષે નિબંધો" એ પુસ્તકો વાંચવાથી પણ તેને સારો લાભ થયો. ૮૦ વરસની વયે સેમ્યુઅલ મેથર નામના ગૃહસ્થને ફ્રાંક્લિને લખ્યું હતું કે "જ્યારે હું નાનો હતો ત્યારે 'ભલું કરવા વિષે નિબંધો" એ નામની એક ચોપડી મને મળી આવી હતી. મને લાગે છે કે એ તમારા પિતા કોટન મેથરે લખેલી હતી. મારા પહેલાંના એ ચોપડીના માલિકને મન એ કંઇ કિંમતી હોય એમ લાગ્યું નહીં હશે. કારણ કે તેનાં ઉપરનાં કેટલાંક પાન તેણે ફાટી જવા દીધાં હતાં. જેટલું પુસ્તક બાકી સાજું રહ્યું હતું તેટલું વાંચવાથી મારા વિચાર એવા સુધર્યા કે તેથી મારી આખી જીંદગી પર અસર થઈ છે. બીજી જાતની આબરૂ કરતાં ભલુ કરનારની જીન્દગી હું વધારે કિમ્મતી ગણું છું. તમે કહો છો તે પ્રમાણે હું લોકોપયોગી માણસ થયો હોઉ તો તેને માટે એ પુસ્તક (કર્ત્તા)નો આભાર માનવાનો છે.."

બેન્જામિન ફ્રાંક્લિનને તેના ભાઇઓ અને બહેનો સાથે નાનપણમાં નિયમિત રિતે દેવળમાં જવું પડતું ત્યાં મેથર પાદરિનો ઉપદેશ તે સાંભળતો. ફ્રાંક્લિનનો બાપ જોશિયા પોતે ઘણો ધર્મિષ્ટ હતો. પરંતુ પોતાના વિચાર પ્રમાણે તેનાં છોકરાંઓએ ધર્મક્રિયા કરવી જોઇએ એમને આગ્રહ કરતો નહીં. દરરોજ જમણુ શરૂ થતા પહેલાં અને પછી, તે લાંબા વખત સુધી પ્રાર્થના કરતો. નાના ફ્રાંક્લિન વિષે એક એવી વાત કહેવામાં આવે છે કે, એક શિયાળામાં કેટલુંક સીધુ સામાન તૈયાર કર્યા પછી તેણે તેના બાપને કહ્યું કે બાપા, આ બધા સામાન ઉપર સામટી પ્રાર્થના કરી નાંખો તો પછી આગળ ઘણો વખત બચશે.

એકંદરમાં ફ્રાંક્લિનને પોતાની બાલ્યાવસ્થા ઘણા સુખમાં બોસ્ટનમાં ગુજારી હતી. જ્યાં સુધી એ જીવ્યો ત્યાં સુધી બોસ્ટન તરફ તે ઘણિ પ્રિતિ રાખતો. ૮૨ વરસની ઉમરે લખેલા એક કાગળમાં બોસ્ટનના સંબંધમાં તેણે લખ્યું હતું કે મારા "એ પ્યારા ગામ" માં મારી બાલ્યાવસ્થાની પેઠે ફરી ફરવા હરવાને મને બહુ ગમે છે. બોસ્ટનની રીતભાત, બોસ્ટનના ઉચ્ચાર અને બોસ્ટન વિષે બીજું કંઇ પણ હું જોઉં છું અથવા સાંભળું છું કે તરત બોસ્ટન મને યાદ આવે છે."

# પ્રકરણ ૨ જું.

## છાપખાનામાં શાગિર્દ. ૧૭૧૮ થી ૧૭૨૩.

ફ્રાંકિલનનો ભાઇ જૉન—બાપના ધંધાપર ફ્રાંકિલનનો અણગમો—બાપ દીકરાનું ધંધા જોવા જવું—ભાઇ જેમ્સ—છાપખાનાનો ધંધો શીખવાનું પસંદ કરવું—જેમ્સનો શાગિર્દ—તે વખતનું બોસ્ટન—પુસ્તક વેચનારાના ગુમાસ્તા મારફતે પુસ્તકો વાંચવા મેળવવાં-મેથ્યુ આડમ્સ—લાવણી અને ગરબીઓ લખવાનો શોખ—ફ્રાંકિલનનો સોબતી જૉન કોલિન્સ—વાદ-વિવાદ—ઇબારત સુધારવા પાછળ મહેનત—શાળા પુસ્તકોનું પુનરાવર્તન—સોક્રેટિસની વાદવિવાદ કરવાની રીત—બોલવામાં નમ્રતા—ન્યુ ઈંગ્લાંડ કુરન્ટ વર્તમાનપત્રમાં ફ્રાંકિલનનું પહેલવહેલું લખાણ—ન્યુ ઈંગ્લાંડ કુરન્ટપર આફત જેમ્સને કેદ—નાનો બેન્જામિન અધિપતિ-છાપાની સ્વતંત્રતા—ન્યુ ઈંગ્લાંડ કુરન્ટનો ફેલાવો.

---

ફ્રાંકિલન બે વર્ષ એટલે બાર વર્ષની ઉમરનો થયો, ત્યાં સુધી તેના બાપની મદદમાં રહ્યો. તેનો એક મોટો ભાઈ જૉન ફ્રાંકિલન, તેની માફક બાપને ધંધામાં મદદ કરવા નાની ઉમરથી રહ્યા હતો, પણ હવે તે લગ્ન કરી હોડ ટાપુમાં જઈ વસ્યો. અને ત્યાં સાબુ અને મિણબત્તિ બનાવવાનું પોતાનું સ્વતંત્ર કારખાનું કાઢયું. આથી કરીને ફ્રાંકિલનના બાપને ફ્રાંકિલનની જરૂર વિશેષ પડી. ફ્રાંકિલનને લાગ્યું કે જે ધંધો મને પસંદ નથી તેમાં મારે હવે હમેશ રહેવું પડશે. આ વિચારથી તે એટલો બેદિલ જણાવા લાગ્યો કે તેના બાપ બાન્યો કે રખેને તેને દરિયે જવાનું પાછું મન થઈ આવે. તેથી તેને ગમે એવો કોઇ ધંધો શીખવવાનો તેણે ઠરાવ કર્યો બાપ દીકરો સાથે સુથાર, ખરાદી, કંસારા વગેરે કારીગરોનાં કારખાના જોવા જતા. દીકરાનું વલણ કયા ધંધાપર છે એ બાપ બારીકાઈથી જોતો કે જેથી તે ધંધામાં તેને નાખી શકાય. આખરે કાપકૂપનાં હથીઆર બનાવનારનો ધંધો ફ્રાંકિલનને માટે નક્કી કર્યો. એના કાકા બેન્જામિનનો છોકરો લંડનથી એ ધંધો શીખી આવ્યો હતો. અને બોસ્ટનમાં કારખાનું કાઢયું હતું. આ ધંધો કેવો લાગે છે તેનો અનુભવ લેવા ફ્રાંકિલનને એ કારખાનામાં થોડા દહાડા મોકલવામાં આવ્યો. પણ સેમ્યુઅલ

રીની આશા રાખતો હતો એ વાત ફ્રાંક્લિનના બાપને ગમી નહીં તેથી તેણે તેને પાછો ઘેર બેસાડ્યો.

ફ્રાંક્લિનનો મોટો ભાઇ જેમ્સ ફ્રાંક્લિન જે નાશી ગયો હતો તે લંડનમાં છાપવાનો ધંધો શીખી ૧૭૧૭ માં છાપવાનું પ્રેસ અને ટાઇપ લઇને બોસ્ટન પાછો આવ્યો હતો અને પોતાનું છાપખાનું કાઢ્યું હતું. આ ધંધામાં શરૂઆતમાં તેને બહુ પરવડતું હોય એમ જણાતું નહોતું. જ્યારે ફ્રાંક્લિન અને તેના બાપ જૂદા જૂદા કારીગરોના ધંધા જોવા નીકળ્યા હતા, ત્યારે છાપવાનો ધંધો તેમના ખ્યાલમાં આવ્યો નહોતો. કુટુંબમાં એક જણ છાપખાનાવાળો છે એટલે બસ છે અથવા જેમ્સને તેના ધંધામાં પરવડતું નહોતું તેને લીધે કદાચ એમ થયું હોય. પરંતુ હવે આ વિચાર પણ સૂઝ્યો.

ફ્રાંક્લિનના વાંચવાના શોખપરથી એના બાપને લાગ્યું કે એને છાપખાનાના ધંધામાં નાખ્યો હોય તો ઠીક. એના ભાઇ સાથે એ ધંધામાં એને શીખાઉ મૂકવાને સવડ પણ હતી. ફ્રાંક્લિનને બાપના ધંધા કરતાં આ ધંધો ઠીક દેખાયો તોપણ થોડો વખત તેણે આનાકાની કરી. આખરે તે સમજ્યો અને એ ધંધો શીખવા કબુલ કર્યું. બાર વર્ષની વયે ફ્રાંક્લિને તેના ભાઇ જેમ્સને ત્યાં શાગિર્દ રહેવાનો કરાર નક્કી સહી કરી. સરત એવી હતી કે ૨૧ વર્ષનો થતા સુધી ફ્રાંક્લિને શાગિર્દ રહેવું અને કામ કરવું, માત્ર છેલ્લા વર્ષમાં દરરોજ કામે આવતા મજુર જેટલો પગાર તેનો ભાઇ તેને આપે. થોડા વખતમાં તેને સારૂં જ્ઞાન થયું અને તેના ભાઇને તે ઘણો ઉપયોગી થઇ પડ્યો.

ફ્રાંક્લિન શાગિર્દ રહ્યો તે વખતમાં પણ હાલની પેઠે બોસ્ટન શહેર વિદ્યા અને પુસ્તકોને માટે પ્રખ્યાત હતું. ફ્રાંક્લિનના જન્મ પહેલાં ૨૦ વર્ષપર બોસ્ટનમાં પાંચ ચોપડીઓ વેચનારા હતા તે વધીને હવે દસ થયા હતા. ઘણાં ખરાં પુસ્તકો તેઓ વિલાયતથી મંગાવતા. ચોપનિયાં, વ્યાખ્યાનો, ધર્માચરણ નિબંધો અને એવાં નાનાં પુસ્તકો બોસ્ટનમાં છપાવતા પણ હતા. ચોપડીઓ વેચનારને ત્યાં ધર્મ સંબંધી પુસ્તકોની ઘણી ખપત થતી હતી. ઇંગ્લાંડમાં જે પુસ્તકો લોકપ્રિય થતાં તેના અમેરિકામાં પણ વાંચનાર નીકળતા અને તેથી આવાં પુસ્તકોની પણ સારી સંખ્યા ચોપડીઓ વેચનારા મંગાવતા હતા. ફ્રાંક્લિન પાસે પુસ્તકો ખરીદવા પૈસા નહોતા પણ ચોપડીઓ વેચનારાના ગુમાસ્તા સાથે તેને ઓળખ થઇ હતી તેથી

તેમની મારફતે પુસ્તકો વાંચવાને તેને મળતાં. ગુમાસ્તાઓ દુકાનમાંથી છાનું-માનું પુસ્તક તેને વાંચવાને આપતા, અને તે વાંચીને પાછું આપે કે કબાટના ઠેકાણે મૂકી દેતા. સાંજે લીધેલું પુસ્તક રાત્રે વાંચીને સવારમાં પાછું આપી દેવું પડતું કે જેથી શેઠને ખબર પડે નહીં અથવા પુસ્તક બહાર ગયુંછે એમ જણાય નહીં. આત્મચરિત્રમાં ફ્રાંકલિન કહે છે કે "આવી રીતે લીધેલાં પુસ્તકો વાંચી નાખવાને મારે ઘણી વખત લગભગ આખી રાત મારી પથારીમાં બેસી રહેવું પડતું."

થોડા વખત પછી મેથ્યુ આડમ્સ નામનો વેપારી કામ પ્રસંગે ફ્રાંકલિનના ભાઇના કારખાનામાં આવવા લાગ્યો. આ ગૃહસ્થને ત્યાં પુસ્તકનો સંગ્રહ ઠીક હતો. ફ્રાંકલિનની સાથે તેની ઓળખાણ થતા પોતાનું પુસ્તકાલય જોવા ફ્રાંકલિનને તે ઘેર તેડી ગયો અને જે ચોપડી જોઇએ તે વાંચવાને લેઇ જવા કહ્યું. કવિતાનાં પુસ્તક વાંચવાના ફ્રાંકલિનને ઠીક લાગ મળ્યો. પુસ્તક વાંચવાથી તથા તેના કાકા બેન્જામિનના દાખલાથી લલચાઇને તેને હવે કવિતા કરવાનું મન થઇ આવ્યું અને થોડી બનાવવા પણ માંડી. કવિતાથી બે પૈસા મળશે એમ એના ભાઇ જેમ્સને લાગવાથી કવિતા રચવાને એને ઉત્તેજન આપતો. એ વખતમાં મહેલ્લામાં ગવાતી લાવણીઓ ઘણી ખપતી. ચાંચિયાનાં પરાક્રમ, ખુનીને ફાંસી, લુંટારાની બહાદુરી, ભયંકર ગુન્હા, અકસ્માતો વગેરે વિષયો પર લાવણીઓ રૂચાતી અને તેને ફેરીઆઓ બજારમાં અને મેહેલ્લાઓમાં વેચતા. ભાઇની સૂચનાથી ફ્રાંકલિને આવાં લોકપ્રિય અને પૈસો મળે એવાં લખાણ લખવામાં પોતાની કલમ અજમાવવા માંડી. બે ગરબીઓ તેણે જોડી. એકનું નામ "ધ લાઇટ હાઉસ ટ્રેજેડી" હતું અને તેમાં કેપટન વર્થીલેક નામનો માણસ તથા તેની બે પુત્રીઓ ડુબી મરવા સંબંધી કરૂણારસથી ભરેલું વર્ણન હતું. બીજી ગરબી બ્લેક બિયર્ડ નામના નામીચા ચાંચીયાને પકડવા સંબંધી હતી. ફ્રાંકલિન પોતેજ કહેછે કે "આ બન્ને ગરબીઓ કંગાળ કચરા જેવી હતી અને હલકા જોડકણાં જોડુની ભાષામાં લખેલી હતી છપાયા પછી એ વેચવાને તેણે (મારા ભાઇએ) મને મોકલ્યો હતો પહેલીનો વિષય ઘણો તાજો હતો અને ઘણો ચર્ચાયો હતો તેથી તેની ખપત ઘણી થઇ આથી હું ફુલાઇ ગયો. પણ મારા બાપે મારાં લખાણને હસી કાઢી મને ઝંખવાણો પાડયો. મારા

બાપે મને વળી કહ્યું કે જોડકણાં જોડનાર હમેજ ભિખારીજ રહે છે. આથી હું કવિ થતો બચી ગયો. જો કદાચ થયે હોત તો સારો કવિ પણ નહીં." પિતાએ કરેલી ટીકા માન્ય કરી ફ્રાંકિલને કવિતા કરવાનું મૂકી દીધું. અને ગદ્ય સુધારવા મહેનત કરવા માંડી.

બોસ્ટનમાં ફ્રાંક્લિનનો સોબતી તેના જેવોજ વાંચવાનો શોખ ધરાવનાર પણ જીભનો છૂટો અને વાદવિવાદ કરવામાં હોશીઆર જૉન કોલીન્સ નામનો છોકરો હતો. બાપના પુસ્તક ભંડારમાંનાં ધર્મસંબંધી વાદવિવાદનાં પુસ્તકો વાંચવાથી ફ્રાંક્લિન પણ ઘણો તકરારી થયો હતો. એક વખત આ બે મિત્રો વચ્ચે સ્ત્રીઓનો શાસ્ત્રીય જ્ઞાન આપવાથી ફાયદો છે કે નહીં એ વિષયપર વાદ થયો. કોલિન્સનો અભિપ્રાય એવો હતો કે એવું જ્ઞાન મેળવવાને સ્ત્રીઓની બુદ્ધિ લાયક નથી. ફ્રાંક્લિનનો મત એથી ઉલટો હતો. ફ્રાંક્લિન તેના મિત્ર જેવો જીભનો છૂટો નહોતો તેને એમ લાગ્યું કે મારા મિત્રની દલીલોથી નહીં પણ તેની બોલવાની છટાથી મારે ચૂપ થવું પડેછે. આ વખતે કંઇ નિરાકરણપર આવ્યા વગર બન્ને છૂટા પડયા. ફરીથી મળવાને અવકાશ હતો તેથી ફ્રાંક્લિને પોતાની દલીલો લખી કાઢી અને તેની નકલ કરી કોલીન્સને મોકલી. કોલીન્સે તેનો જવાબ આપ્યો. બન્ને વચ્ચે ત્રણ ચાર કાગળો ચાલ્યા પછી બધો પત્ર વ્યવહાર ફ્રાંક્લિનના વાંચવામાં આવ્યો. તકરારી વિષયપર તેણે કંઈ અભિપ્રાય આપ્યો નહીં પણ છોકરાને બતાવ્યું કે "તારા કરતાં તારો સોબતી વધારે છટાદાર અને શુદ્ધ ઇબારત લખી શકે છે તેથી તે ફાવી જાય છે; જોડણીમાં અને વિરામ ચિન્હો મૂકવામાં તારા ધંધાને લીધે તું તારા સોબતી કરતાં ચઢીઆતો છે, પણ ઇબારતની પ્રૌઢતા અને સ્પષ્ટતામાં તેનાથી ઘણો ઉતરતો છે." બાપનું કહેવું ફ્રાંક્લિનને વાસ્તવિક લાગ્યું, અને તે દિવસથી ઇબારત સુધારવાને તેણે મહેનત કરવા માંડી.

"સ્પેક્ટેટર" નામના પુસ્તકનો એક ભાગ આ સમયે તેને હાથ આવ્યો. સનંદાશ્ચર્યથી એ પુસ્તક તેણે વાંચી જોયું અને તેમાંની ઇબારતનું અનુકરણ કરવા યત્ન કર્યો. એકાદ નિબંધ કાઢીને તેમાંના દરેક વાક્યનો ટુંકો સાર તે એક કાગળપર લખી જતો અને પછી તેને થોડા દહાડા એમને એમ રહેવા દઇ, આખો નિબંધ લખી જઇ, પોતાનુ લખાણ અસલ સાથે સરખાવી સુધારતો. કોઇવાર કોઇ વાતને તે ગદ્યમાંથી પદ્યમાં કરતો અને પછી પદ્યનું ગદ્ય કરતો. તેને જણાયું કે જોડકણાં જોડતાં આવડયાથી

કવિ થવાય નહીં તો પણ એનો બીજી રીતે સારો ઉપયોગ થઇ શકે છે. પ્રાસ મળે એવા, તેમજ બંધબેસતા આવે એવા લાંબા ટુંકા શબ્દો શોધવાની જરૂર પડવાથી શબ્દ જ્ઞાન વધેછે. કોઇ કોઇ વાર કોઇ નિબંધના દરેક વાક્યનો સાર કાગળના જૂદા જૂદા કકડાપર તે લખી જતો. અને પછી તે કકડાઓ ભેળસેળ કરી નાખતો અને થોડા દહાડા ગયા બાદ તેમને ગોઠવવાને યત્ન કરતો. નિબંધમાં લખવાની હકીકત બરાબર ગોઠવતાં આવડે એટલા માટે તે આમ કરતો. પોતાનું કામ અસલ સાથે સરખાવતાં તેને ઘણી ભૂલો માલમ પડતી જે તે સુધારી લેતો; પણ કોઇ કોઇ વારતો અસલના કરતાં ઇબારત કે ગોઠવણમાં પોતે સુધારો કર્યો હોય એમ તેને લાગતું. આ પ્રમાણે થતું ત્યારે તેને આશા રહેતી કે હું સારો અંગ્રેજી લખનાર થઇશ.

તે વખતે ચાલતાં શાળા પુસ્તકોમાંનાં કેટલાંક તેણે ફરીથી વાંચ્યાં. કોકરનું ગણિત ઘણું કઠણ ગણાતું અને વિદ્યાર્થીઓને ઘણું ગુચવતું હતું. આ શાખી જવાને તેણે બે વાર યત્ન કર્યો હતો પણ પાર પડયો નહોતો. ગણિતમાં કાચો હોવાથી તેને હવે શરમ આવવા લાગી. અને તેથી એ પુસ્તક ફરીથી વાંચવાનો નિશ્ચય કરી સહેલાઇથી ગણિત શીખી ગયો. તેજ પ્રમાણે અંગ્રેજી ભાષાના વ્યાકરણનું એક અને નૌકા શાસ્ત્રનું એક એ બે પુસ્તકોનો તેણે અભ્યાસ કર્યો, લૉકનાં બનાવેલાં "એસે ઓન હ્યુમન અન્ડરસ્ટેન્ડિંગ" અને "ધ આર્ટ ઓફ થિન્કિન્ગ" અને ઝેનોફનનું "મેમોરેબીલીઆ" એ ત્રણ પુસ્તકો પણ તેણે વાંચી જોયાં. આ છેલ્લું પુસ્તક એને ઘણું પસંદ પડયું. સત્ય શોધનારનો નમ્ર દેખાવ કરવાની તથા પોતાના સામા વાળાને સવાલો પુછી ગુંચવાડામાં નાખવાની સોક્રેટીસની વાદવિવાદ કરવાની રીત તેણે સ્વીકારી; અને ચોખો નકાર આપવાની તથા છાતી ઠોકી ધકરાર કરવાની રીત છોડી દીધી. આ બાબતપર ફ્રાંક્લિન એના આત્મચરિત્રમાં નીચે પ્રમાણે લખે છે; "આ રીત મને ઘણી ગમતી અને તે હું વારંવાર વાપરતો. એમાં હું એવો પ્રવિણ થયો કે મને અને મારા પક્ષને ઘટે નહીં એવી બાબતોમાં હું મારાથી વધારે જ્ઞાન વાળાને હરાવતો. તેમની પાસે હું એવી વાતો કબુલ કરાવતો અને તેમને એવા ગુંચવતો કે તેમને કંઇ સુઝતું નહીં. કેટલાંક વર્ષ સુધી આ રીત મેં વાપરી પણ ધીમે ધીમે છોડી દીધી. માત્ર નમ્રતાથી તથા સાવચેતીથી બોલવાનુ

હું રાખી રહ્યો. તકરારી વિષયમાં " અલબત " " બેશક " અથવા એના જેવા છાતી ઠોકીને બોલવાના શબ્દ હું વાપરતો નહીં; પણ એને બદલે એમ બોલતો કે " **મને લાગે છે કે** અથવા **હું ધારૂંછું કે** આમનું આમ હોવું જોઇએ; ફલાણાં ફલાણાં કારણોને લીધે **મને એમ જણાય** છે કે અથવા **મારે એમ ધારવું ન જોઇએ** કે આમનું આમ છે; આમનું આમ હોય એમ **મને ભાસતું નથી; હું ભુલતો ના હોઉં તો** આમનું આમ છે. બીજાઓના મનપર મારા વિચાર ઠસાવવાને અને હું કહું તે પ્રમાણે તેમને ચલાવવાને આ રીત મને ઘણી ઉપયોગી થઇ પડી. વાતચીત કરવાનો ઉદ્દેશ જ્ઞાન મેળવવાનો અને જ્ઞાન આપવાનો તથા ખુશી થવાનો અને બીજાઓને ખુશી કરવાનો છે એટલા માટે સમજુ માણસોએ છાતી ઠોકીને બોલવાની રીત રાખી ભલુ કરવાની પોતાની સત્તા ઓછી કરવી ન જોઇએ. છાતી ઠોકીને બોલવાની રીતથી સામાના મનમાં કંટાળો અને વિરૂદ્ધતા ઉત્પન્ન થાય છે અને જે ઉદ્દેશથી માણસને વાચા આપેલી છે તે ઉદ્દેશ સરતો નથી. "

અભ્યાસ કરવાને ફ્રાંક્લિનને સાંજનો વખત હમેશ મળતો અજાયબ જેવી એક યુકિત વાપરી જમવાનો વખત પણ તે બચાવતો. ભાજીપાલાના ખોરાકની એક ચોપડી તેના વાંચવામાં આવવાથી તેણે માંસ ખાવું છોડી દીધું. આથી કરીને તેના ભાઇને ઘણી હરકત પડતી અને તે તેને ઘણો ઠપકો દેતો. ચોપડીમાં લખેલી રીતે ભાજીપાલાનાં ભોજન બનાવતાં ફ્રાંક્લિન શીખી ગયો હતો તેથી તેણે તેના ભાઇને કહ્યું કે મારા ખાવાનું જે ખરચ થાય છે તેનું અર્ધ મને આપો તો હું મારૂં ખાવાનું મારે હાથે કરી લઇશ. ભાઇએ કબુલ કર્યું. અજમાયશથી ફ્રાંક્લિનને ખબર પડી કે અર્ધામાંથી પણ અર્ધું બચાવી શકાય ખરૂં. આ બચાવથી પુસ્તકો ખરીદવાનો તેનો ભંડોળ વધ્યો. સઉથી મોટો ફાયદો તો એ હતો કે બીસ્કીટ, બટાટા અને ભાતનું તેનું બપોરનું ખાણું તે છાપખાનામાંજ ખાઇ લેતો અને તેથી એક કલાક તેને બચતો. સવારે વહેલા ઉઠવાથી પણ કામ શરૂ થતા પહેલાં તેને એક કલાક મળતો.

જેમ્સ ફ્રાંક્લિનનો રોજગાર દિવસે દિવસે વધવા લાગ્યો. ૧૭૨૦—૨૧ માં એક વર્તમાનપત્ર તેણે કાઢવા માંડ્યું અને તેનું નામ " ન્યુ ઇંગ્લાંડ કુરન્ટ " રાખ્યું. એનાં પહેલાં અમેરિકામાં " બોસ્ટન ન્યુસ લેટર " નામનું માત્ર એકજ વર્તમાનપત્ર હતું. આ વર્તમાનપત્રનો જોઇએ તેવો

ફેલાવો નહોતો, તેથી જેમ્સના ભાઇબંધોએ તેને ઘણો સમજાવ્યો કે બોસ્ટનમાં બીજું વર્તમાનપત્ર નભશે નહીં. તોપણ તે આથી પાછો હઠયો નહીં, અને જેમ્સ ફ્રાંકલિને છાપીને પ્રસિદ્ધ કરેલા "ન્યુ ઇંગ્લાંડ કુરન્ટ" નો પહેલો અંક ૧૭૨૧ ના ઓગષ્ટની ૧૭ મી તારીખે બહાર પડયો. ઘરાકોને ઘેર પત્ર પહોંચાડવાનું કામ ફ્રાંકલિનને સોંપ્યું હતું.

"ન્યુ ઇંગ્લાંડ કુરન્ટ" બીજા પત્રથી જૂદા પ્રકારનું હતું એમાં વધારે જુસ્સાવાળાં અને ટોળી લખાણ લખાતાં. "બોસ્ટન ન્યુસલેટર"માં દરરોજ લુખાં ટાયલાં વાંચીને કંટાળી ગએલા બોસ્ટનના શહેરીમાં આ નવા વર્તમાનપત્રનો ફેલાવો વધવા લાગ્યો. કેટલાક કેળવાયલા ગૃહસ્થો સાથે જેમ્સ ફ્રાંકલિનને દોસ્તી થઈ. તેમના તરફથી લખાણો, નિબંધો વગેરેની એને સારી મદદ મળવા લાગી. ઘણીવાર તેઓ છાપખાનામાં આવતા, અને લોકોમાં તેમનાં લખાણનાં કેવાં વખાણ થાય છે એ વિષે વાતચીત કરતાં. આ સાંભળીને એક દિવસ ફ્રાંકલિનને પણ કંઈ લખવાનું મન થઈ આવ્યું. ફ્રાંકલિનનું કામ બીબાં ગોઠવવાનું, છાપખાનામાં કામ કરવાનું અને પત્ર વહેંચવાનું હતું એનો ભાઈ એના તરફ પોતાના શાગિર્દ તરીકે વર્તતો અને એનામાં કેટલી બુદ્ધિ તથા જ્ઞાન છે તેથી ઘણે ભાગે અજાણ્યો હતો. બન્ને ભાઇઓ વચ્ચે ઘણીવાર સહેજ સાજમાં બોલાબોલી થતી હતી. જેમ્સનો સ્વભાવ આકરો હોવાથી કોઇ કોઇવાર ફ્રાંકલિનને તે તમાચા પણ મારી જતો. એમના બાપની પાસે બન્ને ફરિયાદો લઈ જતા. આત્મચરિત્રમાં ફ્રાંકલિન કહે છે કે મારો પક્ષ ખરો હોવાને લીધે અને કોઇ વખત મને મારા પક્ષની વકાલત સારી કરતાં આવડતી હોવાથી, હમેશા નિવેડો મારા લાભમાં થતો. ફ્રાંકલિને ધાર્યું કે જો હું મારા નામથી લખાણ મોકલીશ તો મારા ભાઈના નજરમાં તે નહીં આવે, અને હું નાનો છું તથા લખવાનું કામ મારૂં નહીં એમ ગણીને તે છાપશે નહીં; માટે અક્ષર ફેરવી, નનામું લખાણ લખી, રાતને વખતે છાનુંમાનું છાપખાનાના બારણા તળેથી તેણે ખસેડી મૂક્યું. આ લખાણ સવારમાં છાપખાનું ઉઘાડતાં માલમ પડયું અને જ્યારે જેમ્સના મિત્રો ભેગા થયા ત્યારે તેમને બતાવવામાં આવ્યું તેઓએ વાંચીને જે ટીકા કરી તે સઘળી ફ્રાંકલિનના સાંભળવામાં આવી. એ લખાણ તેમણે વખાણ્યું એટલુંજ નહીં પણ તેના લખનારના નામની અટકળો કરી તેમાં વિદ્વત્તા અને બુદ્ધિને માટે પ્રખ્યાત થએલા માણસો સિવાય બીજા કોઇનું નામ દીધું નહીં. ને એ લખાણ છાપવાને લાયક છે એમ અભિપ્રાય આપ્યો. આ સાંભળીને ફ્રાંકલિનને

ઘણોજ હરખ થયો. આથી ઉત્તેજન પામીને ફ્રાંકિલને બીજાં ઘણાં લખાણ નનામાં મોકલ્યાં. તે સઘળાં પહેલાની માફક વખણાયાં અને છપાયાં.

બાર મહિના સુધી "ન્યુ ઈંગ્લાંડ કુરન્ટ"નું કામ ધમધોકાર ચાલ્યું. એ અરસામાં બોસ્ટનના સરકારી નોકરોની તથા તેમના કામની એ પત્રમાં વારંવાર હાજરી લેવાતી અને પ્રસંગોપાત ઠીક ઝાટકણી કાઢવામાં આવતી. અત્યાર સુધી સહનશીલતાથી તેઓ બધું ખમી રહ્યા. પણ આખરે થાકીને એક નજીવી બાબત ઉપાડી આ પાપી બલા જેવા લાગતા પત્રની સામે તેઓ થયા. ૧૭૨૨ ના જુનની ૧૧ મી તારીખના "ન્યુ ઈંગ્લાંડ કુરન્ટ"માં ન્યુપોર્ટથી આવેલો હોય એવો એક પત્ર છાપવામાં આવ્યો હતો, અને તેમાં એવું જણાવવામાં આવ્યું હતું. કે બ્લોક ટાપુથી થોડે દુર ચાંચીઆનું એક વહાણ દેખાયું છે. તેને પકડવા તેની પાછળ મોકલાવવાને બે વહાણ સરકાર તૈયાર કરે છે. આ પત્રમાં છેવટના ભાગમાં નીચેના શબ્દો હતા. " બોસ્ટનથી અમે એવું સાંભળીએ છીએ કે મસાચ્યુસેટની સરકાર ચાંચીઆની પાછળ મોકલવાને એક વહાણ તૈયાર કરે છે. એ વહાણનો નાખુદા કેપ્ટન પિટર પોપિલોન થશે અને હવા તથા પવન માફક હશે તો ચાલતા માસમાં કોઇ દિવસે એ વહાણ ઉપડી જશે." સરકારની દીર્ઘસુત્રતાપર કરેલા આ ટીકાથી ખીજવાઇ જઈ રાજ્ય કરનાર મંડળીએ જેમ્સ ફ્રાંકિલનને પોતાની પાસે બોલાવ્યો. કેટલાક સવાલ જવાબ થયા પછી તેણે કબુલ કર્યું કે પત્રનો છાપનાર તથા પ્રસિદ્ધ કરનાર હુંજ છું પણ તેના લખનારનું નામ બહાર પાડવા હું ખુશી નથી. જવાબ દેવામાં બેઅદબી વાપરી જેમ્સે મંડળીનું અપમાન કર્યું. ફ્રાંકિલનને પુછતાં તેણે પણ લખનારનું નામ આપવા ના પાડી. નોકર તરીકે શેઠની ખાનગી વાત બહાર નહીં પાડવાને ફ્રાંકિલનની ફરજ છે એમ ધારી મંડળીએ ફ્રાંકિલનને માફી આપી પરંતુ જેમ્સને માટે એવો ઠરાવ કર્યો કે તેણે પ્રસિદ્ધ કરેલો પત્ર " સરકાર તરફ અપમાન ભરેલો " છે, અને તેથી શેરીફે તેને બોસ્ટનની તુરંગમાં કેદ રાખવો.

આઠ દિવસ કેદખાનામાં રહ્યા પછી જેમ્સ એટલો બધો ત્રાસી ગયો કે તેણે સરકારને એક નમ્રતા ભરેલી અરજી કરી અને તેમાં પોતાની ભૂલ કબુલ કરી સરકારની માફી માગી, અને પોતાને છૂટો કરવાને વિનંતિ

કરી. આ અરજ સ્વીકારી જેમ્સને એક માસ કેદમાં રાખી છૂટો કર્યો.

જેમ્સ કેદખાનામાં હતો ત્યારે છાપખાનું અને વર્તમાન પત્ર બેન્જામિન ચલાવતો. સરકારની આપખુદી વર્તણુકથી બેન્જામિન અને બીજા લખનાર ડરી ગયા નહીં; એટલુંજ નહીં પણ પહેલાંના કરતાં બમણા જુસ્સાથી સરકાર વિરૂદ્ધ લખવા માંડયું. અને કુહાડાના ઘા જેવી સખત ટીકા કરવા માંડી. જેમ્સના છૂટયા પછીનો એક અંક તો "મેગના ચાર્ટા" માંથી ચુંટી કાઢેલા ફકરાથી ભરી કાઢયો હતો, અને જેમ્સને ગેરવાજબી રીતે કેદ પૂર્યો હતો એમ સાબીત કરી આપ્યું હતું. છાપાની સ્વતંત્રતા માટે "ન્યુ ઇંગ્લાંડ કુરન્ટમાં" ચલાવેલી લડતમાં ઘણા લોકોની દિલસોજી હતી. જેમ્સના છૂટયા પછી છ માસ સુધી આ હુમલા સરકાર ખમી રહી ૧૭૨૩ ના જાનેવારીની ૧૪ મી તારીખના કુરન્ટમાં સરકાર સામે એવું સખત અને અપમાનકારક લખાણ આવ્યું કે હવે તેમનાથી વધારે વાર વગર બોલ્યે બેસી રહેવાયું નહીં. આ લખાણમાં ગવરનર અને બીજા અધિકારીઓને તાણા માર્યા હતા એટલું નહીં પણ ધર્મ ગુરૂઓના દુર્ગુણો અને બેવકુફીઓ ઉઘાડી પાડી હતી. જે દિવસે આ લખાણવાળો અંક બહાર પડયો તેજ દિવસે રાજ કરનાર મંડળીએ હુકમ કર્યો કે "આજના કુરન્ટમાં એવા ફકરા પ્રસિદ્ધ થયા છે કે જેમાં પવિત્ર બાઇબલનો જાણી જોઇને ખોટો અર્થ કરવામાં આવ્યો છે. અને સરકાર ધર્મગુરૂઓ અને પ્રગણાના લોકોપર સખત ટીકા કરવામાં આવી છે, સબબ સરકારે શું કરવું યોગ્ય છે એ વિષે હકીકત જાહેર કરવાને ત્રણ ગૃહસ્થોની કમિટિ નીમવામાં આવે છે." એ દિવસમાં આ કમિટિએ તપાસ કરી. રીપોર્ટ કર્યો કે "અમારો નમ્રતા ભરેલો અભિપ્રાય એવો છે કે ઉપર કહેલા પત્રનું વલણ ધર્મની નિન્દા કરવાનું અને ધર્મને હલકો પાડવાનું છે. એ "કુરન્ટ" પત્રમાં પવિત્ર બાઇબલનો નાસ્તિકપણાથી ખોટો અર્થ કરેલો છે, પૂજ્ય અને વિશ્વાસી ધર્મગુરૂઓને નુકશાન થાય એવી રીતે તેમનાપર ટીકાઓ કરવામાં આવી છે, સરકારનું અપમાન કરવામાં આવ્યું છે અને આ પ્રગણાની સરકારની રૈયતનાં સલાહ શાંતિમાં ભંગ થાય એવો મજકુર લખવામાં આવ્યો છે. આવા ગુન્હા ફરીથી બને નહીં એટલા માટે કમિટિ નમ્રતાથી એવી સૂચના કરે છે કે સદરહુ પત્ર છાપનાર તથા પ્રસિદ્ધ કરનાર જેમ્સ ફ્રાંક્લિનને સરકારે સખત મનાઇ કરવી કે આ પ્રગણાના સેક્રેટરીને બતાવ્યા વગર સદરહુ "ન્યુ ઇંગ્લાંડ કુરન્ટ" કે તેના જેવું બીજું

કોઇ પત્ર કે ચોપાનિયું છાપવું કે પ્રસિદ્ધ કરવું નહીં" આ રીપોર્ટ પસંદ કરી તેમાં કરેલી ભલામણ પ્રમાણે સરકારે જેમ્સને હુકમ કર્યો.

આ હુકમથી બોસ્ટનમાં ઘણો ખળભળાટ થઇ રહ્યો. જેમ્સ ફ્રાંક્લિનનો બચાવ સાંભળ્યા વગર સરકારે ઠરાવ કર્યો તેથી સૌને એને માટે લાગણી થઇ આવી. "ફિલાડેલ્ફીઆ મર્કયુરી" નામના પત્રે એક સખત આર્ટિકલમાં જણાવ્યું કે સરકારની વર્તણુકપરથી ગમે તેને એમ લાગે કે ધર્મને બહાને સરકાર લોકોપર જુલમ કરે છે. તેજ આર્ટિકલમાં તાજા કલમ કરી લખ્યું કે "અમારો બોસ્ટનનો ખબરપત્રી અમને જણાવે છે કે બોસ્ટનના ભઠીઆરાઓને ધાસ્તી લાગી છે કે સરકારનો સેક્રેટરી તપાસી પરવાનગી આપે ત્યાં સુધી રોટલા શેકવાનું તથા લોકોને વેચવાનું બંધ કરવામાં તો નહીં આવે."

વર્તમાનપત્ર બંધ કરવું કે હુકમ પ્રમાણે ચાલવું એ બેમાંથી એક જેમ્સ ફ્રાંક્લિનને પસંદ કરવાનું રહ્યું હતું. સરકારનો ઠરાવ જણાયો કે તરતજ તેના મિત્રો આફીસમાં ભેગા થયા અને શું કરવું એ વિષે મસલત કરવા લાગ્યા. સરકારનો આપખુદી હુકમ ઉડાવવાને એક યુક્તિ સૂઝી આવી. બેન્જામિન ફ્રાંક્લિનના નામથી વર્તમાન પત્ર બહાર પાડવામાં આવે તો હુકમનો બાધ લાગે નહીં સબબ આયદેથી તેમ કરવા ઠરાવ કર્યો. પોતાના શાગિર્દના નામથી પત્ર કાઢે છે એવો આરોપ જેમ્સ ફ્રાંક્લિનને માથે આવે નહીં એટલા માટે તેણે બેન્જામિનના શાગિર્દપણાનો કરાર રદ કરી તેને પાછો આપ્યો; તો પણ બાકી રહેલાં વર્ષમાં તેની પાસે નોકરી લેવાનો લાભ જતો રહે નહીં એટલા માટે તેની પાસે એ બાબત ખાનગી બીજો દસ્તાવેજ કરાવી લીધો. કુરન્ટના નવા અંકમાં અધિપતિ તરીકે બેન્જામિન ફ્રાંક્લિને જાહેર કર્યું કે "આ પત્રના માજી પ્રસિદ્ધ કરનારને એમ લાગ્યું કે સેક્રેટરીને તપાસવા, લખાણો અને ખબરપત્રો લઇ જવામાં એવી હરકતો આવવાની કે પત્ર ચલાવવામાં કંઈ ફાયદો રહેશે નહીં. તેથી એ પત્ર આગળ ચલાવવું તેણે તદન મૂકી દીધું છે." જાણે પત્ર નવેસર પ્રસિદ્ધ થતું હોય તેવી રીતે એક લાંબી અને હાસ્યજનક વિજ્ઞાપના પણ આની સાથે પ્રસિદ્ધ કરવામાં આવી. પહેલાની પેઠે સરકારને અને પાદરીઓને ચાબકા મારવાનું, અને ટીકાઓ કરવાનું નવા વહીવટમાં કંઇ બંધ કરવામાં આવ્યું નહોતું. દિનપ્રતિદિન કુરન્ટપત્ર તેના નવા અને જુવાન પ્રસિદ્ધ કરનારની દેખરેખ નીચે વધારે ફેલાવો અને

આબાદી પામવા લાગ્યું. થોડા વખતમાં એ પત્રમાં એક એવી જાહેર ખબર મૂકવામાં આવી કે આ પત્રનો દિવસે દિવસે બહોળો ફેલાવો થતો જાય છે તેથી તે પ્રસિદ્ધ કરનારાએ લોકોની જાહેર ખબરો કિફાયત ભાવે છાપવાનો ઠરાવ કર્યો છે. ત્રણ માસમાં પત્ર એટલું આબાદ થયું કે તેનું વાર્ષિક લવાજમ પ્રથમ દર વર્ષનું દશ શિલિંગ હતું તે વધારીને બાર શિલિંગ કરવામાં આવ્યું તો પણ ઘરાકોની સંખ્યા વધતી ગઇ.

---

## પ્રકરણ ૩ જું.

### પલાયન. ૧૭૨૩.

ભાઇ સાથે કજીઓ—બોસ્ટનથી જતા રહેવાનો ઠરાવ—કોલિન્સે વહાણ ભાડે કર્યું—મુસાફરી—માછલાં ખાવાની દલીલ—ન્યુયોર્કમાં બ્રેડફર્ડની મુલાકાત—નોકરી ન મળવાથી ફિલાડેલ્ફીઆ જવું—દારૂડી વલંદો—એમ્બોઇ પહોંચવું—તાવ અને તેનો ઉપાય—એમ્બોઇથી બરલિંગટન પગ રસ્તે જવું—બરલિંગટનથી હોડીમાં ફિલડેલ્ફીઆ જવું—ફ્રાંક્લિનની ઉદારતા—ભાખરા ખાતાં રસ્તે ચાલવું—મીસ્ટર રીડનું ઘર—કવેકરના મંદિરમાં જઇ ઉંઘી જવું—વિશીમાં ઉતારો કરવો.

---

ફ્રાંક્લિન અને તેના ભાઇ વચ્ચે કોઈ કોઈ વાર કજીઓ થતો હતો એમ પાછલા પ્રકરણમાં કહેવામાં આવ્યું છે. મોટા ભાઇને નાનાની ખ્યાતીની અદેખાઇ આવતી, એટલુંજ નહીં પણ તેના ગુણોની પૂરી પરીક્ષા પણ નહોતી. ફ્રાંક્લિન પણ કોઇ વાર અમર્યાદ અને રહીડ ચઢે એવું વર્તન કરતો. શાગિર્દપણાનો કરાર રદ કરવાથી હવે ફ્રાંક્લિન સ્વતંત્ર થયો હતો કારણ કે છૂપા દસ્તાવેજનો ઉપયોગ તેનો ભાઇ કરે એ અસંભવિત હતું. ફ્રાંક્લિનની ઉમર આ વખતે સત્તર વર્ષની થઇ હતી. આમ છતાં પણ જેમ્સનું વર્તન તેના તરફ સારૂં થયું નહીં. એક દિવસ પહેલાના કરતાં બન્ને ભાઇઓ વચ્ચે વધારે બોલાબોલી થઇ; બોલાબોલી ઉપરથી જેમ્સ તમાચાપર આવ્યો અને ફ્રાંક્લિનને બે ચાર લગાવી પણ દીધા. ગુસ્સાના આવેશમાં ફ્રાંક્લિન બોલી ઉઠયો કે "હું સ્વતંત્ર છું. મારો હવે તારી નોકરીમાં રહેવાનો વિચાર નથી" જેમ્સનું વર્તન જોતાં, આજના વખતમાં કોઇ એમ નહીં કહે કે આમાં ફ્રાંક્લિનનો દોષ હતો. તો પણ

ફ્રાંક્લિને ૬૫ વર્ષની વયે લખેલી આત્મચરિત્રમાં આને પોતાની પહેલી ભૂલ ગણેલી છે.

ફ્રાંક્લિનના બાપે એને બહુએ સમજાવ્યો પણ એણે પોતાની હઠ છોડી નહીં. બોસ્ટનના બધા છાપખાનાંવાળાઓને ઘેર જઇ જેમ્સ પોતાની સાથે ફ્રાંક્લિનને થએલા ટંટાની વાત કહી આવ્યો. ફ્રાંક્લિન એમની પાસે નોકરી માગવા ગયો ત્યારે બધાએ ચોખ્ખી ના કહી. એ જુવાનીઓ આથી પણ ડગ્યો નહીં. તેણે એવો વિચાર કર્યો કે દુનિયાની સીમા બોસ્ટનનાં આવી રહી નથી. બોસ્ટન સિવાય ન્યુયોર્ક અને ફિલાડેલ્ફીઆમાં તે વખતે છાપખાનાં હતાં. ફિલાડેલ્ફીઆ કરતાં ન્યુયોર્ક બોસ્ટનની નજીક હતું તેથી ન્યુયોર્ક જતા રહેવાનો તેને ઠરાવ કર્યો.

ફ્રાંક્લિનના મિત્ર જોન કોલિન્સે તેના જતા રહેવા સંબંધી બધી ગોઠવણ કરવામાં મદદ કરી ન્યુયોર્ક જતાં એક વહાણમાં તેણે ફ્રાંક્લિનને માટે ટીકીટ મેળવી અને ફ્રાંક્લિન પોતે છૂપો કેમ આવે છે એવું વહાણના કપ્તાને પૂછ્યું તેનો એવો ખુલાસો કર્યો કે એ બાપડો એક નઠારી ચાલની છોડી સાથે ફસી ગયો છે અને એ છોડીનો બાપ એણે પરણવાને આગ્રહ કરે છે. વહાણના ભાડા જેટલા પૈસા ઉપજાવવાને ફ્રાંક્લિનને તેની કેટલીક કિંમતી ચોપડી વેચવી પડી.

ન્યુયોર્કના રસ્તામાં એક દિવસ બ્લોક ટાપુ આગળ પવન ન હોવાથી વહાણ અટકી રહ્યું. આ વખતે ખલાસીઓ કોડ જાતની માછલી દરિયામાંથી કાઢતા હતા. ફ્રાંક્લિનના માંસભક્ષણ વિરૂદ્ધના વિચાર હજી કાયમ રહ્યા હતા તેથી ખોરાકને માટે પ્રાણીઓનો જીવ લેવો એ ખૂન કર્યા બરોબર તે ગણતો. માછલાં મારવાનો ફ્રાંક્લિન પહેલાં ઘણો શોખ ધરાવતો પણ હવે તો તેને એક મોટો ગુન્હો ગણતો. માછલાં પકડવાનું કામ ચાલ્યું ત્યાં સુધી તો ફ્રાંક્લિનના વિચાર કાયમ રહ્યા; પણ જ્યારે તેમને તળવા માંડ્યાં અને ચૂલાપરથી તળ્યાની સુવાસ આવવા લાગી, ત્યારે પોતાનો વિચાર ભૂલભરેલો તો નહીં હોય એમ તેને શંકા પેદા થઇ. થોડા વખત સુધી મત અને વલણ વચ્ચે ઝગડો ચાલ્યો પણ આખરે મત વલણને શરણ થયો. માછલીઓને ફાડતાં તેમના પેટમાંથી બીજી નાની માછલીઓ નીકળતી તેણે જોઇ, તેથી તે કહેવા લાગ્યો કે જ્યારે આ એક બીજાને ખાઇ જાય છે ત્યારે આપણે શા માટે ન ખાવી તેનું કારણ હું જોતો નથી. આ વાત વર્ણવ્યા પછી ફ્રાંક્લિન કહે છે કે "તર્ક શક્તિવાળા

પ્રાણીનો અવતાર લેવો એ ઠીક સવડભરેલું છે કારણ કે તેથી આપણને જે કરવાનું મન થાય તે તરફ તર્ક થઇ શકે છે."

બોસ્ટનથી નીકળ્યા પછી ત્રણ દિવસમાં બેન્જામીન ફ્રાંક્લિન ન્યુયોર્ક પહોંચ્યો; એ વખતે એની ઉમર લગભગ અઢાર વર્ષની હતી. એ શહેરમાં એનું કોઈ ઓળખીતું નહોતું તેમ કોઇની ઉપર ભલામણનો કાગળ પણ લાવ્યો નહોતો; પૈસા પણ એના ગજવામાં થોડાજ હતા. તે વખતે ન્યુયોર્ક શહેરની વસ્તી સાત આઠ હજાર માણસની હતી. વસ્તીનો મોટો ભાગ વલંદા લોકોનો હતો તેથી અંગ્રેજી છાપનારને એ શહેરમાં કાંઇ ઉત્તેજન મળે એમ નહોતું. બોસ્ટનમાં ૧૭૦૪ ની સાલમાં વર્તમાન પત્ર પ્રગટ થયું હતું; ફિલાડેલ્ફીઆમાં ૧૭૧૯માં થયું હતું. પણ ન્યુયોર્કમાં તો ૧૭૨૫ ની સાલ સુધી થયુંજ નહોતું. ૧૭૨૩માં ફ્રાંક્લિને એ શહેરમાં ગયો ત્યારે ત્યાં ચોપડી વેચનારની એક પણ દુકાન નહોતી. માત્ર એક છાપખાનું હતું. તેના માલેક વિલિયમ બ્રેડફર્ડ પાસે ફ્રાંક્લિન નોકરી માગવા ગયો. બ્રેડફર્ડને બહુ કામ મળતું નહીં અને તેની પાસે કામ પૂરતાં માણસો હતાં તેથી ફ્રાંક્લિનને તે નોકરી આપી શક્યો નહીં, તોપણ તેણે કહ્યું કે "મારો છોકરો ફિલાડેલ્ફીઆમાં છે તેનો મુખ્ય કારીગર એક્વીલારોઝ ગુજરી ગયો છે. તમે એની પાસે જાઓ તો તે તમને કદાચ કામ આપશે." દરિયાની મુસાફરીથી ફ્રાંક્લિન કંટાળી ગયો હતો તોપણ વિલે મોઢે ઘેર પાછા જવાના કરતાં ફિલાડેલ્ફીઆ જવાનું જોખમ વહોરવું તેને વધારે ઠીક લાગ્યું અને તેથી તરતજ ત્યાં જવા નીકળી પડ્યો.

પેટી અને બીજો ભારે સામાન દરિયાવાટે પાછળથી મોકલવા મૂકી, એમ્બોઇ જવાને ફ્રાંક્લિને હોડી ભાડે કરી. તેની સાથે એક દારૂડીઓ વલંદો ભાડુત હતો. હોડી જુનીપુરાણી, સડી ગએલા સઢવાળી હતી, અને તેને હંકારવાને એકજ ખારવો હતો. ગવરનર ટાપુ પહોંચ્યા પછી હોડીને તોફાન લાગ્યું, સઢ ફાટી ગયાં, હોડી લોંગ ટાપુ તરફ ઘસડાવા લાગી અને વલંદો દરિયામાં પડી ગયો. વલંદાને બુડતો બચાવીને ફ્રાંક્લિને હોડી પર લઈ લીધો. શુદ્ધિમાં આવ્યા પછી વલંદાએ ગજવામાંથી એક નાનકડી ચોપડી કાઢી અને તે ફ્રાંક્લિનને સુકવવા આપી સૂઈ ગયો. આ ચોપડી ફ્રાંક્લિનની માનીતી "પિલગ્રીમ્સ પ્રોગ્રેસ" હતી. ફ્રાંક્લિને કદી નહીં જોએલી એવી સારી અને સુશોભિત બાંધણીની આ ચોપડી હતી. પવનથી હોડી ઘસડાતી લોંગ ટાપુના કિનારા નજીક આવી પહોંચી. કિનારા

આગળ દરિયાની છોળો એવી ઉછળતી હતી કે રખેને હોડી ભાગી ડુબી જાય એવી ધાસ્તી રહેતી હતી તેથી વેગળેજ તેઓ થોભ્યા. કિનારાપર કેટલાક લોકોને આવતા તેમણે જોયા પણ મોજાનો અવાજ એટલો થતો હતો કે તેમનું બોલેલું હોડીપર સંભળાતું નહીં. હોડીપર ખાવું કંઈ નહોતું તો પણ તોફાન ઓછું થાય ત્યાં સુધી ભૂખ્યા તરસ્યા બેસી રહેવા વગર બીજો ઉપાય નહોતો. આખી રાત હોડીવાળો, ફ્રાંક્લિન અને પેલો વલંદો હોડીપર પડ્યા રહ્યા, અને જરા પણ આંખ મીંચ્યા વગર તેમને દુઃખમાં રાત કાઢવી પડી. સવારે પવન નરમ પડ્યો, હોડી આગળ ચાલી અને પાછલા પહોરે એમ્બોય પહોંચી. ત્રીસ કલાક સુધી ખોરાક કે પાણી વગર પવનમાં રહેવું પડવાથી ફ્રાંક્લિનને સાંજે તાવ ચઢી આવ્યો. કોઇ ઠેકાણે તેના વાંચવામાં આવ્યું હતું કે ઠંડુ પાણી પુષ્કળ પીવાથી તાવ મટી જાય છે. પથારીમાં પડ્યા પડ્યા તેને આ યાદ આવ્યું તેથી તે અજમાવી જોયું. આથી તેને ઘણો પસીનો થયો અને સવારમાં ઉઠ્યો ત્યારે તાવ બીલકુલ ઉતરી ગએલો જણાયો.

ફિલાડેલ્ફીઆ જવાને એમ્બોયથી ૫૦ માઇલ બરલિંગ્ટન સુધી પગ રસ્તે જવાનું હતું. ફ્રાંક્લિન એમ્બોઇ આવ્યો તેને બીજે દિવસે સવારમાં વરસાદ ઘણો પડ્યો, પણ બેશી રહેવું તેને પરવડે એમ નહોતું તેથી વરસાદમાં પલળતો તે નીકળ્યો અને હળવે હળવે બપોર સુધી ચાલી એક ધર્મશાળા આગળ આવી પહોંચ્યો. તે દહાડે ત્યાંજ મુકામ કર્યો. અહિં આગળ પહેલ વહેલું તેનું હૈયું ભરાઈ આવ્યું અને ઘર છોડી નીકળી પડ્યો ન હોત તો સારૂં એમ તેના મનમાં લાગ્યું. છાનાખાના નીકળી ગએલા માણસ જેવો તેનો દેખાવ થઇ ગયો હતો, એનું મ્હોં કરમાઇ ગયું હતું, કપડાં મેલાં થઇ ગયાં હતાં, મુસાફરીમાં ઘસારાથી ફાટી ગયાં હતાં અને વરસાદથી પલળી ગયાં હતાં.

બીજે દિવસે પાછું આગળ ચાલવા માંડ્યું અને એવો ઝપાટો માર્યો કે સાંજે બરલિંગ્ટનથી દસ માઇલ આવેલા એક ગામ આગળ આવી પહોંચ્યો, અને સવારમાં વહેલો ઉઠી બરલિંગ્ટન જઇ પહોંચ્યો. અહિંથી ફિલાડેલ્ફીઆ સુધી સત્તર માઇલ હોડીએ જવાનું હતું. શહેરમાંથી જતાં રસ્તામાં એક ડોશીની દુકાનેથી ફ્રાંક્લિને ખાવાનું લીધું અને નદી ભણી આગળ ચાલ્યો. નદીએ પહોંચતાં તેને ખબર મળી કે દર શનીવારે જનારી હોડી ઉપડી ગઇ છે. અને મંગળવાર સુધી બીજી કોઇ હોડી ફિલાડેલ્ફીઆ

જવાની નથી. બરલિંગટન તે શનીવારને દિવસે પહોંચ્યો હતો તેથી મંગળવાર સુધી ક્યાં રહેવું એ બાબત સલાહ લેવા પેલી દુકાનદાર ડોશીને ત્યાં પાછો ગયો. આ વખતે ફ્રાંક્લિનનો બહારનો દેખાવ ચીથરેહાલ છતાં તેનામાં કંઇ વિશેષ ગુણ છે એમ એ ભલી બાઇને લાગ્યું. તેથી મંગળવાર સુધી પોતાને ઘેર રહેવાને તેણે ફ્રાંક્લિનને આગ્રહપૂર્વક નોતરું દીધું અને તે ફ્રાંક્લિને ઘણી ખુશીથી સ્વિકાર્યું.

એજ દિવસે સાંજે નદીને કિનારે ફ્રાંક્લિન ફરવા ગયો હતો તે વેળાએ કેટલાક ઉતારૂઓને લઇને ફિલાડેલ્ફીઆ જતી એક ખાસ હોડી તેના જોવામાં આવી. આ હોડીમાં પોતાને માટે ફ્રાંક્લિન ગોઠવણ કરી શક્યો. થોડા વખતમાં તૈયાર થઇ તે હોડીમાં આવી બેઠો, અને હોડી આગળ ચાલી; પવન નહીં હોવાથી ઉતારૂઓને હલેસાં મારવાં પડ્યાં. મધ્યરાત્રિ થઇ તો પણ શહેર દેખાયું નહીં તેથી કેટલાક ઊતારૂઓ કહેવા લાગ્યા કે શહેર પાછળ રહી ગયું હશે માટે અમે હલેસાં મારીશું નહીં. એટલામાં એક નાની ખાડી આવી તેમાં હોડી હંકારી, જમીનપર ઊતરી સવાર સુધી ત્યાંજ રહેવાનો તેઓએ ઠરાવ કર્યો. એ જગા કુપરની ખાડી છે અને ત્યાંથી ફિલાડેલ્ફીઆ પાસેજ છે એમ એક જણને ખબર હોવાથી પાછી હોડી હંકારી અને થોડા વખતમાં ફિલાડેલ્ફીઆ દેખાયું. રવીવારને દહાડે સવારના આઠ નવ વાગ્યાની વચ્ચે મારકેટ સ્ટ્રીટ બંદરમાં હોડી જઇ ઉભી રહી અને બધા કિનારે ઉતર્યા. ફ્રાંક્લિનના ગજવામાં રૂપાનાણામાં એક ડાલર અને એક શિલીંગ જેટલું તાંબાનાણું હતું. તેણે હલેસાં મારવામાં મદદ કરી હતી તેથી તેની પાસે ભાડા તરીકે કંઇ પણ લેવાને હોડીવાળાએ ના પાડી, તો પણ તેણે બહોશ કરીને પોતાનું બધું તાંબા નાણું આપ્યું. આત્મચરિત્રમાં આ હકીકત કહ્યા પછી ફ્રાંક્લિન લખે છે કે "માણસની પાસે ઘણો પૈસોય હોય ત્યારે તે જેટલો ઉદાર થાય તેના કરતાં થોડો પૈસો હોય ત્યારે, પાસે પૈસા નથી એમ બીજાના જાણવામાં ન આવે માટે વધારે ઉદાર થાય છે."

આ વખતે ફ્રાંક્લિન ભૂખ, થાક અને ઉજાગરાથી સૂકાઇ કોકડા જેવો થઇ ગયો હતો. આસપાસ જોતો જોતો તે શહેરમાં ચાલતો હતો, એવામાં ભાખરા લઇને જતો એક છોકરો તેને મળ્યો. ફક્ત લુખા ભાખરા ખાઇને બોસ્ટનમાં એણે ઘણા દહાડા કાઢ્યા હતા. ભાખરા ક્યાં મળે

છે એ વિષે તે છોકરા પાસે ખબર મેળવી દુકાને ગયો અને બોસ્ટનમાં મળતા તે જાતના ભાખરા માગ્યા. એને જોઇતા હતા તેવા ભાખરા ત્યાં બનતા નહોતા તેથી જે હોય તે જાતના ત્રણ આનાના આપવા તેણે કહ્યું. દુકાનદાર તેને ત્રણ મોટા થાળી જેવડા ભાખરા આપ્યા. ત્રણ આનામાં આટલો માલ ફ્રાંક્લિનને બહુ સસ્તો લાગ્યો. ગજવામાં જગા નહીં હોવાથી એકેક ભાખરો બગલમાં ઘાલી ત્રીજો ખાતો ખાતો તે આગળ ચાલ્યો. ચાલતાં ચાલતાં મારકેટ સ્ટ્રીટમાં મી. રીડ નામના ગૃહસ્થના ઘર આગળ તે આવી પહોંચ્યો.

મી. રીડની ૧૮ વર્ષની ખૂબ સુરત પુત્રી ડેબોરા બારણા આગળ ઉભી હતી. ફ્રાંક્લિનનો વિચિત્ર દેખાવ જોઇ તે બાઇને ઘણું આશ્ચર્ય લાગ્યું. આગળ જતાં ધણી ધણીઆણી થવાનાં છે એમ આ વખતે બન્નેમાંથી એકે જણ જાણતાં નહોતાં. પોતાની ભવિષ્યની પત્ની પોતાનો દેખાવ કેવો વિચિત્ર લાગતો હશે તે ફ્રાંક્લિનના તો ખ્યાલમાંએ નહોતું. ભાખરો પૂરો થયો ત્યાં સુધી એક મહેલ્લામાંથી બીજા મહેલ્લામાં તે રખડયો અને પછી નદીપર જઈ પાણી પી નારતો પૂરો કર્યો. તેની સાથે હોડીમાં એક બાઇ અને તેનું નાનું બાળક આવ્યાં હતાં તેમને આગળ જવાનું હતું તેથી હોડી હંકારવાની વાટ જોઇ તે નદીપર બેઠાં હતાં. ફ્રાંક્લિને ઉદારતાથી બાકી રહેલા બે ખાખરા તે બાઇ અને તેના બાળકને આપી દીધા.

નાસ્તો લઇ તાજો થયા પછી ફ્રાંક્લિન માર્કેટ સ્ટ્રીટમાં પાછો આવ્યો. સારાં લુગડાં પહેરીને ઘણા લોકોને એકજ રસ્તે સાથે જતા તેણે જોયા તેમના ભેગો મળીને તે પણ આગળ ચાલ્યો અને તેમની સાથે ક્વેકર પંથના મંદીરમાં ગયો. પ્રાર્થના શરૂ થતાં સુધી તેને બેસીને સમાજ તરફ આમ તેમ જોયા કર્યું. પ્રાર્થના શરૂ થતાં શાંતિ થવાથી અને થાકેલો હોવાથી તે ઘસઘસાટ ઉંઘી ગયો. સમાજ ઉઠી ત્યાં સુધી તે ઉંઘી રહ્યો. એક ભલા માણસે તેને ઉઠાડયો ન હોત તો એથી પણ વધારે ઉંઘત. રસ્તે જતા લોકોનાં મોં જોતો જોતો તે પાછો નદી તરફ ચાલ્યો. એક જણ સારો લાગવાથી તેને પૂછ્યું કે આ ગામમાં પરદેશીઓને ઉતરવાની જગા કયાં છે ? તેણે કહ્યું કે " આ પાસે એક વિશી છે પણ ત્યાં આબરૂદાર લોક ઉતરતા નથી. મારી સાથે આવો તો હું તમને સારી જગા બતાવું." ફ્રાંક્લિન તેની સાથે થોડો આગળ ગયો એટલે તેણે એક

બીજી વિશી બતાવી ને ત્યાં જવા કહ્યું. અહિં આવી ફ્રાંક્લિને ઉતારો કર્યો. જમતાં જમતાં ઘરધણીએ તેને કેટલાએક સવાલ પૂછ્યા તેથી જાણે તેના નાશી આવ્યા વિષે તેને શક આવ્યો હોય એમ ફ્રાંક્લિનને લાગ્યું. જમ્યા પછી તે સૂઈ ગયો, અને વાળુ કરવાને ઉઠાડયો ત્યાં સુધી ઊંઘ્યા કર્યું. વાળુ કર્યા પછી પાછો તરતજ સૂઈ ગયો અને સવાર થતાં સુધી ઘસઘસાટ ઊંઘ્યો. ઘર છોડયાને ફ્રાંક્લિનને આજે અગિયાર દહાડા થયા હતા.

---

## પ્રકરણ ૪ થું.

### ફિલાડેલ્ફીઆથી લંડન. ૧૭૨૩—૨૪.

એન્ડ્રુ બ્રેડફર્ડની મુલાકાત—કીમર છાપખાનાવાળો—નોકરી મળી—મી૰ રીડને ઘેર રહેવું—ફિલાડેલ્ફીઆમાં સુખમાં જતા દિવસ—કેપ્ટન હોમ્સનો ઘેર જવા આગ્રહ—ફ્રાંક્લિને પોતાનો વિચાર દૃઢ રાખ્યો—ગવર્નર કીથનું છાપખાનામાં મુલાકાત લેવા આવવું—સ્વતંત્ર છાપખાનું કાઢવા સલાહ મળવી—છાપખાનું કાઢવાનો છુપો ઠરાવ—મળવાને બહાને બોસ્ટન જવું—કોલિન્સનો ફિલાડેલ્ફીઆ જઈ વસવાનો વિચાર—ફ્રાંક્લિનના બાપે મદદ આપવા ના પાડી—મેથરે માથામાં મારીને જ્ઞાન ઘાલ્યું—ફિલાડેલ્ફીઆ જવા નીકળવું—ન્યુપોર્ટમાં ભાઇ જોનને મળવું—મી૰ વર્નને બતાવેલું કામ—ન્યુયોર્કમાં કોલિન્સને મળવું—કોલિન્સ દારૂડીઓ નીકળ્યો—ગવર્નર બરનેટની મુલાકાત—બધે સુખ સરખું છે એમ મુસાફરીમાં અનુભવ—ગવર્નર કીથે પોતે મદદ કરવા વચન આપ્યું—કોલિન્સની મિત્રતાનો અંત—ફિલાડેલ્ફીઆમાં ફ્રાંક્લિનના સોબતી—મળતા સ્વભાવ—ખોતરણાં કાઢનાર ઓસબર્નનું છેતરાવું—ડેબોરા રીડ સાથે વિવાહનું નક્કી કરવું—કેપ્ટન એનીસના વહાણમાં લંડન જવા નીકળ્યો—રાલ્ફ સાથે જવા તૈયાર થયો—કાગળ આપવા ગવર્નર કીથના વાયદા પર વાયદા—થેલીમાંથી કાગળ ખોળી કાઢ્યા—લંડન પહોંચતાં કાગળ નકામા પડ્યા—મી૰ ડેનહાલની સલાહ—હેમિલ્ટન વકીલ સાથે ઓળખાણ—કીથ વિષે ફ્રાંક્લિનનો વિચાર.

---

સવારમાં ઉઠી ફ્રાંક્લિને બની એટલી ટાપટીપથી પોતાનાં ફાટેલાં મુસાફરીનાં કપડાં પહેરી લીધાં, અને જેના પર ભલામણ લાવ્યો હતો

તે છાપખાનાવાળાને ઘેર ગયો. એ ગૃહસ્થનું નામ એન્ડ્રુ બ્રેડફર્ડ હતું. તેણે ફ્રાંક્લિનને વિવેક સાથે આદરમાન આપ્યું અને પોતાને ઘેર જમવાને નોતર્યો પણ નોકરી આપવા સંબંધી એમ કહ્યું કે " મારા કારખાનામાં હાલ માણસો ઘણાં છે. સેમ્યુઅલ કીમર નામના ગૃહસ્થે છાપખાનું કાઢ્યું છે તેથી તે તમને કદાચ રાખશે. જો તે નહીં રાખે તો તમે સુખેથી મારે ઘેર રહેજો. હું તમને હાલ તરત થોડું ઘણું કામ આપીશ અને આગળ પર તમારૂં સારી રીતે ઠેકાણું પાડીશ. "

ફ્રાંક્લિન લાગલોજ કીમરના કારખાનામાં ગયો. એક નાના ઓરડામાં જુનું ભાગેલું મુદ્રાયંત્ર અને ઘસાઇ ગએલાં બીબાં ગોઠવ્યાં હતાં અને કીમર તેમાં કામ કરતો હતો. ફ્રાંક્લિનની પરીક્ષા લેવા કીમરે થોડા સવાલ મોઢેથી પૂછ્યા અને કંઇ કામ કરાવી જોયું. છોકરો ઠીક લાગવાથી કીમરે કહ્યું કે હાલ તો મારી પાસે કામ નથી પણ થોડા વખતમાં હું તમને નોકરી આપીશ.

બ્રેડફર્ડને ઘેર પાછો આવી ત્યાંજ રહી તેની ઓફીસમાં થોડા દહાડા ફ્રાંક્લિને છૂટક પરચુરણ કામ કર્યું. પછીથી કીમરને સરકાર તરફથી કંઇ કામ મળવાથી તેણે ફ્રાંક્લિનને બોલાવ્યો અને રાખ્યો. કીમરની ઓફીસમાં ફ્રાંક્લિન નિયમિત રીતે કામ કરવા લાગ્યો. પોતાનો નોકર પોતાના હરીફને ઘેર રહે એ ઠીક નહીં, એમ કીમરને લાગવાથી મી૦ રીડને ઘેર ફ્રાંક્લિનને રહેવાની તથા જમવાની ગોઠવણ કરી આપી. જેના ઘર આગળથી ભાખરો ખાતો ખાતો ફ્રાંક્લિન ફીલાડેલ્ફીઆમાં પહેલે દહાડે ગયો હતો તે આ મી. રીડ હતો. દિવસપર દિવસ ચાલ્યા જવા લાગ્યા. ફ્રાંક્લિનને રોજી ઠીક મળતી અને તેમાંથી કરકસર કરી તે દરરોજ કંઇ બચાવતો તેથી સુખમાં રહી શકતો. એના જેવા વાંચવાના શોખી મિત્રો એને થોડા દહાડામાં મળી આવ્યા; દરરોજ તેમની સાથે એ એવા આનંદમાં વખત ગાળતો કે બોસ્ટન તેને ભાગ્યેજ સાંભરતું. એના ભાઇની આપખુદી વર્તણુંકથી એના મનપર એવી સજ્જડ અસર થઇ હતી કે બોસ્ટન સંભારવાનુંજ એને ગમતું નહીં. એના મિત્ર જોન કોલિન્સ સાથે એ પત્રવ્યવહાર રાખી રહ્યો હતો અને પોતે ક્યાં છે તેની એને ખબર કરી હતી. ફ્રાંક્લિનની વાત કોલિન્સે કોઇને ખબર પડવા દીધી નહોતી.

ફ્રાંક્લિનની એક બહેન રોબર્ટ હોમ્ઝ નામના માણસને પરણાવી હતી. બોસ્ટન અને ડિલાવર વચ્ચે વેપારાર્થે ફરતાં એક વહાણનો તે નાખુદા

હતો. ન્યુ કાસલમાં તેને કોઇની સાથે સહેજ વાતચીત કરતાં ખબર પડી કે ફ્રાંક્લિન ફિલાડેલ્ફીઆમાં આવી રહ્યો છે. એનો પત્તો મેળવી હોમ્સે ન્યુકાસલથી ફ્રાંક્લિનને પત્ર લખ્યો. બોસ્ટનથી તેના જતા રહેવાથી તેનાં માબાપ કેવાં દિલગીર થયાં હતાં તે એ પત્રમાં સવિસ્તર જણાવ્યું હતું, તથા ઘેર પાછા જવાને શિખામણ દીધી હતી. બેન્જામિને આ પત્રનો જવાબ વિનયથી પણ હકીકત સહ છટાદાર લખ્યો, ઘર છોડવાનું કારણ શાથી ઉપસ્થિત થયું હતું તે તેમાં જણાવી, પોતાનો વિચાર ફિલાડેલ્ફીઆમાંજ રહેવાનો છે એમ તેણે જાહેર કર્યું. આ કાગળ વાંચ્યાથી એના બનેવીની ખાત્રી થઈ કે તે પહેલાં ધારતો હતો તેટલો એનો વાંક નહોતો

આ કાગળથી ફ્રાંક્લિનના ભવિષ્યનું વલણ જૂદી જાતનું થયું. રોબર્ટ હોમ્સને એ પત્ર પહોંચ્યો ત્યારે પેન્સિલવેનિયાનો ગવર્નર સર વિલિયમ કીથ તેની સાથે હતો. ફ્રાંક્લિનના પત્રની છટાથી છક થઇ જઇ, હોમ્સે તે સર વિલિયમને બતાવ્યો અને તે વાંચી સર વિલિયમ પણ આશ્ચર્ય પામ્યો. પત્ર લખનારની ઉમ્મર જાણી ત્યારે તો ગવર્નરને વધારે આશ્ચર્ય લાગ્યું. તેણે કહ્યું કે "ફિલાડેલ્ફીઆમાં કોઇ સારો છાપખાનાવાળો નથી. બ્રેડફર્ડ અજ્ઞાન છે અને તેનામાં કંઇ કારીગરી નથી; કીમર બેવકૂફ અને લુચ્ચો છે, આ પત્ર લખનાર જુવાન માણસ બુદ્ધિશાળી છે, એને ઉત્તેજન મળવું જોઇએ. જો એ ફિલાડેલ્ફીઆમાં છાપખાનું કાઢે તો સરકારી તમામ કામ એને હું સોંપું."

એક દિવસ ફ્રાંક્લિન અને કીમર છાપખાનામાં કામ કરતા હતા એવામાં બે ગ્રહસ્થોને વેગળેથી છાપખાના તરફ આવતા તેમણે જોયા. આ પૈકી એક સર વિલિયમ કીથ છે અને બીજો કર્નલ ફ્રેંચ છે, એમ જરા નજીક આવ્યા એટલે કીમરે ઓળખી કાઢ્યા. કીમરે ધાર્યું કે તેઓ મને મળવા આવે છે તેથી તેમને આવકાર દેવાને દોડતો મેડેથી નીચે ઉતરી સામો ગયો. પરંતુ ગવર્નરે તો ફ્રાંક્લિન ક્યાં છે એમ પૂછ્યું અને તે છાપખાનાના મેડાપર છે એવી ખબર મળતાં તેને મળવાને ઉપર ગયો. ફ્રાંક્લિને કદી અનુભવેલી નહીં એવી નમ્રતાથી સર વિલિયમે તેને સલામ કરી, તેનાં ઘણાં વખાણ કર્યાં, તેની ઓળખાણ કરવાને ખાએશ બતાવી, ફિલાડેલ્ફીઆમાં પહેલ વહેલા આવ્યા ત્યારે મને કેમ મળ્યા નહીં એમ કહી જરા ઠપકો દીધો અને છેલ્લે પાસેના પીઠામાં પોતાની અને કર્નલ ફ્રેન્ચની સાથે આવવાને તેને નોતરૂં દીધું. આ બધું સાંભળીને કીમર તો આભોજ બની ગયો; ફ્રાંક્લિનને પણ ઘણું આશ્ચર્ય લાગ્યું; તોપણ તેમની

સાથે જવાને તેણે હા કહી. લાગલા ત્રણે જણ પીઠામાં ગયા અને ફ્રાંક્લિને કયો રસ્તો પકડવો એ વિષે વાત ઉપાડી. ફ્રાંક્લિનના બનેવી હોમ્ઝને ગવર્નરે જે કહ્યું હતું તે પાછું ફ્રાંક્લિનને કહ્યું અને તેના બાપની મદદથી ફિલાડેલ્ફીઆમાં એકદમ છાપખાનું ઉઘાડવાને સૂચવ્યું; અને વધારામાં કહ્યું કે "તમે જરૂર ફતેહ પામશો. હું અને કર્નલ ફ્રેન્સ પેન્સિલવેનિયા તથા ડિલાવરનું તમામ સરકારી કામ તમને આપીશું,"

ફ્રાંક્લિનઃ—"મને લાગતું નથી કે મારા પિતા એ કામને માટે જોઇતી મુડી મને ધીરે."

સર વિલિયમ—તમારા પિતાપર હું તમને કાગળ લખી આપીશ, અને તેમાં આપણે કરવા ધારેલી યોજનાથી શાશા ફાયદા થશે તે જણાવીશ. મને ખાત્રી છે કે તમારો બાપ હા કહ્યા વગર રહેશે નહીં."

આખરે એવો ઠરાવ થયો કે ગવર્નરનો કાગળ લઇને ફ્રાંક્લિને બોસ્ટન તરફ જતા, પહેલા વહાણે બોસ્ટન જવું અને તેના બાપને સમજાવી હા કહેવરાવી બધું નક્કી થાય ત્યાં સુધી વાત છુપી રાખવી અને ફ્રાંક્લિને કીમર સાથે કામ કર્યા જવું. પછી ત્રણે જણ છૂટા પડયા. સર વિલિયમ કોઇ કોઇ વાર ફ્રાંક્લિનને પોતાને ઘેર જમવા તેડતો અને તેની સાથે ઘણા દહાડાનું ઓળખાણ હોય એવી રીતે સ્નેહથી અને માયાથી વર્તતો. ગવર્નરની પદવીનો ગૃહસ્થ તે વખતમાં છાપખાનાવાળા સાથે આવી છૂટથી ખાય પીએ અને વર્તે એમાં ઘણી નવાઇ નહોતી. સો વર્ષ પહેલાં છાપખાનાવાળાનો ધંધો સાધારણ કારીગરના ધંધા કરતાં ઉંચો ગણાતો. છાપવાની કળા પહેલવહેલી નીકળી ત્યારે મુખ્યત્વે કરીને ધર્મપુસ્તકો છાપવામાં આવતાં; વળી શરૂઆતમાં છાપવાનું કામ વિદ્વાનોને હાથે જ થતું. છાપવાનો ધંધો સાધારણ થઇ ગયો ત્યારે કારીગરના ધંધાના દરજ્જામાં આવ્યો. પરંતુ છેક ફ્રાંક્લિનના વખત સુધી તો છાપખાનાવાળા કેળવણી પામેલા હોવા જોઇએ એમ ગણાતું અને કેટલાક ખરેખર કેળવાયલા હતા પણ ખરા.

સન ૧૭૨૪ ના એપ્રિલ માસની આખરે એક નાનું વહાણ બોસ્ટન તરફ જવાનું હતું. થોડો વખત મારાં સગાંવહાલાંને મળી આવવું છે એમ કહી ફ્રાંક્લિને તેમાં જવા ટીકીટ લીધી. ફ્રાંક્લિનના બાપપર ગવર્નર કીથે એક લાંબો કાગળ લખી આપ્યો અને તેમાં ફ્રાંક્લિનનાં ખૂબ

વખાણ કરી જણાવ્યું કે ફિલાડેલ્ફીઆમાં એની પાસે છાપખાનું કઢાવો તો એ ન્યાલ થઈ જશે. એ અઠવાડિયાંમાં ફ્રાંક્લિન બોસ્ટન પહોંચ્યો અને સાત મહિનાના વિયોગ પછી તેનાં માબાપને મળ્યો. કેપ્ટન હોમ્ઝ કે બીજા કોઈ તરફથી ફ્રાંક્લિન વિષે એનાં માબાપને કંઈ ખબર આગળથી મળી નહોતી તેથી એના એકાએક પાછા આવવાથી તેમને ઘણો અચંબો લાગ્યો. ફ્રાંક્લિનને જોઈને એના ભાઈ જેમ્સ સિવાય બીજાં બધાં હરખાઈ ગયાં.

ફ્રાંક્લિનનો ભાઈબંધ કોલિન્સ તે વખતે પોસ્ટ ઑફીસમાં કારકુન હતો. ફ્રાંક્લિનને મોઢે પેન્સિલવેનિયાનું વર્ણન સાંભળીને તે એટલો દીંગ થઈ ગયો કે એકદમ ત્યાં જઈ વસવાનો તેણે ઠરાવ કર્યો. પોતાની ચોપડીઓ વગેરે દરિયાવાટે ફ્રાંક્લિન સાથે લાવવાને મૂકી તે આગળથી જમીન્ વાટે નીકળી પડ્યો અને ન્યુયોર્કમાં ફ્રાંક્લિન સાથે ભેગા થવાનું ઠરાવ્યું.

સર વિલિયમ કીથના પત્રમાં કરેલી ભલામણોનો વિચાર ફ્રાંક્લિનના બાપે ઘણી રીતે કરી જોયો. થોડો વખત તો તેણે પોતાનો વિચાર ફ્રાંક્લિનને જણાવ્યો નહીં. એવામાં કેપ્ટન હોમ્ઝ ડિલાવરથી બોસ્ટન આવ્યો. તેને એ કાગળ બતાવી પૂછ્યું. " તમને ખબર છે કે સર વિલિયમ કીથ કેવો માણસ છે; મને તો લાગે છે કે એ ચોકસ, ઠરેલ અને વિચારવંત હોય તો આ અઢાર વર્ષના બાળકને સ્વતંત્ર ધંધામાં નાંખવાની ભલામણ કરે નહીં. " કેપ્ટન હોમ્ઝે પોતાના સાળાનો પક્ષ લઈને એના લાભમાં જેટલું કહી શકાય એટલું કહ્યું પણ ડોસાએ ફ્રાંક્લિનની ઉંમરને લીધે પાછા હટી પૈસા આપવાને ચોખ્ખી ના પાડી. તેણે ફ્રાંક્લિનને કહ્યું. " તું હજી ઘણો નાનો છે, ગવર્નરે તારાં આટલાં બધાં વખાણ કર્યાં છે અને તારા ઉદ્યોગ અને ડહાપણથી તું થોડા વખતમાં આટલું બધું બચાવી શક્યો છે તેથી હું ઘણો પ્રસન્ન થયો છું. ફિલાડેલ્ફીઆ તારે પાછા જવું હોય તો સુખેથી જા. તારી ૨૧ વર્ષની ઉંમરે ધંધામાં પડવા જેટલું તેં બચાવ્યું હશે તો હું તને કંઈક મદદ કરીશ પણ હાલ તો કંઈ પણ કરવું મને વ્યાજબી લાગતું નથી. ફિલાડેલ્ફીઆના લોક સાથે તારૂં વર્તન સારૂં રાખજે, સખત ટીકા ભરેલાં અને નાલેશી ભરેલાં લખાણ લખવાનું છોડી દેજે. તને હજી યાદ હશે કે એવાં લખાણ લખવાથી તું અને તારો ભાઈ કેવી આફતમાં આવી પડ્યા હતા."

ફ્રાંક્લિન:—"બાપા, આ છેલ્લી બાબતપર વાદવિવાદ કરવાને આ-

પણ હાલ વખત નથી, એટલે વધારે કહેતો નથી. પણ જો કુરન્ટ પત્ર ચલાવવાનું મારે હાથ ફરી આવે તો હું તો પ્રથમ પ્રમાણેજ લખું. મેં લઢત કરી નહોત તો આજ બોસ્ટનનો છાપો સ્વતંત્ર ક્યાંથી હોત?"

સર વિલિયમ કીથને ફ્રાંક્લિનના બાપે ઉત્તર લખ્યો તેમાં એ ગૃહસ્થ ફ્રાંક્લિનના હિતમાં ભાગ લેતો હતો તેને માટે તેનો ઉપકાર માન્યો અને તેની ભલામણ પ્રમાણે હાલ નહીં કરવાને પોતાનાં કારણ લખી જણાવ્યાં.

બોસ્ટનની આ મુલાકાત વખતે ફ્રાંક્લિન કોટન મેથરને મળવા ગયો હતો. પોતાના પુસ્તકાલયમાં મેથરે ફ્રાંક્લિનની મુલાકાત લીધી અને જ્યારે તે રજા માગી જવા લાગ્યો ત્યારે ઘરમાંથી બહાર નીકળવાનો એક ટુંકો માર્ગ તેને બતાવ્યો. આ માર્ગ એક નવેળામાં થઇને હતો. નવેળાપર માથું અડે એટલે ઊંચે આડા મોભ મૂકેલા હતા. મેથરની સાથે વાતો કરતો કરતો ફ્રાંક્લિન નવેળામાં થોડું આગળ ચાલ્યો એટલે મેથર ઓચિન્તો બોલી ઉઠ્યો "માથું નમાવો, માથું નમાવો." ફ્રાંક્લિનનું માથું મોભ સાથે અથડાયું તે પહેલાં આ કહેવાનો ભાવાર્થ તે સમજી શક્યો નહીં. બીજાને શિખામણ આપવાની તક અમસ્તી જવા દે એવો માણસ મેથર નહોતો. તેણે કહ્યું "તમે જુવાન છો અને હજી દુનિયાં દીઠી નથી. દુનિયામાં તમારો રસ્તો આગળ કરતા જાઓ તેમ તેમ માથું નમાવતા જજો એટલે તમારૂં માથું કશા સાથે અથડાશે નહીં." ફ્રાંક્લિનના માથામાં મારીને આ પ્રમાણે ઘાલેલી શિખામણ તેને ઘણી ઉપયોગી થઈ પડી. પોતાનું માથું ઊંચું રાખવાથી કોઇને પોતાનો ગર્વ ઊતારવો પડતો અથવા દુઃખ વોહોરી લેવાં પડતાં, ફ્રાંક્લિન જોતો ત્યારે તે આ શિખામણ યાદ કરતો.

માબાપની આશિષ લઈ તેમની રજાથી ફ્રાંક્લિન બીજીવાર બોસ્ટનથી નીકળ્યો. જે વહાણમાં તે જતો હતો તે ન્યુપોર્ટ થઇને જવાનું હતું. ન્યુપોર્ટમાં તેનો ભાઈ જૉન, મીણબત્તી અને સાબુ બનાવવાનો ધંધો કરતો હતો. આ ભાઇની તેના તરફ મમતા સારી હતી તેથી તેને મળવા તે તેને ઘેર ગયો. જૉનના એક વર્નન નામના મિત્રનું પેન્સિલવેનિયામાં કોઇની પાસે સાત આઠ પાઉન્ડનું લેણું હતું. આ લેણું વસુલ કરી લેવાને વર્નને ફ્રાંક્લિનને ચીઠી લખી આપી અને કહ્યું કે એ પૈસાની વ્યવસ્થા કરવા હું લખી જણાવું ત્યાં સુધી મહેરબાની કરી તમારી પાસે રાખજો. આ કામ કરવાને ફ્રાંક્લિને કબુલ કર્યું. ન્યુપોર્ટ પછી ન્યુયોર્ક આવ્યું. અહિં એનો મિત્ર કોલિન્સ એની વાટ જોઇને બેસી રહ્યો હતો તે મળ્યો. કોલિન્સને દારૂ પીવાની

ખોટી આદત પડી છે એવી પહેલ વહેલી ફ્રાંક્લિનને ન્યુયોર્કમાં ખબર પડી. કોલિન્સ દારૂનો વ્યસની હતો એટલુંજ નહીં પણ ઘણો આળસુ હતો. ન્યુયોર્કમાં અને મુસાફરીના બાકીના ભાગમાં કોલિન્સનું ખર્ચ ફ્રાંક્લિનને આપવું પડયું. કારણ કે તેની પાસે પૈસોએ રહ્યો નહોતો. આ વિશેષ ખર્ચનો બોજો ફ્રાંક્લિનના ગજા ઉપરાંતનો હતો પણ તે કર્યા વગર છૂટકો નહોતો.

ફ્રાંક્લિનના વખતમાં અમેરિકામાં ચોપડીઓની કિંમત ઘણી બેસતી. જાહેર પુસ્તકાલય તો એ વખતમાં હતાંજ નહીં. કોઈ ખાનગી ગૃહસ્થો પુસ્તકોનો થોડો સંગ્રહ રાખતા, પણ તેમની સંખ્યા ઘણી થોડી હતી. ૫૦ પુસ્તકનો સંગ્રહ એ વખતમાં મોટો ગણાતો; એટલાં પુસ્તકનો માલેક મોટો વિદ્વાન ગણાતો અને સારૂં માન મેળવતો. ૧૭૨૪ માં ન્યુયોર્કનો ગવર્નર વિલિયમ બરનેટ નામે એક ખુશ મિજાજવાળો શોખી માણસ હતો. એ વખતમાં અમેરિકામાં પુસ્તકસંગ્રહને માટે પ્રખ્યાત થએલા માણસો પૈકી એક આ હતો. ફ્રાંક્લિન જે વહાણમાં ન્યુયોર્ક આવ્યો હતો તે વહાણના નાખુદા પાસેથી બરનેટને ખબર મળી કે ફ્રાંક્લિન પાસે પુસ્તકનો સંગ્રહ સારો છે. ગવર્નર બરનેટે ફ્રાંક્લિનને પોતાને ઘેર બોલાવ્યો, તેને પોતાનું પુસ્તકાલય બતાવ્યું અને પુસ્તકો તથા ગ્રંથકર્તાપર ખૂબ વાતોચીતો કરી. આત્મચરિત્રમાં ફ્રાંક્લિન કહે છે કે "મારી ખબર લેનાર આ બીજો ગવર્નર હતો; મારા જેવા ગરીબના છોકરાને આથી ઘણો આનંદ થયો."

ન્યુયોર્કથી આગળ મુસાફરી કરી બન્ને મિત્રો ફિલાડેલ્ફીઆ પહોંચ્યા. રસ્તામાં ન્યુપોર્ટવાળા મી. વર્નનનું લેણું ફ્રાંક્લિનને મળ્યું. કોલિન્સનું ખરચ એટલું બધું હતું કે આ પૈસામાંથી પણ કંઇક ખરચવાની ફ્રાંક્લિનને જરૂર પડી.

આ મુસાફરીની વખતે બનેલી એક વાત ફ્રાંક્લિને ૮૪ વર્ષની ઉંમરે ડાકટર પ્રીસ્ટલીને નીચે પ્રમાણે લખી જણાવી હતી. "મારી જુવાનીમાં એક નાના વહાણમાં બેસીને હું ડિલાવર નદી ઊતરતો હતો. પવન નહીં હોવાથી અમારે લંગર કરીને થોડો વખત બેસી રહેવાની જરૂર પડી હતી, વહાણપર સૂર્યનો તાપ ઉગ્ર હતો, ઊતારૂઓમાં મને રમુજ પડે એવું મારૂં ઓળખાણનું કોઇએ નહોતું. નદી કિનારે એક સુંદર મેદાન અને તેની વચ્ચે સારી છાયાવાળું એક ઝાડ મને દેખાયું, મેં ધાર્યું કે વહાણ ચાલતું થાય ત્યાં સુધી ત્યાં જઇને બેસું અને વાંચું તો ઠીક. વહાણના

કપ્તાનને વિનંતી કરવાથી તે મને કિનારે મુકી આવ્યો. કિનારે ઉતર્યા પછી મને માલમ પડયું કે મને દેખાતું હતું એવું મેદાન તો ત્યાં નહોતું પણ પાણીનું ખાબોચિયું હતું. ઝાડ સુધી જતાં મારા પગ ઢીંચણ સુધી ગળી ગયા. ઝાડ નીચે જઇને હું બેઠો કે મચ્છરનું ટોળું મારા હાથ પગ અને મોઢે વળગી પડયું અને મને વાંચવાએ ન દીધું તથા સુખે બેસવાએ ન દીધો. થાકીને હું પાછો વળ્યો અને હોડીમાં બેસાડી મને વહાણપર લઈ જવાને વહાણવાળાને મેં બોલાવ્યો. તડકો નહીં વેઠવાને હું ગયો હતો ત્યાંથી પાછા આવી ફરી વહાણપર તડકામાં મારે બેસવું પડયું અને તેથી બધા ઉતારૂઓ મારી મશ્કરી કરવા લાગ્યા. આ દુનિયામાં એવા બીજા દાખલા પણ મારા અનુભવમાં આવ્યા છે." આ વાતનું તાત્પર્ય એટલુંજ છે કે, દુનિયામાં દરેક પાયરીમાં સુખ દુઃખ સરખુંજ છે. જે ફરક દેખાય છે, તે માત્ર દેખીતો છે.

ફ્રાંક્લિનના પિતાનો કાગળ વાંચીને સર વિલિયમ કીથે ફ્રાંક્લિનને સ્વતંત્ર ધંધામાં નાખવાનો પોતાનો વિચાર છોડી દીધો નહીં અને કહ્યું કે " તમારા પિતા તો બહુ ડાહ્યા દેખાય છે. માણસ માણસમાં ફેર હોય છે. ઉંમરની સાથેજ પાકી સમજ આવે અને જુવાનિયામાં ન હોય એવો કંઇ નિયમ નથી. તમારા પિતા તમને મદદ નથી કરતા તો હું કરીશ. વિલાયતથી જે જે જરૂરની ચીજો મંગાવવાની હોય તેની મને યાદી કરી આપો એટલે હું તે મંગાવી આપીશ; જ્યારે તમને મળે ત્યારે મારા પૈસા પાછા આપજો. આ શહેરમાં એક સારો છાપખાનાવાળો ઉભો કરવા મેં ઠરાવ કર્યો છે અને મને પૂર્ણ આશા છે કે તમને ફતેહ મળશે." સર વિલિયમ કીથનાં આ વચનથી ફ્રાંક્લિન ખુશ થઇ ગયો; સર વિલિયમના જેવો ભલો માણસ બીજો કોઇ નથી એમ તેને લાગ્યું. તરતજ તેણે યાદી તૈયાર કરી અને સરવાળો ગણતાં લગભગ સો પાઉન્ડની કિંમતનો સર સામાન જોઇશે એમ જણાયું; સર વિલિયમે આ યાદી જોઇને કહ્યું કે " તમે જાતે વિલાયત જઇ સામાન પસંદ કરીને લાવો તો કિફાયત ન પડે? ત્યાં જવાથી વળી તમારે ઓળખાણ વધશે અને કાગદી તથા પુસ્તક વેચનારા સાથે પત્રવ્યવહાર જામશે."

ફ્રાંક્લિન—" હા એમ કરવું ફાયદાકારક થાય ખરૂં,"

સરવિલિયમ—" ત્યારે તો " એનીસ" સાથે જવા તૈયાર થાઓ."

ફરતું. "એનીસ" એ વહાણનો નાખુદા હતો. "એનીસનું" વહાણ લંડન અને ફિલાડેલ્ફીઆથી વર્ષમાં એક વાર ઉપડતું.

વહાણ ઉપડવાનો દિવસ હજી દૂર હતો, તેથી ફ્રાંકિલને કીમર સાથે કામ કરવાનું જારી રાખ્યું અને ગવર્નર સાથે કરેલો વિચાર છાનો રાખ્યો. સર વિલિયમ કીથ જુઠો, બડાઈખોર અને માનનો ભૂખ્યો હતો. એ પાણી કહે ત્યાં કાદવે ન હોય એવું એનું બોલવું હતું. ફ્રાંકિલને કોઈને પૂછયું નહીં તેથી આખરઘડી સુધી આ વાત એને જણાઈ નહીં. સર વિલિયમના વચનપર ભરોંસો રાખી, આશામાં ને આશામાં એ પોતાના દિવસ આનંદમાં કાઢવા લાગ્યો. વહાણ ઉપડવાના દિવસ સુધી ઉમંગમાં જે મહિના ગયા તેના જેવા બીજા ભાગ્યેજ ગયા હશે, તોપણ આ દુનિયાની રીત પ્રમાણે સુખમાં પણ દુઃખનો ભાગ હોવો જોઇએ, ફિલાડેલ્ફીઆ પાછો આવ્યો તે દહાડાથી તેના મિત્ર જૉન કોલિન્સની ગેરવર્તણુકને લીધે ફ્રાંકિલનને હરકતો વેઠવી પડતી અને શરમાવું પડતું. કોલિન્સ કેવળ દારૂડીઓ થઈ ગયો હતો. એ ફ્રાંકિલનને ખર્ચે ફ્રાંકિલનના ઉતારામાં આળસુ પડી રહેતો એટલુંજ નહી પણ કામ મળશે ત્યારે પાછા આપવાના વાયદા કરી વારંવાર ફ્રાંકિલન પાસે પૈસા ઉછીના લેતો. ફ્રાંકિલન કોઈ કોઈ વાર ચીઢાઈ તેને ઠપકો દેતો અને તેથી બન્ને વચ્ચે કજીયો થતો.

આખરે એક દિવસ આ મિત્રતાનો અંત આવ્યો. ફ્રાંકિલન, કોલિન્સ અને ફિલાડેલ્ફીઆના બીજા કેટલાક જુવાનીઆઓ એક વખત દિલાવર નદીપર હોડી લઈ ફરવા ગયા હતા. સૌએ વારાફરતી હલેસાં મારવાનાં હતાં. કોલિન્સનો વારો આવ્યો ત્યારે તેણે કહ્યું, "હું તો હલેસાં નહીં મારૂં. તમારે ગરજ હોય તો મારો." ફ્રાંકિલન બોલ્યો 'અમે હલેસાં મારી તને નહીં લઇ જઇએ." કોલિન્સે જવાબ વાળ્યો. 'હલેસાં નહીં મારો તો આખી રાત તમારે પાણીપર રહેવું પડશે." બીજા છોકરા બોલ્યા "મૂઓ જવા દોને આપણે હલેસાં મારીશું." કોલિન્સની પાછલી ગેરવર્તણુકથી નાખુશ થએલા ફ્રાંકિલને માન્યું નહીં. કોલિન્સે છાતી ઠોકી કહ્યું કે "એની પાસે હલેસાં મરાવું ત્યારે હું ખરો. એ હલેસાં નહીં મારે તો હોડીપરથી પાડી નાંખીશ." એમ કહી જાણે પોતાનું બોલ્યું પાળવા જતો હોય એમ ફ્રાંકિલન તરફ દોડી ગયો અને પાસે આવી ધપ્પો માર્યો. ફ્રાંક્લિને સાવધપણું વાપરી કોલિન્સને ઉપાડી ઉંધે માથે નદીમાં નાંખી દીધો. ફ્રાંકિલનને ખબર હતી કે કોલિન્સને સારી રીતે તરતાં આવડે છે એટલે એના વિષે

કંઇ ફીકર કરવા જેવું નહોતું. કોલિન્સ પાણીમાંથી નીકળી હોડી પકડવા આવતો કે હોડીપર બેઠેલા હોડી આગળ ચલાવતા અને પૂછતા કે કેમ હવે હલેસાં મારવાનું કબુલ કરે છે કે નહીં ? મિજાજી કોલિન્સ કંઈ બોલ્યા વગર હોડીનો છેડો પકડવા ફાંફાં મારતો પણ કંઇ વળતું નહીં. આખરે જ્યારે થાકથી અધમૂઆ જેવો જણાયો ત્યારે તેના સોબતીઓએ તેને હોડીપર ખેંચી લીધો અને પાણીથી ભીંજાએલો એને ઘેર લઇ આવ્યા. આ બીના બન્યા પછી ફ્રાંકિલન અને કોલિન્સ વચ્ચે અબોલા થયા. કોલિન્સને થોડા વખતમાં બાર્બેડોઝમાં શિક્ષકની જગા મળવાથી ફિલાડેલ્ફીઆ છોડી ગયો; જતી વખતે ફ્રાંક્લિનને કહેતો ગયો કે મારૂં દેવું ત્યાંથી મોકલી દઇશ. પણ ત્યાર પછી ફ્રાંકિલનને એનો કંઈ પત્તો મળ્યો નહીં.

ફ્રાંક્લિન જેવા માયાળુ અને મળતાવડા માણુસને કોઇ જગાએ થોડા વખતમાં સોબતીઓ મળ્યા વગર રહે નહીં. ફિલાડેલ્ફીઆમાં આ સમયે ચાર્લ્સ ઓસબોર્ન, જોનસફ વૉટસન અને જેમ્સ રાલ્ફ એ નામના ત્રણ તેના સોબતી હતા. આ ત્રણે જણુ ફ્રાંકિલનના જેવો વાંચવાનો શોખ ધરાવતા હતા પણ બીજી બાબતોમાં સરખા નહોતા. ઓસબોર્ન અને વૉટસન કોઈ વકીલને ત્યાં ગુમાસ્તા હતા અને રાલ્ફ કોઇ વેપારીને ત્યાં ગુમાસ્તો હતો. વૉટસન પ્રમાણિક, ધર્મિષ્ટ અને સદ્‌ગુણી હતો પણ બાકીના બેની ધર્મ તરફ આસ્થા થોડી હતી. ઓસબોર્ન સારી સમજવાળો, માયાળુ અને પ્રેમી હતો પણ સાહિત્યની બાબતોમાં ઉંડાં ખાતરણાં કાઢનાર હતો. ઓસબોર્ન, રાલ્ફ અને ફ્રાંકિલન કવિતાના શોખી હતા, અને મંડળીની ગમતને માટે કંઈ કંઇ લખી બતાવતા. સ્કયુલકિલ નદીપર રવિવારને દિવસે ચારે મિત્રો ફરવા જતા અને જે વાંચ્યું હોય તે પર વાતો ચાતો કરતા અને નવું વાંચી બતાવતા.

આત્મચરિત્રમાં ફ્રાંકિલન કહે છે કે "અમે એવો વિચાર કર્યો કે હવે જ્યારે મળવું ત્યારે દરેકે પોતાને હાથે કંઈ કવિતા લખી લાવવી અને તે બીજાઓને બતાવી તેમના અભિપ્રાય, ટીકા અને શુદ્ધિકરણથી સુધરતા જવું. અમારો ઉદ્દેશ ભાષા અને ઉચ્ચાર સુધારવાનો હતો તેથી નવી બાબતોપર લખવાનો અમે વિચાર રાખ્યો નહીં, પણ અઢારમું ખ્રિસ્તિ ભજન જેમાં દેવતાના અવતરણનું વર્ણન છે તે વિષય પસંદ કર્યો. અમારે મળવાનો વખત પાસે આવ્યો ત્યારે રાલ્ફ મારે ઘેર મને મળવા આવ્યો અને

કહ્યું કે મારૂં લખેલું તૈયાર છે. મને પોતાને કંઇ અવકાશ નહીં હોવાથી તેમ મન નહીં હોવાથી મારાથી કંઇ લખી શકાયું નહિ, એમ મેં રાલ્ફને કહ્યું. મારો અભિપ્રાય લેવા રાલ્ફે પોતાનું લખાણ મને બતાવ્યું. એ લખાણ મને ગમ્યું અને તેમાં મને ઘણી ખૂબીઓ જણાઇ. રાલ્ફ બોલ્યો 'ઓસબોર્નને તો મારા કંઇ લખાણમાં કોઇ દહાડો ખૂબીઓ માલમ પડતી નથી માત્ર અદેખાઇથી મારા લખાણપર હજારો ટીકા તે કરે છે. તમારી એને અદેખાઇ આવતી નથી માટે આ લખાણ લ્યો અને જાણે તમારૂં હોય એવી રીતે રજુ કરજો. હું કહીશ કે વખત નહીં હોવાથી મારાથી કંઇ લખી શકાયું નથી. પછી ઓસબોર્ન શું કહેછે તે આપણે સાંભળીશું.' આ પ્રમાણે મેં કબુલ કર્યું અને મારા હાથનું લખાણ જણાય તે સારૂ મારે હાથે નકલ કરી લીધી. અમે ભેગા મળ્યા. વેટસન જે લખી લાવ્યો હતો તે વાંચવામાં આવ્યું. તેમાં કંઈ કંઈ ખૂબીઓ હતી પણ દોષો ઘણા હતા. ઓસબોર્નનું વાંચવામાં આવ્યું. તે વેટસન કરતાં સારૂં હતું. રાલ્ફે તેની ખરી તુલના કરી, કંઇ દોષો હતા તે બતાવ્યા અને ખૂબીઓનાં વખાણ કર્યાં. તેને પોતાને તો કંઈ રજુ કરવાનું નહોતું. હું આગળ પડ્યો નહીં. મારૂં લખાણ સુધારવાને મને વખત મળ્યો નથી, માટે મને માફ કરવું જોઇએ, વગેરે બહાનાં મેં બતાવ્યાં પણ એકે બાનું સ્વીકારવામાં આવ્યું નહીં. મારૂં લખાણ રજુ કરવાની મને ફરજ પાડવામાં આવી, તે વાંચવામાં અને વળી ફરી વાંચવામાં આવ્યું. વેટસને અને ઓસબોર્ને તેને પોતાના કરતાં સારૂં કબુલ કર્યું અને તેનાં વખાણ કરવા લાગ્યા. માત્ર રાલ્ફે ટીકા કરી અને કેટલાક સુધારા કરવાની જગાઓ બતાવી. પણ આખર સુધી મેં મારો બચાવ કર્યો, રાલ્ફે કરેલી ટીકા સામે ઓસબોર્ને સખત વિરૂદ્ધ વિચાર બતાવ્યા અને કહ્યું કે રાલ્ફ કવિતા રચવા કરતાં ટીકા કરવામાં વધારે પ્રવીણ નથી. એને કવિતા રચતાં આવડતી નથી તેમ ટીકા કરતાં પણ આવડતી નથી. રાલ્ફ અને ઓસબોર્ન ઘેર જતા હતા ત્યારે રસ્તામાં ઓસબોર્ને તે જેને મારી કૃતિ જાણતો હતો તે વિષે વધારે સારો અભિપ્રાય બતાવ્યો અને કહ્યું કે "હું ખુશામત કરૂં છું એમ ફ્રાંકલિનને લાગે નહીં માટે હું જાણીજોઇને એના લાભમાં વધારે બોલ્યો નહોતો પણ એ આવું સારૂં લખી શકે છે એવું કોઇની કલ્પનામાંએ ન હતું! કેવો વિચાર, કેવો જુસ્સો અને કેવો આવેશ! અસલપર પણ એણે સુધારો કર્યો છે. સાધારણ વાતચીતમાં

એ એના એ શબ્દ વાપરે છે, અચકે છે અને ભૂલો કરે છે, પણ તેમ કોણ જાણે કેમ કરીને આવું સારૂં લખી શકે છે." આ સાંભળીને તેના મનમાં ખુશી થઇ ગયો. બીજે દિવસ તેઓ ભેગા થયા ત્યારે કરેલી તદબીર ઉઘાડી પાડી અને તેનાં ખોતરણાં કાઢનાર ઓસ- શરમાઈ ગયો."

આ વખતે ફ્રાંક્લિનનું મન મી. રીડની દીકરી ડેબોરાપર ચોંટ્યું ડેબોરા પણ ફ્રાંક્લિનને ચહાતી હતી. એ સમયમાં માબાપને ગમે કન્યાને પરણાવતાં. કન્યાએ કંઇ ઠરાવ કર્યો હોય તો તે માબાપની તિ વગર અમલમાં આવી શકતો નહીં. લગ્ન સંબંધ આબરૂદાર વવાને પહેરામણી અવશ્ય જોઈએ. આપણા દેશની પેઠે લગ્નનું સારૂં માં વર કન્યાનાં માબાપ મુખ્ય ભાગ લેતાં. ડેબોરાનો બાપ ૧૭૨૪ સપ્ટેમ્બરની બારમી તારીખે ગુજરી ગયો હતો. સબબ ડેબોરાની માને લને પોતાના પ્યારની વાત જાહેર કરી અને આગળપર છાપખાનાનો ક થવાની તથા દુનિયામાં સુખી થવાની પોતાને કેવી આશા હતી હી જણાવ્યું. એ બાઇએ આ સંબંધની વાત પસંદ કરી અને કહ્યું હજી તો તમે બન્ને ૧૮ વર્ષનાં થયાં નથી, તમે હાલ લાંબી મુસા- મે જવાના છો અને તમારો ધંધો કેવો ચાલશે એ નક્કી કહી શકાય નથી, માટે હાલ લગ્ન કરવું ઠીક નથી. તમે પાછા આવીને રોજ- માં પડો ત્યાં સુધી વાટ જુઓ." આ પ્રમાણે માની સાથે ગોઠવણ પછી ફ્રાંક્લિને દીકરી આગળ વાત ઉપાડી. તેને તો ફ્રાંક્લિન પસં- હતો. વચનથી બન્ને જણ બંધાયાં અને લંડનથી પાછા આવ્યા પછી કરવા ઠરાવ્યું.

કેપ્ટન એનીસના વહાણ 'લંડન હોપ' ને ઉપાડવાનો વખત પાસે આ- સર વિલિયમ કીથ ફ્રાંક્લિનને બોલાવ્યા કરતો અને હમેશાં છાપખાનું વા સંબંધી વાત કાઢતો. બીબાં, કાગળ અને મુદ્રાયંત્ર ખરીદવાને ા રૂપિયા જોઇએ તેટલાની હુંડી તથા લંડનમાં તેના મિત્રોપર ઓળ- ના કાગળો આપવાને સર વિલિયમે વચન આપ્યું હતું. ફ્રાંક્લિને કયે આવીને કાગળ વગેરે લઇ જવું એ પણ નક્કી કર્યું હતું. ઠરાવેલે ફ્રાંક્લિન કાગળ લેવા ગયો ત્યારે હજી લખાયા નથી એમ કહી બીજે દિવસે આવવા કહ્યું. ફ્રાંક્લિન ફરીથી ગયો પણ પહેલાના જ જવાબ મળ્યો. ફ્રાંક્લિને ઘણા ધક્કા ખાધા પણ કંઇ વળ્યું નહીં.

આખરે વહાણ ઉપડવાનો દિવસ આવ્યો. આજે કાગળ જરૂર મળશે એવી આશાએ ફ્રાંક્લિન ગવર્નરને છેલ્લીવારનો મળવા ગયો. આ પ્રસંગે ગવર્નરનો સેક્રેટરી તેને મળ્યો અને કહ્યું કે "આજ ગવર્નર લખવામાં રોકાયા છે. તમારૂં વાહણ ન્યુકાસલ આગળ ઉભું રહેવાનું છે તેથી ત્યાં એ તેમને મળશે અને કાગળો આપશે,"

ફ્રાંક્લિન વહાણપર જઇને બેઠો અને વહાણ ઉપડ્યું. રસ્તામાં એ સોબતી વગરનો નહોતો. જેમ્સ રલ્ફ પરણેલો હતો અને તેને એક છોકરૂં હતું તોપણ તે ફ્રાંક્લિન સાથે જવાને તૈયાર થયો હતો. લંડનમાં આડત બાંધવાને માટે હું આવું છું, એમ તેણે ફ્રાંક્લિનને કહ્યું પણ પાછળથી માલમ પડ્યું કે એની સ્ત્રીનાં સગાં સાથે એને અણબનાવ થયો હતો તેથી તેને તથા છોકરાને તરછોડી પાછા નહીં આવવાના ઇરાદાથી તે ઘર છોડી નીકળ્યો હતો.

ન્યુકાસલ વહાણ જઇ પહોચ્યું. ગવર્નરને કાગળ માટે ફ્રાંકિલન ફરી મળવા ગયો. આ વખતે પણ તેનો સેક્રેટરી તેની આગળ આવ્યો અને ઘણી નમ્રતાથી કહ્યું કે "સાહેબ ઘણા અગત્યનાં સરકારી કામમાં રોકાયા છે તેથી થોડા વખતમાં કાગળ લખી વહાણપર મોકલી દેશે. તમે સહીસલામત પહોંચો અને વહેલા પાછા આવો એમ એ અંતઃકરણથી ઇચ્છે છે."

ફ્રાંક્લિન જરા ગુંચવાયો ખરો પણ ગવર્નરના પ્રમાણિકપણા વિષે એને કંઇ શક આવ્યો નહીં. ફ્રાંક્લિનને વહાણપર પાછા આવ્યા ને થોડી વાર થઇ નહીં એટલામાં કર્નલ ફ્રેન્ચ ગવર્નર તરફથી કાગળોના લખોટાની થેલી લઇ વહાણપર આવ્યો અને તે નાખુદાને આપી. ફ્રાંક્લિને નાખુદાને કહ્યું "મારા સરનામાના જે કાગળો હોય ને મને આપો." નાખુદાએ જવાબ દીધો કે "બધા કાગળો થેલીમાં ભેગા છે, તમારા કાગળો જૂદા કાઢવાને આજ મને વખત નથી પણ ઇંગ્લાંડ પહોંચતા પહેલાં તમે તમારી મેળે થેલી તપાસી જોજો અને તમારા કાગળ હોય તે લઇ લેજો."

ફ્રાંક્લિન અને તેના મિત્ર રાલ્ફ તરફ બીજા ઉતારૂઓનું લક્ષ ગયું નહોતું તેમના ઓળખાણનું કોઇએ નહોતું. વહાણના મુખ્ય ભાગપર તેમને ઓરડી મળી શકી નહોતી તેથી આગલા ભાગમાં જેવી જગા મળી તેવીથી ચલાવી લેવું પડ્યું હતું. એવું બન્યું કે પેન્સિલવેનિયાનો માજી સરકારી વકીલ એન્ડ્રુ હેમિલ્ટન અને તેનો છોકરો ઇંગ્લાંડ જવાના હતા. તેમને માટે એ વહાણમાં જગા રોકવામાં આવી હતી. કંઈ કારણથી

તેમને ન્યુકાસલથી પાછા જવું પડયું તેથી તેમને માટે રાખેલી ઓરડી ખાલી થઇ હતી. જ્યારે કર્નલ ફ્રેન્ચ વહાણપર ગયો ત્યારે તેણે ફ્રાંક્લિનને ઓળખ્યો. કર્નલ ફ્રેન્ચે ફ્રાંક્લિનને ઘણું માન આપ્યું એ જોઇ ઉતારૂઓએ તેને તથા તેના મિત્રને ખાલી પડેલી જગો વાપરવાને કહ્યું. ઘણી ખુશીથી બન્ને જણ આ જગા રોકી બેઠા.

મુસાફરીનો અંત પાસે આવવા લાગ્યો તેથી વહાણના નાખુદાએ પોતાના કહ્યા પ્રમાણે કાગળની થેલી તપાસવાને ફ્રાંક્લિનને આપી. ૭ કે સાત કાગળો ફ્રાંક્લિનની મારફતે મોકલેલા સરનામાવાળા માલમ પડયા. આમાંનો એક કાગળ રાજાના છાપનારપર હતો અને બીજો કોઇ કાગદીપર હતો તેથી ફ્રાંક્લિનને લાગ્યું કે મને આપવાને કહેલા આ કાગળો હશે.

ડિસેમ્બરની ૨૪ મી તારીખે વહાણ લંડન પહોંચ્યું. વહાણપરથી ઉતર્યો એવો ફ્રાંક્લિન કાગદીની દુકાનપર ગયો અને તેને કાગળ આપી કહ્યું કે ગવર્નર કીથે મોકલાવ્યો છે. તે માણસ બોલ્યો "હું એ નામના કોઇ પણ માણસને ઓળખતો નથી." કાગળ ઉઘાડી આમતેમ ફેરવી પાછો બોલ્યો "હં આતો રીડલ્સ્ટનનો લખેલો છે. એ માણસ લુચ્ચાનો સરદાર છે એમ મને માલમ પડયું છે માટે એની સાથે મારે કંઇ સંબંધ રાખવો નથી." આ પ્રમાણે કહી ફ્રાંક્લિનના હાથમાં તેણે કાગળ પાછો આપ્યો ને પૂઠ ફેરવી ઘરાકને માલ આપવામાં રોકાયો. બીજા કાગળો કીથના લખેલા નથી એમ ફ્રાંક્લિનને જણાયું. ગવર્નરના શુદ્ધ ભાવ વિષે હવે ફ્રાંક્લિનને શક આવ્યો. ડેનહાલ નામના એક વેપારી સાથે વહાણપર ફ્રાંક્લિનને ઓળખાણ થઇ હતી તેથી બધી વાત તેણે તેની પાસે જઇને કહી દીધી. એક પળમાં ડેનહાલ અંદરનો ભેદ સમજી ગયો અને ફ્રાંક્લિનની ખાત્રી કરી કે કીથે કાગળ લખ્યા હોય અથવા લખવાનો તેનો વિચાર હોય એમ બિલકુલ લાગતું નથી. તેણે કહ્યું કે જે માણસો કીથને ઓળખે છે તેઓ એના કહેવાપર કંઈ ભરોંસો રાખતા નથી. એને નામે કોઇ પૈસા ધીરે એમ નથી કારણ કે એની કંઇ આબરૂ નથી" આ સાંભળીને ફ્રાંક્લિન ઘણો અજાયબ થયો અને ફીકર કરવા લાગ્યો. કારણ કે લંડનનો તે ભોમિયો નહોતો અને પોતાના તથા રાલ્ફના ખરચને માટે તેની પાસે ફક્ત દસ પાઉન્ડ હતા. આ હકીકત ડેનહાલે જાણી ત્યારે ફ્રાંક્લિનને તેણે કોઈ છાપખાનામાં નોકરી લેવાની સલાહ આપી અને કહ્યું કે

"લંડનના છાપનારાઓ સાથે કામ કરવાથી તમે અનુભવી થશો અને અમેરિકા પાછા જશો ત્યારે ધંધો કરવામાં ફાયદો થશે."

અધુરામાં પૂરૂં આ વખતે ફ્રાંકલિનને માલમ પડયું કે રાલ્ફ લંડન માંજ રહેવાનો છે. જે કંઇ પૈસા તેની પાસે હતા તે વહાણનું ભાડું આપવામાં વપરાઇ ગયા હતા અને પૈસાની મદદ કરે એવો ફ્રાંકલિન સિવાય તેનો બીજો કોઈ ઓળખીતો લંડનમાં નહોતો.

કાગદીએ જે કાગળ ફ્રાંકલિનને પાછો આપ્યો હતો તે વાંચી જોતાં તેને માલમ પડયું કે એન્ડ્રુ હેમિલ્ટન સામે રીડલસ્ટન અને કીથે મળીને કંઇ તરકટ ઉભું કરવા ધાર્યું છે. હેમિલ્ટન થોડા વખત પછી લંડન આવ્યો, ત્યારે ફ્રાંકલિને તેને મળીને આ કાગળમાં લખેલી હકીકત કહી દીધી. આગળપર આ ખબર હેમિલ્ટનને ઘણી ઉપયોગી થઇ પડી. પોતાના પર ઉપકાર કરનાર ફ્રાંકલિનનો તે મરણ પર્યંતનો મિત્ર અને મદદગાર થઇ રહ્યો.

કહેવું કંઇ અને કરવું કંઇ એવી શરમભરેલી કીથ ગવર્નરની વર્તણુંક વિષે આત્મચરિત્રમાં ફ્રાંકલિન કહે છે કે "એક ગરીબ અજ્ઞાન છોકરાને આવી રીતે છેતરનાર અને ઉડાવનાર ગવર્નરને માટે આપણે શું ધારીશું? આમ કરવાની તેને ટેવ પડી ગઈ હતી; દરેક માણસને ખુશી કરવાની તે ઇચ્છા રાખતો; એની પાસે કંઇ આપવાનું નહીં હોવાથી આશા આપતો. બાજી રીતે તે અક્કલમંદ અને સમજુ તથા સારો લખનાર હતો; ગવર્નર તરીકે તે લોકોના લાભમાં હતો; પણ તેને નિમનાર જમીનદારોની વિરૂદ્ધમાં હતો; તેમની સૂચનાઓ વિરૂદ્ધ ઘણીવાર ચાલતો. આપણા સૌથી સરસ કાયદા પૈકી ઘણાના મુસદ્દા એણે કર્યા હતા અને તે એના અમલમાં પસાર થયા હતા." આ પ્રમાણે અભિપ્રાય આપવામાં ફ્રાંકલિને પોતાનું મોટું દિલ બતાવ્યું છે. ગુસ્સો તો એમાં દેખાતોજ નથી. જાણે તેના બચાવ કરતો ન હોય એવી રીતે એની તરફેણની હકીકત ફ્રાંકલિને બતાવી છે.

## પ્રકરણ ૫ મું.

### લંડનમાં ૧૭૨૫-૨૬.

ફ્રાંકિલન અને રાલ્ફ—તેમની સરખામણી—પામરના છાપખાનામાં ફ્રાંકિલનને નોકરી મળી—રાલ્ફ રખડતો રહ્યો—વુલાસ્ટન કૃત સ્વાભાવિક ધર્મ—ફ્રાંકિલને આપેલો રદીઓ—દાક્તરો લાયન્સ, મન્ડેવીલ, અને પેમ્બરટન સાથે ઓળખાણ—ન્યુટનને મળવાનો વિચાર—એસબેસ્ટોસની કોથળી—સર હેરી સ્લોન સાથે ઓળખાણ—રાલ્ફથી જૂદા પડવું—ઉવોટના કારખાનામાં નોકરી લેવી—પૈસા બચાવવા તરફ લક્ષ—ડેવીડહોલ તથા વાઇગેટ સાથે મિત્રતા—ડેન્હાલનું પ્રમાણિકપણું—ડેન્હાલને ત્યાં ફ્રાંકિલનનું ચાકરીએ રહેવું—સર વિલિયમ વિન્ધાલની મુલાકાત.

---

ફ્રાંકિલન અને રાલ્ફ હમેશ ભેગા રહેતા. ન્યુલીટલ્બ્રિટન મહોલ્લામાં બન્નેએ દર અડવાડિએ સાડાત્રણ શિલિંગના ભાડાથી ભેગું મકાન ભાડે રાખ્યું. રાલ્ફ પાસે પૈસા ન હોવાથી તેનો સઘળો આધાર ફ્રાંકિલનપર હતો. એનાપર ફ્રાંકિલનની ચહાયના પણ ઠીક હતી. વાતચીત કરવામાં એની છટા સારી હતી. ૫૦ વર્ષ પછી યૂરોપ અને અમેરિકામાં મોટા મોટા માણસો સાથે વાતચીત કરવાનો લાભ ફ્રાંકિલનને મળ્યો ત્યારે પણ તેને એમ લાગતું કે રાલ્ફની બરોબરી કરે એવો કોઇ નથી. રાલ્ફની રીતભાત હેત ઉપજાવે એવી હતી અને તેનામાં બુદ્ધિ પણ વિચક્ષણ હતી. રાલ્ફ અને ફ્રાંકિલનના ઉપરના દેખાવથી આ વખતે એવી અટકળ થઇ શકે એમ હતું કે જો એમાંથી કોઇ આગળ મોટો માણસ નીવડે તો રાલ્ફજ નીવડે. રાલ્ફ ખુબસુરત, સારી રીતભાતવાળો, છટાદાર બોલનાર અને મોટાઇ મેળવવાની ઇચ્છા રાખનાર હતો. ફ્રાંકિલન બોલવામાં ધીમો તથા દેખાવમાં ગંભીર અને કરડો હતો.

આ વખતે એ બાબતમાં રાલ્ફના કરતાં ફ્રાંકિલન સરસાઇ ધરાવતો. એક તો તેના ગજવામાં દસ પાઉન્ડ રોકડ હતા, અને બીજું દર અઠવાડિયે ત્રીસ શિલિંગ પેદા કરી શકે એવો ધંધો તે કરી જાણતો હતો. બીબાં ગોઠવવાના કામમાં ફ્રાંકિલને જેમ્સના કારખાનામાં ઘણી ચપળતા મેળવી હતી. લંડનમાં પામર નામના એક ગૃહસ્થનું મોટું છાપખાનું હતું અને તેમાં ૫૦ માણસને રોજી મળતી હતી. આ છાપખાનામાં ફ્રાંકિલનને

ઝટ લઇને નોકરી મળી. રાલ્ફે બહુ બહુ પ્રયત્ન કર્યા પણ તેનું કંઈ વળ્યું નહીં. પ્રથમ તો નાટકકારની જગા તેણે શોધી પણ એક જણે તેને સમજાવીને ખાત્રી કરી કે એ ધંધાને માટે જોઇતા ગુણો તારામાં નથી. પછી સ્પેક્ટેટરની ઢબનું એક અઠવાડિક વર્તમાનપત્ર કઢાવવાને તેણે તજવીજ કરી, પણ જે ઇસમને તેણે આ બાબતને માટે ભલામણ કરી તેણે હા પાડી નહીં. આમાં નહીં ફાવવાથી વકીલો પાસેથી નકલો કરવાનું કામ મેળવવા તેણે પ્રયત્ન કર્યો પણ તેએ મળ્યું નહીં.

પામરના છાપખાનામાં ફ્રાંક્લિને એક વર્ષ કામ કર્યું. તેને રોજી ઠીક મળતી પણ રાલ્ફના સાથે નાટકો અને ગમતો જોવામાં ઘણું ખરચ થતું. વળી રાલ્ફને ઉછીના આપવામાં પણ તેના પૈસા ઘણા જતા. આખરે એની પાસે જે પૈસા હતા તે ખરચાઇ ગયા ને દરરોજ જે કમાઇ થાય તે ઉપર ગુજરો ચલાવવાનો વખત આવ્યો.

વુલાસ્ટન કૃત "સ્વાભાવિક ધર્મ" ની બીજી આવૃત્તિ છાપવાનું કામ પામરના છાપખાનામાં ફ્રાંક્લિનને હાથ આવ્યું હતું. આ પુસ્તકનો ઉદ્દેશ એવું સાબીત કરવાનો હતો કે ખુન, ચોરી, છીનાળી વગેરે કરવાની ધર્મશાસ્ત્રમાં મના કરી ન હોત તોપણ તે કરવાં એ ખોટું છે. તેમજ સદાચરણે ચાલવાનું ફરમાવ્યું ન હોત તોપણ સદાચરણે ચાલવું એ અવસ્યનું છે. મૂર્તિપૂજન ન કરવાનાં કારણો, દેવળમાં જવાની દલીલો અને આત્માના અમરપણાની સાબીતી ઇશ્વરની કુદરતમાંથી વુલાસ્ટને કાઢી આપી છે. આ પુસ્તક વાંચવા ગમે એવું છે અને એ વાંચવાથી કોઇને નુકશાન થાય એવું નથી તોપણ ફ્રાંક્લિનને વુલાસ્ટનની દલીલો આધાર વગરની લાગવાથી તેનો રદીઓ આપવા તેણે બત્રીસ પાનનું એક ચોપાનિયું લખી કાઢી છપાવ્યું. આ ચોપાનિયાનું નામ "સ્વતંત્રતા અને પ્રયોજન, સુખ અને દુઃખ વિષે નિબંધ" રાખવામાં આવ્યું હતું. "જે છે તે બરોબર છે પણ માણસ, સાંકળનો પોતાની તરફનો ભાગ અને પાસેના આંકડા જુએ છે; ઉપર આવેલા સીધા ભારવટીઆ સુધી તેની નજર પહોંચતી નથી." એ મતલબનો ડ્રાઇડિનની કવિતામાંથી એક ફકરો પહેલે પાને મૂકવામાં આવ્યો હતો. વુલાસ્ટનનું પુસ્તક તેના મિત્ર "એ. એફ. ઍરકવાયર" ને અર્પણ કર્યું હતું અને એ પુસ્તક લખવાનું કારણ એવું બતાવ્યું હતું કે એ મિત્રે એક વખત વુલાસ્ટનને પૂછ્યું હતું કે "સ્વાભાવિક ધર્મ છે કે નહીં અને હશે તો કેવો છે?" ફ્રાંક્લિને પોતાનું ચોપાનિયું "મી. જે

આર–" ને ( જેમ્સ રાલ્ફને ) અર્પણ કર્યું અને શરૂઆતમાં એમ લખ્યું કે "તમારી વિનંતિથી આ જગતમાં આવેલી વસ્તુઓની સ્થિતિ વિષે મારા હાલના વિચાર મેં દર્શાવ્યા છે."

ફ્રાંક્લિનના વિચાર તેના શેઠને ઠીક લાગ્યા નહીં તોપણ એ ચોપાનિયાથી છાપખાનામાં એનું વજન ઘણું વધ્યું. મી. લાયન્સ નામના એક દાક્તરના વાંચવામાં ફ્રાંક્લિનનું પુસ્તક આવતાં તે એટલો ખુશ થઇ ગયો કે ફ્રાંક્લિનનો મુકામ શોધી કાઢી તેને મળ્યો. આ દાક્તરે "મનુષ્ય વિચારના અચુકપણા વિષે" એક પુસ્તક લખેલું હતું અને તે વખતના પ્રખ્યાત નાસ્તિક લોકો સાથે એને સારૂં ઓળખાણ હતું. "ધ હોર્ન" એ નામના પીઠામાં નાસ્તિક લોકોની મંડળી ભરાતી હતી. એ મંડળીમાં મુખ્ય પુરૂષ દાક્તર મંડેવીલ નામનો "માખીઓની વાર્તા" એ નામના પુસ્તકનો કર્તા એક આનંદી વલંદો હતો. લાયન્સે આ ગૃહસ્થ સાથે ફ્રાંક્લિનને ઓળખાણ કરાવ્યું. વળી દાક્તર પેમ્બરટન નામના એક શસ્ત્રવૈદ, તત્વજ્ઞાની, ગણિતશાસ્ત્રી, રોયલ સોસાઇટીના સભાસદ અને સર આઇઝાક ન્યુટનના મિત્ર સાથે પણ ઓળખાણ કરાવ્યું. સર આઇઝાક ન્યુટનને મળવાનો ફ્રાંક્લિનને ઘણો ભાવ હતો. દાક્તર પેમ્બરટન ફ્રાંક્લિનને ન્યુટન પાસે લઇ જવાનો હતો પણ એકિલસૂફ તે વખતે ૮૨ વર્ષનો બુઢો થયો હતો અને તેનું શરીર એવું દોહળું રહેતું કે ફ્રાંક્લિનને તેની પાસે લઇ જવાનું બન્યું નહીં.

અમેરિકાથી ફ્રાંક્લિન કેટલીક નવાઇની વસ્તુઓ લઇ આવ્યો હતો. આ પૈકી એસ્બેસ્ટાસની બનાવેલી એક કોથળી હતી. એસ્બેસ્ટોસ દેવતામાં નાખવાથી બળતું નથી પણ શુદ્ધ થાય છે. ફ્રાંક્લિન પાસે એસ્બેસ્ટાસની કોથળી છે એમ સર હેરી સ્લોન નામના ગૃહસ્થના જાણવામાં આવ્યું. સર હેરીને નવાઇની વસ્તુઓ એકઠી કરવાનો શોખ હતો. એના ઘરમાં એવી ઘણી ચીજોનો સંગ્રહ હતો અને બ્રિટિશ મ્યુઝિયમનો સ્થાપન કરનાર એજ હતો. ફ્રાંક્લિનનું ઘર શોધી કાઢી સર હેરી એને જાતે મળ્યો અને માગી કિંમત આપી એસ્બેસ્ટાસની કોથળી ખરીદ કરી. પોતાના ઘરનો નવાઇની વસ્તુનો સંગ્રહ જોવાને ફ્રાંક્લિનને તે તેડી ગયો અને એ દિવસથી આ પ્રખ્યાત ગૃહસ્થ સાથે ફ્રાંક્લિનને ઓળખાણ થયું.

થોડા વખત લંડનમાં ગમે તેમ કાઢી રાલ્ફે આખરે થાકીને એક ગામડામાં જઇ નિશાળ ઉઘાડી. આ ધંધાને તે હલકો ગણતો. એના

મનમાં ખાત્રી હતી કે એક દિવસ હું મોટો માણસ થઇશ. જ્યારે એ મોટો માણસ થાય ત્યારે એક વખત એ નિશાળ ભણાવવાનો હલકો ધંધો કરતો હતો એમ કહેવાય નહીં એટલા સારૂ આ વખતે તેણે પોતાનું નામ બદલી ફ્રાંક્લિનનું ધારણ કર્યું. તે ફ્રાંક્લિન સાથે પત્રવ્યવહાર રાખતો. પણ આગળ જતાં કંઇ કારણસર બન્ને વચ્ચે અણબનાવ થયો: અને રાલ્ફ લંડન પાછો આવ્યો ત્યારે ફ્રાંક્લિનથી જૂદો રહ્યો.

રાલ્ફના ખર્ચના બોજામાંથી છૂટયા પછી પૈસા બચાવવા તરફ ફ્રાંક્લિનનું લક્ષ ગયું. પામરની ચાકરી છોડીને વધારે પગારની લાલચે વૈટ્સ નામના માણસના છાપખાનામાં તેણે ચાકરી લીધી અને લંડનમાં રહ્યો ત્યાં સુધી ત્યાંજ નોકરી કરી.

ફ્રાંક્લિનના મુકામથી પામરનું છાપખાનું પાસે હતું તેથી પગે ચાલવાની કસરત તેને મળતી નહીં. અમેરીકાની પેઠે બીબાં ગોઠવવાનું તથા છાપવાનું કામ તેને કરવું પડતું નહીં. પામરના છાપખાનામાં માત્ર બીબાં ગોઠવવાનું કામ તેને કરવાનું હતું. બરાબર કસરત ન મળવાથી શરીર ઠીક રહેતું નથી એમ ફ્રાંક્લિનને લાગવાથી વૈટ્સના છાપખાનામાં છાપવાનું કામ તેણે લીધું.

હવેથી પાણી સિવાય બીજું કંઇપણ પીવાનું ફ્રાંક્લિને મૂકી દીધું. તેની સાથેના બીજા નોકરો બીયર નામનો દારૂ ઘણો પીતા અને ફક્ત પાણી પીવાને માટે ફ્રાંક્લિનની મશ્કરી કરતા. આમ છતાં તેમના કરતાં ફ્રાંક્લિનનામાં તાકાદ ઘણી હતી. અકેક હાથમાં અકેક ફારમ પકડીને તે મેડે લઇ જતો અને નીચે ઉતરતો. બીયર પીનારાથી તો બે હાથે પકડે ત્યારે એક ફારમ લેવાતું. દારૂથી મજબુતી મેળવ્યા વગર ફ્રાંક્લિનનામાં આટલું બધું જોર ક્યાંથી આવતું હશે એ તેમના સમજ્યામાં આવતું નહીં. ફ્રાંક્લિન લખે છે કે “ છાપવાના કામપર મારી જોડે સોબતી હતો તે હાજરી કરતા પહેલાં આશરે અચ્છેર બીઅર પીતો; હાજરી વખતે, ભાખર અને પનીર સાથે અચ્છેર પીતો; જમતી વખતે અચ્છેર, પાછલા પહોરે અચ્છેર અને સાંજે કામપરથી ઉઠયા પછી અચ્છેર એમ દરેક વખતે પીતો. આ ટેવ મને ગમતી નહીં, પણ મારો સોબતી કહેતો કે મહેનત કરવાને મજબુતી મળે માટે જલદ બીયર પીવો અવશ્યનો છે. મેં એને બહુએ સમજાવ્યો કે જવનો લોટ અથવા દાણા જેનો દારૂ બનાવ્યો હોય તે જે પ્રમાણમાં દારૂમાં હોય તે પ્રમાણમાં દારૂથી જોર મળી શકે: એક આનાના

દારૂ કરતાં એક આનાના રોટલામાં વધારે લોટ આવે છે માટે અચ્છેર પાણી સાથે એક આનાનો રોટલો ખાધાથી બશેર દારૂ પીવાના કરતાં વધારે મજબુતી મળે છે. આમ છતાં તેણે દારૂ પીવાનું છોડયું નહીં. દર શનિવારે દારૂના ખરચના ચાર પાંચ શિલિંગ તેને આપવા પડતા. આ ખર્ચ મારે થતું નહીં."

કેટલોક વખત છાપવાનું કામ કર્યા પછી ઉવૅાટે બીબાં ગોઠવવાના કામપર ફ્રાંક્લિનની બદલી કરી. નવા આવનાર માણસ પાસે પાન સોપારીના પાંચ શિલિંગ લેવાનો બીબાં ગોઠવનારનો રીવાજ હોવાથી તેઓએ ફ્રાંક્લિન પાસે પાંચ શિલિંગ માગ્યા. કારખાનામાં પ્રથમ દાખલ થતી વખતે ફ્રાંક્લિને દસ્તુરી આપી હતી તેથી બદલીની વખતે ફરીથી આપવી તેને વાજબી લાગી નહીં. કારખાનાના માલેક ઉવૅાટનો પણ એવોજ અભિપ્રાય હતો તેથી ફ્રાંક્લિને બીબાં ગોઠવનારાઓને દસ્તુરી આપવાની ના પાડી. ત્રણ અઠવાડીયાં સુધી ફ્રાંક્લિને પોતાની હઠ છોડી નહીં, પણ બીબાં ગોઠવનારાઓએ તેને ન્યાત બહાર કરાવી, તેનું કામ બગાડી નાખી, વારંવાર તેને એટલો સતાવ્યો કે પોતાની હઠ છોડી ફ્રાંક્લિનને આખરે દસ્તુરી આપવાની જરૂર પડી. જેઓની સાથે હંમેશ રહેવાનું છે તેઓની સાથે અણબનાવ રાખવો એ ભૂલ છે એમ તેની ખાત્રી થઈ. દસ્તુરી આપવાથી અણબનાવ દૂર થયો. ફ્રાંક્લિનને તેના સોબતીઓ સાથે દોસ્તી થઇ અને તેની ઉંચી બુદ્ધિ તથા જ્ઞાનને લીધે તેમનાપર તેનો ભારઓાજ વધ્યો. ફ્રાંક્લિનનો અભિપ્રાય તેના સોબતીઓમાં વજનદાર ગણાવા લાગ્યો અને તેના દાખલાનું અનુકરણ થવા લાગ્યું. બીઅર પીવાના કરતાં પાણી અને લોટની રાબડી પીવી સારી છે એમ ફ્રાંક્લિને ઘણાની ખાત્રી કરી. અચ્છેર બીઅરનો દોઢ આનો બેસતો. એટલા પૈસાથી પાસેની દુકાનમાંથી માખણ, મરી અને રોટલાના કકડા નાખી ઉકાળેલી ગરમ રાબડી મોટો લોટો ભરીને મળતી હતી. રોટલી, પનીર અને બીઅરનો નાસ્તો છોડી દઈ ફ્રાંક્લિનની પેઠે તેના સોબતીઓ પૈકી ઘણા હાજરીમાં રાબડી પીવા લાગ્યા. આથી પેટ ભરાતું, પૈસાનો બચાવ થતો અને મગજ ચોખું રહેતું. જેઓએ દારૂ પીને છાકટા થવાનું જારી રાખ્યું તેઓના પૈસાની ખુવારી થતી એટલુંજ નહીં પણ તેમને કોઈ ધીરે નહીં એવો પ્રસંગ પણ આવતો.

આ ઉપરાંત ફ્રાંક્લિને છાપખાનાના નિયમોમાં કેટલોક ફેરફાર કરાવ્યો. બીબાં ગોઠવવામાં એની ઝડપથી અને કારખાનામાં એના નિયમસર રીતે

આવવાથી શેઠનો વિચાર એને માટે ઘણો ઊંચો થયો હતો. સૌથી વધારે રોજી મળે એવું ઉતાવળનું કામ એનો શેઠ એને સોંપતો. એક સરખા ઉદ્યોગથી અને સાદાઇથી એની પાસે પૈસો ભેગો થતો ગયો, અને આ પ્રમાણે કંઈ હરકત વગર ઘણા માસ કામ ચાલ્યું.

ઉવોટના કારખાનામાં જગો લીધા પછી ફ્રાંકિલને પોતાનો મુકામ ડ્યુક સ્ટ્રીટમાં ફેરવ્યો હતો. અહિં એને દર અઠવાડિએ સાડા ત્રણ શિલિંગ ભાડું આપવું પડતું હતું. ઘરની માલેક એક બાઇ હતી. ઘરમાં કોઈ મરદ માણસ નહીં હોવાથી આટલી ઓછી રકમે ફ્રાંકિલનને સહવાસ ખાતર એ બાઇએ રહેવા દીધો. થોડો વખત અહિં રહ્યા પછી ફ્રાંકિલનને ખબર મળી કે બીજે ઠેકાણે દર અઠવાડિયે બે શિલિંગ ભાડાથી ઘર મળી શકે એમ છે તેથી ત્યાં રહેવા જવાનો તેણે વિચાર કર્યો; પણ પેલી બાઈ એના સદ્‌-વર્તનથી એટલી પ્રસન્ન થઈ હતી કે ભાડામાંથી બે શિલિંગ ઓછા કરીને પણ એને રાખવા તેણે મરજી બતાવી. આ પ્રમાણે દર અઠવાડિએ બે શિલિંગ ભાડું ઓછું કરાવી દોઢ શિલિંગના ભાડાથી એ ઘરમાં લંડન છોડ્યું ત્યાં સુધી ફ્રાંકિલન રહ્યા.

ફ્રાંકિલનને લીધે એ બાઇને ગમતું તેમ એ બાઇને લીધે ફ્રાંકિલનને પણ ગમત પડતી. સંધિવાને લીધે એ બાઇથી ઘર બહાર નીકળાતું નહીં. એ બાઇ માયાળુ હતી અને તેને ઘણી વાતો આવડતી હતી. ફ્રાંકિલનને પોતાને ત્યાં જમવાને તે ઘણીવાર તેડતી. ફ્રાંકિલનને એની વાતો સાંભળવી એવી ગમતી કે તેનું નોતરૂં કદી ના કબુલ કરતો નહીં. વાળુ વખતે સાદી પણ લહેજતદાર સામગ્રી તે પિરસતી. આથી અને સાંભળતાં રસ ઉપજે એવી હજારો વાતોથી ફ્રાંકિલનનું મન રંજન થતું.

ઉવોટના છાપખાનામાં ફ્રાંકિલનના સોબતીમાં ડેવીડહોલ નામે માણસ હતો. આ ઇસમ આગળ જતાં ફિલાડેલ્ફીઆમાં ધંધામાં ફ્રાંકિલનનો ભાગીઓ થયો હતો. બીજો સોબતી વાઇગેટ નામનો હતો. એનાં સગાં પૈસાદાર હોવાથી એને કેળવણી સારી મળી હતી. બીજા છાપનારા કરતાં ફ્રાંકિલન એની સોબતમાં વધારે ફરતો હતો. એને વાંચવાનો શોખ હતો. એને લેટીન તથા ફ્રેન્ચ ભાષા ઠીક આવડતી હતી. એને અને એના એક મિત્રને ફ્રાંકિલને બે દિવસમાં તરતાં શીખવી દીધું. એક વખત ગામડેથી વાઇગેટના કેટલાક મિત્ર ચેલસી જતા હતા તેઓ તેને પોતાની સાથે લઇ ગયા. પાછા આવતી વખતે તેઓએ ફ્રાંકિલનને કેવું તરતાં આવડે છે તે બતાવવાને

વિનંતિ કરી. બચપણથી તરવાનો ફ્રાંક્લિનને શોખ હતો તેથી કાંઇપણ આનાકાની કર્યા વગર તે કપડાં કાઢી પાણીમાં પડ્યો, અને તરવાના જેટલા દાવ જાણતો હતો તેટલા કરી બતાવી ચેલસીથી બ્લેકફ્રાયર સુધીનું ચાર માઇલિનું અંતર તરી ગયો. આ જોઇ બધા દંગ થઇ ગયા. વાઇગેટે ફ્રાંક્લિન સાથે દિન પ્રતિદિન સંબંધ વધાર્યો. ફ્રાંક્લિનને સાથે લઇ યૂરોપની મુસાફરી કરવા જવાનો તેણે એક વખત વિચાર બતાવ્યો. આ વિચાર ફ્રાંક્લિનને પહેલાં તો ઠીક લાગ્યો પણ તેના મિત્ર ડેન્હાલની સલાહ પૂછતાં તેના આગ્રહથી એ વિચાર મૂકી દીધો. જેમ બને તેમ પેન્સિલવેનિયા પાછું જવું એમ ડેન્હાલનો અભિપ્રાય હતો.

ડેન્હાલ ઘણો પ્રમાણિક હતો. એના પ્રમાણિકપણાથી વેપારી લોકોની આબરૂ ઘણી વધી છે. પહેલાં એ બ્રિસ્ટલમાં વેપાર કરતો હતો પણ ત્યાં એનો વેપાર નરમ પડવાથી લેણદારોનું પતાવી તે અમેરિકા ગયો હતો અને ત્યાં ઘણો પૈસો કમાયો હતો. ફ્રાંક્લિન સાથે 'લંડનહોપ' વહાણમાં તે લંડન પાછો આવ્યો હતો. ઘેર આવ્યા પછી પોતાના સઘળા પહેલાંના લેણદારોને તેણે જમવા નોતર્યા. લેણદારોએ તેના દેવાળાના વખતે મહેરબાની કરી ઓછે નીકાલ કર્યો હતો તેને માટે જમવા બેસતાં ડેન્હાલે તેમનો ઉપકાર માન્યો. પહેલું પીરસણ પૂરૂં થયા પછી થાળીઓ ઉપાડી લેતાં દરેક થાળી નીચેથી દરેક લેણદારની બાકી રહેલી રકમ અને તેના વ્યાજની હુંડી મૂકેલી નીકળી. લેણદારોને આ વાતનો ખ્યાલ પણ નહોતો તેથી ડેન્હાલના પ્રમાણિક વર્તનથી તેઓ ઘણા તાજુબ થયા.

ફિલાડેલ્ફીઆમાં પોતાની દુકાને ફ્રાંક્લિનને મહેતાની જગો આપવા ડેન્હાલે કહ્યું. આ જગાનો પગાર વર્ષે દહાડે ૫૦ પાઉન્ડ હતો. છાપનાર તરીકે ફ્રાંક્લિન આથી વધારે કમાતો પણ વેપારના કામમાં માહિતી મેળવ્યા પછી ફ્રાંક્લિનને માલ લઇ વેસ્ટ ઇન્ડીઝ મોકલી અને બીજા વેપારીઓ પાસેથી દલાલીનું કામ મેળવી આપી ફાયદો કરી આપવાનું ડેન્હાલે વચન આપ્યું. લંડનમાં રહીને ફ્રાંક્લિન કંટાળી ગયો હતો. ફિલાડેલ્ફીઆમાં જઇ પહેલાંની પેઠે આનંદમાં દિવસ કાઢવા એને મન થયું હતું. તેથી એકંદરમા ફાયદો છે એમ ધારી ડેન્હાલને ત્યાં ચાકરીએ રહેવાનું ફ્રાંક્લિને કબુલ કર્યું. છાપખાનાની નોકરી છોડી દઈ હવે તે ડેન્હાલના કામમાં રોકાયો. માલની પેટીઓ ભરી વહાણપર મોકલી આપવાનું કામ ફ્રાંક્લિનને ડેન્હાલે સોંપ્યું. વહાણપર બધો માલ પહોંચાડ્યા પછી વહાણ ઉપડવાની રાહ

જનાઈ થોડા દિવસ એને બેસી રહેવું પડયું.

એ અરસામાં સર વિલિયમ વિન્ધાલ નામના પ્રખ્યાત પુરૂષે એક વખત ફ્રાંક્લિનને પોતાને ઘેર બોલાવ્યો. બોલિંગબ્રોક પ્રધાનના વખતમાં સર વિલિયમ ખજાનાનો મુખ્ય અધિકારી નિમાયો હતો. ફ્રાંક્લિન તેને મળવા ગયો ત્યારે સર વિલિયમે તરવાના કામમાં ફ્રાંક્લિનની હોંશિયારી વિષે જે સાંભળ્યું હતું તે કહી બતાવ્યું. સર વિલિયમના બે છોકરા દેશાવર મુસાફરી કરવા નીકળવાના હતા. એની મરજી તેમને તરતાં શીખવ્યા પછી મોકલવાની હતી. ફ્રાંક્લિનને તેણે કહ્યું કે તમે એમને તરતાં શીખવો તો તમારી મહેનતનો સારો બદલો હું આપીશ. એ છોકરા તે વખતે લંડનમાં નહોતા અને ફ્રાંક્લિનને નીકળવાનો દિવસ નજીક હતો તેથી તેણે દિલગીરી સાથે ના પાડી. ડેન્હાલને ત્યાં ચાકરીએ રહ્યા પહેલાં આ હકીકત બની હોત તો અમેરીકા જવાનો વિચાર પડતો મૂકી, ઇંગ્લાંડમાં રહી તરવાનો હુન્નર શીખવવાની શાળા ફ્રાંક્લિન કદાચ કાઢત. અને આગળ મોટો પુરૂષ થયો તેવો થવા પામત નહીં.

આખર સુધી કયો ધંધો કરવો એ બાબત અત્યાર સુધી ફ્રાંકિલને કંઈ ચોકસ નિશ્ચય કર્યો નહોતો. જે કામ હાથ આવે તે કરવું અને પૈસા બચાવી પૈસાદાર થવું એ શિવાય બીજો વિચાર તેના મનમાં આ વખત હોવાનું જણાતું નથી. દુનિયામાં જે જે મોટા માણસ થયા છે તેઓએ શરૂઆતમાં ભવિષ્યને માટે કંઈ મોટી ધારણા રાખીને કામ કરેલું નથી. શેક્સપિયર, ન્યુટન, હેન્ડલ, જેમ્સ વૉટ, રોબર્ટ ફુલ્ટન, જોન વોલ્ટર, અને બીજા ઘણા પ્રસિદ્ધ પુરૂષ જેઓએ મનુષ્ય વર્ગની ઘણી સેવા બજાવી છે, તેઓ પણ પોતાની કારકિર્દિની શરૂઆતમાં ભવિષ્યમાં મોટા માણસ થવાના વિચાર વગર ફ્રાંક્લિનની પેઠે માત્ર પોતાનો ધંધો સારી રીતે કરતા હતા. શરૂઆતથી મોટી ધારણા રાખનાર પુરૂષો દુનિયામાં મોટાઈ પામેલા જણાતા નથી. ફ્રાંક્લિન જેવા સાદા માણસો જેઓએ પોતાનો ધંધો ગમે તેવો હોય તો પણ ગુજરાન ચલાવવાને તે પ્રમાણિકપણે અને સારી રીતે કરવામાં જીંદગીની શરૂઆત કરી છે તેઓજ માત્ર અનાયાસે મોટાઈ પામ્યા છે.

---

## પ્રકરણ ૬ ઠું.

### ફરી ફિલાડેલ્ફીઆમાં.—૧૭૨૬—૧૭૨૭.

લંડનથી નીકળવું—ગ્રેવસેન્ડથી વહાણ ઉપડવું—પોર્ટસમાઉથ—આઇલિ ઓફ વાઇટની મુલાકાત—યારમાઉથ આગળ અકસ્માત—ભર દરિયે સ્નો વહાણ સાથે મુલાકાત—ફ્રાંક્લિનનો પશ્ચાત્તાપ—વર્તનની યોજના ઘડી કાઢી—ફિલાડેલ્ફીઆ ઊતરવું—ફિલાડેલ્ફીઆમાં ફેરફાર—સર વિલિયમ કીથનું નોકરીમાંથી કમી થવું—ડેબોરા રીડ પરણેલી—કીમર આબાદીમાં માલમ પડ્યો—ડેન્હાલની દુકાનમાં મહેતાગીરી—ડેન્હાલ સાથે હેત ભાવ—માંદા પડવું—ડેન્હાલનું મરણ અને દુકાનનું બંધ થવું—નવો ધંધો—કીમરને ત્યાં ચાકરીએ રહેવું.

---

લંડનમાં ફ્રાંક્લિન અઢાર મહિના રહ્યો હતો. તેનો બધો વખત ચાકરી કરવામાં તેણે કાઢ્યો હતો. તેના કેટલાક પૈસા નાટકો જોવામાં તથા પુસ્તકો ખરીદવામાં ખરચાયા હતા તે સિવાય તેના જાત ખરચમાં ઘણું ખરચ થયું નહોતું. એની બચતમાંથી ૨૭ પાઉન્ડ રાલ્ફને ધીરેલા હતા પણ તે પાછા મળવાની આશા નહોતી. એકંદરીએ લંડનમાં ફ્રાંક્લિનની પૈસા સંબંધી સ્થિતિ સુધારી નહોતી. પણ તેના ઓળખાણમાં વધારો થયો હતો અને તેના વાંચવામાં ઘણાં પુસ્તકો આવ્યાં હતાં. વળી છાપવાના ધંધા સંબંધીના તેના જ્ઞાનમાં ઘણો વધારો થયો હતો. લંડનમાં મળેલા આ ફાયદા ફ્રાંક્લિનને આગળ ઘણા ઉપયોગી થઇ પડ્યા.

"ધ બર્કશાયર" નામના વહાણમાં ફિલાડેલ્ફીઆ જવા ફ્રાંક્લિને ટીકીટ લીધી હતી. આ વહાણ ગ્રેવસેન્ડ બંદરે તા. ૨૧ જુલાઇએ આવી, બે દિવસ લંગર કરી, તા. ૨૩ જુલાઇએ ઉપડી ગયું. મુસાફરીમાં દર રોજ જોએલી તથા બનેલી બીનાઓની નોંધ ફ્રાંક્લિને રાખી હતી. ગ્રેવસેન્ડના લોકો વિષે ફ્રાંક્લિને નોંધમાં નીચે પ્રમાણે અભિપ્રાય આપ્યો છે. "આ ગ્રેવસેન્ડ ધુર્ત અને ફિટકાર કરવા જેવું ગામ છે. પરદેશીઓને છેતરીને લોકો પોતાનો ગુજરો ચલાવે છે. કોઇ ચીજ ખરીદો અને માગ્યા કરતાં અર્ધી કિંમત આપો તોપણ ખરી કિંમત કરતાં બમણી પડે છે. ઇશ્વરનો પાડ માનવો જોઇએ કે આ ગામથી કાલે અમે ઉપડી જઇશું."

ચાર દિવસ ઇંગ્લાંડની ખાડીમાં આમતેમ ફર્યા પછી પોર્ટ્સમથ આગળ વહાણે આવી લંગર કર્યું; વહાણનો કપ્તાન, મી. ડેન્હાલ અને તેનો કારકુન પોર્ટ્સમથની પ્રખ્યાત ગોદી જોવાને ઊતર્યા. આઇલ ઓફ વાઇટનો ટાપુ નજીક હોવાથી ફ્રાંકલિને તે જોવા જવાને ગોઠવણ કરી. પવન માફક નહીં હોવાથી વહાણને ત્યાં કેટલાક દિવસ થોભવું પડયું હતું. થોડું આગળ જઇને પાછું પવનથી વહાણ ઘસડાઈ આવતું. આ પ્રમાણે ત્રણ અઠવાડિયાં સુધી ઇંગ્લાંડની ખાડીમાં વહાણે આથડિયાં ખાધાં. આઇલ ઓફ વાઇટમાં આવેલા યારમાઉથ ગામ આગળ ફ્રાંકલિન અને બીજા કેટલાક ઊતારૂઓને સોસવા પડેલા એક અકસ્માતનું વર્ણન ફ્રાંકલિનની નોંધમાં સવિસ્તર કરવામાં આવ્યું છે. ટાપુમાં ફરી રાત્રે યારમાઉથ બંદરપર પાછા ફરતાં તેઓ રસ્તે ભૂલ્યા પડ્યા હતા. બંદરના બારાના મોં આગળ ઊતારૂઓને ઊતરવાની હોડી મૂકવાની જગો કોઇએ તેમને બતાવી કહ્યું કે ત્યાં જાઓ તો ત્યાંથી એક છોકરો હોડીમાં બેસાડી તમને તમારે ઠેકાણે લઈ જશે. ફ્રાંકલિન કહેછે કે "અમે ત્યાં પહોંચ્યા ત્યારે તે આળસુ કુત્રાની પેઠે ઉંઘી રહ્યો હતો. ઉંઘમાંથી ઉઠી હોડીમાં બેસાડી અમને લઇ જવાની તેણે ના પાડી. અમારી મેળે હોડીમાં બેસી હોડી હંકારવાના વિચારથી અમે પાણી તરફ ગયા. હોડીને એક ખીલા સાથે મજબુત બાંધેલી હતી અને તેની આગળ પચાસ વાર સુધી ભરતીનું પાણી ફરી વળ્યું હતું તેથી અમને હોડી છૂટી પાડવી ઘણી મુશ્કેલ માલમ પડી. પાણીમાં પડવાને મેં લૂગડાં ઊતાર્યાં. પાણીની સપાટી નીચે પાળી હતી તે મારા જોવામાં ન આવવાથી હું કેડ સુધી કાદવમાં પડી ગયો. આખરે ખીલા આગળ હું જઇ પહોંચ્યો પણ ત્યાં જઇ જોતાં મને માલમ પડયું કે હોડી સાંકળે બાંધી તાળું મારેલું છે. નકુચામાંથી સાંકળ વછોડવાને મેં પ્રયત્ન કર્યો પણ ફત્તેહ પામ્યો નહી. ખીલો ખેંચી કાઢવાને હું મથ્યો તેમાં પણ ફાવ્યો નહીં. એક કલાક સુધી માથાકુટ કરી થાકીને હું પલળેલો અને કાદવથી ખરડાયલો હોડી વગર પાછો આવ્યો."

"ટાઢ ખૂબ લાગતી હતી અને પવન પણ સખત વાતો હતો તોપણ અમારી પાસે કંઇ ન હોવાથી પાસે આવેલી ઘાસની ગંજીમાં રાત્રિ કાઢવાનો અમે વિચાર કરતા હતા, એવામાં અમારામાંના એકને યાદ આવ્યું કે તેના ગજવામાં રસ્તેથી જડેલો લોઢાનો નાળ છે. એ વડે સાંકળનો નકુચો કાઢવાનો યત્ન કરવા તેણે મને કહ્યું તેથી તે લઇને હું ફરી

પાણીમાં ગયો, યત્ન કરતાં ફતેહ પામ્યો અને હોડી કિનારા આગળ લઈ આવ્યો. અમે બધા રાજી રાજી થઇ ગયા. સૌ હોડીમાં બેઠા અને મેં કપડાં પહેર્યાં પછી હોડી હંકારી. સૌથી મોટું દુઃખ તો હવે આવવાનું હતું. ભરતીનો દિવસ હોવાથી પાણી કિનારા સુધી ફરી વળ્યું હતું. રાત અજવાળી હતી તોપણ ખાડીમાં પાણી કઈ તરફ વહેતું હતું તે અમે જોઇ શકયા નહીં આંખો મીંચીને અમે સીધી હોડી હંકારી. અર્ધે રસ્તે ગયા એટલે કાદવવાળી જગો આવી અને ત્યાં હોડી ચોંટી બેઠી. કાદવમાં હલેસાં મારી હોડી ખસેડવાને અમે ઘણું મથ્યા. એમ કરતાં એક હલેસું ભાંગી ગયું અને ચાર ઇન્ચ પણ પાણી નહીં હોવાથી હોડી સજડ કળી ગઈ. શું કરવું તે અમને સૂઝ્યું નહીં. ભરતી ચઢતી હતી કે ઊતરતી હતી તે પણ અમને માલમ પડ્યું નહીં તેથી અમે ઘણાજ ગભરાયા. પણ આખરે અમને સ્પષ્ટ રીતે જણાયું કે ઓટનો વખત છે કારણ કે હલેસું ઘાલી જોતાં અમને પાણી ઊંડું જણાયું નહીં."

"પવન અને હવામાં ખુલ્લી હોડીમાં આખી રાત ઉઘાડા પડ્યા રહેવું અમને ઘણું ભારે લાગ્યું, પણ અમને વધારે ખરાબ તો એવા વિચારથી લાગ્યું કે સવારમાં અમને આ સ્થિતિમાં ગામના લોકો દેખી શકે એવી રીતે હોડીવાળો પકડશે ત્યારે અમારી કેવી ફજેતી થશે. અર્ધો કલાકથી વધારે વખત સુધી તરફડિયાં મારી અને પ્રયત્ન કરી, આશા છોડી લમણે હાથ દઇ નિરાસ થઈ અમે બેઠા. ભરતી ઉતરી ગએલી હોવાથી કિનારા તરફ વધારે નજીક જવાય એમ નહોતું. ગળા સુધી ઊંડો કાદવ હોવાથી તેમાં ચાલીને કિનારે જવાય એમ પણ નહોતું. એટલે હોડીમાં બેસી રહ્યા સિવાય બીજો ઉપાય નહોતો. આખરે નાશી જવાનો કંઈ ઉપાય અમે શોધવા લાગ્યા. અમારામાંથી બે જણ લૂગડાં ઉતારીને નીચે ઉતર્યા. આ પ્રમાણે હોડી હલકી કરી, અને ઘુંટણપર ટેકવીને તેને ઊંડાં પાણીમાં પચાસ વાર દૂર ઘસડી ગયા. અમારી પાસે ફક્ત એકજ હલેસું હોવાથી ઘણી મહેનતે અમે સહીસલામત કિલ્લા આગળ કિનારે ઉતર્યા અને લુગડાં પહેરી, હોડી બાંધી, આનંદમાં "કિવન્સહેડ" આગળ અમારા બીજા સોબતીઓને અમે મૂકી આવ્યા હતા ત્યાં ઘણા મોડા પહોંચ્યા. જે હોડી અમે લાવ્યા હતા તે વહાણપર પાછી ગઈ હતી તેથી આખી રાત અમારે કિનારાપર પડી રહેવું પડ્યું. આ પ્રમાણે અમારી ચાલવાની સહેલ પૂરી થઈ."

ત્રણ અઠવાડિયાં ઇંગ્લાંડની ખાડીમાં રોકાયા પછી વહાણ આટલાં-ટિક મહાસાગરમાં પેઠું. થોડા વખતમાં જમીન દેખાતી બંધ થઈ અને જળ સિવાય કંઈ નજરે પડતું નહીં. એ વખતમાં ઇંગ્લાંડ અને અમેરિકા વચ્ચે હાલના જેટલી વહાણોની આવ જા નહોતી. પચાસ દિવસ દરિયામાં મુસાફરી થઇ ત્યારે " બર્કશાયર " પરથી બીજું વહાણ દેખાયું. એ વહાણ મૈત્રી ધરાવનાર દેશનું હતું. "બર્કશાયર" ની એટલું નજીક એ આવ્યું કે બન્ને પરના ઊતારૂઓ એક બીજા સાથે વાતચીત કરી શકયા. ઘણે દહાડે બીજા માણસોનાં મુખ જોઇને ફ્રાંકિલન અને તેની સાથેના ઊતારૂઓ ખુશ થઇ ગયા. નોંધમાં ફ્રાંકિલન લખે છે કે " એ વહાણનું નામ " રનો " હતું અને એ ડબ્લીનથી સ્ત્રી પુરૂષ ચાકર ઉતારૂઓને લઇને ન્યુયોર્ક જતું હતું. એ બધા તુતકપર આવ્યા અને અમને જોઇને ઘણા ખુશી થયા હોય એમ દેખાયા. મનુષ્યજાતિથી ઘણા વખતથી જૂદા પડીને જાણે મનુષ્યજાતિથી બહાર રહ્યા હોઇએ એવે વખતે આ-પણા જેવીજ સ્થિતિવાળા અને આપણી જાતના, મનુષ્ય ભાઇઓને લઇને આવતું વહાણ દરિયામાં મળે ત્યારે ખરેખર એક ઓરજ તરેહનો આનંદ થાય છે. આટલાં બધાં માણસોનાં મુખડાં મારા જોવામાં આવ્યાં ત્યારે મારા હૈયામાં હરખ થયો અને હૈયામાં હરખ થવાથી જેવી તરેહનું મ્હોં મલકાય છે તેવી રીતનું મારૂં મ્હોં મલકાયા વગર રહ્યું નહીં."

આ મુસાફરીની વખતે ફ્રાંકિલને આગળ કરેલી ભૂલો યાદ કરી ઘણો પશ્ચાતાપ કર્યો અને આયંદેથી કેવી રીતે વર્તવું તેની યોજના ઘડી કાઢી. રાલ્ફની સોબતમાં તેને ખરચ ઘણું થયું હતું મી. વર્નનના લીધેલા પૈસા ખરચાઇ ગયા હતા અને કદાચ તે એકદમ પાછા માગે તો ફજેતી થાય એવું હતું. ધર્મ સંબંધી બાબતોમાં એના વિચાર ઢંગધડા વગરના હતા. એનું વલણ નાસ્તિક મત તરફ ઘણું હતું. કોલિન્સ, રાલ્ફ વગેરે એના આગળના સોબતીઓની દશા કેવી થઈ હતી અને શાથી થઇ હતી તે એ સારી પેઠે જાણતો હતો. વહાણપર મુસાફરીની નીરાંતની વખતે આ બધી વાતો સંભારી સંભારીને ફ્રાંકિલને ઘણો વિચાર કર્યો, અને હવે-થી એવી ભૂલો થાય નહીં. માટે નિયમિત રીતે ચાલવાનો ઠરાવ કરી નિયમો લખી કાઢ્યા. ફ્રાંકિલનનું આ લખાણ ગુમ થએલું છે એમ ઘણા વખત સુધી માનવામાં આવતું હતું. પાછળથી એવું માલમ પડ્યુંછે કે એ વખતના ફિલાડેલ્ફીઆના એક માસિક ચોપાનિયામાં કેટલાક નિયમો

છપાયા હતા તેજ એ લખાણ અથવા તેનો કંઈ ભાગ છે. ફ્રાંકલિનને હાથે લખેલા ઉતારાપરથી એ છાપવામાં આવ્યા હતા. શરૂઆતમાં પ્રસ્તાવના તરીકે ફ્રાંકલિને કેટલીક ટીકા કરેલી છે. એ ટીકા તથા નિયમો નીચે પ્રમાણે છેઃ—

"કવિતા શાસ્ત્રપર લખનારા ગ્રંથકારો આપણને શીખવેછે કે આપણે વાંચવા લાયક કંઈ લખાણ લખવાની ઇચ્છા રાખતા હોઇએ તો લખતા પહેલાં જે લખવાનું હોય તેનો રીતસર ખરડો અને ગોઠવણ કરવી જોઇએ. એમ ન કરીએ તો લખાણમાં વિરૂદ્ધતાનો દોષ આવવાનો સંભવ રહે છે. મને લાગે છે કે આ જીંદગીને પણ એજ નિયમ લાગુ છે. જીંદગી કેવી રીતે ગુજારવી તે વિષે મેં કંઇ ચોકસ ગોઠવણ કરી નથી. આથી કરીને મારી જીંદગીમાં જૂદા જૂદા દેખાવ ભેળસેળ થઈ ગયા છે. હવે મારો નવો ભવ બેસનાર છે. સૌ વાતમાં સારાસાર સમજનાર માણુસ તરીકે મારા દહાડા હું કાઢું, એટલા માટે અવશ્યનું છે કે મારે કેટલાક સંકલ્પ કરવા જોઇએ.

૧. મારૂં દેવું આપી રહું ત્યાં સુધી કેટલોક વખત મારે અતિશય કરકસર કરવી જરૂરની છે.
૨. દરેક બાબતમાં સત્ય બોલવાની ટેવ રાખવી; પાળી શકાય નહીં એવાં વચન કોઇને આપવાં નહીં; પણ બોલવામાં અને ચાલવામાં શુદ્ધ અંતઃકરણ રાખવું. માણસ જાતમાં આ સૌથી વધારે ચાહાવા લાયક ઉત્તમ ગુણ છે.
૩. જે કામ હાથમાં લેવું તે ઉદ્યોગથી કરવું અને એકદમ પૈસાદાર થવાના બેવકુફી ભરેલા શેખસલ્લીસઇ વિચારથી મારા ધંધામાંથી મારૂં મન આઘું લઇ જવું નહી. ઉદ્યોગ અને ધીરજ લીલા લેહેર કરવામાં ખાત્રી લાયક સાધન છે.
૪. હું ઠરાવ કરૂંછું કે ખરી વાત હોય તોપણ કોઇપણ માણસનું ભૂંડું બોલવું નહીં; જો બને તો કોઈ રીતે બીજાઓના ગવાતા દોષો દરગુજર કરવા અને યોગ્ય પ્રસંગે કોઇના ગુણ જાણવામાં હોય તે કહી બતાવવા."

આટલું કરીનેજ ફ્રાંકિલન અટક્યો નહીં. આજથી દરરોજનાં પોતાનાં કૃત્યોનો તે રાત્રે વિચાર કરતો અને કંઈ ભૂલ થઇ ગઇ હોય તો એવી ફરીથી નહીં કરવાનો દૃઢ નિશ્ચય કરતો. આથી દિનપ્રતિદિન એ સુધરતો

ગયો અને આગળ આપણા જોવામાં આવશે એમ એની ચઢતી થતી ગઈ.

તા. ૧૧ અક્ટોબર ૧૭૨૬ ને દિવસે રાત્રે આઠ વાગે, ૮૨ દિવસની મુસાફરી પછી "બર્કશાયર" વહાણ ફિલાડેલ્ફીઆથી ૭ માઇલ છેટે ડિલાવર નદીમાં આવી પહોંચ્યું. કેટલાક જુવાનિયા હોડીમાં બેસી સેલગાહ કરવા નીકળ્યા હતા તે વહાણપર આવ્યા અને તેમની સાથે હોડીમાં બેસાડી ફ્રાંક્લિન અને બીજા ઉતારૂઓને ફિલાડેલ્ફીઆ લઈ જવાને ખુશી બતાવી. હોડીમાં બેસીને ફ્રાંક્લિન રાતના દસ વાગે ફિલાડેલ્ફીઆ ઊતર્યો. આટલી લાંબી અને જોખમભરેલી મુસાફરી સહીસલામત પૂરી થવાથી ઇશ્વરનો આભાર માની અને એક બીજાને મુબારકબાદી આપી ઊતારૂઓ છૂટા પડ્યા અને પોતપોતાને ઘેર ગયા.

ફ્રાંક્લિનની ગેરહાજરીમાં ફિલાડેલ્ફીઆમાં ઘણા ફેરફાર થયા હતા. સર વિલિયમ કીથ ગવર્નરના ઓદ્ધાપરથી દૂર થયો હતો. એક સાધારણ માણસની પેઠે રસ્તે ચાલતો તે ફ્રાંક્લિનને મળ્યો અને એને જોઇને ઘણો શરમાઈ ગયો. ફ્રાંકલિન તરફ પોતાની ગેરવર્તણુકથી લજવાઈ નીચું જોઇને વગર બોલ્યે તે ચાલ્યો ગયો. પચીસ વર્ષ સુધી પેટને અર્થે આમતેમ ભટકી ૮૦ વર્ષની વયે લંડનમાં ૧૭૪૯ માં તે મરણ પામ્યો.

મી. રીડની દીકરી ડેબોરાને ફ્રાંક્લિને લંડનથી નીકળતાં અગાઉ થોડા દહાડાપર એક પત્ર લખ્યો હતો અને તેમાં જણાવ્યું હતું કે "તારા પ્યારના તાંતણાથી દોરવાઇને હું ઇગ્લાંડથી ફિલાડેલ્ફીઆ પાછો આવું છું." આ પહેલાં ફ્રાંક્લિને કંઈ લખ્યું નહોતું તેથી એના પાછા આવવાની અથવા એ જીવતો હોવાની ડેબોરાની મા અને સગાંએ આશા છોડી હતી, અને સગાંના આગ્રહપૂર્વક સમજાવ્યાથી ડેબોરાએ રોજર્સ નામના એક કુંભાર સાથે લગ્ન કર્યું હતું. પોતાના ધંધામાં આ માણસ ચાલાક હોવાથી ડેબોરાની માએ તેને એની વેરે પરણાવી હતી. પણ પાછળથી માલમ પડ્યું કે એનામાં કંઇ માલ નથી અને એની આગલી સ્ત્રી હૈયાત છે. ડેબોરા રીડ એની સાથે સુખી થઈ નહીં. થોડાં અઠવાડિયામાં બાપને ઘેર તે પાછી આવી અને કુમારિકાનું અસલ નામ ધારણ કરી દુઃખીઆરા દિવસ કાઢવા લાગી. ફ્રાંક્લિન પાછો આવ્યો ત્યારે ડેબોરાની આવી દશા થએલી તેના જાણવામાં આવી. મારી બેપરવાઇને લીધે આ બિચારીને પરણી દુઃખી થવું પડ્યું છે એવા વિચારથી ફ્રાંક્લિનનું હૈયું ભરાઇ આવ્યું. કુંભાર રોજર્સ દેવાળું કાઢી વેસ્ટ ઇન્ડીઝ નાશી ગયો હતો અને ત્યાંથી થોડા

વખતમાં એના મરણુની અફવા આવી હતી. મી. રીડને ત્યાં ફ્રાંક્લિન મળવા ગયો ત્યારે તેના દોષ તરફ ન જોતાં બધાંએ તેના તરફ મમતા દેખાડી, અને એ કુટુંબ સાથે ફ્રાંક્લિનનો આગલો ઘરોબો જારી રહ્યો.

કીમરની દશા ફ્રાંક્લિનને સુધારેલી માલમ પડી. એનું છાપખાનું સારી જગોએ લઇ જવામાં આવ્યું હતું. એની દુકાનમાં લખવાનો સામાન ઘણો જથાબંધ ભરેલો હતો અને એના છાપખાનામાં નવાં બીબાં આણ્યાં હતાં. એના કારખાનામાં ઘણાં માણસો કામે લાગ્યાં હતાં અને એને ઘણું કામ મળતું હોય એમ દેખાતું હતું.

ફિલાડેલ્ફીઆ આવ્યા પછી તરતજ મી. ડેન્હાલ અને તેના મહેતા ફ્રાંક્લિને ધંધો શરૂ કર્યો. તેમણે વોટર સ્ટ્રીટમાં એક દુકાન ભાડે લઈ તેમાં લંડનથી આણેલો માલ વેચવા ખુલ્લો મૂકયો. મહેતાગીરીનું કામ ફ્રાંક્લિનને નવું હતું પણ તેણે એવી ખંત અને ઉદ્યોગથી મહેનત કરી કે થોડા વખતમાં હિસાબના ચોપડા લખવામાં અને માલ વેચવામાં તેણે પ્રવીણતા મેળવી. ફ્રાંક્લિનને ડેન્હાલ સાથે સારી રીતે ગોઠયું. બન્નેના સ્વભાવ એવા મળતા આવ્યા કે તેઓ સંપસંપીને સુખમાં એકજ ઘરમાં સાથે રહેવા લાગ્યા. જાણે બાપ દીકરાનો સંબંધ હોય એવી રીતે એમની વચ્ચે સ્નેહ થયો. ફ્રાંક્લિનને આ નવો ધંધો તથા નવો શેઠ એવા પસંદ પડયા કે બીજા કશાનો વિચાર એના મનમાં આવ્યો નહીં. થોડા વખતમાં ડેન્હાલ દુકાનમાં એનો ભાગ કરવાનો હતો. ડેન્હાલના પછી દુકાનનો માલેક થવાનો એને સંભવ હતો એટલે હવે ધંધાના સંબંધમાં તો ફ્રાંક્લિનને નિરાંત થએલી જણાતી હતી.

પણ આ નિરાંત લાંબો વખત ટકી નહીં. દુકાન ઉઘાડયા પછી ચાર મહિને ૧૭૨૭ ના ફેબ્રુઆરી માસની શરૂઆતમાં મી. ડેન્હાલ અને ફ્રાંક્લિન બન્ને સાથે એકાએક માંદા પડયા. ફ્રાંક્લિનને ઉરોગ્રહનો વ્યાધી થયો હતો અને તેની પીડા એવી હતી કે મરતાં મરતાં એ બચ્યો. કેટલાક દહાડા દુ:ખ ભોગવી ડેન્હાલ મરણ પામ્યો. ફ્રાંક્લિનને કંઈ બક્ષીસ આપવાને મી. ડેન્હાલ પોતાના વશિયતમાં લખી ગયો હતો. ડેન્હાલના મરણ પછી દુકાનનો કબજો એના એકઝીક્યુટરોએ લીધો. એમનો વિચાર લીલામથી માલ વેચી નાંખી દુકાન બંધ કરવાનો હોવાથી વેપારીના મહેતા તરીકેની ફ્રાંક્લિનની ચાકરીનો એકાએક અંત આવ્યો.

હવે શું કરતું એ ફ્રાંક્લિનને મોટા વિચારની વાત થઈ પડી. પહેલાં

તો બીજી કોઇ દુકાનમાં મહેતાગીરી મેળવવાને તેણે તજવીજ કરી. પણ કોઇ ઠેકાણે જગો મળી આવી નહીં. એનો બનેવી કેપ્ટન હોમ્ઝ આ વખતે ફિલાડેલ્ફીઆ આવ્યો હતો. છાપવાનો ધંધો પાછો કરવાને ફ્રાંકિલનને તેણે સલાહ આપી, વળી આ વખતે કીમરે પણ મોટો પગાર આપીને ફ્રાંક્લિનને રાખવા ખુશી બતાવી. કીમર પહેલાં લંડનમાં રહેતો હતો અને તેની સ્ત્રી હજી લંડનમાં રહેતી. ફ્રાંકિલને કીમર વિષે લંડનમાં એવું ખરાબ સાંભળ્યું હતું કે એને ત્યાં રહેવાને ફ્રાંકિલન રાજી નહોતો, પણ બીજો કંઈ ઉપાય નહીં હોવાથી તેણે કીમરના છાપખામાં મુર્દમની નોકરી કબુલ કરી છાપખાનું ફ્રાંકિલનની દેખરેખ નીચે સોંપી કીમર પોતાની કાગદીની દુકાન સંભાળવા લાગ્યો.

---

## પ્રકરણ ૭ મું.

### જન્ટો મંડળી—૧૭૨૭-૨૮.

કીમરના પાંચ નોકરો—ફ્રાંકિલન એમનો શિક્ષક—છાપખાનામાં ફ્રાંક્લિન કર્તા હર્તા—જન્ટો નામની મંડળી ઉભી કરી—જન્ટોમાં સભાસદ દાખલ કરવાની રીત—ચોવીસ સવાલ—વાદવિવાદ કરવાની રીત—ફ્રાંકિલન અગ્રેસર—એની અપૂર્વ, યોજક અને શોધક બુદ્ધિ—જન્ટોની શાખાઓ—કીમરથી છૂટા પડવું—મેરિડિથનો ભાગ રાખી સ્વતંત્ર છાપખાનું કાઢવાનો ઠરાવ—કીમરને ત્યાં ફરી નોકરી લેવી—ન્યુજર્સીની નોટો છાપવાનું કામ—ન્યુજર્સીના અમલદારોમાં ઓળખાણ—કીમરના ગુણ—આઇઝાક ડીકાએ ફ્રાંકિલનનું વર્તેલું ભવિષ્ય—લંડનથી મુદ્રાયંત્ર આવી પહોચ્યું—કીમરની રજા લઇ જૂદા પડવું—ફ્રાંકિલને લખેલો કબર લેખ—

ફ્રાંક્લિનને મુકર્દમ તરીકે રાખ્યા પહેલાં કીમરે થોડા પગારે પાંચ નવા માણસોને નોકર રાખ્યા હતા. આ પૈકી કોઇ છાપવાના કામમાં કુશળ નહોતો. એમને શીખવી હોંશિયાર કરવાનું કામ ફ્રાંક્લિનને કરવાનું હતું. એકનું નામ જોન હતું. એ એક તોફાની આઇરીશ હતો. એને ચાર વર્ષને માટે કીમરે એક વહાણના નાખુદા પાસેથી વેચાતો લીધો હતો. થોડા વખતમાં જોન છાનોમાનો નાશી ગયો એટલે એનાપર મહેનત લેવાની તસ્દી ફ્રાંકિલનને રહી નહીં. બીજો હ્યુ મેરિડિથ નામનો ભલો ગામડીઓ હતો. એનામાં કંઇ સમજ, અનુભવ, અને જ્ઞાન હતું પણ એને

દારૂ પીવાની કટેવ પડી હતી, એને છાપખાનાના ધંધાપર પ્રીતિ નહોતી. ત્રીજાનું નામ સ્ટીવન પોટ્સ હતું. આ માણુસ પણ ગામડીઓ હતો. એ મશ્કરો અને કામ કરી શકે એવો હતો પણ ઉદ્યોગી નહોતો. ચોથો જ્યોર્જ વેબ નામનો ઓક્ષફર્ડની પાઠશાળામાં ભણેલો પણ વહી ગએલો માણુસ હતો. લંડનમાં એની પાસે ખરચવાના પૈસા નહીં હોવાથી ચાર વર્ષ નોકરી કરવાનો કરાર લખી આપી ટિકિટ મેળવીને તે અમેરિકા આવ્યો હતો. વહાણના કપ્તાન પાસેથી કીમરે તેની નોકરીની મુદત ખરીદ કરી હતી. એ સારા સ્વભાવનો અને ટોળી હતો પણ તેની સાથે ઘણોજ આળસુ અને અવિચારી હતો. પાંચમો ડેવીડ હેરી નામનો કીમરે શાગિર્દ રાખેલો માણુસ હતો.

કીમરના આ નોકરો થોડા વખતમાં ફ્રાંકિલન સાથે ઘણા હળી ગયા. કીમર એમને કંઇ શીખવી શકતો નહીં તેથી તેને એ કંઇ ગણુકારતા નહીં પણુ ફ્રાંકિલન તો દરરોજ કંઇ કંઇ નવું શીખવવા લાગ્યો. તેથી એના તરફ માન અને વિવેકથી એ વર્તવા લાગ્યા. છાપખાનામાં નવાં બીબાંની વારવાર જરૂર પડતી, પણ અમેરિકામાં બીબાં પાડનાર કોઇ નહીં હોવાથી ઘણી અડચણ પડતી. બીબાં પાડવાનું લંડનમાં ફ્રાંકિલને જેમ્સ ઉવોટના છાપખાનામાં જોયું હતું, તેથી જેમ તેમ કરીને કામચલાઉ બીબાં તે બનાવી લેતો. જરૂર પડતું કોતરકામ પણ તે કરી લેતો; સાહી બનાવતો; ચોપડીઓ બાંધવાના કામમાં મદદ કરતો; વખારનું કામ સંભાળતો; અને એકંદરમાં કીમરના છાપખાનામાં સઘળું કર્તાહર્તા એજ હતો.

કીમરના નોકરોને કામની માહિતી આપ્યા પછી ફ્રાંકિલને એમની અને ગામના બીજા મિત્રોની એક મંડળી ઉભી કરી તેને "જન્ટો" નામ આપ્યું. આ મંડળી ૪૦ વર્ષ સુધી ચાલી. અને તેના સભાસદોનું સુખ અને જ્ઞાન વધારવાનું ઉપયોગી સાધન થઇ પડી. શરૂઆતમાં નીચેના ૧૧ સભાસદો હતાઃ—

બેન્જામિન ફ્રાંકિલન.
હ્યુ મેરિડિથ.
સ્ટીવન પોટ્સ.
જ્યોર્જ વેબ.
જોસફ બ્રીન્ટનલ નામનો ભલો, કવિતાનો શોખી અને અક્કલમંદ દસ્તાવેજ લખનાર.

ટામસ ગોડ્ફ્રે નામનો જાતે શીખેલો ગણિતશાસ્ત્રી.

નીકોલસ્ સ્કલ નામનો માપણી કરનાર.

વિલિયમ પારસન્સ નામનો મોચી જે આગળ જતાં પેન્સિલવેનિયા-ના સરવેયર જનરલને ઓદ્ધે પહોંચ્યો હતો

વિલિયમ મોગ્રીજ નામનો સંગીન જ્ઞાનવાળો કારીગર સુથાર.

રોબર્ટ ગ્રેસ નામનો પૈસાદારનો છોકરો અને ફ્રાંક્લિનનો પ્રિય મિત્ર.

વિલિયમ કોલમેન નામનો વેપારીનો ગુમાસ્તો જે આગળ જતાં મોટો વેપારી અને ન્યાયાધિશ થયો હતો.

જન્ટો મંડળી સ્થાપવાનો ઉદ્દેશ સભાસદો અને લોકોમાં સદ્ગુણ, જ્ઞાન અને ડહાપણનો વધારો કરવાનો હતો. નવા સભાસદને દાખલ થતી વખતે ઉભા રહીને એક હાથ છાતીપર મૂકી ઇકરાર કરવો પડતો કે જન્ટોના કોઇ સભાસદ તરફ હું કોઇપણ બાબતમાં અનાદર ધરાવતો નથી. ગમે તે ધંધો કરતો હોય અથવા ધર્મ પાળતો હોય તોપણ માણસ માત્રને હું ચાહુંછું; કોઇ માણસને તેની ભક્તિ કરવાની રીત અથવા માનસિક મતને માટે, શારીરિક, આબરૂ સંબંધી અથવા દ્રવ્ય સંબંધી નુકશાન ન કરવું જોઇએ એમ હું ધારૂંછું: સત્યને ખાતર હું સત્યને ચાહુંછું અને પક્ષપાત વગર સત્ય શોધી કાઢવાને, ગ્રહણ કરવાને અને ફેલાવવાને હું બનતો પ્રયત્ન કરીશ." જન્ટો મંડળી દર શુક્રવારે સાંજે મળતી. ચોવીસ સવાલો નક્કી કરવામાં આવ્યા હતા જે સભાસદો ભેગા થયા પછી એક પછી એક વાંચવામાં આવતા હતા. સભાસદોને જે કંઇ કહેવું હોય તે કહેવાને વખત મળે એવી રીતે એક સવાલ વાંચી બીજો શરૂ કરતાં અટકાવામાં આવતું હતું. સભામાં કેવી અગત્યની બાબતોપર વાદવિવાદ કરવામાં આવતો હતો તે નીચે આપેલા એ ચોવીસ સવાલોજ બતાવી આપે છે:—

૧. જન્ટોમાં જાહેર કરવા લાયક કંઇ છે કે નહીં એ જોવાને તમે આ સવાલો આજ સવારે વાંચી ગયા છો ?

૨. ઇતિહાસ, નીતિ, કવિતા, વૈદક, મુસાફરી, યાંત્રિક કળા અથવા જ્ઞાનના બીજા વિષયોપર તમે વાંચેલા છેલ્લાં પુસ્તકમાં કંઇ જાણવા જેવું અથવા જન્ટોને જણાવવા લાયક તમારા વાંચવામાં આવ્યું છે ?

૩. વાતચીતમાં કહેવા લાયક કંઇ નવી વાત તમે હાલ સાંભળી છે ?

૪. આ શહેરમાં કોઇએ દેવાળું કાઢયાનું તમારા જાણવામાં આવ્યું છે અને હશે તો તેનું શું કારણ તમારા સાંભળવામાં આવ્યું છે ?

૫. આપણા શહેરીઓ પૈકી કોઇ હાલ ધંધામાં આબાદ થએલા તમારા સાંભળવામાં છે? જો હશે તો તે શી રીતે આબાદ થયા?

૬. આ શહેરમાં અગર બીજે કોઇ ઠેકાણે હાલ જીવતા કોઇ પૈસાદાર માણુસે પૈસા શી રીતે મેળવ્યા તે તમારા સાંભળવામાં આવ્યું છે?

૭. કોઇ શહેરીએ હાલ વખાણ અને નકલ કરવા યોગ્ય સારૂં કામ કરેલું તમારા જાણુવામાં છે? અથવા કોઇએ, આપણે ચેતવણી લઇ ન કરવા યોગ્ય કંઇ ભૂલ કરેલી તમારા જાણુવામાં છે?

૮. અતિ મદ્યપાનથી થએલી કઇ માઠી અસર હાલ તમારા જોવામાં અથવા સાંભળવામાં આવી છે? અવિચાર, ગુસ્સો અથવા બીજા કોઇ દુર્ગુણ અથવા બેવકુફીનું માઠું પરિણામ તમારા જોવા કે સાંભળવામાં આવ્યું છે?

૯. મિતપાન, ડહાપણ, મર્યાદશીલતા અથવા બીજા કોઇ સદ્ગુણનાં સારાં પરિણામ હાલ તમારા જોવા કે સાંભળવામાં આવ્યાં છે?

૧૦. તમને અથવા તમારા કોઇ ઓળખીતાને હાલ કંઇ મંદવાડ આવી ગયો છે? જો હોય તો શું ઓસડ કર્યું હતું અને તેથી કેવો ફાયદો થયો હતો?

૧૧. કોઇએ કંઇ મોકલવું હોય તો (કામ લાગે એવો) તમારા ઓળખીતામાંથી કોઇ દરિયાની કે જમીનની મુસાફરી કરનાર હોવાનું તમારા જાણુવામાં છે?

૧૨. મનુષ્ય જાતને, દેશને, મિત્રોને અથવા પોતાની જાતને જન્ટોના સભાસદો ઉપયોગી થઇ પડે એવી કંઇ બાબત હાલ તમને જણાય છે?

૧૩. સભા ગઇ વખતે મળ્યા પછી કોઇ લાયક પરદેશી આ શહેરમાં આવેલો હોવાનું તમારા સાંભળવામાં આવેલું છે? તેના લક્ષણ અથવા ગુણો વિષે તમારા જોવા અથવા સાંભળવામાં આવ્યું છે? તેની લાયકાત પ્રમાણે તેને ઉત્તેજન આપવાનું અથવા આભારી કરવાનું જન્ટોથી કાંઇ બની શકે એમ તમને લાગે છે?

૧૪. હમણાં ધંધામાં પડયો હોય ને તેને જન્ટો કોઇપણ રીતે મદદ કરી શકે એવો કોઇ લાયક જુવાન તમારા ઓળખાણુમાં છે?

૧૫. તમારા દેશના કાયદામાં એવી કોઇ ખામી તમારા જોવામાં આવી છે કે સુધારવા ધારાસભાને જન્ટોએ અરજ કરવી વાજબી છે? અથવા નવો દાખલ કરવા જેવો કંઇ લાભકારક કાયદો તમારા

જાણવામાં છે ?

૧૬. પ્રજાની વાજબી સ્વતંત્રતામાં કોઇ રીતે પગપેસારો કરેલો તમારા જાણવામાં છે ?

૧૭. કોઇએ તમારી આબરૂને હાલ ધોકો લગાડયો છે ? જો હોય તો એ બાબતમાં જન્ટો કોઇ રીતે તમને મદદ કરી શકે એમ છે ?

૧૮. કોઇ માણસ સાથે તમારે ઓળખાણ કરવાનું છે ? જો હોય તો જન્ટોનો કોઇ સભાસદ તે કરાવી શકે એમ છે ?

૧૯. કોઇ સભાસદની આબરૂપર હુમલો થએલો હાલ તમારા સાંભળવામાં આવ્યો છે ? જો હશે તો તમે તેનો શો બચાવ કર્યો છે ?

૨૦. જન્ટો તમને દાદ અપાવી શકે એવા કોઇ માણસે તમારૂં કંઇ નુકશાન કર્યું છે ?

૨૧. તમારી નેક ધારણામાં જન્ટો અથવા કોઇ સભાસદ તમને કઇ રીતે મદદ કરી શકે એવું છે ?

૨૨. જન્ટોની સલાહ ઉપયોગી થઇ પડે એવું કંઇ ભારે કામ તમારા પાસે હાલ છે ?

૨૩. સભામાં હાજર ન હોય તેવા કોઇ માણસે હાલ તમને કંઇ લાભ કર્યો છે ?

૨૪. ઇનસાફ, ગેર ઇનસાફ અથવા અભિપ્રાયની બાબતમાં આજ તમે અભિપ્રાય લેવાને ચહાતા હો એવી કંઇ અડચણ તમને આવેલી છે ?

આ સવાલોમાં સમાયલી બાબતોપર જન્ટો સભામાં વાતચીત ચાલતી હતી એટલુંજ નહીં પણ, વિવાદ કરનાર મંડળીની પેઠે, શાસ્ત્ર અને નીતિના પ્રશ્નો પણ ચર્ચાતા હતા. દરેક બેઠકે એક એક નિબંધ વાંચવામાં આવતો. છટાદાર ભાષણ કરતાં શીખવાનો પણ ઉદ્દેશ રાખવામાં આવ્યો હતો. સારી રૂતુમાં મહિનામાં એકવાર નદીની પેલીમેર શારીરિક કસરત કરવાને પણ જન્ટોના સભાસદો મળતા. વાદવિવાદ તપી ગયા વગર ધીરેથી કરવામાં આવતો. તકરાર કરવાને અથવા જીત મેળવવાને ખાતર વાદવિવાદ ન ચલાવતાં, કેવળ સત્યની શોધ કરવાના શુભ વિચારથી ચલાવવામાં આવતો. અભિપ્રાય દર્શાવવામાં છાતી ઠોકીને બોલવાની અથવા એકદમ વિરૂદ્ધ બોલવાની મના કરવામાં આવી હતી. જે નિયમ વિરૂદ્ધ ચાલતા તેનો જુજ દંડ કરવામાં આવતો.

જન્ટો સભામાં અગ્રેસર ભાગ લેનાર ફ્રાંકલિન હતો. એના એક

પૌત્ર પાસે હજી એક એવું હસ્તલિખિત પુસ્તક છે જેમાં જન્ટોમાં ચર્ચાવવાની બાબતોની નોંધ, નિબંધોનાં ખોખાં, સવાલના જવાબ, વાદવિવાદ કરવાની બાબતો, સભાના નિયમો વગેરે લખેલું છે. વાદવિવાદ કરવાને સૂચના કરવા ફ્રાંક્લિને ધારેલા વિષયો તેની અપૂર્વ યોજક અને શોધક બુદ્ધિ સાબીત કરી આપેછે. આ પૈકી થોડા વિષયોનાં નામ વાનગી તરીકે નીચે આપવામાં આવ્યાં છેઃ—

મનુષ્ય રૂપી વહાણુ ચલાવવાને સ્વાર્થ સુકાન છે કે કેમ ?

એકજ તરેહનું રાજ્ય બંધારણુ માણુસ જાતને બંધ બેસ્તુ થાય કે નહીં ?

શાથી ગુન્હો થાય છે ? સારા ઇરાદાથી કરેલાં નઠારાં કામથી કે નઠારા ઇરાદાથી કરેલાં સારાં કામથી ?

દીવાની ઝાળ ઉંચી કેમ ચઢે છે ?

મનોવિકારને જડમૂળથી ઉખેડી નાંખવાને તત્વવિવેકનો ઉદ્દેશ હોવો જોઇએ કે નહીં ?

ગ્રન્થના ગુણદોષની પરીક્ષા શી રીતે કરવી ?

આ દુનિયામાં માણુસ સંપૂર્ણુ સ્થિતિએ પહોંચી શકે કે કેમ ?

માણુસનું સુખ શામાં સમાયેલું છે?

જન્ટોના સભાસદોની સ્થિતિવાળા માણસોને કઇ તરેહની રહેણી કરણી યોગ્ય છે ?

ડહાપણુ અને ભલમનસાઇવાળા ગરીબ માણસની દોસ્તી કરવી સારી છે કે એ બન્ને વગરના પૈસાદારની દોસ્તી કરવી સારી છે ?

એ બેમાંથી કોના મરણુથી દેશને વધારે ધોકો લાગે ?

એ બેમાંથી કોણુ વધારે સુખી છે ?

જન્ટોમાં બારથી વધારે સભાસદો એકી વખતે રાખવામાં આવતા નહીં. સભાએ કરેલા કામની નોંધ દર અઠવાડિયે એક શિલિંગનો પગારદાર સેક્રેટરી રાખતો હતો. સભાની વાત બહાર પાડવાની નહોતી તો પણુ થોડા વખતમાં ગામમાં સભા નીકળ્યાની ઉડતી અફ્વા પ્રસરી અને સભાસદ થવાની ઉમેદ રાખનાર ઘણા જણુની અરજીઓ આવી. ફ્રાંક્લિને દરખાસ્ત કરી કે જન્ટોના હાલના દરેક સભાસદે એક એક ઉપસભા કાઢવી અને તેમાં નવા સભાસદોને દાખલ કરી જે કામ ચાલે તે મુખ્ય સભાને જણુાવવું અને આ પ્રમાણે સભાનો વિસ્તાર વધારવો. આવી તરેહની પાંચ કે છ ઉપસભા કાઢવામાં આવી હતી અને તેને " બેન્ડ "

" યુનિયન " વગેરે નામ આપવામાં આવ્યાં હતાં.

જન્ટો અને તેની શાખાઓથી ફિલાડેલ્ફીઆના લોકોને શાશા ફાયદા થયા તે આગળપર તપાસવાનું રાખી આ વખતની ફ્રાંકિલનની જાતની હકીકતનો વિચાર કરીએ. કીમરના કારખાનામાં શની તથા રવિ બન્ને વારે અણોજો પાળવામાં આવતો હોવાથી અઠવાડિયામાં બે આખા દિવસ ફ્રાંકિલનને વાંચવા તથા અભ્યાસ કરવાને મળતા હતા. છ માસ સુધી કીમર સાથે એનો સંબંધ ઠીક રહ્યો. છાપખાના સબંધી તમામ કામ ફ્રાંકલિન ચલાવતો એટલુંજ નહીં પણ કીમરના નોકરોને કામ કરતાં શીખવવામાં પણ તે કાળજી રાખતો. દિવસે દિવસે જેમ જેમ કીમરના નોકરો હોંશિયાર થતા ગયા તેમ તેમ ફ્રાંકિલન તરફ કીમરનો ભાવ ઓછો થતો દેખાયો. ફ્રાંકિલનના સમજ્યામાં આવ્યું કે મને આ કાચા માણસોને કેળવવાના ઇરાદાથી રાખ્યો હોય એમ જણાયછે તેથી જેમ જેમ એ હોંશિયાર થતા જાય છે તેમ તેમ મારી ગરજ એને ઓછી થતી જાયછે. છ માસ પૂરા થતાં ફ્રાંકિલનને પગાર આપતી વખતે કીમરે યુક્તિભેર જણાવ્યું કે તમારો પગાર મને બહુ ભારે પડેછે; હવેની ત્રીમાહીમાં પગારમાં કંઇ ઘટાડો કરવો પડશે. સહેજ બહાનું કાઢીને કીમર ફ્રાંકિલનને ઠપકો આપતો અને શેઠ તરીકેનો પોતાનો હક પૂર્ણ રીતે બજાવતો. અપમાન કરવાનો કોઇ પ્રસંગ એ નકામો જવા દેતો નહીં. ધીરજ રાખીને આ બધું ફ્રાંકિલન સહન કરી રહેતો. એ જાણતો હતો કે કીમર દેવામાં ડુબેલો છે, અને હરેક બાબતનો પ્રથમ સારો વિચાર લેવાની પોતાની ટેવને લીધે એ એમ ધારતો હતો કે કીમરનો જરા જરામાં ટપી પડવાનો સ્વભાવ, કંઇ ભાગે, દેવાની ફીકરને લીધે થયો હશે. તોપણ થોડા વખત પછી એમનો સંબંધ એકાએક તુટયો. એક દિવસ કારખાના આગળ રસ્તામા કંઇ ઘોંઘાટ થતો સાંભળી શું છે તે જોવાતે ફ્રાંકિલને બારીમાંથી ડોકું કાઢયું. આસપાસના પાડોશીઓ પણ બહાર આવ્યા હતા. એવું બન્યું કે કીમર તે વખતે ત્યાં આવી ચઢયો; ફ્રાંકિલનને લીધે કારખાનું નભેછે એવો તો કીમરને ખ્યાલ પણ નહોતો. ફ્રાંકિલનનું કાટલું કાઢવાનો આ ઠીક અવસર છે એમ ધારી કીમરે ગુસ્સો કરી મોટે અવાજે તેને કામપર બેસવા ફરમાવ્યું, અને જુવાન માણસ પોતાના ઓળખીતાના દેખતાં સહન કરી શકે નહીં એવાં ઘણાં ઠપકાનાં વચન કહી સંભળાવ્યાં. પછી છાપખાનાની અંદર આવી ત્યાં પણ કીમરે ઠપકો આપવાનું જારી રાખ્યું. ફ્રાંકિલનને ખોટું લાગવાથી કીમરને ઘટતો જવાબ તેણે આપ્યો.

બોલતાં બોલતાં વાત વધી પડી અને કીમરે ફ્રાંક્લિન સાથેના કરાર પ્રમ ણે તેને ત્રણ માસ આગમચની નોટીસ આપી કહ્યું કે " મારે તારી જરૂર નથી આ ત્રણ માસ આગળથી નોટીસ આપવાનો ઠરાવ કર્યો નહોત તો તા મોઢું વધારે વખત મારે જોવું ન પડત." ગુસ્સામાં ને ગુસ્સામાં ફ્રાંક્લિને જવાબ દીધો કે " તમારે એવી સોચના કરવાની જરૂર નથી " એટલું બોલ મારૂં કંઇ રહી ગયું હોય તો સાંજે આવે ત્યારે લેતો આવજે એમ મેરિ ડિથને કહી, ફ્રાંક્લિન ટોપી લઇને તેજ વખતે છાપખાનામાંથી ચાલ્યો ગયો

ઘેર જઇ ઠંડો પડ્યા પછી હવે શું કરવું તેનો વિચાર કરવા ફ્રાંક્લિન બેઠો. ઘર છોડયાને ચાર વર્ષ થઇ ગયાં હતાં પણ હજી સુધી એન પાસે કંઇ પૈસો થયો નહોતો તેમ ધંધામાં સારૂં ઠેકાણું પણ પડયું નહોત હજી તો વર્નનના પૈસા ખરચી નાંખ્યા હતા તેનું દેવું ચાલતું હતું. કાં બચત તે કરતો તે થોડા વખતમાં પાછી ખરચાઇ જતી. આ પ્રમાણે સ્થિતિ હોવાથી ફ્રાંક્લિને ઠરાવ કર્યો કે હવે તો બોસ્ટન પાછો જાઉં તો સારૂં એવામાં સાંજે મેરિડિથ ઘેર આવ્યો તેણે બોસ્ટન પાછા નહીં જવા બહોસ કરીને સલાહ આપી અને કહ્યું કે " કીમરને દેવું ઘણું થઇ ગયું અને તેના માગનારા ઘણો તગાદો કરેછે. વળી એનામાં કામ કરવાની શકિ નથી, રોકડો પૈસો મળે તો વગર નફે એ માલ વેચે છે અને ઉધ વેચે છે તેનો હિસાબ રાખતો નથી. મને લાગે છે કે થોડા વખતમાં ભાગશે અને નવા સાહસિકને માટે જગો ખાલી કરશે."

ફ્રાંક્લિને કહ્યું કે " એ તો ખરૂં પણ મારી પાસે પૈસા કયાં છે હું એની જગો પુરી શકું ? " મેરિડિથે જવાબ આપ્યો કે " મારા બા સાથે મારે થોડા વખત ઉપર વાતચીત થઇ હતી તે પરથી મને એ લાગે છે કે જો મારા જેવા નાલાયક માણસનો તમે રોજગારમાં ભ રાખો તો મારો બાપ પૈસા ધીરે. કીમર સાથેનો મારો નોકરીનો કર આ વસંત ઋતુમાં પૂરો થશે એટલામાં લંડનથી આપણાં બીબાં ત મુદ્રાયંત્ર આવી પહોંચશે. હું જાણુંછું કે હું કારીગર નથી પણ જો ત કહો તો મારા પૈસા અને તમારી કારીગરીથી પંત્યાળો ધંધો કરીને સર ભાગે નફો વહેંચી લઇએ "

૧૭૨૭ ની શરદ ઋતુમાં આ વાત બની હતી. ફ્રાંક્લિનને એ ટલી પસંદ પડી કે મેરિડિથના કહેવા પ્રમાણે કરવાને તેણે કબુલ ક મેરિડિથનો બાપ એ વખતે ભોગજોગે ફિલાડેલ્ફીઆમાં હતો તેથી "

જણ તેને જઇ મળ્યા અને પોતાનો વિચાર તેને જણાવ્યો. ફ્રાંકિલને મેરિડિથને શિખામણ આપી દારૂ પીવાની તેની ટેવ ઘણે દરજ્જે છોડાવી હતી અને તેને સુધારવાને બનતો પ્રયત્ન કર્યો હતો, એ વાત મેરિડિથના બાપના જાણવામાં હતી. ફ્રાંકિલન અને મેરિડિથે કરેલા વિચારને મેરિડિથના બાપે સંમતિ આપી અને પૈસા સંબંધી મદદ કરવાને હા કહી. તે એવી આશા રાખતો હતો કે મારા છોકરાપર ફ્રાંકિલનની કાબુ હોવાથી દારૂ પીવાનું વ્યશન તે તદન છોડાવી શકશે. જરૂરિયાત સામાનની યાદી ફ્રાંકિલને તરતજ કરી આપી. એ યાદી મેરિડિથના બાપે એક વેપારીને આપી પહેલ વહેલા આવતા વહાણમાં સામાન લંડનથી મંગાવી આપવા તજવીજ કરી. સામાન આવી પહોંચે ત્યાં સુધી વાત છૂપી રાખી કીમરને ત્યાં મેરિડિથે કામ કર્યા જવું અને ફ્રાંકિલને બીજે ઠેકાણે નોકરી શોધી કાઢવી એમ નક્કી કરવામાં આવ્યું. એન્ડ્રુબ્રેડફર્ડના છાપખાનામાં ચાકરી મેળવવાને ફ્રાંકિલને અરજ કરી; પણ તેને ત્યાં જગો ખાલી નહી હોવાથી થોડા દહાડા બીન રોજગાર ફ્રાંકિલન બેસી રહ્યો. એવામાં કીમરે સંદેશો મોકલ્યો કે લાંબા વખતના સ્નેહીઓએ જુજ બાબતમાં વઢી જૂદા પડવું એ બરોબર નથી. જો ફ્રાંકિલનની મરજી હોય તો મુકદ્દમની જગા પાછી આપવાને કીમરે મરજી દેખાડી. ફ્રાંકિલનની ખુશામત કરી તેને પાછો બોલાવવામાં કીમરની મતલબ હતી. ન્યુજર્સ પ્રગણાની સરકારે નવી ચલણી નોટો કાઢવાનો ઠરાવ કર્યો હતો અને તે છાપવાનું કામ મેળવવાની કીમર આશા રાખતો હતો. એ કામને માટે જોઇતો સામાન તૈયાર કરી શકે એવો ફ્રાંકિલન શિવાય બીજો કોઇ માણસ કીમરને મળી આવે એવું નહોતું. કીમરની મતલબ ફ્રાંકિલન સમજી ગયો હતો. તો પણ મેરિડિથ અને બીજા સ્નેહીઓની સલાહથી કીમરને ત્યાં ફરીથી રહેવા તેણે ડહાપણ વાપરી કબુલ કર્યું.

નોટો છાપવાનું કામ કીમરને મળ્યું. ફ્રાંકિલને છાપ અને શોભાનું બીબું કોતરી કાઢયું અને તેપરથી નોટો છાપી કાઢવાને તામ્રપત્રનું મુદ્રાયંત્ર બનાવ્યું. છાપવાનો બધો સામાન તૈયાર કરી લઇ સરકારની દેખરેખ નીચે નોટો છાપવાને કીમરની સાથે તે બરલિંગટન ગયો, અને ત્યાં ત્રણ મહિના રહ્યો. સરકારને સંતોષ ઉપજે એવી રીતે નોટો તૈયાર થઇ. આ કામમાં કીમરને એટલા પૈસા મળ્યા કે તેની પડતી દશા બે ત્રણ વર્ષ સુધી બંધ રહી. રાજ્ય મંડળમાંના કેટલાક અધિકારીઓની સાથે અહિં

ફ્રાંકિલનને ઓળખાણ થયું. એક અધિકારીને તો રાત દહાડો નોટો છાપનારા ઉપર કાયદા પ્રમાણે દેખરેખ રાખવી પડતી હતી. ફ્રાંકિલનના ઓળખીતામાં ન્યાયાધિશ એલન, પ્રગણાનો સેક્રેટરી બસ્ટીલ, અને માપણીના કામનો મુખ્ય અમલદાર આઇઝાક ડીકો હતા. એ છેલ્લો ગૃહસ્થ બારીક બુદ્ધિવાળો, ચતુર, વૃદ્ધ માણસ હતો. ન્હાનપણમાં ઇંટો બનાવનારને માટે ઠેલણ ગાડીમાં માટી વહેવાની મજુરી કરી એ ગુજરાન ચલાવતો હતો. પાકી વયે એ લખતાં શીખ્યો હતો. મોજણીદારોની સાથે સાંકળ ઉપાડી ફરવાની નોકરી એને આગળ જતાં મળવાથી એ માપણીનું કામ શીખી ગયો અને આખરે ધીરજ, ઉદ્યોગ અને ખંતથી માપણી ખાતાના મુખ્ય અમલદારની પદ્વીએ પહોંચ્યો હતો. ફ્રાંકિલન કીમર કરતાં દેખીતી રીતે ચઢીઆતો હતો. ચોપડીઓ વાંચવાથી એનું મગજ જ્ઞાનથી ભરેલું હોવાથી અધિકારીઓને એની સાથે વાતોચીતોમાં બે ઘડી ફુરસદની વખત ગાળવા મન થતું હતું. તેઓ એને ઘેર તેડી જતા, ભાઇબંધ દોરતદારોમાં એનું ઓળખાણ કરાવતા અને એને ઘણું માન આપતા. કીમર શેઠ હતો તોપણ તેનો કોઇ ભાવ પૂછતું નહીં. ખરેખર કીમર એક વિચિત્ર માણસ હતો. દુનિયાદારીમાં તે કંઇ જાણતો નહીં. ઘણા માણસોએ કબુલ રાખેલા મતની સામે થવાનો તેને શોખ હતો. એ ઘણોજ ગલીચ રહેતો, ધર્મ સંબંધી કેટલીક બાબતોમાં ઝનુની હતો, અને એકંદરમાં ઘણો ખંદો હતો. આઇઝાક ડિકોએ એક દિવસ બરલિંગટનમાં ફ્રાંકિલનને કહ્યું કે "હું ભવિષ્ય કહું છું કે આ માણસને તમે તેના ધંધામાંથી હઠાવી કાઢી એજ ધંધામાં ફિલાડેલ્ફીઆમાં પુષ્કળ દ્રવ્ય કમાશો " ફ્રાંકિલન અને મેરિડિથે કરેલા ઠરાવની કંઇ માહિતી વગર આ ભવિષ્ય ડિકોએ વર્તું હતું. ડિકો અને જર્સેના બીજા મિત્રોએ આખર સુધી ફ્રાંકિલન સાથે મિત્રતાનો સંબંધ રાખ્યો હતો.

કીમર અને ફ્રાંકિલન બરલિંગટનથી ફિલાડેલ્ફીઆ પાછા આવ્યા પછી થોડા વખતમાં લંડનથી મુદ્રાયંત્ર અને બીબાં આવી પહોંચ્યાં. નવું છાપખાનું ઉઘાડવાની વાત કીમરને જણાવ્યા વગર ફ્રાંકિલને અને મેરિડિથે કીમરની રાજીખુશીથી રજા લીધી અને છાપખાનું ઉઘાડવા ઘર વગેરે લેવાની તજવીજ કરવા માંડી.

આ અરસામાં ફ્રાંકિલને પોતાને માટે કબર પાસેના પથ્થર ઉપર કોતરાવવાનો નીચેનો લેખ લખી કાઢયો હતો. એવી અટકળ કરવામાં આવે છે કે આ લેખ તેના મંદવાડના વખતમાં તેણે લખી કાઢયો હશે. આ લેખ

ઘણો વખાણાયો છે, અને સહેજ સાજ ફેરફાર કરી ઘણીવાર છાપી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે:—

બેન્જામિન ફ્રાંક્લિન

છાપનાર

નો

આ દેહ

ઘસાઇ ગએલા અક્ષર અને તાળવાળા

તથા

ફાટી ગએલી અનુક્રમણિકાવાળા જૂના પુસ્તકના પુઠાની

પેઠે

કીડીઓને માટે ખોરાક તરીકે અહિં પડ્યો છે.

તોપણ

એ પુસ્તક ખોવાઇ જવાનું નથી

કારણ કે

હું ધારૂં છું કે કર્તા તરફથી સુધારા

વધારા

સાથે નવી અને સુશોભિત

આવૃત્તિમાં

તે

બહાર પડશે.

# પ્રકરણ ૮ મું.

## ફ્રાંકિલન અને મેરિડિથની પેઢી.—૧૭૨૮ થી ૧૭૩૦.

છાપખાનું શરૂ કરવાની તૈયારીઓ—પહેલી કમાઇના પાંચ શિલિંગ-રોદડાં રડનાર સેમ્યુઅલ મિકલ—જન્ટોના સભાસદો તરફથી મદદ—ફ્રાંકિલન-ના ઉદ્યોગથી પેઢીની શાખ વધવા લાગી—વર્તમાન પત્ર કાઢવાનો વિચાર વેબને જણાવવાથી કીમરપાસે તેણે આગળથી વર્તમાન પત્ર કઢાવી દીધું—"બીઝી બોડી"—કીમર સાથે વર્તમાન પત્રમાં ઝપાઝપી—કાગળની ચલણી નોટો કાઢવાના સંબંધમાં લખેલું ચોપાનિયું—ફ્રાંકિલનના અર્થશાસ્ત્ર સંબંધી વિચાર—કીમરનું વર્તમાનપત્ર ખરીદ કર્યું—પેન્સિલ્વેનિયા ગેઝીટનો અધિપતિ—અધિપતિએ શું શું જાણવું જોઇએ?—વર્તમાનપત્રમાં લખવાની ફ્રાંક્લિન-ની ઢબ—વર્તમાનપત્રનો ફેલાવો—વર્નનનું દેવું—સરકારી છાપવાનું કામ મળવા લાગ્યું—પૈસા સંબંધી આફત આવી પડી—મિત્રોએ મદદ કરી ફ્રાંક્લિનની આબરૂ રાખી—પંત્યાગુ તોડી મેરિડિથથી છૂટા પડવાની તજ-વીજ—ફ્રાંક્લિનની ચડતી થવા લાગી—કાગદાની દુકાન ઉઘાડી—ફ્રાંક્લિનનો ધંધામાં હરીફ—હરીફને હઠાવી ફ્રાંકિલન આગળ વધ્યો.

ફ્રાંક્લિન અને મેરિડિથે છાપખાના માટે વરસ દહાડે વીસ પાઉન્ડના ભાડાનું એક ઘર રાખ્યું. ભાડે રાખેલી બધી જગોની તેમને જરૂર ન હોવાથી તેમાંથી કેટલોક ભાગ ટામસ ગોડ્ફ્રે નામના એક વિચિક્ષણ ગણિત શાસ્ત્રીને તેમણે ભાડે આપ્યો. વીસ પાઉન્ડના વાર્ષિક ભાડા પૈકી ગોડ્ફ્રે તરફથી આવતું ભાડું બાદ કરતાં, આ જુવાન છાપનારાઓને માથે જૂજ ભાડું પડતું. બન્ને જણે ખાવા પીવાની ગોઠવણ પણ ગોડ્ફ્રે સાથે તેના ઘરમાંજ કરી લીધી હતી. છાપખાનું, બીબાં વગેરે ગોઠવ્યા પછી, છાપખાનાને લગતો પરચુરણ સામાન ખરીદવામાં તેમની સિલક પૂરી થઇ ગઇ. પાસે એક કોડી વગર તેમણે કામ શરૂ કર્યું. ઘરાકોનું કામ કરી શકે એવી રીતે તમામ તૈયારીઓ પૂરી થઇ એટલામાં ખરે તાકડે જ્યાર્જ હાઉસ નામના તેમના એક ઓળખીતાની મારફતે તેમને પહેલ વહેલું કામ મળ્યું. છાપખાનું શોધતો એક ગામડીયો રસ્તામાં હાઉસને મળતાં તે તેને ફ્રાંક્લિનના છાપખાનામાં તેડી લાવ્યો. આ માણસે તેમની પાસે પાંચ શિલિંગનું કામ કરાવ્યું. ફ્રાંકિલન લખે છે કે "આ માણસના પાંચ શિલિંગ અમારી પહેલી કમાઇ હતા અને તે એવી આપદાને વખતે મળ્યા

કે ત્યાર પછી રળેલા બીજા પાંચ શિલિંગ કરતાં એથી મને વધારે આનંદ થયો. હાઉસે મારા ઉપર કરેલા આ આભારને લીધે રોજગાર શરૂ કરનાર જુવાનીઆઓને મદદ કરવાને હું વધારે તત્પર રહુંછું."

રોદડાં રોનાર દરેક દેશમાં હોય છે. એવા લોકોને દેશનું જાણે નખોદ જતું હોય એવી અગમચેતીઓ કરવાનું બહુ ગમે છે. આવો રોદણાં રોનાર તે વખતે ફિલાડેલ્ફીઆમાં એક જણ વસતો હતો. એનું નામ સેમ્યુયલ-મિકલ હતું. પાકી વયનો, ઊંચા કુળનો, ડાહ્યા દેખાવનો, અને ગંભીરપણે બોલનાર, એ પુરૂષ હતો. ફ્રાંક્લિનને તેની સાથે ઓળખાણ નહોતું તોપણ એક દિવસ છાપખાનાના બારણા આગળ આવી ફ્રાંક્લિનને તે પુછવા લાગ્યો કે "નવું છાપખાનું કાઢનાર જુવાન તમે છો કે?" ફ્રાંક્લિને હા કહી તેથી તે બોલ્યો "હું તમારે માટે ઘણો દિલગીર છું. એ ધંધામાં તમારે ઘણું ખરચ કરવું પડયું હશે પણ એ ખરચ વ્યર્થ જશે; કારણ કે ફિલા-ડેલ્ફીઆ શહેર ડૂબતું જાય છે; લોકો અર્ધા દેવાળિયા થઇ ગયા છે અથવા થવાની તૈયારીમાં છે; આ શહેરમાં છાપવાનું કામ ઘણું નથી; એમ છતાં બે છાપખાનાં તો છે એટલે ત્રીજું નભવાનું નથી. સારી ઇમારતો, ભારે ભાડાં વગેરે આબાદીના ઉપરના દેખાવો ભૂલમાં નાંખનારા છે. ફ્રાંક્લિન લખે છે કે "તે વખતે, આવી પડનારી આફતોનું વર્ણન એવી વિગતવાર રીતે તેણે મારા આગળ કર્યું કે તેનાથી હું છૂટો પડયો ત્યારે ઘણો ઉદાસ થઇ ગયો. હું ધંધામાં પડયો તે પહેલાં તેની સાથે મારે ઓળખાણ થયું હોત તો કદાચ હું એ ધંધોજ ન કરત. આ માણસ હમેશ રોદડાં રડતો તોપણ આ પાયમાલ શહેરમાં પડયો રહ્યો હતો. બધાનો નાશ થવાનો હતો તેથી એ ઘર ખરીદવા ના કહેતો, પણ છેવટે મને જોઇને સંતોષ થયો કે તેણે રોદડાં રડવાનું શરૂ કર્યું ત્યારે ઘરની કિમ્મત બેસતી હતી તેના કરતાં પાંચ ગણી કિમ્મત આપી તેણે આખરે ઘર ખરીદ કર્યું."

જન્ટોના સભાસદો શરૂઆતમાં ફ્રાંક્લિન અને મેરિડિથને ઘણા ઉપ-યોગી થઇ પડયા; દરેક સભાસદ તેમને કામ મેળવી આપવા બનતી મદદ કરતો. ક્વેકર પંથના લોકો ઉપર જોસફ બ્રિન્ટનલે પોતાની વગ વાપરી એક પુસ્તક છાપવાનું મેળવી આપ્યું. "ક્વેકર પંથના ખ્રીસ્તિ લોકોના ઉદય, વધારા અને ફેલાવાનો ઇતિહાસ" એ નામના એક ડચ ભાષામાં લખેલા પુસ્તકનો એ તરજુમો હતો. આ પુસ્તક છાપવાનું કામ ફ્રાંક્લિને ઘણા કિફાયત ભાવે માથે લીધું હતું. દરરોજ એક ફરમો તે ગોઠવતો

અને મેરિડિથ છાપી કાઢતો. વચમાં કંઈ બીજું કામ કરવાનું આવી પડે તોપણ સુતા પહેલાં ફરમો ફ્રાંક્લિન પૂરો કરતો. કોઈ કોઈવાર રાતના અગિયાર વાગતા સુધી તેને કામ કરવું પડતું. એક દિવસ રાત્રે દરરોજના નિયમ પ્રમાણે કામ પૂરૂં કર્યા પછી અરધો ફરમો કંઈ અકસ્માતથી નીચે પડી વિખેરાઈ ગયો; ફ્રાંક્લિન તરતજ ફરીથી કામ કરવા બેઠો, ભેળસેળ થઇ ગએલાં બીબાં છૂટાં પાડી ગોઠવ્યાં, અને ફરીથી કામ પૂરૂં કર્યા પછી તે ઓફીસમાંથી ગયો. છાપખાનાનું દરરોજનું કામ કર્યા ઉપરાંત ફ્રાંક્લિન કોઇ કોઇ વાર બીબાં પાડતો, ઉદ્દેશપૃષ્ઠને માટે શોભિતી છાપો કોતરતો, સાહી તૈયાર કરતો અને સાહી કરવા સારૂ મેશ બનાવતો.

ફ્રાંક્લિનનો ઉદ્યોગ દરરોજ તેના પાડોશીઓના જોવામાં આવતો; એથી એની પ્રતિષ્ઠા અને આબરૂ વધવા માંડી. ગામમાં બીજે ઠેકાણે પણ એના ઉદ્યોગની વાત પ્રસરવા લાગી. એક દિવસ વેપારીઓની દરરોજ સાંજે મળનારી ક્લબમાં નવા છાપખાનાની વાત નીકળી. ઘણા સભાસદોનો અભિપ્રાય એવો હતો કે ફિલાડેલ્ફીઆમાં ત્રીજું છાપખાનું ઘણો વખત નભશે નહીં. ફ્રાંક્લિનની ઓફીસ પાસે રહેનાર દાક્તર બેયર્ડ નામના ગૃહસ્થનો અભિપ્રાય બીજાઓથી જૂદો હતો. તેણે કહ્યું કે "એ ફ્રાંક્લિનનો ઉદ્યોગ એવો છે કે એનાથી ચઢીઆતો મેં કદી જોયો નથી. રાત્રે ક્લબમાંથી હું ઘેર જાઉંછું ત્યારે એને કામ કરતો જોઉં છું અને એના પડોશીઓ સવારમાં ઉઠે છે તે પહેલાં એ પાછો કામે લાગે છે." આ વાત સાંભળીને એક વેપારીના મનપર એટલી અસર થઈ કે, ફ્રાંક્લિનને કાગળ વગેરે કાગદી સામાન ઉધારે વેચાતો આપવાની તેણે ખુશી બતાવી. પણ તે વખતે દુકાન રાખવાનો ફ્રાંક્લિન અને તેના ભાગીઆનો વિચાર નહીં હોવાથી આ કહેણનો તેમણે લાભ લીધો નહી. માત્ર છાપવાનું કામ કરી, ધીમે ધીમે પોતાનો ધંધો વધારવાને તેઓ મચ્યા.

ફિલાડેલ્ફીઆમાં એક સારૂં વર્તમાનપત્ર કાઢવાનો ફ્રાંક્લિનનો પહેલેથી વિચાર હતો. છાપખાનું ઉઘાડયાને એક વર્ષ થયું એટલામાં વર્તમાનપત્ર શરૂ કરવાની યોજના તેણે પૂરી કરી. પોતાનો મનસુબો છૂપો રાખવાની ફ્રાંક્લિનનામાં અજાયબ જેવી શક્તિ હતી તોપણ વર્તમાનપત્રની બાબતમાં તે ફસી ગયો. જ્યોર્જ વેબને કોઇ સ્ત્રી તરફથી પૈસા મળવાથી કીમર પાસેથી પોતાનું છૂટાપણું તે વેચાતું લઇ શક્યો હતો. કીમરથી છૂટો પડ્યા

પછી એક દિવસ તે ફ્રાંક્લિન અને મેરિડિથની ઓફીસમાં નોકરી માગવા આવ્યો. ફ્રાંક્લિને કહ્યું કે હાલતો અમારે ત્યાં કામ નથી પણ થોડા વખતમાં કામ નીકળશે ત્યારે જગો આપીશું. વેબના ભરોંસાથી ફ્રાંક્લિને વર્તમાનપત્ર કાઢવાની પોતાની ધારણા તેને કહી દીધી. ફિલાડેલ્ફીઆમાં એન્ડ્રુ બ્રેડફર્ડની ઓફીસમાંથી એક વર્તમાનપત્ર નીકળતું હતું અને તેમાં તે સારૂં કમાતો હતો. બીજું વર્તમાનપત્ર કાઢી સારી રીતે ચલાવવામાં આવે તો ફતેહ મળ્યા વગર રહેશે નહીં એમ ભોળપણમાં વેબને ફ્રાંક્લિને કહી દીધું. વેબે વિશ્વાસઘાત કરી ફ્રાંક્લિનનો મનસુબો કીમરને જણાવી દીધો. કીમરને તે પસંદ પડવાથી પોતે વર્તમાનપત્ર કાઢવાની જાહેર ખબર કાઢી અને દગાખોર વેબને તે છાપવામાં મદદ કરવા નોકર રાખ્યો. થોડા દિવસમાં કીમરે " યુનીવર્સલ ઇંન્સ્ટ્રક્ટર ઇન ઓલ આર્ટસ્ એન્ડ સાયન્સીસ " ( સર્વ કળા અને શાસ્ત્રનો સામાન્ય ઉપદેશક ) નામ આપીને વર્તમાનપત્ર બહાર પાડવા માંડ્યું.

બડબડીઆ વેબ અને બેવકુફ કીમરે કરેલા કૃત્યથી ફ્રાંક્લિનને ઘણું ખોટું લાગ્યું. કીમરનું વર્તમાનપત્ર નીકળ્યાને એક માસ થયો નહોતો. એટલામાં લોકોનું ધ્યાન તે પરથી ઉઠાડી લેવાને ફ્રાંક્લિનને એક યુક્તિ સુઝી આવી. એન્ડ્રુ બ્રેડફર્ડના " મરક્યુરી " પત્રમાં સ્પેક્ટેટરની ઢબના, વાંચવા ગમે એવા નિબંધો ફ્રાંક્લિને લખવા માંડ્યા. ફ્રાંક્લિને " બીઝી બોડી " એ નામથી પહેલો નિબંધ છપાવ્યો. જે ભાગ ફ્રાંક્લિન લખતો તે " બીઝીબોડી " એમ મથાળું કરી પછીથી જૂદો છપાવવો શરૂ કર્યો. "બીઝી બોડી" ના કોઠામાં ફ્રાંક્લિન અને જન્ટો સભાના તેના મિત્રો તરેહ તરેહનાં રમુજી લખાણ લખતા. " બીઝી બોડી " ના પહેલા અંકમાં ફ્રાંક્લિન લખે છે કે " પોતાના દોષ દેખાડનારને વર્ષ દહાડે દશ શિલિંગ આપવા ચહાય નહીં એવા તમારા ઘણા વાંચનારને હું ખોટું લગાડીશ એવો સંભવ છે. પણ ઘણા લોકો એવા હોય છે કે જેઓ પોતાની જાતના દોષો ઉઘાડા પાડેલા જોઇ શકતા નથી પણ બીજાની નીંદા સાંભળવાને ખુશી હોય છે. હું કહું છું કે આવા લોકોને પણ થોડા વખતમાં તેમના ભલા મિત્રો અને પડોશીઓને તેમના જેવી સ્થિતિમાં જોવાનો સંતોષ થશે. "

ફ્રાંક્લિનના લખાણોથી આખા પ્રગણામાં ઘણો ખળભળાટ થયો. એક અંકમાં પ્રસિદ્ધ થએલા લખાણમાં કીમરની બેઠી ઠેકડી કરવામ આવી હતી. કીમર સમજ્યો તો ખરો પણ વગર બોલ્યે તેનાથી બેશ

રહેવાયું નહીં. છેક તોછડી અને અસભ્ય ભાષાવાળાં ગદ્ય અને પદ્યમાં કીમરે, ફ્રાંક્લિને કરેલી કાળજુ કોરી નાંખે એવી થેકડીનો જવાબ આપ્યો. થોડા વખત પછી ફ્રાંક્લિનનું અનુકરણ કરીને "બીઝીબોડી" ના જેવાં લખાણો કીમરે પોતાના વર્તમાનપત્રમાં લખાવવા માંડ્યાં અને તેમાં વખતો વખત ફ્રાંક્લિનની ઝાટકણી કાઢવા માંડી. કીમરના બધા હુમલાનો ફ્રાંક્લિને એક વખત સામટો લંબાણથી જવાબ આપીને તેને ચૂપ કર્યો.

ફ્રાંક્લિનનાં આ સમયનાં લખાણમાં તેનો જુસ્સો અને પરોપકારશીલતા ઉભરાઇ જતાં દેખાય છે. "બીઝીબોડી" માં કેટલોક વખત લખવાનું જારી રાખ્યા પછી ફ્રાંક્લિનનું ધ્યાન એક જૂદાજ વિષય તરફ વળ્યું; અને તેમાં તેને એટલો રસ પડ્યો કે "બીઝીબોડી" માં લખવાનું કામ તેના મિત્ર બ્રિન્ટનલને સોંપી આ નવા વિષય ઉપર તેણે નિબંધપર નિબંધ લખવા માંડ્યા. એક બે વર્ષથી પેન્સિલ્વેનિયામાં કાગળની ચલણી નોટોના સંબંધમાં ભારે વાદવિવાદ ચાલતો હતો. ૧૭૨૩માં એ પ્રગણામાં થોડા વખતને માટે પંદર હજાર પાઉન્ડની નોટો કાઢવામાં આવી હતી અને તે હવે પાછી ખેંચી લેવાનો વખત આવ્યો હતો. લોકોનું માગણું વધારે નોટો કઢાવવાનું હતું. પણ દ્રવ્યવાન લોકો નવી નોટો કાઢવા વિરૂદ્ધ હતા, અને ન્યુ ઇંગ્લાંડ અને સાઉથ કેરોલીનામાં ચલણી નોટોનો ભાવ ઘણો ઉતરી ગયો હતો તેના દાખલાથી ચેતવણી લેવાને સૂચના કરતા. તે વખતના બીજા જાહેર સવાલોની પેઠે, ચલણી નોટોનો સવાલ પણ જન્ટો મંડળીમાં સારી પેઠે ચર્ચાયો હતો અને તેમાં અગ્રેસર ભાગ ફ્રાંક્લિનનો હતો. ૧૭૨૩માં કાઢેલી નોટોથી એ પ્રગણાનો વેપાર રોજગાર અને વસ્તી ઘણાં વધ્યાં હતાં. ફ્રાંક્લિન ફિલાડેલ્ફીઆમાં પ્રથમ આવ્યો ત્યારે ઘણાં ઘર ખાલી તેના જોવામાં આવ્યાં હતાં, પણ હવેતો તે બધાં વસ્તીવાળાં થઇ ગયાં હતાં. અને બીજાં ઘણાં નવાં બંધાયાં હતાં. ફ્રાંક્લિનની ખાત્રી થઇ હતી કે આ બધું ચલણી નોટો કાઢવાથી થયું છે. વળી જન્ટો મંડળીમાં ચાલેલા વાદ વિવાદથી પણ નવી નોટો કાઢવાની તરફેણમાં તેના વિચાર થયા હતા. ૧૭૨૯ના માર્ચ મહિનામાં પોતાનો અવકાશનો વખત એ વિષયપર એક ચોપાનિયું લખવામાં તેણે ગાળ્યો. અને તે "A modest Inquiry into the Nature and Necessity of a Paper Currency" [ નોટના ચલણના સ્વરૂપ અને આવશ્યકતાની સાધારણ તપાસ ] એ નામથી બહાર પાડ્યું. એ ચોપાનિયાને વિદ્વતાનું ડોળ આપવાને લાટીન

સાહિત્યમાંથી એક પ્રસિદ્ધ ગ્રંથકારનું વચન શોધી કાઢી તેણે મથાળે લખ્યું હતું. એ વચનની મતલબ એવી છે કે, દેશ અને સગાઓને પુષ્કળ નવો પૈસો આપવો જોઇએ. આ ચોપાનિયાની ઘણી દલીલો હાલના અર્થશાસ્ત્ર પ્રમાણે ભૂલ ભરેલી અને મિથ્યા જણાય છે, પરંતુ ફ્રાંક્લિન જેવો જાતે શીખેલો ૨૩ વર્ષનો જુવાનિયો ૧૭૨૯માં, પેન્સિલ્વેનિયા જેવા દૂર આવેલા સંસ્થાનમાં એવું ચોપાનિયું લખી શક્યો એ કાંઈ ઓછું તાજુબી ભરેલું નથી. ફ્રાંક્લિને ગ્રહણ કરેલો પૂર્વપક્ષ એ હતો કે "દરેક દેશનો વેપાર રોજગાર છૂટથી ચાલુ રાખવાને અમુક પ્રમાણમાં પૈસા જોઇએ; એથી વધારે પૈસાથી વેપારને ફાયદો નથી પરન્તુ એથી ઓછો હોય તો જેમ વધારે ઓછો તેમ વેપારને વધારે નુકસાન છે." આ પૂર્વપક્ષ પરથી તે એવા નિર્ણયપર આવ્યો કે પેન્સિલ્વેનિયામાં નવી ચલણી નોટો નહીં કાઢવામાં આવે તો, વેપારના પ્રમાણમાં પૈસા રહેશે નહીં અને તેથી વેપાર ચાલી શકશે નહીં. ફ્રાંક્લિનના ચોપાનિયામાં પૈસાનું સ્વરૂપ, મહેનત, કિમ્મત, વગેરે બાબતોપર જે વિચારો દર્શાવ્યા છે તે હાલના વખતમાં ખરા મનાતા વિચારોના જેવાજ છે. ચોપાનિયું સમાપ્ત કરતા પહેલાં ફ્રાંક્લિન જણાવે છે કે "મેં એ ઉતાવળમાં લખી કાઢી છપાવ્યું છે. મારો ઉદ્દેશ માત્ર સત્ય જાણવાનો છે, માટે કોઈ ગૃહસ્થ મારી ભૂલો બતાવશે તો મોટી મહેરબાની થશે." આ ચોપાનિયાથી એટલી અસર થઇ કે નવી નોટો કાઢવાના સવાલનું નિરાકરણ ફ્રાંક્લિનના મત પ્રમાણે થયું. સરકારે નવી નોટો કાઢી અને ફ્રાંક્લિનના ધારવા પ્રમાણે તેનું પરિણામ સારૂં થયું; દેશના વેપાર રોજગારમાં થોડા વખતમાં વધારો થયેલો જણાયો.

"બીઝીબોડી" તરફથી હુમલા થતા જતા હતા તોપણ કીમરનું "યુનીવર્સલ ઇન્સ્ટ્રક્ટર" વર્તમાન પત્ર છવીસમા અંક સુધી નિયમિત રીતે બહાર પડયું. છવીસમા અંક પછી કીમરપર ફરી આફત આવી પડી અને એ વર્તમાનપત્ર થોડો વખત બંધ થયું. કીમરની પૈસા સંબંધી દશા હવે એવી માઠી થઇ ગઇ હતી કે તેના લેણદારનાં મન તે મનાવી શક્યો નહીં. થોડો વખત વર્તમાનપત્ર બહાર પાડે અને થોડો વખત બંધ પાડે, એ પ્રમાણે કંઇક વખત સુધી તરફડિયાં મારી આખરે કીમરને તે નજીવી કિમ્મતમાં ફ્રાંક્લિન અને મેરિડિથને વેચી દેવું પડયું. પોતાને હાથ વર્તમાનપત્ર આવ્યા પછી અધિપતિનું કામ ફ્રાંક્લિને પોતાને માથે રાખ્યું; અને એ પત્રનો પત્રનો ૪૦ મો અંક તેના અધિપતિપણા નીચે પહેલ વહેલો ૧૭૨૯ ના

ઓક્ટોબરની ૨ જી તારીખે પ્રસિદ્ધ થયો. પત્રને કીમરે આપેલું મૂર્ખાઈ ભરેલું લાંબુ નામ ફ્રાંક્લિને ટુંક કર્યું અને હવેથી "પેન્સિલ્વેવિયા ગેઝીટ" એ નામ રાખ્યું. ફ્રાંક્લિને બહાર પાડેલા અંકમાં સાત જાહેર ખબરો છાપવાને તેને મળી હતી. આ પૈકી એક જાહેર ખબર એવી હતી કે આઇઝાક ઉવોટના ધર્મ સ્તોત્રો ફ્રાંક્લિન અને મેરિડિથને ત્યાં વેચાતાં મળે છે. એ પુસ્તક તે વખતમાં ઘણું લોકપ્રિય હતું અને તેની ઘણી નકલો ખપતી. વળી એ અંકમાં અધિપતિએ લખેલો મુખ્ય વિષય પત્રના માલેકોમાં થએલા ફેરફાર સંબંધી હતો અને તેના છેવટના ભાગમાં નીચે પ્રમાણે લોકોને વિજ્ઞાપના કરી હતી. "પેન્સિલ્વેનિયામાં એક સારૂં વર્તમાન પત્ર હોવાની લાંબા વખતથી ઇચ્છા રાખનાર ઘણા ગૃહસ્થો છે. આ પત્રને તેમની ઇચ્છાને અનુસરતું કરવાને એ ગૃહસ્થો લખાણોની મદદ કરશે એમ અમે આશા રાખીએ છીએ. અમે મદદ માગીએ છીએ તેનું કારણ એ છે કે અમે સારી રીતે જાણીએ છીએ કે ઉત્તમ પ્રતિનું વર્તમાનપત્ર પ્રસિદ્ધ કરવું એ કેટલાક ધારે છે એવું સ્હેલું કામ નથી. વિદ્વાન લોકોના અભિપ્રાય પ્રમાણે વર્તમાનપત્રના અધિપતિને ભાષાઓનું બહોળું જ્ઞાન હોવું જોઇએ; થોડા શબ્દોમાં છટાથી અને સ્પષ્ટતાથી લખાણ લખવાની કળા અને તેને લગતી બાબતો આવડવી જોઇએ; જમીન અને દરિયાની લડાઇની તેને માહિતી હોવી જોઇએ; ભૂગોળ, ઇતિહાસ, રાજ્યો અને રાજાઓનાં હિત, દરબારોનાં રહસ્ય, અને દેશ દેશના રીવાજ અને રીતભાતોનું તેને સારૂં જ્ઞાન હોવું જોઇએ દુનિયાના આ દૂરના ભાગમાં આવાં માણુસ ઘણાં દુર્લભ છે. આ પત્રનો અધિપતિ પોતાના જ્ઞાનની ખામી પોતાના મિત્રના જ્ઞાનથી પૂરી કરે એ ચહાવા લાયક છે. એકંદરમાં અમે સર્વ લોકોને ખાત્રીપૂર્વક જણાવીએ છીએ કે અમને મળેલા ઉત્તેજનથી અમારાથી બની શકશે તેટલું કરી "પેન્સિલ્વેનિયા ગેઝીટ" મનોરંજક અને ઉપયોગી કરવાને અમે કંઈ કચાશ રાખીશું નહીં."

"ન્યુ ઇંગ્લાંડ કુરન્ટ" ના સંબંધે પોતાના ભાઇપર આવેલી આફતો અને તેના કારણો ફ્રાંકલિનના મનમાં હજી તાજાં હતાં. પેન્સિલ્વેનિયા ગેઝીટમાં ડહાપણથી તેણે વિચારશીલ અને મર્યાદા ભરેલાં લખાણો લખવા માંડ્યાં. એમ કરવામાં એ કોઇની ખોટી ખુશામત કરતો નહીં પણ પોતાનો વિનય, બીજાઓ તરફ માન ભરેલી લાગણી, ખરી સેવા બજાવવાની ઇચ્છા, દરેક વિષયનું પૂર્ણ વિવેચન કરવાની શક્તિ, અને સૌને

યોગ્યતા પ્રમાણે વજન આપવાનું વલણ, બતાવતો. વાનગી તરીકે ન્યુયોર્કના ગવર્નર અને ધારા બાંધનાર મંડળી વચ્ચે ગવર્નરના પગાર સબંધી ચાલતી લાંબી તકરારો વિષે તેણે પહેલા અંકમાં લખેલો વિષય લઇએ. પોતાનો અને પોતાની પછી થનાર ગવર્નરનો પગાર દરવર્ષે ૧૦૦૦ પાઉન્ડ નક્કી કરાવવાને ગવર્નર બર્નેટનું માગણું હતું. ધારા બાંધનાર મંડળી ગવર્નરનો પગાર હમેશને માટે નક્કી કરવાને ના પાડી જૂના ચાલતા આવેલા રીવાજ પ્રમાણે દરેક વર્ષને માટે મંડળીનો મત લઇ પગાર મંજુર કરાવવાનું પસંદ કરતી હતી. આ વિષયપર ફ્રાંક્લિને જે લખ્યું છે તેમાં તેણે એટલું ડહાપણ વાપર્યું છે કે તે આ વખતના માણસોને સમજવાને એક લાંબું પ્રકરણ લખીએ તોપણ બસ થાય નહીં. ૧૬૮૮ ની રાજકીય ઉથલપાથલ હજી તો હમણાંજ થઇ હતી એ વાત તેને યાદ રાખવાની હતી; વળી તે વખતના રાજ કરનારનો પક્ષ મજબુત કરવાની કેટલી બધી અગત્ય હતી તે એ સારી પેઠે જાણતો હતો; એ ઘેરથી પલાયન કરી જતો હતો તે વખતે રસ્તામાં ન્યુયોર્કમાં ગવર્નર બર્નેટ તેના ઉપર કરેલો ઉપકાર તે ભૂલી ગયો નહોતો; આ બધું છતાં પ્રજાનો પક્ષ ખેંચવાની અને પ્રજાની સ્વતંત્રતા જાળવવાની કેટલી જરૂર હતી તેમજ ગવર્નરનો પગાર કાયમનો બાંધવાથી આ બન્નેને કેટલો ધોકો લાગવાનો સંભવ હતો એ ફ્રાંક્લિનના લક્ષ બહાર નહોતું. વળી તેને યાદ રાખવાનું હતું કે તે હમણાંજ ધંધામાં પડેલો ૨૩ વર્ષનો એક ગરીબ છાપખાનાવાળો હતો; અને એ વિષય મોટો તેમજ મોટા લોકોના સંબંધનો હતો. આ બધી બાબતો આ ન્હાના અધિપતિએ વિચારમાં લેવાની હતી. અને તે ધ્યાનમાં રાખી ફ્રાંક્લિને એવું લખાણ લખ્યું કે તે ઘણાને પસંદ પડયું અને તે વખતથી એ પ્રગણાના ઘણા વજનદાર લોકોનો આશરો પેન્સિલ્વેનિયા ગેઝીટને મળ્યો. રાજકીય બાબતોની પેઠે ધર્મ સંબંધી બાબતોમાં પણ ફ્રાંક્લિન જે લખતો તે એવી રીતે લખતો કે કોઇને માઠું ન લાગે. ઘણું કરીને તો ધર્મ સબંધી બાબતોને એ અડતો જ નહીં. કદાચ કંઈ લખતો તો તે સામાન્ય ધર્મ પર લખતો; અમુક પંથની તરફેણમાં કે વિરૂદ્ધમાં તે લખતો નહીં.

પેન્સિલ્વેનિયા ગેઝીટના નવા માલેકોએ જે ઢબનું એ પત્ર કાઢવા માંડયું તે ફિલાડેલ્ફીઆના લોકોને ઘણું પસંદ પડયું. ત્રણ અંક બહાર પડયા એટલામાં તો તેમને એટલું ઉત્તેજન મળ્યું કે એ પત્ર ચલાવવાને

તથા ખબરો મેળવવાનાં તેમનાં સાધનો વધારવાને તેમણે નિશ્ચય કર્યો. ત્રીજા અંકમાં તેઓ લખે છે કે "ગ્રેટબ્રિટન, ન્યુઇંગ્લાંડ, મેરીલેન્ડ અને જમૈકાથી અમે સારાં સારાં વર્તમાન પત્રો મંગાવીશું. વળી ખાનગી કાગળો તથા બાતમીઓથી જે ખબર મળી શકશે તે પણ આપીશું; અને અમારા ગ્રાહકો આવા પ્રકારના પત્રમાંથી જેવો સંતોષ મેળવવાને આશા રાખતા હશે તેવો આપ્યા જઇશું એવી અમારી ખાત્રી છે."

ફ્રાંક્લિન અને મેરિડિથનું છાપખાનું ઘણા નાના પાયાપર હતું. મદદમાં એક પણ નોકર વગર બધું કામ તેઓ હાથે કરતા. ઘણું ખરૂં કામ તો ફ્રાંક્લિન એકલાને કરવું પડતું, કારણ કે મેરિડિથ કિસબી નહોતો એટલુંજ નહીં પણ વળી પાછો દારૂની લતમાં પડ્યો હતો. એવું બને છે કે ન કરવા જેવું દેવું થઇ ગયું હોય અથવા કરેલું દેવું યોગ્ય વખતે પતાવી દીધું ન હોય તો, આખરે ખરેખરી આપદીની વખતે તેની ઉઘરાણી થાય છે. આ વખતે ફ્રાંક્લિન પૈસાની ઘણી ભીડમાં હતો. છાપખાનું ઉઘાડવાને તથા ચલાવવાને એળે બેળે તેણે કંઈ નાણું મેળવ્યું હતું. એવામાં મી. વર્નન તરફથી પોતાનું લેણું અદા કરવાને પત્ર આવ્યો. ફ્રાંક્લિને ઘણી નમ્રતાથી પ્રત્યુત્તર લખ્યો અને તેમાં એના પૈસા વાપરી નાખવામાં પોતે કેવી ભૂલ કરી હતી તે કબુલ કરી, થોડો વખત સબુરી રાખવાને વિનંતિ કરી. વર્નને ઉદારતાથી ફ્રાંક્લિનની વિનંતિ સ્વીકારી. આ વખતથી વર્નનનું લેણું જેમ બને તેમ જલદીથી પતાવવાને ફ્રાંક્લિનને ચીવટ પેઠી. થોડા મહિનામાં કરકસર તથા મહેનતથી વ્યાજ સાથે મુદ્દલ રકમ આપી શકાય એટલી રકમ તેણે એકઠી કરી અને તે વર્નનને આપી દઈ સાત વર્ષથી ચાલતા દેવાની ફિકરમાંથી મુક્ત થયો.

સરકાર તરફથી છાપવાનું કામ બ્રેડફર્ડને અત્યાર સુધી મળતું હતું, તેમાંથી કંઈ ભાગ ફ્રાંક્લિન અને મેરિડિથની નવી પેઢીને મળવાનો હવે વખત આવ્યો. આ વર્ષે બ્રેડફર્ડે ગવર્નરનું ભાષણ એવું બેડોળ અને ભૂલોવાળું છાપ્યું હતું કે કોઇને તે પસંદ પડયું નહીં, આ તકનો લાભ લઇ ફ્રાંક્લિને તેની એક આવૃતિ પોતાના છાપખાનામાં ખાનગી રીતે છાપી કાઢી અને રાજમંડળીના દરેક સભાસદને તેની એકેક નકલ મોકલી. બ્રેડફર્ડ અને ફ્રાંક્લિનના કામમાં દરેક જણને ઘણો તફાવત લાગ્યો. રાજમંડળીના ત્રીસ સભાસદોમાં ફ્રાંક્લિનની કદર જાણનારા ઘણા માણસો હતા. એન્ડ્રુ હેમિલ્ટન, જેનું ઓળખાણ ફ્રાંક્લિનને લંડનમાં થયું હતું, તે પણ હાલ

સભાસદ થયો હતો. ફ્રાંક્લિન જેવો જુવાન છાપખાનાવાળો, જે લખવાના કામમાં પણ કંઈ કુશળતા ધરાવતો હતો, તેને મદદ કરવાને સૌ રાજી હતા. પરિણામ એ થયું કે રાજમંડળી તરફથી આવતા વર્ષનું છાપવાનું કામ ફ્રાંક્લિન અને મેરિડિથને આપવાનો ઠરાવ થયો. પૈસાની બાબતમાં આ કામ બહુ ફાયદા ભરેલું નહોતું, પણ આથી ફ્રાંક્લિન અને મેરિડિથની પેઢીની આબરૂ વધી અને આગળ પર મોટાં મોટાં કામ તેમને મળવાનો રસ્તો થયો. થોડા વખતમાં નવી ચલણી નોટો છાપવાનું કામ નીકળ્યું. રાજમંડળીમાં ફ્રાંક્લિનના મિત્રોએ એ કામ ફ્રાંક્લિનને સોંપવા દરખાસ્ત કરી. ચલણી નોટોના સબંધમાં ફ્રાંક્લિને પ્રસિદ્ધ કરેલા ચોપાનિયાથી તે એટલો જાણીતો થયો હતો કે તે કામ પણ તેને આપવાનો ઠરાવ થયો. આ કામમાં પૈસા સબંધી તેને સારો નફો મળ્યો અને તેથી થોડા વખતને માટે તો નિરાંત થઇ; પરંતુ આફત વેગળી નહોતી; એ વર્ષ ખુબ મહેનત કરી ફ્રાંક્લિન ધંધામાં કંઈ જામ્યો એટલામાં વળી પાછો ડુબવાનો વખત આવ્યો હોય એમ જણાયું. છાપખાના સંબંધી સરસામાન ખરીદવામાં બસો પાઉન્ડ ખરચ થયું હતું અને તે સઘળું મેરિડિથના બાપે ધીરવા કબૂલ કર્યું હતું, પરંતુ તેના રોજગારમાં ખોટ જવાથી તેનાથી સો પાઉન્ડ કરતાં કંઈ વધારે આપી શકાયું નહિ. અને તેથી સો શિલિંગ આપી શકે નહીં એવી સ્થિતિવાળી ફ્રાંક્લિન અને મેરિડિથની પેઢીને સો પાઉન્ડ આપવાનો વખત આવ્યો. જે વેપારીએ સામાન લંડનથી મંગાવી આપ્યો હતો તેને ધીરજ ન રહેવાથી તેણે લાગતા વળગતા બધાપર દાવો કર્યો અને ફ્રાંક્લિનને ખરાબ કરવાની ધમકી આપી. ફ્રાંક્લિનને માથે આવી પડેલી આ આફતથી તેને ઘણું માઠું લાગ્યું પણ કંઈ ઉપાય નહોતો. આ અણીને વખતે વિલિયમ કોલમન અને રોબર્ટ ગ્રેસ નામના બે ખરા મિત્રો મદદે આવ્યા; આ બન્ને જન્ટોના સભાસદ હતા અને ફ્રાંક્લિનને ઘણા પ્રિય હતા. ફ્રાંક્લિનના કહ્યા વગર પોતાની મેળે આ મિત્રોએ મદદ કરવાની ઇચ્છા દેખાડી. જો બને તો આખું કારખાનું ફ્રાંક્લિન મેરિડિથથી છૂટો પડી, ખરીદી શકે એટલી રકમ ધીરવાને આ બન્ને તૈયાર થયા. મેરિડિથ દારૂની નિશા કરી રસ્તામાં પડતો અને પીઠામાં પડ્યો પડ્યો જુગાર રમતો. આવા માણસની સાથે ફ્રાંક્લિનની પેઢીનું નામ જોડાયાથી સારૂં દેખાતું નથી એમ આ મિત્રોને લાગવાથી મેરિડિથથી છૂટા પડવાને તેઓએ તેને સલાહ

આપી. ફ્રાંક્લિને કહ્યું કે "મેરિડિથ અને તેના બાપે મારા ઉપર એવો ઉપકાર કર્યો છે કે જ્યાં સુધી તેમણે કરેલો કરાર તેઓ પૂરો કરી શકશે ત્યાં સુધી તેમનાથી છૂટા પડવાનો વિચાર હું નહીં કરૂં. જો કદાચ પોતાનો કરાર તેઓ પૂરો નહીં કરી શકશે તો પંત્યાળુ એની મેળે તૂટશે, અને જો એમ થશે તો હું તમારી મદદ લઇશ." તરતજ ફ્રાંક્લિને મેરિડિથ પાસે જઈ તેને કહ્યું "મને લાગે છે કે આપણા આ કામમાં તેં જે ભાગ લીધો છે તેથી તારો બાપ નાખુશ છે અને તેથી તને એકલાને જે ધીરી શકે તે આપણ બન્નેને ધીરવા તે રાજી નથી. જો એમ હોય તો મને કહે. હું મારો ભાગ છોડી દઈ તને એકલાને માલેક કરીશ." આના જવાબમાં મેરિડિથે કહ્યું. "ના એમ નથી, મારો બાપ ખરેખર પૈસા આપવાને અશક્ત છે. હું પણ તેને વધારે સતાવવા ખુશી નથી. મારી ખાત્રી થઈ છે કે હું આ ધંધાને લાયક નથી. ન્હાનપણમાં હું ખેતી શીખ્યો હતો. ત્રીશ વર્ષની ઉમરે શહેરમાં આવી નવો ધંધો શીખવાને મેં શાગિર્દપણું કર્યું એ મોટી ભૂલ કરી છે. નોર્થ કેરોલીનામાં જમીન ઘણી સસ્તી છે અને મારી જાતના ઘણા વેલ્સ લોકો ત્યાં જઇ વસવાના છે. તેમની સાથે જઇ મારો અસલ ધંધો કરવાનું મને ઘણું મન થાય છે. તને મદદ કરનાર મિત્રો મળશે. જો તું આપણી પેઢીનું દેવું તારે માથે લે, મારા બાપે ધીરેલા સો પાઉન્ડ તેને પાછા આપે, મારૂં ખાનગી કંઇ થોડું દેવું છે તે આપે અને મને ત્રીસ પાઉન્ડ રોકડા તથા એક ઘોડાનું જીન આપે તો હું મારો ભાગ છોડી દેવાને ખુશી છું." ફ્રાંક્લિને આ માગણું તરતજ કબુલ કર્યું, પોતાના બે ઉદાર મિત્રો પાસેથી સો સો પાઉન્ડ ઉછીના લીધા અને મેરિડિથ તથા તેના બાપનું પતાવી છાપખાનાનો તે એકલો માલિક થયો. ૧૭૩૦ ના જુલાઇની ૧૪ મી તારીખે પંત્યાળું તોડવામાં આવ્યું હતું પરંતુ ૧૭૩૨ ના મે મહિનાની ૧૧ મી તારીખે બધા દેવામાંથી ફ્રાંક્લિન મૂક્ત થયો ત્યાં સુધી આ વાત વર્તમાન પત્રમાં પ્રસિદ્ધ કરી નહોતી.

હવે ફ્રાંક્લિનની ચડતી ધીરે ધીરે થવા લાગી. થોડા વખતમાં તેના મુરબ્બી એન્ડ્રુ હેમિલ્ટને ડિલાવરના કાયદા તથા ચલણી નોટો છાપવાનું કામ તેને મેળવી આપ્યું. જ્યાં સુધી છાપખાનાનો ધંધો ફ્રાંક્લિને કર્યો ત્યાં સુધી આ કામ તેને હાથ રહ્યું. વળી નાના પાયાપર એક કાગદીની દુકાન પણ તેણે ઉઘાડી. એક માણસને ફ્રાંક્લિને નોકર રાખ્યો ને એક શાર્ગિદ રાખ્યો. હવેથી ફ્રાંક્લિને ઘણીજ મહેનત કરવા માંડી, એટલુંજ

નહીં પણ પોતે મહેનતુ છે એમ તેના આડોશી પાડોશી જાણે એવી તજવીજ રાખી. તે સાદો પોષાક પહેરતો, કોઈ ગમતને ઠેકાણે કદી જતો નહીં અને કદી માછલી પકડવા કે શિકાર કરવા નીકળતો નહીં. પોતાના ધંધાને તે હલકો ગણતો નથી એવું બતાવવાને પોતે ખરીદેલા છાપવાના કાગળ એક ઠેલણ ગાડીમાં મૂકીને પોતાને હાથે બજારમાંથી તે ઘેર લાવતો. દિવસે દિવસે તેની આબરૂ વધતી ગઈ અને વધારે વધારે કામ તેની પાસે આવવા લાગ્યું. તો પણ હજી ફ્રાંક્લિન ધંધામાં નિશ્ચિત નહોતો. ડેવિડ હેરી નામના કીમરના એક શાગિર્દે, કીમર બાર્બેડોઝ ગયો ત્યારે તેનું છાપખાનું ખરીદ્યું હતું. આ માણસ ફ્રાંક્લિનનો જબરો પ્રતિસ્પર્ધી થવાની દહેશત હતી. તેને કામ લાવી આપે એવા વગવાળા ઘણા મિત્રો હતા. પોતાનો ભાગીઓ થવાને ફ્રાંક્લિને ડેવિડ હેરીને કહેવરાવ્યું પણ હેરીના મનમાં એટલું ગુમાન હતું કે આ દરખાસ્ત તેણે હસી કાઢી. અહંકાર તો રાજા રાવણનોએ રહ્યો નથી તેમ હેરીનો પણ ન રહ્યો. હેરી દબદબાથી રહેતો અને કામપર ધ્યાન આપતો નહીં. થોડા વખતમાં તેને દેવું કરવું પડયું. ઘરાકી ધીમે ધીમે જતી રહી અને આખરે તેનો શેઠ કીમર બાર્બેડોઝ નાશી ગયો હતો તેમ તેને પણ કરવું પડયું. હવે ફ્રાંક્લિનને કંઈ ધાસ્તી રહી નહીં. એન્ડ્રુ બ્રેડફર્ડ ઘરડો-થયો હતો, પૈસાદાર હતો અને કામની બહુ દરકાર રાખતો નહીં; તેથી ઘણું ખરું કામ હવેથી ફ્રાંક્લિન એકલાને મળવા લાગ્યું.

---

## પ્રકરણ ૯ મું.



## લગ્ન તથા પુસ્તકાલયની સ્થાપના.

ઈ. સ. ૧૭૩૦ થી ૧૭૩૨

લગ્ન કરવાનો વિચાર—મીસ ગોડફ્રે સાથે વિવાહ કરવાની ખટપટ—ડેબોરા સાથે લગ્ન થયું—ડેબોરાના ગુણ—કરકસર—વૈભવ ઘરમાં કેવી રીતે દાખલ થયો—જન્ટો સભાના મકાનમાં સભાસદોનાં પુસ્તક ભેગાં કરવાની યોજના—એક વરસ પછી આ યોજના ભાગી પડી—ઊઘરાણાથી ચાલતું પુસ્તકાલય સ્થાપન કરવાની મહેનત—ઘરાકો મેળવી પુસ્તકો લંડનથી મંગાવ્યાં—પુસ્તકાલયની સ્થાપના કરી—તેના દાખલાથી ઘણે ઠેકાણે પુસ્તકાલયો કાઢવામાં આવ્યાં—ફ્રાંક્લિને સ્થાપન કરેલાં પુસ્તકાલયની

સ્થિતિ—તેની આબાદીનાં કારણ—પુસ્તકાલયથી થએલા લાભ.

છાપખાનાનો સ્વતંત્ર માલેક થયા પછી ફ્રાંક્લિનને ધંધે લાગવા સંબંધી કંઈ ફીકર રાખવા કારણ રહ્યું નહીં. એની ખાત્રી થઈ કે છાપખાનાના ધંધામાં ધીમે ધીમે હું સારી રીતે જામીશ. સુખનો વખત હવે પાસે આવ્યો એટલે લગ્ન કરવા તરફ તેનું મન સ્વાભાવિક રીતે દોડયું. ગણિત શાસ્ત્રી ગોડફ્રે અને તેની સ્ત્રી જેમની સાથે ફ્રાંક્લિને જમવાની ગોઠવણ કરી હતી તેમણે પોતાના કોઈ સગાની મીસ ગોડફ્રે નામની કુંવારીકા સાથે ફ્રાંક્લિનનો વિવાહ કરાવવા ક્યારનીએ ખટપટ કરવા માંડી હતી. ગોડફ્રેની સ્ત્રી, મીસ ગોડફ્રે અને ફ્રાંક્લિનને ભેગાં થવાનો વારંવાર પ્રસંગ આણતી. મીસ ગોડફ્રે ફ્રાંક્લિનને પસંદ પડે એવી લાયક બાઈ હતી. થોડા વખતમાં ફ્રાંક્લિન તેને ચહાવા લાગ્યો. ગોડફ્રે અને તેની સ્ત્રી ફ્રાંક્લિનને વારંવાર વાળુ કરવા બોલાવતાં અને તેને પોતાની માસુકનો ભેટો થવા તક આપતાં. આખરે વાત એટલા સુધી વધી કે વિવાહના કોલકરાર નક્કી કરવાનો વખત આવ્યો. છાપખાના સબંધી ફ્રાંક્લિનને લગભગ એક સો પાઉન્ડ દેવું બાકી રહ્યું હતું. આ દેવું પતાવી શકાય એટલી રકમ મીસ ગોડફ્રેનો બાપ પહેરામણીમાં આપે તો તેની સાથે લગ્ન કરવા ફ્રાંક્લિને મરજી દેખાડી, ગોડફ્રેની સ્ત્રીએ તપાસ કરી તો આટલી મોટી રકમ કુમારી ગોડફ્રેનો બાપ આપી શકે એમ જણાયું નહીં. ફ્રાંક્લિને કંઇ પણ ઓછું લેવા ના પાડી ને સૂચવ્યું કે જો એટલા પૈસા ન હોય તો ઘર ગીરો મૂકીને લાવી આપે. ફ્રાંક્લિનને થોડા દિવસ પછી જવાબ મળ્યો કે "તમારા જેવા છાપખાનાવાળા સાથે પોતાની પુત્રી પરણાવવાને મીસ ગોડફ્રેનાં માબાપ ખુશી નથી. બ્રેડફર્ડને પૂછી ખબર કાઢતાં અમને જણાયું છે કે છાપખાનાના ધંધામાં કંઈ નફો નથી. બીબાં ઘસાઇ જવાનાં ને નવાંની જરૂર પડવાની. કીમર અને ડેવીડ હેરીએ એક બીજા પછી દેવાળું કાઢયું છે અને ઘણું કરીને તમે પણ થોડા વખતમાં કાઢશો." એ લોકોનો વિચાર ખરેખર બદલાથી ઉપર પ્રમાણે સંદેશો કહેવડાવ્યો હશે કે ફ્રાંક્લિન આપણી પુત્રી સાથે એટલો ઉંડો પ્યારમાં પડેલો છે કે છુપી રીતે તેની સાથે લગ્ન કર્યા વગર રહેશે નહીં અને તેથી આપણે કંઇ આપવાની જરૂર પડશે નહીં એમ ધારી મર્મમાં કહેવડાવ્યો હશે એ કંઇ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. ફ્રાંક્લિનને તો એમજ લાગ્યું કે મને છેતરવાને આ યુક્તિ કરી છે અને તેથી ગોડફ્રેને ઘેર જવાનું તેણે બિલકુલ બંધ કર્યું. થોડા

દિવસ પછી ગોડફ્રે કુટુંબવાળાંએ ફ્રાંક્લિન સાથે સંબંધ કરવા ફરીથી મરજી દેખાડી પણ ફ્રાંક્લિને તેમ કરવા ચોખી ના પાડી. ગણિત શાસ્ત્રી અને તેની સ્ત્રીને આથી એટલું બધું ખોટું લાગ્યું કે ફ્રાંક્લિન સાથે કજીઓ કરી તેઓ બીજે ઠેકાણે રહેવા ગયાં. આથી કરીને ફ્રાંક્લિનને માથે ઘર-ભાડાની બધી રકમ પડી. પરન્તુ હવેથી કોઇને પેટા ભાડુત નહીં રાખવા તેણે ઠરાવ કર્યો.

માત્ર પૈસા સંબંધીના વાંધાથી ફ્રાંક્લિને મીસ ગોડફ્રે સાથે લગ્ન કરવા ના પાડી, એ વાત હાલના નવલ કથા વાંચનાર જમાનાને પસંદ આવે એવી નથી પરન્તુ આપણે યાદ રાખવું જોઇએ કે તે વખતમાં લગ્નનો કરાર કેટલેક દરજ્જે સાધારણ વેપાર રોજગારના કરારોની પેઠેજ નક્કી થતો હતો અને સો પાઉન્ડ જેટલી રકમ તે વખતમાં જુજ ગણાતી નહીં.

બિચારી ડેબોરા રીડ હજી દુ:ખી હાલતમાંજ હતી. જે કુંભાર સાથે તેનું લગ્ન થયું હતું તેની પ્રથમની સ્ત્રી હૈયાત છે એમ માનવામાં આવતું હતું પણ કંઈ નક્કી જણાયું નહોતું. એ કુંભાર પણ ઉવેસ્ટ ઇન્ડીઝમાં મરણ પામ્યો છે એવી લોકવાયકા ચાલતી હતી તે પણ ખરી છે કે ખોટી એ નક્કી નહોતું. રીડ કુટુંબ સાથે ફ્રાંક્લિનનો ઘરોબો જનરી હતો. તેમના કામ-કાજમાં ફ્રાંક્લિનની સલાહ ઘણી વાર લેવાતી, ડેબોરાની દુ:ખી હાલતથી ફ્રાંક્લિનને ઘણું માઠું લાગતું હતું. લંડનમાં હતો ત્યારે એ બિચારી મારી ગેરકાળજીથી હાલની દુ:ખાવસ્થામાં આવી છે એમ ફ્રાંક્લિન કહેતો. ડેબો-રાની મા કહેતી કે એમાં તો ફક્ત મારોજ વાંક છે; કારણ કે ફ્રાંક્લિનની ગેરહાજરીમાં બીજા સાથે લગ્ન કરવાને ડેબોરાને મારો આગ્રહ હતો. ફ્રાંક્લિન લંડનથી પાછો આવ્યો ત્યારે ડેબોરા કુંવારી હોત તો તેને તુરતજ પરણ્યા વગર રહેત નહીં, એ બિચારીનું દુ:ખ જોઇ ફ્રાંક્લિનનો પહેલાંનો પ્યાર તાજો થયો, અને ગમે તેમ થાય તો પણ તેની સાથે પરણવાનું જોખમ માથે લેવાને ફ્રાંક્લિને પોતાની મરજી દેખાડી. આ વાત સૌને પસંદ પડયાથી ફ્રાંક્લિન અને ડેબોરા રીડનું લગ્ન ૧૭૩૦ ના સપ્ટેમ્બર મહિનાની પહેલી તારીખે થયું. રોજર કુંભાર ખરેખર મર્ણ પામેલો હતો એમ પાછ-ળથી માલમ પડયું એટલે તેના તરફથી ફરિયાદ થવાની ધાસ્તી ફ્રાંક્લિનને રહી નહીં, તેના કોઇ લેણદાર હશે તો દાવો કરશે એમ લાગતું હતું પણ તે પણ થયું નહીં.

ફ્રાંક્લિનની સ્ત્રી ડેબોરા રીડ ઉદ્યોગી, કામ કરી શકે એવી, કરકસ-

રિયણ અને માયાળુ સ્ત્રી હતી. પોતાના પતિની દુકાને તે બેસતી, કાગળ બનાવવાના કારખાના માટે કાગળ ખરીદતી, ચોપાનિયાં સીવતી, ફ્રાંક્લિનને કરકસર શીખવતી અને હરેક બાબતમાં તેને મદદ કરતી. કેટલાંક વરસ પછી એક વખત ફ્રાંક્લિન દેશાવર ગયો હતો ત્યાંથી પોતાની સ્ત્રીને તેણે લખ્યું હતું કે "એક વખત પગથી માથા સુધીનો તમામ પોષાક મારી સ્ત્રીના હાથનો બનાવેલો મેં પહેર્યો હતો એ વાત સંભાળતાં મને ઘણોજ આનંદ થાય છે. બીજો કોઈ પોષાક પહેરવાથી મને એથી વધારે આનંદ થયો નથી." ડેબોરા હસમુખી, દયાળુ અને ઉદાર હતી. જે લોકો નજીવી બાબતમાં હઠ પકડીને બેસે એવા હોય છે તેમના સંબંધમાં ડેબોરાના વિચાર ફ્રાંક્લિનના એક કાગળમાં ટાંકેલા છે. "જે લોકો જુજ બાબતથી ખુશી થતા હોય તેમને તેટલાથી ખુશી ન કરવા એ દિલગીરી ભરેલું છે." ડેબોરા ભણેલી નહોતી એમ કહેવું એ તે ગયા સૈકામાં થઈ ગઈ એમ કહેવા બરોબર છે. એનો બાંધો મજબુત, આકૃતિ સુન્દર અને મોં રૂપાળું તથા આનંદમય હતું. એનાં છોકરાં અને છોકરાનાં છોકરાં રૂપને માટે આખા સંસ્થાનમાં જાણીતાં થયાં હતાં.

ફ્રાંક્લિન જાતે પણ એક પતિવ્રત પાળનાર, કોમળ અંતઃકરણવાળો વિચારશીળ પતિ હતો. પતિ પત્નિ એક બીજા સાથે હળી મળી સુખમાં દહાડા કાઢવા લાગ્યાં. તેમનું ઘર સાદી અને કરકસરી રીતે ચલાવવામાં આવતું. ફ્રાંક્લિન આત્મચરિત્રમાં કહે છે કે "અમે ઘરમાં નકામા ચાકર રાખ્યા નહોતા, અમારો ખોરાક સાદો અને ઘરમાંનો સરસામાન હલકામાં હલકી કિમ્મતનો હતો. દાખલા તરીકે ઘણાં વર્ષ સુધી નાસ્તામાં હું ફક્ત રોટલી ને દુધ ખાતો. ચા પીતો નહીં. મારો નાસ્તો જસતના ચમચા વડે બે આનાના માટીના વાસણમાં હું ખાતો હતો, પણ જુઓ, કુટુંબોમાં વૈભવ કેમ પેસે છે અને વિરૂદ્ધ વિચાર છતાં કેમ વધી પડે છે! એક દિવસ મને નાસ્તો લેવા બોલાવ્યો ત્યારે મારો નાસ્તો ચાંદીના ચમચા સાથે ચીની પ્યાલામાં કાઢેલો મેં જોયો. મને ખબર નહીં છતાં મારે સારૂ મારી સ્ત્રીએ એ બે વાનાં ખરીદ્યાં હતાં અને તેની કિમ્મત તેવીસ શિલિંગ જેટલી મોટી રકમ આપી હતી. આટલો બધો ખરચ કરવાને તેણે કારણ એટલુંજ બતાવ્યું કે મારા પડોશીઓની પેઠે મારો ધણી પણ રૂપાને ચમચે અને ચીની પ્યાલે જમવા લાયક છે એમ મને લાગવાથી મેં એ ખરીદ્યાં છે. અમારા ઘરમાં રૂપાનાં અને ચીની વાસણ

પ્રથમ આ પ્રમાણે દાખલ થયાં અને પછી જેમ જેમ અમારી દોલત વધતી ગઇ તેમ તેમ વધતાં જઇ આખરે સેંકડો પાઉન્ડની કિમ્મતનાં થયાં.

લગ્ન થયા પછી થોડે મહિને જ્યારે ફ્રાંકિલન પહેલાંની પેઠે કરકસરથી અને સાદી રીતે રહેતો હતો, પોતાને હાથે ઠેલણ ગાડીમાં કાગદી સામાન લઇ જતો હતો, પોતાને હાથે મેંશ અને સાહી બનાવતો હતો, શરૂઆતમાં જે અડચણો પડે છે તે વેઠતો હતો, તે વખતે તેણે એક એવી યોજના કરી કે જેનું પરિણામ એક ઘણા ઉપયોગી અને અગત્યના પુસ્તકાલયની સ્થાપનામાં આવ્યું.

એ જમાનામાં મંડળી મળવાનું મુખ્ય સ્થાન પીઠું ગણાતું. જન્ટો મંડળીની સ્થાપના થઇ ત્યારે તે પણ શરૂઆતમાં એક પીઠામાં મળતી. રોબર્ટ ગ્રેસ નામના એક સભાસદે જન્ટો સભા મળવાને પોતાનું મકાન આપ્યું ત્યારે એ સભા પીઠામાંથી નીકળી ત્યાં મળવા લાગી. કોઇ વાર એવું બનતું કે વાદવિવાદમાં આધાર બતાવવા કોઇ સભાસદ પુસ્તકો લઇ આવતા. આ પરથી ફ્રાંકિલને એવી દરખાસ્ત કરી કે દરેક સભાસદે પોતાનાં પુસ્તક સભાના મકાનમાં રાખવાં કે જેથી દરેક સભાસદને તેનો લાભ મળે. આ દરખાસ્ત મંજુર થઇ અને સભાનું મકાન પુસ્તકોથી ભરાઇ ગયું. જન્ટોના સભાસદોના ઉપયોગને માટે એક વર્ષ એ પ્રમાણે પુસ્તકો રહ્યાં. પરંતુ કેટલાંક પુસ્તકોને નુકશાન લાગવાથી તેમના માલેક નાખુશ થયા અને વર્ષ આખરે બધા સભાસદો પોતાનાં પુસ્તકો ઘેર લઈ ગયા. એ જમાનામાં પુસ્તકોની અછત હતી, પુસ્તકોની કિમ્મત ભારે પડતી અને પુસ્તકોનાં કદ ઘણાં મોટાં રાખવામાં આવતાં. ચાર પેજી કરતાં નાનાં પુસ્તક ભાગ્યેજ માલમ પડતાં. બે ગીનીથી ઓછી કિમ્મતે કોઈ સારૂં પુસ્તક ભાગ્યેજ મળતું. ચાર, પાંચ અને છ ગીની એ ચોપડીઓની સાધારણ કિમ્મત હતી. સાધારણ સ્થિતિવાળા પુરૂષો વધારે પુસ્તકો ખરીદ કરી શકતા નહીં. ફ્રાંકિલન અને તેના મિત્રોએ પુસ્તકો ભેગાં કરી તેનો લાભ એક વરસ સુધી ચાખ્યો હતો, તેથી સૌ સભાસદો પોતપોતાનાં પુસ્તકો લઇ ગયા ત્યારે દરેકને અડચણ પડવા લાગી. આ અણીને વખતે ઉઘરાણાથી ચાલતું પુસ્તકાલય કાઢવાનો વિચાર ફ્રાંકિલનને સુઝયો. ૧૭૩૧ ની શરૂઆતમાં તેણે એક એવી યોજના ઘડી કાઢી કે પુસ્તકાલયના દરેક ભાગીદારે શરૂઆતમાં પુસ્તકો ખરીદવા બે પાઉન્ડ આપવા અને પછી દર વર્ષે દશ શિલિંગ લવાજમ આપ્યા જવું. તે વખતે

ફિલાડેલ્ફિયામાં વાંચનનો શોખ ધરાવે તથા પુસ્તકો વાંચવામાં પૈસા ખર્ચી શકે એવા માણસો થોડા હોવાથી, ભાગીદારોની પૂરતી સંખ્યા ઉભી કરવામાં ફ્રાંકિલનને ઘણી માથાકુટ પડી. ફ્રાંકિલન લખે છે કે "મારૂં નામ મેં બનતા સુધી મોખરે આણ્યું નહીં. હું એમ કહેતો કે કેટલાક મિત્રોની આ યોજના છે અને તેમણે મને વિનંતિ કરી છે કે મારે ફરી ફરીને વાંચનનો શોખ ધરાવનાર ગૃહસ્થોને આ યોજના બતાવવી. આ પ્રમાણે કરવાથી મને સહેલાઇથી ફતેહ મળી. આવો પ્રસંગ જ્યારે આવતો ત્યારે હું એમજ કરતો અને એમાં મને એવી ફતેહ મળેલી છે કે એ પ્રમાણે કરવાને હું બીજાઓને ભલામણ કરૂં છું." ફ્રાંકિલનની યોજના બહાર પાડયા પછી પાંચ મહિને એટલે ૧૭૩૧ ના નવેમ્બર સુધીમાં ૫૦ નામ એકઠાં થયાં અને ૧૭૩૨ ના માર્ચ સુધીમાં તેમના પૈસા વસુલ થયા. જેમ્સ લોગન નામના એ વખતના પુસ્તક પરીક્ષકની સલાહ લઇ ફ્રાંકિલને પુસ્તકોની યાદી તૈયાર કરી અને ૪૫ પાઉન્ડની લંડનની હુંડી ખરીદી. યાદી અને હુંડી પીટર કોલિન્સન નામનો એક ભાગીઓ લંડન જતો હતો તેને પુસ્તક ખરીદ કરવાનું કામ સોંપી આપ્યાં. કોલિન્સને ઇંગ્લાંડ ગયા પછી પુસ્તકો ખરીદી મોકલ્યાં, તેની સાથે ન્યુટન કૃત પ્રિન્સિપિયા અને ગાર્ડનર કૃત કોષ, પોતાના તરફથી ભેટ તરીકે મોકલાવ્યાં. કોન્લિસને ત્રીસ વર્ષ સુધી નવા પુસ્તકાલયને માટે પુસ્તકો ખરીદી લંડનથી મોકલવાનું કામ કર્યું; અને દર વર્ષે ખરીદેલાં પુસ્તકો સાથે પોતાના તરફથી કિમ્મતી પુસ્તકોની ભેટ મોકલી, પુસ્તકોની સંખ્યા વધારી. એ વખતમાં લંડનથી બીંદડીઓ આવતાં ઘણો વખત લાગતો હતો. ૧૭૩૨ ની સાલનો આખો ઉન્હાળો વર્ગણીદારોએ પુસ્તકો આવવાની વાટ જોવામાં કાઢયો. જન્ટો સબંધી કામકાજને લગતી ફ્રાંકિલનની નોટબુકમાં એવું લખેલું છે કે "પુસ્તકાલયનાં પુસ્તકો આવે ત્યારે દરેક સભાસદે એકાદ ગ્રંથકારને પણ વાંચવો જોઇએ કે જેથી બીજાઓને જણાવવા જેવી હકીકત તેને મળી આવે."

અકટોબર માસમાં પુસ્તકો આવી પહોંચ્યાં અને પ્રથમ જન્ટો સભાગૃહમાં મૂકવામાં આવ્યાં. એક જણને પુસ્તકાલયનો ઉપરી નિમવામાં આવ્યો; ભાગીદારોને નવાં પુસ્તકો આપવા તથા જુનાં પાછાં લેવા અઠવાડિયામાં એક દિવસ ઠરાવ્યો. બીજે વર્ષે ફ્રાંકિલન પોતે પુસ્તકશાળાનો ઉપરી ( લાઇબ્રેરીઅન ) થયો. વ્યવસ્થાપક મંડળીના મંત્રીનું કામ ઘણા

વર્ષ સુધી જોસેપ બ્રીન્ટનલ નામના ગૃહસ્થે કર્યું; આ ગૃહસ્થના ઉત્સાહ તથા મહેનતથી પુસ્તકાલયની સ્થિતિ ઘણી આબાદ થતી ગઇ. પુસ્તકો આવ્યા પછી ફ્રાંકલિને તેમની યાદી મફત છાપી આપી હતી. આ તથા છાપવાનું બીજું પરચૂરણ કામ કરી આપવાથી વાર્ષિક દશ શિલિંગનું લવાજમ આપવામાંથી ફ્રાંક્લિનને બે વર્ષ સુધી માફી આપવામાં આવી હતી.

ફ્રાંક્લિન જેવા થોડા કારીગરોએ અને કારકુનોએ ઉઘાડેલું આ પુસ્તકાલય થોડા વખતમાં ઠીક જામ્યું. પુસ્તકો, પૈસા અને કળા કૌશલ્યની નવાઇની ચીજોની કિમ્મતી ભેટો ઉપરાઉપરી આવવા લાગી. વર્ગણીદારોની સંખ્યા પણ ધીમે ધીમે વધવા માંડી. ફ્રાંક્લિને સ્થાપન કરેલા પુસ્તકાલયનો દાખલો લઇ એવી જાતનાં બીજા પુસ્તકાલયો ફિલાડેલ્ફીયામાં તેમજ આખા સંસ્થાનનાં બીજાં શહેરોમાં ઘણી જગાએ ઉભાં થયાં. પિટર કામ નામનો એક સ્વિડનનો મુસાફર જે ૧૭૪૮ માં ફિલાડેલ્ફીયામાં આવ્યો હતો તે લખે છે કે તે વખતે મુખ્ય પુસ્તકાલયનો દાખલો લઈ એવાજ પાયાપર ઘણાં નાનાં પુસ્તકાલય સ્થાપન થયાં હતાં. એ મુસાફર વળી લખે છે કે ભાગીદારો શિવાયના લોકોને પણ પુસ્તકની કિમ્મત જેટલી અનામત રકમ લઇને પુસ્તકો ઘેર વાંચવા લઇ જવા દેવામાં આવતાં હતાં. તેમની પાસે લવાજમ તરીકે ફોલીઓ પુસ્તકનાં દર અઠવાડિયે આઠ પેન્સ, ચારપેજી પુસ્તકના છ પેન્સ અને બીજા બધા પ્રકારનાં પુસ્તકના ચાર પેન્સ લેવામાં આવતા હતા. ૧૭૬૪ માં પુસ્તકાલયના શેરની કિમ્મત વીસ પાઉન્ડ થઇ હતી અને આખા પુસ્તકાલયની કિમ્મત સત્તરસો પાઉન્ડની થઇ હતી. ૧૭૮૫ માં પુસ્તકોની સંખ્યા ૫૪૮૭ હતી; ૧૮૦૭માં ૧૪૪૫૭ હતી; ૧૮૬૧ માં ૭૦૦૦૦ હતી. આ એકલુંજ પુસ્તકાલય છે કે જે સ્થાપન થયું ત્યારથી આજ દોઢસો વર્ષ સુધા એને એજ ધોરણે પ્રતિવર્ષ આબાદ થતું, સારી વ્યવસ્થા સાથે લોકસેવા બજાવતું ચાલતું રહ્યું છે. બીજાં સૈંકડો વર્ષ સુધી એ પુસ્તકાલય ચાલ્યાજ કરશે એમ તેની હાલની સ્થિતિપરથી અટકળ થઇ શકે છે.

ફિલાડેલ્ફિયા પુસ્તકાલયની આબાદીનાં મુખ્ય કારણમાં તેની યોજનાની સરસાઇ, તેના નિયમની ઉદારતા, તેની ઉત્તમ વ્યવસ્થા, અને ફ્રાંક્લિન તથા તેના મિત્રોની મહેનત હતાં. પુસ્તકાલયનું ભંડોળ વધારવાને કોઇ તક ફ્રાંક્લિન નકામી જવા દેતો નહી. દાખલા તરીકે પુસ્તકાલય સ્થાપ્યા પછી એક બે વર્ષે ટોમસ લેન ફિલાડેલ્ફિયા આવ્યો ત્યારે પુસ્તકા-

લયની વ્યવસ્થાપક મંડળીના સભાસદોએ માનપત્ર સાથે તેની ભેટ લીધી, અને તેની પાસેથી પુસ્તકો અને સામાન બક્ષીસ તરીકે મેળવ્યાં.

પુસ્તકાલયો વધવાથી લોકોમાં જ્ઞાનનો ઘણો પ્રસાર થયો. વાંચનનો શોખ દિવસે દિવસે વધતો ગયો. નાટક ચેટક અને વખત ગુમાવવાની એવી બીજી ગમતોનો એ વખતે અમેરિકામાં પ્રસાર થએલો ન હોવાથી, જનસમૂહને પુસ્તકો વાંચવાનો ઘણો અવકાશ મળતો, થોડા વખતમાં મુસાફરોને જણાવવા માંડ્યું કે બીજા દેશોના એજ પંક્તિના માણસો કરતાં ફિલાડેલ્ફિયા અને તેની આસપાસના વતનીઓ વધારે જ્ઞાનવાળા અને ચપળ છે. ફિલાડેલ્ફિયા પુસ્તકાલયથી જેવો ફાયદો ફ્રાંકલિનને પોતાને થયો તેવોજ બીજાં પુસ્તકાલયથી તેના જેવા બીજા ઘણાને થયો. ફ્રાંકલિન દરરોજ એકથી બે કલાક સુધી વાંચવામાં વખત ગાળતો અને આ પ્રમાણે એકસરખી રીતે વીસ વર્ષ સુધી અભ્યાસ જારી રાખી તેણે તમામ બાબતોની સામાન્ય માહિતી મેળવી.

ફ્રાંક્લિનના પહેલાં દુનિયામાં પુસ્તકાલય તો ઘણે ઠેકાણે હતાં; પણ એ પુસ્તકાલયોમાંથી જેને જોઇએ તેને વાંચવાને પુસ્તકો મળી શકતાં નહીં. લવાજમ આપવાને ખુશી હોય એવા દરેક માણસને ઘેર અથવા પુસ્તકાલયમાં ગમે ત્યાં વાંચવાને પુસ્તક મળી શકે એવું પુસ્તકાલય દુનિયામાં પહેલ વહેલું સ્થાપન કરવાનું માન ફ્રાંક્લિનને ઘટે છે.

---

## પ્રકરણ ૧૦ મું.

### આધિપતિ અને "ગરીબ રિચર્ડ"નું પંચાંગ. જાત અભ્યાસ.

૧૭૩૨—૧૭૪૪.

ફ્રાંક્લિનો ઉદ્યોગ—પેન્સિલ્વેનિયા ગેઝીટ—તેમાં આવતાં લખાણ—જાહેર ખબરો—ગેઝીટની ફાઇલિ—ગરીબ રિચર્ડ-અબ્રાહમ કાકાનો બોધ—તેની અસર—ગરીબ રિચર્ડની પ્રસ્તાવના-ટિટન લીડજ—ગરીબ રિચર્ડને મળેલી ફતેહ—ટિટન લીડજનું મરણ—ગરીબ રિચર્ડનાં નીતિ વચનો તથા કહેવતો—ફ્રાંકિલનની કમાઈ વધી—પંત્યાળાં છાપખાનાં કાઢયાં—પંત્યાળું કરનારને શીખામણ—બોસ્ટન જવું—જેમ્સની મુલાકાત—ફ્રાંક્લિને છાપેલાં પુસ્તકો—માસિક ચોપાનિયું કાઢયું—ફ્રાંકિલનની પ્રતિષ્ઠા—કાયદામંડળીનો કારકુન નિમાયો—વેરીને શી રીતે મેળવી લેવો?—ફિલાડેલ્ફિયાનો પોષ્ટ માસ્તર નિમાયો.

૧૭૨૮ થી ૧૭૪૮ સુધીનાં ૨૦ વર્ષ ફિલાડેલ્ફિયામાં એક ઉદ્યોગી ધંધાદારી તરીકે ફ્રાંકિલને કાઢયાં હતાં; છાપખાનું, અધિપતિનું પુસ્તકો લખવાનું, પ્રસિદ્ધ કરવાનું તથા વેચવાનું, કાગદીનું અને ચોપડી બાંધવાનું કામ તે કરતો; તે મેંસ તથા સાહિ જાતે બનાવતો; કાગળ બનાવવાનાં ચિથરાંનો તે વેપાર કરતો; સાબુ અને પીછાં તે વેચતો; ૧૭૩૫ ની તેની એક જાહેરખબરમાં ગેલનના છ શિલિંગને ભાવે સેંક નામનો દારૂ પણ તે વેચતો હોવાનું લખેલું છે; કાફી અને ઘરના ઉપયોગની બીજી ચીજો પણ તે પોતાની દુકાનમાં વેચતો; એની દુકાન ગામની ગપસપ મેળવવાનું મુખ્ય સ્થળ થઈ પડી હતી; અને ત્યાં દરરોજ નવી ખબર જાણવાને ઇન્તેજાર લોક ભેગા થતા; ભાષણો આપવાની કંઈ નવી યોજના ઉભી થઈ હોય અથવા બીજા જાહેર કામને માટે હિલચાલ થઈ હોય તો ઉઘરાણાની ટીપ "બજાર આગળ આવેલા નવા છાપખાનામાં" પડેલી હોયજ.

પેન્સિલ્વેનિયા ગેઝીટનો ધીમે ધીમે ઘણો ફેલાવો થયો હતો. આખા સંસ્થાનમાં સૌથી ઉત્તમ પ્રતિનું વર્તમાન પત્ર એ હતું. પહેલાં, પાંચ અંકે એકમાં સાહિત્ય સંબંધી વિષય આવતો; પણ થોડા મહિના ગયા પછી દરેક અંકમાં સાહિત્ય સંબંધી કંઇ આવતું; કોઇ વખત સ્પેક્ટેટરમાંથી ઉતારો આપવામાં આવતો, કોઈ વાર ઇંગ્લાંડના વર્તમાન પત્રમાંથી ઉતારા આપવામાં આવતા, અને કોઈ વખત જન્ટો મંડળી આગળ ફ્રાંકિલને વાંચેલો નિબંધ આવતો. ફ્રાંકિલને પોતે લખેલાં લખાણ એકઠાં કરી છપાવવામાં આવ્યાં છે તે ઘણાં રમુજી અને બોધક છે. ફ્રાંકિલને ચૂંટી કાઢેલાં લખાણો હમેશ, ઉદાર વિચારનાં અને સંસ્થાનિકોનાં સાંકડાં મન સુધારે એવાં હતાં. ગેઝીટમાં તકરારી વિષય ભાગ્યેજ આવતો. કોઇને ખોટું લાગે એવાં હલકાં લખાણ કદી લેવામાં આવતાં નહીં. સંસ્થાનિકોનાં હેતભાવ અને મમતા વધારવાને પેન્સિલ્વેનિયા ગેઝીટ કરતાં સારો ઉપદેશક બીજો કોઇ નહોતો.

જાણે બીજા કોઇએ લખીને મોકલ્યો હોય અને જેના જવાબમાં કોઇને લખવાનું મન થાય એવા કાગળો ફ્રાંકિલન જાતે લખીને ગેઝીટમાં વખતો વખત છાપતો. આવા કાગળના રમુજી જવાબ ખરેખર ઘણા જણ તરફથી આવતા અને ગેઝીટનો નવો અંક જોવાને લોકોની આતુરતા વધતી. કોઇ કોઇવાર લોકો તરફથી સારા જવાબ આવ્યા ન હોય તો

જવાબ પણ પોતેજ લખીને બીજા કોઇ તરફથી આવ્યો હોય એવી રીતે તે ગોઠવી દેતો. દરેક અંકમાં ખુબીદાર અને કોઇને ખોટું લાગે નહીં એવી ટૅકડીઓ આવતી; અને તેથી જમવા તથા વાતચીત કરવાને ભેગી થએલી મંડળીઓમાં, તે દિવસનું ગેઝીટ વાતચીતનું મુખ્ય સાધન થઇ પડતું.

વેપાર રોજગારની જાહેર ખબરો છપાવવાની હાલની પદ્ધતિની પહેલ કરનાર ફ્રાંક્લિન હતો. એના પહેલાં જાહેરખબરો ઘણી થોડી છપાતી અને તે પણ નાશી ગએલા નોકરો અને ઘર તથા જમીનના વેચાણ સંબંધીજ હતી. હાલની રીત પ્રમાણે લોકોનાં મન આકર્ષાય અને જેને તેને લેવાનું મન થાય એવી ચતુરાઇભરેલી જાહેરખબરો છપાવનારાઓમાં ફ્રાંક્લિન પહેલોજ હતો. પોતાના માલની તે વારંવાર જાહેર ખબર છપાવતો તેથી કરીને એની પ્રસિદ્ધિ થતી અને જરૂર પડે ત્યારે ગેઝીટમાં ખાલી જગા પણ ભરાતી. જાહેરખબરોમાં ચિત્ર આપવાની રીતની પહેલ પણ એણેજ કરી હતી. એનો દાખલો લઇ બીજા વેપારી પણ જાહેર ખબરો છપાવવા લાગ્યા અને ધીમે ધીમે ગેઝીટમાં જાહેર ખબરોનું કામ એટલું વધી ગયું કે કોઇ કોઇ વાર ચારથી પાંચ પાનાં જાહેર ખબરોથી ભરાઇ જતાં.

પેન્સિલ્વેનિયા ગેઝીટની શરૂઆતથી આખી ફાઇલ ફિલાડેલ્ફિયા શહેરના પુસ્તકાલયમાં હજુ સુધી હૈયાત છે. ફ્રાંક્લિનનો ધંધો રોજગાર અને ફિલાડેલ્ફિયાનો વેપાર ધીમે ધીમે કેવી રીતે વધ્યો એ વાતનો બોધ આ ફાઇલ વાચવાથી સારી રીતે થઇ શકે છે.

અમેરિકન સંસ્થાનોમાં દરેક છાપખાનાવાળો દર વર્ષે પંચાગ પ્રસિદ્ધ કરતો હતો. એ રિવાજને અનુસરીને ૧૭૩૨ ના ડિસમ્બર માસમાં ફ્રાંક્લિને "ગરીબ રીચર્ડ" એ નામનું પાંચ પેન્સ કિમ્મતનું પંચાંગ પહેલ વહેલું બહાર પાડ્યું. એ પંચાંગને અપૂર્વ ફતેહ મળી. પહેલે વર્ષે એક માસમાં ત્રણ આવૃત્તિઓ ખપી ગઇ. પચીસ વર્ષ સુધી દર વર્ષે તેની સરેરાસ દસ હજાર નકલો ખપતી હતી. આજ દોઢસો વર્ષે તેની એક નકલના એંસી રૂપિયા અને આખા સટના હજારો રૂપીયા આપવાને પુસ્તકોના શોખીન મળી આવે છે.

"ગરીબ રિચર્ડ" તે વખતનું હાસ્ય જનક પંચાંગ હતું. એમાં ઘણી બોધકારક કહેવતો આપવામાં આવતી હતી. પરંતુ સર્વમાં હાસ્યરસ પ્રધાન હતો. બીજી બાબતોના પ્રમાણમાં કહેવતોની સંખ્યા "ગરીબ રીચર્ડ"માં

બહુ નથી. પરન્તુ એ કહેવતોને ઘણી પ્રખ્યાતિ મળી તેનું કારણ એવું છે કે ૧૭૫૭ માં ફ્રેન્ચ લોકો સાથેની લઢાઇને લીધે સંસ્થાનિકો પર કરનો બોજો ઘણો વધી પડયો હતો ત્યારે ફ્રાંકિલને પંચાંગની પ્રસ્તાવના તરીકે એક લાંબો વિષય લખ્યો અને તેમાં એમ સાબીત કરી આપ્યું કે જો લોકો જરા ઓછા ઉડાઉ થાય તો કર સહેલથી આપી શકે. "ગ્રંથકાર પોતાનું લખેલું વાક્ય બીજાઓને બોલતાં સાંભળે છે ત્યારે ઘણો ખુશી થાયછે." આ પ્રમાણે શરૂઆત કરીને "ગરીબ" રિચર્ડ કહે છે કે "એક વેપારીના સામાનની હરાજી વખતે ઘણા લોકો ભેગા થયા હતા ત્યાં ઘોડા દહાડા ઉપર મારો ઘોડો ઉભો રાખી હું ઉભો. હરાજીનો વખત હજી થયો નહોતો તેથી લોકો વાતો કરતા હતા કે વખત ઘણો નઠારો આવ્યો છે. એક જણ એક સાદા, સ્વચ્છ અને ધોળા ગુચ્છાવાળા ડોસા આગળ જઇને પુછવા લાગ્યો "અબ્રાહમકાકા અબ્રાહમકાકા હાલના સમાને માટે તમે શું ધારો છો? આ ભારે કરોથી દેશનો તદન નાશ નહીં થઈ જાય ? આપણે શી રીતે કર આપી શકીશું? તમારી શી સલાહ છે" ? અબ્રાહમકાકો ઉભા થયા અને જવાબ દીધો "મારી સલાહ માનો તો હું તે ટુંકામાં આપીશ, કારણ કે "ગરીબ રિચર્ડ" કહે છે તેમ **શાણાને સાન ને ગધેડાને ડફણાં."** "બધા લોકોએ ભેગા થઇ પોતાના વિચાર જણાવવાને અબ્રાહમકાકાને વિનંતી કરી અને તે નીચે પ્રમાણે આગળ બોલ્યો."

"ગરીબ રિચર્ડ" પંચાંગના ચોવીસ વર્ષના અંકોમાં આવેલી ડહાપણ અને કરકસર સંબંધી તમામ કહેવતો અને ટુચકા જરૂર પડતાં સાંધણના શબ્દોથી જોડીને બુઢ્ઢા અબ્રાહમકાકા આ પછી બોલે છે. સંબંધ વગરની છુટી છુટી કહેવતોને સાથે જોડી, અર્થ બેસતો કરવામાં ઘણી ખુબી વાપરેલી છે. ગરીબ રિચર્ડ કહે છે કે લોકોએ બુઢ્ઢા અબ્રાહમકાકાના વિચાર સાંભળી પસંદ કર્યા પણ તે જાણે એક સાધારણ વ્યાખ્યાન હોય એમ તુરતજ એથી ઉલટા ચાલ્યા; કારણ કે હરાજી શરૂ થઈ ત્યારે આંખો મીચીને તેઓ ખરીદી કરવા મંડી પડયા.

આ રમુજી પ્રસ્તાવનાથી ઘણી અસર થઇ. સંસ્થાનનાં સર્વ વર્તમાન પત્રોએ તેનો ઊતારો કર્યો એટલુંજ નહીં પણ ઘરોમાં ટાંગી શકાય એવી રીતે એક કાગળપર તે ઇંગ્લાંડમા છાપવામાં આવ્યું. સ્પેન, ફ્રાન્સ અને ગ્રીસ દેશની ભાષાઓમાં તેનાં ભાષાંતર થયાં. અને વધતો જતો કરનો બોજો ઘણો કચવાટ કર્યા વગર પ્રજા ખમવા લાગી.

"ગરીબ રિચર્ડ"માં હાસ્યજનક ભાગ વધારે હતો. એમાં પ્રસિદ્ધ થવાની જાહેર ખબરો હાસ્યજનક હતી; એની ઘણી ખરી પ્રસ્તાવના હાસ્ય-જનક હતી; ગ્રહણ અને બીજા કુદરતી દેખાવનું એમાનું બ્યાન હાસ્ય જનક હતું; કવિતા અને કહેવતો હાસ્યજનક હતી; અને જે હાસ્યજનક નહોતું તે તરેહવાર હતું.

ફ્રાંકિલને લખેલી સૌથી સરસ ઠેકડીઓ "ગરીબ રિચર્ડ" ની પ્રસ્તાવ-નામાં આવે છે. "ગરીબ રિચર્ડ" પહેલા વર્ષના પંચાંગની પ્રસ્તાવનામાં જાહેર કરે છે કે "પંચાંગ પ્રસિદ્ધ કરવાનો મારો વિચાર સ્વાર્થ વગરનો નથી. ખરી વાત એ છે કે હું ઘણો ગરીબ છું અને મારી ઘરવાળી ઘણી મગરૂર છે. એ મને કહે છે કે તમે આકાશમાં તારા સામું જોઇ બેશી રહો ને કંઇ કામ કરો નહીં, અને હું આખો દહાડો રેંટીઓ કાંતું એ મારાથી હવે સહન થઇ શકતું નથી. મારાં છોકરાંનાં ભલા માટે પૈસા મળે એવો તમારી ચોપડીનો તથા ખખડાડ કરતાં હથિયારોનો ઉપયોગ નહીં કરો તો તે હું બાળી નાંખીશ એમ એકથી વધારે વાર તેણીએ મને ધમકી આપી છે. છાપખાનાવાળાએ નફાનો કેટલોક ભાગ મને આપવાને કબુલ કર્યું છે. અને આ પ્રમાણે મારી અસ્રીના કહેવાથી મેં કરવા માંડયું છે."

ટીમરે એક વખતે બહાર પાડેલું પંચાંગ "ટિટન લીડઝ" ના નામથી દર વર્ષ પ્રસિદ્ધ થતું હતું અને ફ્રાંકિલનના પંચાંગ સાથે હરીફાઇ કરતું હતું. "ટિટન લીડઝ"નો ઠઠ્ઠો દર વર્ષની પ્રસ્તાવનામાં "ગરીબ રિચર્ડ" કરતો. એક ઠેકાણે જણાવ્યું છે કે "પંચાંગ તૈયાર કરી ઘણાં વર્ષ પહેલાં લોકોની સેવામાં મેં મૂકયું હોત પણ મારા મિત્ર અને સહાધ્યાયી ટિટન લીડજને નુકશાન થવાની ધાસ્તીથી તેમ કર્યું નથી. પણ મારે ઘણી દિલગીરી સાથે કહેવું પડે છે કે આ હરકત હવે થોડા વખતમાં દૂર થવાની છે. કઠણ હૈયાવાળો જમ રાજા જે કોઇની શરમ રાખતો નથી તેણે પોતાનો પ્રાણઘાતક ભાલો તૈયાર કર્યો છે..............અને તે અકલમંદ નરને અહીંથી જવું પડશે. તેની વિનંતિથી મેં કરેલી ગણત્રી પ્રમાણે તેનું મરણ ૧૭૩૩ ના અકટોબર માસની ૧૭ મી તારીખે બપોર પછી ૩ કલાક અને ૨૯ મીનીટે થશે. તેણે પોતે કરેલી ગણત્રી પ્રમાણે એ મહિનાની ૨૬ મા તારીખ સુધી તે હૈયાતિ ભોગવશે. છેલ્લાં નવ વર્ષમાં જ્યારે જ્યારે અમે ભેગા થયા છીએ ત્યારે ત્યારે આ થોડા તફાવતને માટે અમારે વાદવિવાદ ચાલ્યો છે; પણ આખરે મેં કરેલા નિર્ણય

ને તે મળતો થતો હોય એમ જણાય છે. અમારા બેમાંથી કોણ વધારે ખરો છે તે થોડા વખતમાં નક્કી થશે. આ પ્રમાણે હોવાથી આ વર્ષ પછી વધારે વાર એની કૃતિનો લાભ આ પ્રગણાને મળવાની આશા નથી. તેથી એ કામ ઉપાડી લેવાને હું કંઈ હરકત જોતો નથી."

બીજા વર્ષની પ્રસ્તાવનામાં "ગરીબ રીચર્ડ" પોતાને મળેલી ફતેહ વિષે ખુશીના શબ્દોમાં બોલે છે અને કહે છે કે "મારી સ્ત્રીને અત્યાર સુધી વાસણ માગીને ચલાવવું પડતું હતું તેને બદલે હવે તે વાસણ ખરીદવાને શક્તિવાન થઈ છે અને વાસણમાં કંઇ મૂકવાનું પણ અમને મળ્યું છે; વળી તેણે બુટની જોડ, બે નવાં બદન અને એક નવો ગરમ ઘાઘરો લીધો છે; મેં તો એક જૂનો ડગલો ખરીદ્યો છે તેથી હવે શહેરમાં જવાને મને શરમ આવતી નથી. આ ચીજોથી એનો સ્વભાવ પહેલાંના કરતાં એટલો બધો શાન્ત થયો છે કે પહેલાં ત્રણ વર્ષમાં હું જેટલો વખત અને જેટલી નીરાંતે સુતો હોઇશ તેના કરતાં વધારે વખત અને વધારે નીરાંતમાં છેલ્લા એક વર્ષમાં સુતો છું." ટીટન લીડ્જના વિષે બોલતાં "ગરીબ રિચર્ડ" કહે છે કે "તે મરી ગયો છે કે જીવે છે એ હું ખાત્રીપૂર્વક કહી શકતો નથી. કારણ કે તેના અંતકાળ વખતે હું હાજર થઇ શક્યો નહતો. કાર્ય કારણના સ્વાભાવિક અને એકસરખા સંબંધમાં શી બીના બનશે એ ગ્રહો પ્રજ્ઞ માણસને બતાવે છે. પણ એ જાણીતું છે કે જે બીનાઓ અમૂક વખતે અવશ્ય બનવા જેવી હોય તે પણ કોઇ સારા અને વાજબી કારણને લીધે ખુદ ઈશ્વરની આજ્ઞાથી બંધ રહે છે. ગ્રહોથી આ ખાસ આજ્ઞાઓનું ભવિષ્ય કદી કહી શકાય નહીં તોપણ પાકે પાયે એવો સંભવ છે કે (મારાથી દિલગીર થયા વગર કહેવાતું નથી,) મારો વહાલો મિત્ર મરીજ ગયો હોવો જોઇએ; કારણ કે એના નામથી ૧૭૩૪ ની સાલનું જે પંચાંગ બહાર પડ્યું છે તેમાં મને નીચ અને નાલાયક ગાળો દીધી છે; મને જુઠું ભવિષ્ય કહેનાર, અજ્ઞાન, છકી ગયેલો, નજીવાં લખાણ લખનાર, બેવકુફ અને જુઠો કહેલો છે. ટિટન લીડ્જ એવો સારો માણસ હતો કે કોઇની સાથે આવી નિર્લજ અને જંગલી રીતે વર્તે નહીં; વળી મારાપર એ ખુબ પ્યાર અને મમતા રાખતો, તે પરથી એવી ધાસ્તી રહે છે કે મી. લીડ્જના નામની પ્રતિષ્ઠાથી બે ત્રણ વર્ષ પંચાંગ વેચી ખાવાની આશા રાખનાર કોઈ અજાણ્યા માણસની કૃતિ એ ચોપાવિયું હશે." ત્યાર પછીના વર્ષમાં

ટિટન લીડર્ને એથી પણ વધારે બનાવ્યો છે—"મૈયત ટિટન લીડર્ તરફથી મને બહુ ગાળો મળી છે; (ટિટન લીડર્ જીવતો હોત તો મારા તરફ એ પ્રમાણે વર્તત નહીં.) હું કહું છું કે ટિટન લીડર્ના ભુત તરફથી મને બહુ ગાળો મળી છે. મેં કરેલા ભવિષ્યને ખોટું પાડવા હજુ સુધી તે જીવતો હોય એવો ઢોંગ કરી, તેનુ ભુત પંચાંગ બહાર પાડે છે. આ બધું હું ધીરજ રાખી સહન કરૂં છું તોપણ તેથી મને ખોટું લાગે છે. તે ગમે એવો ઢોંગ કરે તોપણ આ વાત તો કંઇ શક વગર ખરી છે કે તેનું મરણ ખરેખર કયારનુંએ થઇ ગયું છે. તેનાં કારણો,—પહેલું તો, ડાહ્યા માણસો સિવાય બીજા કોઇનું ગૃહ ઉપરથી વર્તેલું ભવિષ્ય ભાગ્યેજ ખોટૂં પડે છે. મેં કહ્યું તે વખતે એનુ મરણ થવું જોઇએ એમ ગ્રહોએ ભવિષ્ય ભાખ્યું હતું; બીજું કારણ એ કે, જે જ્યોતિષ્શાસ્ત્ર જાણતા હોવાનું તે અને તેનો બાપ ડોળ રાખતા તે જ્યોતિષ્શાસ્ત્રનું માન કાયમ રહેવાને ભવિષ્ય વર્તેલે વખતે તેણે મરણ પામવું જોઇએ; ત્રીજું કારણ એ કે, (૧૭૩૪ અને ૧૭૩૫ ની સાલનાં) એણે લખેલાં છેલ્લાં બે પંચાંગ જે કોઇ વાંચે છે તેને સ્પષ્ટ રીતે માલમ પડે છે કે જે છટા એનાં લખાણોમાં આગળ માલમ પડતી હતી તે એમાં જણાતી નથી; એનાં મજાહભરેલાં લખાણ રસ વિનાનાં અને હલકાં છે; ઇશારા, દમ વગરના અને નીરસ છે; છેલ્લા પંચાંગમાં દર માસની શરૂઆતમાં હુડિબ્રાસમાંથી જ્યોતિષ્ વિરૂદ્ધ કવિતાના ફકરાં હાંકયા છે તે શિવાય બીજું કંઇ મસ્કરીવાળું નથી. મુએલા જોશી શિવાય બીજો કોઇ જોશી આ ફકરા મૂકે નહીં, અને બીજું કચરા જેવું લખાણ છે તે કોઇ જીવતો માણસ લખે નહીં.

"ગરીબ રિચર્ડ"ના જે અંક હાલ મળી શકે એવા છે તેમાંથી વાનગી તરીકે ચૂંટી કાઢેલી કેટલીક કહેવતો અને નીતિ વચનો નીચે આપ્યાં છે. અંગ્રેજીના જેવી કહેવતો ગુજરાતીમાં જેને માટે મળી આવી છે તેને બદલે ગુજરાતી કહેવતો આપી છે. જ્યાં ગુજરાતી કહેવતો મળી આવી નથી ત્યાં અંગ્રેજીનું માત્ર ભાષાન્તર આપ્યું છે.

"ખવાડીએ સોનાનો કોળીઓ, પણ વાંક પડે તો મારીએ."

"સોનાની કસોટી અગ્નિ, સ્ત્રીની કસોટી સોનું અને પુરૂષની કસોટી સ્ત્રી."

"રોગ ને શત્રુને ઊગતા ડામવા."

"સાચું તે સાચુંજ અને ખોટું તે ખોટુંજ."

"પીવો પાણી, રાખો પૈસા તાણી અને ચુંકને કાઢો મારી."

"જરૂરનો સોદો, ને લાગે ગોદો."

"બે જાય મરી તો ત્રણે રહે વાત છાની."

"દુખ ને અંતે સુખ."

"વાડ રાખે વેલાને અને વેલો રાખે વાડને."

"તક રાંડ ટપ જાય."

"બડી બડી બાતાં, ને માલ કંઈ નહીં."

"હરખલી હસે તે દાંત દેખાડવા."

"ઘરડો જુવાન થવા જાય પણ ઘરડોજ દેખાય."

"હળ ખેડુ ગમાર નહીં પણ ગમારપણું કરે તે ગમાર."

"પહેલે દહાડે પરોણો ને બીજે દહાડે પઇ, ત્રીજે દહાડે રહે તેની અક્કલ ગઇ."

"જાગેગા સો પાવેગા, સોવેગા સો ખોવેગા."

"ભોગવે તેનું ધન."

"ચાકર રાખવો તો નિમકહલાલ, લઠ, અને સાદો રાખવો."

"ધીરજનાં ફળ મીઠાં."

"પગ તળે બળે, ને લંકા ઓલવવા જાય."

"ખેડુત તેવી ખેતી અને ધણી તેવી બૈરી."

"સારૂ કરવું ઇશ્વર હાથ. ને પૈસા લઇ જાય વૈદરાજ."

"ગુરૂ કહે તે કરીએ, ગુરૂ કરે તે ન કરીએ."

"દુનિયામાં અવતરી શું ભલું કરવું એ સૌથી મોટો પ્રશ્ન છે."

"બુઢી બૈયર, ઘરડો કુતરો અને નગદ નાણું એ ત્રણ નિમકહલાલ મિત્ર છે."

"તેં તારી જાતને કેટલીવાર છેતર્યો છે?"

"મજા ટાળો મજા ભાળો."

"તારામાં સદ્‌ગુણ છે! સદ્‌ગુણની ખુબી અને લાવણ્યતા પણ મેળવજે."

"એક રામ ચઢતા ગયું, રાવણ કેરૂં રાજ; સોળ રામ શિરપર ચઢે ફહો રહે કેમ લાજ.?"

લગ્ન કરતા પહેલાં આંખો પૂરેપૂરી ઉઘાડી રાખજે; પછી અરધી બંધ રાખજે. ”

“ જેમ વગર કારણે બોલેલા બોલ માટે આપણે જવાબ દેવો પડશે તેમ વગર કારણે કરેલા મૌનને માટે પણ દેવો પડશે. ”

“ બીજાઓના સદ્ગુણ શોધી કાઢ, ને તારા દુર્ગુણ શોધી કાઢ. ”

“ તારા ઘરને તું શોભાવ, તારા ઘરથી તું શોભતો નહીં. ”

“ તારા છોકરાને પ્રથમ તને તાબે રહેતાં શીખવ અને પછી ગમે તે શીખવ. ”

“ તારી બેદિલી ગુપ્ત રાખવે. ”

“ ઉદ્યોગી થવાને મરજી શી જોવી ? ”

“ બીજાનાં દુઃખ સાંભળવાને સૌ કોઇને જોઇએ એટલી હિમ્મત હોય છે ”

“ જેમ આળસુ શરીર હોય છે તેમ આળસુ મન પણ હોય છે. ”

“ જેનામાં પ્રમાણિક થવા જેટલી આવડ નથી એવા બેવકુફો દગો અને લુચ્ચાઇ કરે છે. ”

“ તું જે ખોટું સમજે છે તે કરવાને, કોઇ મોજથી ફસાતો નહીં, નફાથી લલચાતો નહીં, લોભથી બગડતો નહીં, દાખલાથી દોરાતો નહીં, અને શીખામણ સાંભળતો નહીં, એટલે તું હમેશ આનંદમાં દહાડા કાઢી શકોશ કારણ કે ચોખ્ખું અંતઃકરણ એ હમેશનો આનંદ છે. ”

ઉપરના જેવી બીજી ઘણી ડહાપણભરેલી અને અનુભવસિદ્ધ કહેવતો અને વચન, “ગરીબ રિચર્ડ”માં આપેલાં છે. એમાંની કેટલીક લાર્ડ બેકનનાં લખાણોમાંથી, કેટલી રોસેફોકોલ્ડમાંથી અને કેટલીક બીજા પ્રસિદ્ધ લખનારાઓનાં પુસ્તકોમાંથી કાઢેલી છે; પણ ઘણીમાં ફ્રાંકિલને પોતાના વિચાર પ્રમાણે ફેરફાર કરેલો છે.

“ગરીબ રિચર્ડ”માં કેટલીક બોધની વાતો કવિતામાં લખેલી છે પણ એ કવિતા જોડકણાં જોડુના જેવી ઘણા હલકા પ્રકારની છે.

“ગરીબ રિચર્ડ”ના પહેલા અંકના બહોળા વેચાણથી એટલો નફો થયો કે ખર્ચ ખુટણ અને દેવું આપતાં ફ્રાંકિલન પાસે કેટલીક શિલક રહી. આ શિલક તેણે ઘણી ડહાપણભરેલી રીતે રોકી. પોતાના એક કારીગરને તેણે ગાર્લસ્ટન મોકલ્યો અને ત્યાં છાપખાનું નહીં હોવાથી તેની પાસે નફામાંથો ⅓ લેવાનો ઠરાવી, છાપખાનું અને બીબાં તેને લઇ આપી

છાપખાનું કઢાવ્યું. આ યોજના ફતેહમંદ નિવડવાથી બીજા કેટલાક સારા કારીગરો પાસે તેણે એજ શરતે જૂદાં જૂદાં શહેરમાં છાપખાના કઢાવ્યાં. ફ્રાંક્લિન લખે છે કે ' એ લોકોમાંના ઘણાને ઠીક ફતેહ મળી; છ વર્ષની મુદ્દત પૂરી થતાં મારી પાસેથી તેમણે બીબાં વગેરે ખરીદ કરી લીધાં અને પોતાને જોખમે કામ કરવા લાગ્યા. આ પ્રમાણે કેટલાંએક કુટુંબ ઉભાં થયાં. પંત્યાળા રોજગારનો અંત ઘણીવાર કજીઆમાં આવે છે; પણ સારા ભાગ્યે, મારાં પંત્યાળાં ઠીક ચાલ્યાં અને સલાહશાંતિમાં પૂરાં થયાં. આનું મુખ્ય કારણ એ હતું કે દરેક ભાગીદારે જે કરવાનું હતું તે ઠરાવ-પત્રમાં ચોખ્ખા શબ્દોમાં નક્કી કરવાની હું સાવચેતી રાખતો આ પ્રમાણે-થવાથી કજીઓ થવાનું કંઇ કારણ રહેતું નહીં. પંત્યાળુ કરનાર સર્વે જણને આ સાવચેતી રાખવાને હું ભલામણ કરૂં છું.'

"ગરીબ રિચર્ડ"માં નફો મળવાથી દસ વર્ષ દેશવટો ભોગવ્યા પછી ૧૭૩૩ ની સાલમાં ફ્રાંક્લિન પોતાની જન્મભૂમિ બોસ્ટન શહેરમાં જઇ શક્યો. લઢાઇ, મંદવાડ કે બીજાં કંઇ કારણથી હરકત ન આવતી તો દર વર્ષે તે બોસ્ટન જઈ આવતો. આ પ્રમાણે મરતાં સુધી તેણે કર્યું. બોસ્ટનથી પાછા આવતાં રસ્તામાં ન્યુપોર્ટમાં તે પોતાના ભાઈ જેમ્સને મળવા ઉતર્યો હતો. બન્ને જણ જૂના કજીઆ વિસરી ગયા અને કેટલોક વખત મમતાથી ભેગા રહ્યા. જેમ્સ વૃદ્ધ થયો હતો; એને એક દશ વર્ષનો છોકરો હતો; જો એ છોકરો બચપણમાં બાપ વગરનો થાય તો તેને પોતાને ઘેર લઈ જઈ છાપખાના સંબંધી કામ શીખવવાને જેમ્સે પોતાના ભાઇને ભાળવણી કરી. ફ્રાંક્લિને તે પ્રમાણે કરવાને કબુલ કર્યું, અને પોતાનું બોલ્યું પાળ્યું. ભાઇના મરણ પછી એ છોકરાને તેણે નિશાળે બેસાડયો, ધંધો શીખવ્યો અને તેની મા ન્યુપોર્ટમાં જેમ્સનું છાપખાનું ચલાવતી હતી ત્યાં નવાં બીબાં સાથે મોકલ્યો. ફ્રાંક્લિન લખે છે કે "આ પ્રમાણે મારા ભાઇને મેં બદલો વાળી આપ્યો."

ફિલાડેલ્ફીયા પાછા આવ્યા પછી વધારે ઉદ્યોગથી પોતાનું કામ તેણે કરવા માંડયુ ઇંગ્લાંડથી તે પુસ્તકો મંગાવતો, ને કોઈ કોઈ વાર પોતે પણ પ્રસિદ્ધ કરતો. એ સમયમાં ધર્મસંબંધી પુસ્તકો ઘણાં છપાતાં. એવું ધારવામાં આવે છે કે $\frac{9}{10}$ પુસ્તકો ધર્મ સબંધી હશે. ફ્રાંક્લિને છાપેલાં પુસ્તકો ધર્મ સંબંધી હતાં. ધર્મ ગુરૂઓને માનીતો છાપનાર ફ્રાંક્લિન થઇ પડયો હતો. પોતાનું કામ એના શિવાય બીજાને તેઓ આપતા નહીં.

૧૭૪૧ માં ફ્રાકિલને એક માસિક ચોપાનિયું કાઢયું; એણે હાથમાં લીધેલાં કામપૈકી કોઇકજ નિષ્ફળ નિવડતું. આ ચોપાનિયું તેવા પ્રકારનું નિવડયુ. છ અંક નિકળ્યા પછી તે બંધ કરવું પડયું. કિકેરોના 'ઘડપણ વિષે નિબંધ'નું ફ્રાંકિલનના મિત્ર અને આશ્રયદાતા મી. જેમ્સ લોગને કરેલું ભાષાંતર ૧૭૪૪ માં ફ્રાંકિલને છાપી પ્રસિદ્ધ કર્યું હતું. આ પુસ્તક ત્રણ વખત ઇંગ્લાંડમાં છપાયું અને ઘણું વખણાયું. એજ વર્ષમાં ગયા શૈકાની પ્રખ્યાત નવલ કથા "પેમેલા" અથવા "સદ્‌ગુણનો બદલો મળ્યો" તેણે છાપી અને છ શિલિંગ કિમ્મતે પ્રસિદ્ધ કરી બોલિંગબ્રોકનું બનાવેલું "આઇડિયા ઓફ એ પેટ્રીઍાટ કિંગ'નું પુસ્તક તે વખતે ઘણું લોકપ્રિય હોવાથી તે પણ ફ્રાંકિલને ફરીથી છાપી પ્રસિદ્ધ કર્યું. ફ્રાંકિલને છપાવેલાં પુસ્તકોનો મોટો ભાગ ધર્મ સંબંધી મત, પ્રાર્થના, વ્યાખ્યાન અને એવાં બીજાં નાનાં ચોપાનિયાં હતાં.

કેટલાક વખત પછી તેણે એક જર્મન છાપખાનું કાઢયું. તે વખતનાં ઘણાં પુસ્તકો અને ચોપાનીયાં જર્મન અને અંગ્રેજી બન્ને ભાષામાં પ્રસિદ્ધ થતાં હતાં. પેન્સિલ્વેનિયામાં તે વખતે આખાં પ્રગણાંને પ્રગણાં એવાં હતાં કે જ્યાં જર્મન શિવાય બીજી ભાષા બોલવામાં આવતી નહીં.

લોકોમાં ફ્રાંકિલનની પ્રતિષ્ટા વધી હતી. એનાપર સૌનો પૂરો ભરોસો હતો એમ આ સમયમાં બનતી કેટલીક નજીવી બાબતોપરથી જણાય છે. એ વારંવાર લોકોના કજીઆમાં પંચ નિમાતો; ઘણા જણ હરેક કામમાં એની સલાહ લેતા; "મિત્ર ફ્રાંકિલન" એક પ્રખ્યાત કવેકર વકીલે એક દિવસ કહ્યું, "તને બધી વાતની ખબર છે. મારા પાછલા વાડામાં મૂકેલા બીઅર દારૂનું મારે શી રીતે રક્ષણ કરવું તે તું મને કહી શકીશ ? મારા પડોશીઓ આવીને એ દારૂ લઈ જાય છે." ફ્રાંકિલને જવાબ દીધો. "બીઅર દારૂની જોડે મદીરા દારૂનું પીપ લાવીને મૂકો એટલે બીયરને તેઓ અડશે નહી." આવા જવાબ આપે તે માણસ ગામડા ગામમાં લોકપ્રિય થાય એમાં કંઈ આશ્ચર્ય નથી.

આ બધું છતાં ૧૭૩૬ માં જ્યારે ફ્રાંકિલનને ધંધામાં પડયો ઘણાં વર્ષ થઇ ગયાં હતાં, અને પેન્સિલ્વેનિયામાં તે પહેલા નંબરનો માણસ છે એમ કેટલાક દાખલાથી તેણે બતાવી આપ્યું હતું ત્યારે કાયદા મંડળીના કારકુન કરતાં વધારે મોટા હુદ્દાની જગોપર નોકરી કરવાને તે લાયક ગણાયો નહીં. એ જગોનો પગાર ઘણો થોડો હતો અને તે ઘણી માન ભરેલી પણ ગણાતી નહીં. એ જગોથી લાભ એ હતો કે સરકારી છાપ-

વાનું કામ એને મળી શકતું હતું. પહેલે વર્ષે તો બધાએ એકમતથી તેને ચૂંટી કાઢી એ જગા આપી હતી પણ બીજે વર્ષ એક વજનદાર સભાસદે તેની ચૂંટણી સામે મત આપી, બીજા ઉમેદવારને માટે ભલામણ કરી હતી. તેમ છતાં આખરે ફ્રાંક્લિનને એ જગા મળી.

ફ્રાંક્લિન લખે છે કે "આ ગૃહસ્થનું મારી સામે થવું મને ગમ્યું નહીં. એ પૈસાદાર અને કેળવાયલો હતો અને એની બુદ્ધિ એવી હતી કે આગળ જતાં મંડળીમાં તે ઘણો વજનદાર થવાની વકી હતી. અને આખરે તેમજ થયું. એની મહેરબાની મેળવવાને મેં કંઈ નીચ ખુશામત કરવાની રીત વાપરી નહોતી પણ એક જૂદીજ રીત વાપરી હતી. એના પુસ્તક સંગ્રહમાં એક કિમ્મતી અને દુર્લભ પુસ્તક છે એમ મારા સાંભળવામાં આવવાથી મે એને એક ચીઠી લખી અને તેમાં એ પુસ્તક વાંચવાની મારી ઇચ્છા દેખાડી, તે મને થોડા દહાડા વાંચવા આપવાની વિનંતિ કરી. એણે તુર્તજ પુસ્તક મોકલ્યું. એક અઠવાડિયામાં પુસ્તક મેં પાછું મોકલ્યું અને તેની સાથે મારાપર એણે કરેલી મહેરબાનીનો આભાર માનવા એક ચીઠી મોકલી. જ્યારે અમે ફરીથી કાયદામંડળીમાં ભેગા થયા ત્યારે એ મારી સાથે બોલ્યો (પહેલાં કદી બોલતો નહીં હતો) અને તે પણ ઘણા આદરભાવથી. આ પછી મારૂં ગમે તે કામ હોય તે કરવાને એ તત્પરતા બતાવતો. અમે ગાઢા મિત્ર થયા અને અમારી મિત્રાચારી મરણ પર્યંત કાયમ રહી. 'જે માણસપર તમે ઉપકાર કર્યો હશે તેના કરતાં જેણે એક વખત તમારા ઉપર ઉપકાર કર્યો હશે તે માણસ બીજી વખત ઉપકાર કરવાને વધારે તત્પર રહેશે,' એવું અસલથી મારા જાણવામાં છે તેના ખરાપણાનો આ બીજો દાખલો છે. વિરૂદ્ધતા જારી રાખી વેર લેવાનો વિચાર કરવા કરતાં ડહાપણ વાપરી તે દૂર કરવી એ કેવું ફાયદા ભરેલું છે તે પણ આ પરથી જણાય છે."

કાયદામંડળીના કારકુનની જગો ફ્રાંક્લિનને ૧૪ કરતાં વધારે વર્ષ સુધી મળી. એ જગો મળ્યા પછી બીજે વર્ષે ફિલાડેલ્ફિયાના પોસ્ટ માસ્તરની જગો ઉપર એ નિમાયો હતો. ગેઝીટ વહેંચવામાં અને ખબર મેળવવામાં આ જગો એને ઘણી ઉપયોગી થઈ પડી. આ બે જગાઓથી ફ્રાંક્લિન બીજા છાપખાનાંવાળા ઉપર ઘણો ફાવ્યો. હવેથી પોતાની થએલી આબાદી સાચવી રાખવી અને જે કમાઇ થાય તેની સારી વ્યવસ્થા કરવી એ શિવાય બીજી ફિકર ચિન્તા ફ્રાંક્લિનને રાખવાની રહી નહોતી.

આ ઉદ્યોગનાં વર્ષોમાં ફ્રાંકલિનનો ઘરસંબંધી હેવાલ કેવો હતો તેનો વિચાર હવે પછીના પ્રકરણમાં કરવો યોગ્ય થશે.

---

## પ્રકરણ ૧૧ મું.

### જાત કેળવણી.

૧૭૩૩ થી ૧૭૪૪.

પુસ્તકાલયમાં વાંચેલાં પુસ્તક—ઇતિહાસનાં પુસ્તક વાચવાથી ઉપજેલા વિચાર—ધર્મમાર્ગીનું મંડળ—સિદ્ધાંતો—નીતિનિપુણ થવાની યોજના—તેર સદ્‌ગુણ—નોટબુકનો નમુનો—ફ્રાંકલિન સદ્‌ગુણનું પત્રક શી રીતે ભરતો હતો?—નમ્રતા અને વ્યવસ્થા—દરરોજ કરવાના કામની યોજના—વ્યવસ્થા રાખવાથી ફ્રાંકલિનને થએલો ફાયદો—સદ્‌ગુણી થવાની કળા—અભ્યાસનો વખત—ભાષાઓનો અભ્યાસ—સેતરંજની હારજીતમાં ઇટાલિયન ભાષા શીખવાની યોજના પ્રાચીન ભાષાઓ શીખવાની સહેલી રીત—ગાયનનો અભ્યાસ—ઉવાઇટફિલ્ડ સાથે મિત્રતા—ઉવાઇટફિલ્ડનું ભાષણ—એ ભાષણ ૩૦૦૦ માણસ સાંભળી શકે છે એમ ફ્રાંકલિને કરેલી ગણત્રી—કુદરતનું અવલોકન—શિક્ષાગુરૂ કામના લખાણમાંથી ઉતારો—પવનચક્કી—વાવંટાળની ગતિ સબંધી શોધ—ધુમાડો થાય નહીં અને લાકડાની બચત થાય એવી સગડીની શોધ—ફ્રાંકલિને ફુરસદને વખતે બનાવેલા જાદુઇ કોઠા.

---

નવિન સ્થાપન થયેલા પુસ્તકાલયમાંનાં પુસ્તક ફ્રાંકલિન ઉદ્યોગથી વાંચતો. તેણે પ્રથમ ઇતિહાસને લગતાં પુસ્તક વાંચ્યાં હોય એમ જણાય છે, કારણ કે ' પુસ્તકાલયમાં ઇતિહાસનાં પુસ્તક વાંચવાથી ઉપજેલા વિચાર" એ નામનો એક નિબંધ તેણે નાની ઉમરમાં લખેલો છે. ઉછરતા સંસ્થાનમાં એક ઉછરતો જુવાન છાપખાનાવાળો લખી શકે એવા આ વિચાર છે. આ વિચારની મતલબ નીચે પ્રમાણે છેઃ—

દુનિયામાં મોટાં મોટાં કાર્ય, જેવાં કે, લઢાઇ, રાજક્રાંત્ય ઉથલપાથલ વગેરે, પક્ષાભિમાનથી થાય છે. દરેક પક્ષનો ઉદ્દેશ પોતાનું તાત્કાલિક ભલું સાધવાનો હોય છે. જૂદા જૂદા પક્ષના જૂદા જૂદા ઉદ્દેશથી ગોટાળો થાય છે. આખા પક્ષનું લક્ષ સામાન્ય ભલા તરફ હોય છે અને પક્ષના

દરેક માણસનું લક્ષ પોતાના કંઇ ખાસ સ્વાર્થ તરફ હોય છે. પક્ષની ધારણા પૂરી થાય છે ત્યારે તે પક્ષનો દરેક માણસ પોતાની ખાનગી ધારણા સાધવા મંડે છે તેમ કરવામાં બીજા તેની સામા થવાથી પક્ષમાં ઉપપક્ષ પડે છે અને વધારે ગોટાળો થાય છે. બહારથી ગમે તે કહે તોપણ અંદરખાનેથી ફક્ત પોતાના દેશના કલ્યાણ સારૂ મહેનત કરનારા ઘણા થોડા હોય છે. મને લાગે છે કે દેશ દેશના સારા અને સદ્‌ગુણી માણસોની નિયમ પૂર્વક એક મંડળી બનાવી, ધર્મ માર્ગનો એકત્ર પક્ષ ઊભો કરવાની હાલ ઘણી જરૂર છે. એ ચલાવવાને સારો અને ડહાપણ ભરેલો કાયદો થઇ શકે; સાધારણ માણસો સાધારણ કાયદાને જેટલી એકતાથી માને છે તેના કરતાં આવા સારા માણસો તેવા કાયદાને વધારે એકતાથી માનશે.

આ અજાયબ જેવું લખાણ ફ્રાંક્લિનના દફતરમાં ઘણાં વર્ષથી પડી રહ્યું હતું. ધર્મમાર્ગીનું મંડળ ઊભું કરવાની પોતાની યોજનાનો બહુ બહુ રીતે તેણે વિચાર કરી જોયો હતો અને જે વિચાર વખતો વખત સૂઝતાં તે કાગળના કકડાપર લખી રાખ્યા હતા. પણ આ કાગળોમાંના ઘણા ખરા ગુમ થયેલા છે. ઊભી કરવા ધારેલી મંડળીના સિદ્ધાંતો જે કાગળના કકડાપર લખી રાખેલા હતા તે કકડો હૈયાત છે. કોઇ ધર્મવાળાને માઠું લાગે નહીં એવા સર્વ ધર્મના સામાન્ય મત લઇને આ સિદ્ધાંતો ઘડી કાઢેલા છે.

૧ ઇશ્વર એક છે અને તે સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર છે.
૨ પ્રજાપાલન દીર્ઘદષ્ટિથી ઇશ્વર પોતાની મરજી પ્રમાણે જગત ચલાવે છે.
૩ આરાધના, પ્રાર્થના અને ઊત્સવથી ઇશ્વિરની ભક્તિ કરવી જોઇએ.
૪ પણ ઇશ્વરને સૌથી વધારે પસંદ ભક્તિ તો એ છે કે મનુષ્યવર્ગનું ભલું કરવું.
૫ આત્મા અમર છે.
૬ આ દુનિયામાં કે બીજી દુનિયામાં ઇશ્વર ખચિત સદ્‌ગુણનો બદલો આપશે અને દુર્ગુણને સજા કરશે.

આ મંડળી શરૂઆતમાં ગુપ્ત રાખવાની હતી અને જેઓ ખરેખર લાયક હોય તેમનેજ તેમાં દાખલ કરવાના હતા. મંડળીનું નામ “સ્વતંત્ર અને નિશ્ચિંતની મંડળી” રાખવાનું હતું. સ્વતંત્ર એટલે દુર્ગુણ અને કરજના

અમલમાંથી મુક્ત. નિશ્ચિંત એટલે મન અને દ્રવ્ય સંબંધી સ્થિતિમાં નિશ્ચિંત. આ યોજના ફ્રાંક્લિને પોતાના એક બે મિત્રોને બતાવી હતી અને તેમણે તે પસંદ કરી હતી પણ તેનો અમલ થયેલો જણાતો નથી. આત્મચરિત્રમાં ફ્રાંક્લિન લખે છે કે "તે વખતે મારે મારા ધંધામાં એટલા ઉદ્યોગથી મહેનત કરવાની જરૂર હતી કે તેનો અમલ કરવા આગળ-પર મેં મુલતવી રાખ્યું હતું. પછીથી મારે માથે ખાનગી અને સરકારી એવી જૂદી જૂદી ફરજો આવી પડી કે મારે તેને વખતોવખત વળી મુલતવી રાખવી પડી. આ પ્રમાણે તેનો અમલ થવો રહી ગયો છે. હવે હું એટલો બુઢો થયો છું કે એવા કામને માટે જોઇએ એટલું કૌવત અને ચાલાકી મારામાં રહી નથી. હજી પણ હું ધારૂં છું કે એ યોજના અમલમાં લાવી શકાય એવી છે અને જો એનો અમલ થયો હોત તો સારા શહેરીઓની સંખ્યા વધારવામાં તે ઘણી ઉપયોગી થઇ પડત."

આ અરસામાં ફ્રાંક્લિને જાત નીતિ નિપુણ થવાનો વિચાર કરી એક બીજી યોજના નક્કી કરી હતી. આત્મ ચરિત્રમાં તે કહે છે કે "કોઇપણ વખત કંઈ પણ કસુર કર્યા વગર રહેવાને અને સોબત, ટેવ, તથા સ્વાભાવિક વળણથી જે કસુર કરવા મન લલચાય તે ન કરવાને મારી ઇચ્છા હતી. ખરૂં અને ખોટું શું છે તે હું જાણતો હતો અથવા જાણુંછું એમ ધારતો હતો તેથી હમેશ ખરૂ કરવામાં અને ખોટાથી દૂર રહેવામાં કંઇ હરકત આવશે એમ મને લાગ્યું નહીં. પણ મને થોડા વખતમાં માલમ પડ્યું કે ધારતો હતો તેના કરતાં વધારે કઠણ કામ મેં માથે લીધું છે. એક પ્રકારની કસુર સામે સાવચેત રહેવામાં મારૂં ધ્યાન રોકાતું ત્યારે હું ઘણીવાર બીજા પ્રકારનીમાં ફસાતો. જરા ગેરકાળજી રહેતી તો પડી ગયેલી ટેવ પ્રમાણે થઈ જતું. મન આગળ સારૂં નરસું સમજવાની અકલનું કંઈ ચાલતું નહીં. આખરે મેં નિશ્ચય કર્યો કે પૂર્ણ રીતે સદાચરણી થવું એ આપણા લાભની વાત છે એવી માત્ર મનમાં થયેલી ખાત્રી ભૂલો કરતાં આપણને અટકાવવાને બસ નથી. હમેશ એકસરખી રીતે સારી ચાલ-ચાલવા લાયક થવાને આપણે સદ્‌ગુણને પ્રતિકૂળ ટેવોને જડમુળથી ઊખેડી નાખવી જોઇએ અને અનુકૂળને સ્થાપન કરવી જોઇએ."

ફ્રાંક્લિને આ ધારણા પૂરી પાડવાને તેર સદ્‌ગુણ નક્કી કર્યા; અને એકી વખતે એક સદ્‌ગુણપર ધ્યાન આપી તેમાં દૃઢ થયા પછી બીજો લેવાને ઠરાવ કર્યો; દરેક સદ્‌ગુણ કયા અર્થમાં વાપરવામાં આવ્યો છે તે બતાવ-

વાને દરેકને લગતી કહેવત અથવા બોધવચન પસંદ કર્યા; એ સદ્દગુણો અને તેમને લગતાં વચનો નીચે પ્રમાણે છેઃ—

**૧. મિતાહાર**—સુસ્ત થઈ જવાય એટલું ખાવું નહીં; માથું ફરી જાય એટલું પીવું નહીં.

**૨. મૌન**—બીજાને અથવા તને ફાયદો કરે તે શિવાયનું બીજું કંઈ બોલવું નહીં; નજીવી વાતચીતથી દુર રહેવું.

**૩. વ્યવસ્થા**—તારી દરેક ચીજને તેની યોગ્ય જગ્યાએ રાખવી; તારૂં દરેક કામ યોગ્ય વખતે કરવું.

**૪. નિશ્ચય**—તારે જે કરવું અવસ્ય હોય તે કરવા નિશ્ચય કરવો; જે કરવા નિશ્ચય કર્યો હોય તે અચૂક કરવું.

**૫. કરકસર**—બીજાઓનું અથવા તારૂં ભલું કરવાને ખર્ચ કરવું; એ શિવાય ખર્ચ કરવું નહીં એટલે કંઈ ઉડાવી દેવું નહીં.

**૬. ઉદ્યોગ**—વખત ગુમાવવો નહીં; કોઈ પણ ઉપયોગી કામ કરવામાં રોકાયલા રહેવું; નકામાં કાર્ય કરવાનું છોડી દેવું.

**૭. શુદ્ધભાવ**—બીજાનું નુકશાન થાય એવો દગો વાપરવો નહીં; નિર્દોષ અને ન્યાયી રીતે વિચાર કરવો; બોલ પણ તેવાજ બોલવા.

**૮. ન્યાય**—બીજાઓને જે ફાયદા કરવાની તારી ફરજ છે તે કરવાનું ભૂલીને અથવા જે ઇજા નહીં કરવા તારી ફરજ છે તે કરીને, કોઇને દુઃખ દેવું નહીં.

**૯. ક્ષમા**—હદ પાર જવું નહીં; તારૂ કોઇએ નુકશાન કર્યું હોય તો તારા મનને વાજબી લાગે એટલું બધું વેર લેવું નહીં.

**૧૦. સ્વચ્છતા**—શરીર, કપડાં અથવા ઘરમાં અસ્વચ્છતા રહેવા દેવી નહીં.

**૧૧. શાન્તિ**—નજીવી બાબતોમાં અથવા સાધારણ કે અનિવાર્ય અકસ્માતથી ખોટું લગાડવું નહીં.

**૧૨. શુદ્ધતા**—... ... ... ... ... ... ... ... ...

**૧૩. નમ્રતા**—ઇસુખ્રિસ્ત અને સોક્રેટિસનું અનુકરણ કરવું.

ફ્રાંકલિને એક નોટબુકમાં દરેક સદ્દગુણને માટે આખું પાન રાખી કાળી અને રાતી સહીથી તે તેવી રીતે આંકી કાઢી હતી કે દરરોજની કસુરોની તેમાં સહેલાઇથી નોંધ રહી શકે.

## પાનનો નમુનો.

### મિતાહાર.

સુસ્ત થઈ જવાય એટલું ખાવું નહીં; માથું ફરી જાય એટલું પીવું નહીં.

| | રવિ. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|---|
| મિતાહાર. | | | | | | | |
| મૌન. | * | * | | * | | * | |
| વ્યવસ્થા. | * | * | | | * | * | |
| નિશ્ચય. | | * | | | | * | |
| કરકસર. | | * | | | | * | |
| ઉદ્યોગ. | | | * | | | | |
| શુદ્ધભાવ. | | | | | | | |
| ન્યાય. | | | | | | | |
| ક્ષમા. | | | | | | | |
| સ્વચ્છતા. | | | | | | | |
| શાન્તિ. | | | | | | | |
| શુદ્ધતા. | | | | | | | |
| નમ્રતા. | | | | | | | |

આ પ્રમાણે અનુક્રમવાર બીજા સદ્‌ગુણને માટે પણ પાનાં તૈયાર કરી રાખ્યાં હતાં. એક આખું અઠવાડિયું એક સદ્‌ગુણની પાછળ તે ખાસ ધ્યાન આપતો. બીજે અઠવાડિયે બીજા સદ્‌ગુણની પાછળ ખાસ ધ્યાન આપતો. અને એ પ્રમાણે અનુક્રમવાર બધા સદ્‌ગુણ પૂરા કરતો. એના સદ્‌ગુણની સંખ્યા તેર હોવાથી આખા વર્ષમાં ચાર વખત દરેક સદ્‌ગુણની વારી આવતી. દરરોજ આખા દિવસનાં કામ યાદ લાવીને રાત્રે તે સદ્‌ગુણનું પત્રક પૂરતો અને જો કોઇ સદ્‌ગુણમાં કસુર થઇ હોય તો તે દેખાડવા કાળાં ટપકાંની નીશાની કરતો. ખેતર નીદવું હોય તો, આડા-અવળી ખરસલું ઉપાડવાથી કંઇ ફાયદો થાય નહીં; પણ જો એક ક્યારો લઈ તે પૂરો કરી બીજો લેવામાં આવે તો બરાબર સાફ થાય. એજ પ્રમાણે ફ્રાંક્લિનનું ધારવું એવું હતું કે બધા સદ્‌ગુણ સાથે મેળવી શકાય નહીં. પણ એકને પકડી તે દરરોજની ટેવ જેવો થઇ ગયા પછી બીજો લેવામાં આવે તો બધા સદ્‌ગુણ એક પછી એક સારી રીતે મેળવી શકાય. આ પ્રમાણે પહેલા અઠવાડિયામાં મિતાહારમાં કંઇ પણ કસુર નહીં કરવાને ખાસ સાવચેતી રાખવામાં આવતી; એ શિવાયના બીજા સદ્‌ગુણમાં કંઇ કસુર થતી તો તેનું ટપકું કરી નોંધ રાખવામાં આવતી. પણ બીજા સદ્‌ગુણ તરફ મિતાહારની પેઠે ખાસ ધ્યાન અપાતું નહીં. પહેલા અઠવા-ડિયામાં મિતાહારના ખાનામાં કસરનું ટપકું પડે નહીં એટલે તે સદ્‌ગુણ દૃઢ થયો અને તેને પ્રતિકુલ ટેવો નરમ થઇ એમ ગણી બીજે અઠવાડિયે બીજા નંબરના સદ્‌ગુણ તરફ ખાસ ધ્યાન આપવામાં આવતું, અને પહેલા બે સદ્‌ગુણના ખાનામાં કસુરનાં ટપકાં ન પડે એવી કાળજી લેવામાં આવતી. આ પ્રમાણે દર અઠવાડિયે નંબરના અનુક્રમવાર અમુક સદ્‌ગુણ તરફ ખાસ ધ્યાન આપી, બધા સદ્‌ગુણમાં દૃઢ થવાને ફ્રાંક્લિને યોજના કરી હતી.

આ યોજના પ્રમાણે ફ્રાંક્લિન કેટલાંએક વર્ષ સુધી ચાલ્યો. શરૂ-આતમાં તેનું ફળ સંતોષકારક જણાયું નહીં. પણ આખરે તેને તેથી ફાયદો થયા વગર રહ્યો નહીં. તે લખે છે કે "હું ધારતો હતો તેના કરતાં મારામાં વધારે કસુરો જોઇને હું વિસ્મિત થયો; પણ ધીમે ધીમે તે ઓછી થતી જોઇ મને સંતોષ થયો" તેરે સદ્‌ગુણ એક વખત પૂરા થયા પછી ફરીથી શરૂઆત કરતા પહેલાં નોટબુક ફરીથી આંકવી જોઇએ; પણ તેમ કરવાની માથાકુટ કરવી પડે નહીં માટે કસુરનાં ટપકાં

કાઢી નાખીને જૂનાં પાનાંથીજ તે ચલાવતો; આ પ્રમાણે કેટલીક વાર થયા પછી ખાનામાં કાણાં કાણાં થઇ ગયાં હતાં અને નોટબુક બદલવા જેવી થઇ ગઇ હતી. એક નોટબુક હમેશ ચાલે એવી કરવાને હાથી-દાંતનાં પાનવાળી એક સ્મરણબુકમાં લાલ શાહીથી ખાનાં આંકી તેર સદ્‌ગુણ તથા તેને લગતાં વચનો તેણે લખી કાઢ્યાં. કસુરોનાં ટપકાં તે સીસાપેનથી કરતો અને જરૂર પડે ત્યારે સહેલાઇથી ભુશી નાખતો. ટપકાં શિવાયનું બીજું બધું હમેશને માટે કાયમ રહેતું. પ્રથમ તો તે યોજના પ્રમાણે નિયમિત રીતે સાત સાત દિવસ દરેક સદ્‌ગુણને વારાફરતી લઇ કેળવતો, થોડા વખત પછી દરેક સદ્‌ગુણની વરસમાં એક વાર વારી આવે એવી રીતે તે જોતો; પછીથી કેટલાંક વર્ષે એક વાર જોતો; અને આખરે પરદેશમાં મુસાફરીમાં અને કામમાં રોકાયો ત્યારે બીલકુલ જોવાનું મૂકી દીધું હતું. તો પણ આ નોટબુક હમેશ તે પોતાની પાસે રાખતો.

આત્મચરિત્રમાં ફ્રાંક્લિન લખે છે કે આમ કર્યાં છતાં પણ બે સદ્‌ગુણ હું કદી મેળવી શક્યો નહીં; વ્યવસ્થા અને નમ્રતા; નમ્રતાનો ઉપરનો દેખાવ હું કરી શકતો પણ ખરેખરી નમ્રતા હું મેળવી શક્યો નહીં. માણસના મનમાં અભિમાન એવું સજ્જડ ચોટેલું છે કે ખરેખરો નમ્રતા-વાળો કોઇ થઇ શકે નહીં; કારણ કે નમ્રતાવાળો થાય તો પછી પોતાની નમ્રતાનું અભિમાન રાખે; અને એવું અભિમાન રાખે એટલે ખરેખરી નમ્રતાવાળો કહેવાય નહીં. વ્યવસ્થા રાખવાનો સદ્‌ગુણ કેળવવાને કયે વખતે કયું કામ કરવું જોઇએ એ ઠરાવી રાખી તે પ્રમાણે ચાલવું જોઇએ. દરરોજ ચોવીસ કલાક શી રીતે કાઢવા એ બાબત ફ્રાંક્લિને નીચે પ્રમાણે યોજના કરી હતી અને બનતા સુધી તે પ્રમાણે તે ચાલતો હતોઃ—

## યોજના.

| સવાર. | કલાક. | |
|---|---|---|
| પ્રશ્ન—**આજ હું શું સત્કૃત્ય કરીશ ?** | ૫<br>૬<br>૭ | ઉઠવું, નહાવું અને પ્રાર્થના કરવી;- આજનું કામ નક્કી કરવું, અને આજના સદ્‌ગુણનો વિચાર કરવો; અભ્યાસ કરવો; હાજરી કરવી. |

| | | |
|---|---|---|
| | ૮ ૯ ૧૦ ૧૧ | કામ કરવું. |
| બપોર. | ૧૨ ૧ | વાંચવું અથવા હિસાબ તપાસવો. અને જમવું. |
| બપોર પછી. | ૨ ૩ ૪ ૫ | કામ કરવું. |
| સાંજ<br>પ્રશ્ન—**મેં આજ શું સત્કૃત્ય કર્યું છે ?** | ૬ ૭ ૮ ૯ | બધી વસ્તુઓ પોતપોતાને ઠેકાણે મુકવી; વાળું કરવું; ગાયન, ગમત કે વાતચીત; આખા દિવસનાં કામના ગુણ દોષનું મન સાથે વિવેચન કરવું. |
| રાત્રિ. | ૧૦ ૧૧ ૧૨ ૧ ૨ ૩ ૪ | ઊંઘ. |

આ યોજનાનો અમલ ફ્રાંક્લિન બીન હરકતે કરી શકતો હતો. એ યોજના દરેક માણસને અનુકૂળ આવે એવી છે એમ કહેવાય નહીં. ફ્રાંક્લિનના વખતમાં ફ્રાંક્લિનના જેવી સ્થિતિવાળા માણસને તે અનુકૂળ આવી હતી. પોતાની સ્થિતિને લાયક થાય એવી રીતે તેમાં ફેરફાર કરી બીજાઓ એ યોજનાનો લાભ લે તો બેશક તેથી તેમને ફાયદો થયા વગર રહે નહીં. ફ્રાંક્લિનને પોતાને થયેલો ફાયદો, ૭૯ વર્ષની ઉમરે તે આ પ્રમાણે જણાવે છે:—

"આ હેવાલ ૭૯ વર્ષની ઉમરે લખેલો છે. આટલી ઉમર સુધી, ઇશ્વરકૃપાથી આ યોજનાને લીધે મેં હમેશ સુખ ભોગવેલું છે એ વાત મારા વંશજોને જણાવવી યોગ્ય લાગે છે; હવે બાકી રહેલા મારા આયુ-ષ્યમાં શી આફતો આવશે એ ઇશ્વર જાણે. જો કદાચ આફતો આવી પડશે તો મેં અત્યાર સુધી ભોગવેલાં સુખના ચિન્તનથી હું તે ઇશ્વર ઇચ્છાને આધિન થઇ સહન કરી શકીશ. મારી લાંબો વખત ચાલેલી

તન્દુરસ્તી અને હજુ સુધી કાયમ રહેલો મજબુત બાંધો, મિતાહારને લીધે છે; હું ન્હાની ઉમરમાં પૈસો ભેગો કરી સુખી સ્થિતિવાળો થયો, લોકોને ઉપયોગી થઇ શકું-એવું જ્ઞાન મેળવી શક્યો, અને વિદ્વાનોમાં કંઇ કીર્તિ મેળવી શક્યો એ મારી કરકસર અને ઉદ્યોગને ટેવને લીધે છે; મારા દેશીભાઇઓનો મારા પ્રત્યેનો વિશ્વાસ તથા મને મળેલા માનવંતા હુદ્દાઓ, મારા શુદ્ધ ભાવ અને ન્યાયને લીધે છે. મારો સ્વભાવ શાન્ત અને હસમુખો છે. મારી સોબતમાં રહેવાને હજી પણ ઘણા જણ ચાહે છે અને ન્હાનાં છોકરાંને પણ હું પસંદ પડું છું તેનું કારણ આ બધા સદ્‌ગુણ જે હું ઘણી અપૂરતી રીતે સંપાદન કરી શક્યો છું તેની એકત્ર અસર છે."

"સદ્‌ગુણી થવાની કળા" એ નામનું એક પુસ્તક લખવાનો ફ્રાંક્લિનનો ઘણા વખતથી વિચાર હતો. પણ તે લખવાનો અવકાશ તેને મળ્યો નહીં. એ પુસ્તકમાં એવું સાબીત કરવા તે ધારતો હતો કે દુરાચારી કામ કરવાની શાસ્ત્રમાં મના કરી છે એટલા પરથીજ એવાં કામ નુકશાન કર્તા છે એમ સમજવાનું નથી, પણ એ નુકશાન કર્તા છે માટેજ તે કરવાની મના કરી છે; માટે આ દુનિયામાં સુખી થવા ઇચ્છનાર દરેક મનુષ્યે સદાચારી થવું એ તેના લાભની વાત છે.

દરરોજ સવારે દોઢ કલાક એ પ્રમાણે અઠવાડિયામાં બાર કલાક ફ્રાંક્લિન વાંચવામાં કાઢતો હતો. અઠવાડિયામાં નિયમિત રીતે બાર કલાક વાંચનાર ફક્ત પુસ્તકો વાંચવામાં સંતોષ પામી લાંબો વખત બેસી રહે નહીં. ૧૭૩૩ માં ફ્રાંક્લિને ભાષાઓનો અભ્યાસ કરવા માંડ્યો અને થોડા વખતમાં ફ્રેંચ, ઇટાલિયન અને સ્પેનિસ ભાષા વાંચતાં શીખી ગયો. સેતરંજની રમત રમવાનો તેના શોખથી, ઇટાલિયન ભાષાના અભ્યાસનો તે ઘણો વધારો કરી શક્યો હતો. એનો એક મિત્ર એની સાથે ઇટાલિયનનો અભ્યાસ કરતો હતો પણ તે સેતરંજ રમવામાં ફ્રાંક્લિનને લલચાવીને તેના અભ્યાસનો ઘણો વખત લઇ લેતો હતો. કેટલોએક વખત ગુમાવ્યા પછી ફ્રાંક્લિને એવી દરખાસ્ત કરી કે જે જીતે તે હારનાર પાસે સજા દાખલ ઇટાલિયન ભાષાના તરજુમાનો પાઠ લખાવે અને બીજી વાર મળતા પહેલાં તે લખી લાવે એવી સરત કરો તો હું રમું, નહીં તો નથી રમતું. આ દરખાસ્ત પેલા મિત્રે કબુલ કરી, રમવામાં બન્ને સરખા હુંશિયાર હતા તેથી હાર જીત કરી બન્ને ઇટાલિયન ભાષા શીખી ગયા.

ફ્રેન્ચ, ઇટાલિયન અને સ્પેનિશ ભાષાઓમાં વ્યાવહારિક જ્ઞાન મેળવ્યા પછી, એક અકસ્માતથી લાટીન ભાષાનો અભ્યાસ કરવાનું તેને મન થયું. લાટીન ભાષા શીખવવામાં ફ્રાંકલિનને થએલો અનુભવ, ભાષાઓ શીખવનાર તથા શીખનાર દરેક જણે જાણવા જેવો છે. એક દિવસ લાટીન ભાષામાં લખેલું બાઇબલ તેને હાથ આવી ચઢયું. બોસ્ટનની વ્યાકરણશાળામાં એક વર્ષ તે લાટીન શીખ્યો હતો તે વખતનું કંઇ સહેજસાજ યાદ રહ્યું હતું તેથી, તથા ત્રણ પ્રાકૃત ભાષાઓનું જ્ઞાન તેણે મેળવ્યું હતું તેથી, ઘણી સહેલાઇથી તે લાટીન બાઇબલ વાંચી શક્યો. આથી ઉત્તેજન લઇને લાટીન ભાષાનો અભ્યાસ તેણે શરૂ કર્યો. એનાં લખાણોમાં લાટીન ભાષામાં પ્રસિદ્ધ લેખકોમાંથી ઘણા ઉતારા જોવામાં આવે છે તે પરથી એવું અનુમાન થઇ શકે છે કે લાટીનમાં તેણે ઘણાં પુસ્તકો વાંચ્યાં હશે.

ફ્રાંકલિનનો અભિપ્રાય એવો હતો કે ભાષાઓ શીખવવામાં ખરો ક્રમ એ છે કે પ્રથમ પ્રાકૃત ભાષાઓ શીખવી અને પછી તેને લગતી પ્રાચીન ભાષા શીખવી. પ્રથમથી પ્રાચીન ભાષા શીખવી કઠણ પડે છે એટલુંજ નહીં પણ થોડા વખતમાં કંટાળી ઘણા પોતાનો અભ્યાસ મૂકી દે છે. પ્રાકૃતનો અભ્યાસ પ્રથમ કર્યાથી પ્રાચીનનો કરવામાં ઘણી મદદ મળે છે.

ગાયનનો અભ્યાસ ફ્રાંકલિને ઘણો સારો કર્યો હતો. સર્વ જાતનાં વાજીંત્રો તે વગાડી શકતો, અને મોઢેથી પણ ગાઇ શકતો.

૧૭૩૯માં પ્રખ્યાત ઉપદેશક ઉવાઇટફિલ્ડ ફિલાડેલ્ફિયા ગયો હતો. એની ભાષણ કરવાની છટાથી બીજા લોકોની પેઠે ફ્રાંકલિન પણ દિંગ થઇ ગયો હતો. બન્ને વચ્ચે એવી મિત્રતા થઈ ગઇ કે તે આખર સુધી ટકી. ઉવાઇટફિલ્ડ સાથેના સમાગમની કેટલીક રમુજી વાતો ફ્રાંકલિન આત્મચરિત્રમાં આપે છે.

એક વાત એવી છે કે, જ્યોરજીઆ શેહેરમાં અનાથ બાળકોને માટે આશ્રયગૃહ કાઢવાનો પોતાનો વિચાર ફ્રાંકલિનને બતાવી ઉવાઇટફિલ્ડે તેની સલાહ માગી. એવું ગૃહ જ્યોરજીઆને બદલે ફિલાડેલ્ફિયામાં કાઢવાને ફ્રાંકલિને સલાહ આપી પણ તે ઉવાઇટફિલ્ડને ઠીક લાગી નહીં. સલાહ પ્રમાણે ઉવાઇટફિલ્ડે ન કરવાથી, તેને પૈસા સંબંધી મદદ ન કરવાને ફ્રાંકલિને ઠરાવ કર્યો. આ પછી તરતજ ઉવાઇટફિલ્ડે એક વ્યાખ્યાન આપ્યું. એવું બન્યું કે ફ્રાંકલિન દૈવયોગે તે સાંભળવા જઇ ચઢયો. વ્યાખ્યાન પૂરૂં થયા પછી, ઉઘરાણું કરવાનો વિચાર હતો. ફ્રાંકલિન પાસે તે વખતે,

મુઠી ભરી તાંબાનાણું, ત્રણ ચાર રૂપાના ડાલરો અને પાંચ સોનૈયા હતા, પણ એક કોડીએ નહીં આપવાનો તે નિશ્ચય કરી બેઠો. વ્યાખ્યાન થોડું ચાલ્યું એટલે ફ્રાંક્લિનનું મન પલળ્યું અને તાંબાનાણું આપી દેવા તેને મન થયું. વ્યાખ્યાન જરા વધારે ચાલ્યું એટલે આવા છટાદાર વ્યાખ્યાનમાં ફક્ત તાંબાનાણું આપવું એ ઠીક નહીં એમ તેને લાગ્યું, અને રૂપાનાણું પણ આપી દેવા તેણે ઠરાવ કર્યો. વ્યાખ્યાન પૂરૂં થયું ત્યારે ફ્રાંક્લિન એટલો ખુશ થઇ ગયો કે પોતાનું આખું ગજવું ખાલી કરી આપી દીધું.

ઉવાઇટફિલ્ડનાં વ્યાખ્યાનનાં પુસ્તક ૧૭૪૦ માં ફ્રાંક્લિને છાપી પ્રસિદ્ધ કર્યાં હતાં. આના સંબંધમાં ફ્રાંક્લિને છપાવેલી જાહેર ખબર દેખાડી આપે છે કે ધંધો કરતાં તે ઘણી સારી રીતે જાણતો હતો. "પુસ્તકની પ્રતો છાપી છે તેના કરતાં આગળથી થનારા ગ્રાહકોની સંખ્યા ઘણી વધી ગઇ છે. જે ગ્રાહકોએ આગળથી પૈસા આપ્યા છે અથવા જેઓ તુર્ત મોકલાવશે તેમને પુસ્તક મળી શકશે."

ઉવાઇટફિલ્ડનો અવાજ એટલો મોટો હતો કે ૨૫ કે ૩૦ હજાર માણસોનું ટોળું તે સ્પષ્ટ રીતે સાંભળી શકતું. આ વાત ફ્રાંક્લિને સાંભળેલી પણ તે ખરી છે કે ખોટી તે જાતે અજમાવી જોતા તેણે એક વખત એવું કર્યું કે, દૂરમાં દૂર જ્યાં સુધી ઉવાઇટફિલ્ડનું વ્યાખ્યાન સાંભળી શકાય ત્યાંથી તેણે એ ઉપદેશકને ઊભા રહેવાની જગા સુધીનું અંતર માપી કાઢ્યું. અને પછી એપરથી આસપાસની જગાનું ક્ષેત્રફળ કાઢી બે ચોરસ ફુટે એક માણસ એ પ્રમાણે ગણી જોયું તો ૩૦૦૦૦ માણસ આવ્યાં. આપરથી સાંભળેલી વાત ખરી છે એમ તેની ખાત્રી થઈ. તે વખતે કોઇ જૂદા પંથનો ઉપદેશક ફિલાડેલ્ફિયામાં જાય તો તેને વ્યાખ્યાન આપવા કંઇ મકાનની સવડ નહોતી. ઉવાઇટફિલ્ડ પોતાનાં વ્યાખ્યાન ખુલ્લી જગામાં આપતો હતો. પણ એ વ્યાખ્યાનો ખુલ્લી હવામાં તાઢ તડકામાં સાંભળતાં પડેલી અડચણોથી, ગમે તે પંથનો ઉપદેશક ભાષણ કરી શકે એવો હોલ બાંધવાને ફિલાડેલ્ફિયાના શેહેરીઓએ ઉઘરાણું કરી સો ફુટ લાંબો અને સીત્તેર ફુટ પહોળો એક હોલ બંધાવ્યો હતો. આ હોલનો ફ્રાંક્લિન એક ટ્રસ્ટી હતો.

ફ્રાંક્લિનને કુદરતનું બારીકાઈથી અવલોકન કરવાની પ્રથમથી ટેવ હતી. જે દેખાવો સાધારણ અને હમેશ જોવામાં આવે એવા છે તેમાંથી તેણે કેટલીએક મહાન શોધો કરી છે. તેની પાસે કંઇ યંત્ર નહોતાં; એ બાબતો

તેના ખાસ અભ્યાસની નહોતી; તોપણ પોતાના કુદરતી વલણથી અને બારીક નજરથી જે કામ શાસ્ત્રવેત્તાઓ કરી શક્યા નથી તે તેણે કર્યાં છે. અમેરિકાની વનસ્પતિ જોવાને સ્વિડનથી ખાસ અમેરિકા આવેલા શિક્ષાગુરૂ કામનો સમાગમ ૧૭૪૮ માં ફ્રાંક્લિનને થયો હતો. કીડીઓ સબંધી ફ્રાંક્લિને કરેલી શોધ વિષે એ શિક્ષાગુરૂ નીચે પ્રમાણે લખે છેઃ—

"ફ્રાંક્લિન એમ ધારતો હતો કે કીડીઓ કોઇ રીતે પોતાના વિચાર બીજાને બતાવી શકેછે. કેટલાક દાખલાથી આ અભિપ્રાય તે પૂરવાર કરી શક્યો; એક કીડીને સાકરનો કકડો માલમ પડે છે ત્યારે તે તરતજ પોતાના દર તરફ દોડી જાય છે. પછી કીડીઓનું આખું લશ્કર દર બહાર આવેછે, સાકરવાળી જગાએ જાયછે અને કકડે કકડે બધી સાકર લઇ જાય છે. અથવા એક કીડી પોતે એકલી ઉપાડી શકે એવી મૂએલી માખી જુએછે ત્યારે તે દર તરફ દોડી જાય છે અને તરતજ ઘણી કીડીઓ બહાર આવે છે અને માખીને ઘસડી જાય છે. એક વખત ફ્રાંક્લિને એક કોટડીમાં ગોળ ભરીને એક માટીનું વાસણ રાખ્યું હતું. વાસણમાં કેટલીક કીડીઓ પેઠી અને ઝડપથી ગોળ ખાવા લાગી. ફ્રાંક્લિને કીડીઓ ખંખેરી નાંખી પાતળી દોરી વડે તે વાસણ છતપર એક ખીલે બાંધી લટકાવ્યું. એ વાસણમાં રહી ગએલી એક કીડીએ ધરાઇ ત્યાં સુધી ગોળ ખાધો, પછી જ્યારે નીકળી જવાનું મન થયું ત્યારે રસ્તો શોધી કાઢવાને તેણે ઘણાં ફાંફાં માર્યાં. વાસણના તળીઆપર તે ઘણુંએ આમતેમ દોડી પણ ફોગટ; ઘણો પ્રયત્ન કર્યા પછી દોરીએ થઇને છતપર ચઢવાનો રસ્તો તેને જડ્યો. છતપર જઇ તે ભીંત તરફ દોડી ગઇ અને ત્યાંથી જમીનપર આવી. અડધો કલાક થયો નહીં એટલામાં કીડીઓનું મોટું ટોળું બહાર આવ્યું, છતપર ચઢયું, દોરીને રસ્તે વાસણમાં ઉતર્યું, અને ગોળ ખાવા લાગ્યું. બધો ગોળ થઇ રહ્યો ત્યાં સુધી તેમણે એ પ્રમાણે ચલાવ્યું; એ વખતે કેટલીક કીડીઓ ઉપર ચઢતી અને કેટલીક નીચે આવતી."

એક વખત ફ્રાંક્લિને રસોડાની ભીંતના એક બાકામાં જસતના પતરાંની નાની પવનચક્કી બનાવી હતી, અને તેનું બળ રાંધવાના કામમાં કામે લગાડયું હતું. આ ચક્કી બનાવવામાં ફક્ત તેણે કારીગરી બતાવી હતી એટલુંજ નહીં, પણ હવાની નડતર અને વહાણના સઢની ગોઠવણ સંબંધી કેટલાંક અગત્યનાં અનુમાન કાઢયાં હતાં.

૧૭૪૩ માં ફ્રાંક્લિને વાવંટોળની ગતિ સબંધી પ્રખ્યાત શોધ કરી

હતી. એ વર્ષમાં એક દિવસ રાતના નવ વાગે ચંદ્રગ્રહણ થવાનું હતું. ગ્રહણ જોવાને ફ્રાંકિલન આતુરતાથી બેઠો હતો; પણ ગ્રહણના વખત પહેલાં વાવંટોળ અને વરસાદનું તોફાન થયું અને તે આખી રાત તથા બીજે દહાડો ચાલ્યું તેથી કંઇ જોવાયું નહીં. એ તોફાન ઘણું મોટું હતું અને તેની અસર આખા સંસ્થાનમાં થોડી ઘણી જણાઇ હતી. ફ્રાંકિલનને બોસ્ટનથી લખેલા કાગળ મળ્યા તેમાં ગ્રહણ અને તોફાન બન્નેનાં વર્ણન હતાં. એપરથી એમ જણાયું કે ત્યાં ગ્રહણ પૂરૂં થયા પછી તોફાન થયું હશે. વધારે ખબર કઢાવતાં ફ્રાંકિલનને માલમ પડયું કે બોસ્ટનમાં ગ્રહણ થઇ રહ્યા પછી એક કલાકે તોફાન થયું હતું. આ પ્રમાણે થવાનાં કારણની તપાસ કરતાં તે અજાયબ જેવી શોધ એ કરી શકયો કે, આટલાંટિક મહાસાગરના કિનારાપર થતાં સઘળાં ઈશાનદિશા તરફનાં વાવંટોળનાં તોફાનની ગતિ પાછી હોય છે, એટલે કે તેમની ગતિ નૈઋત્ય દિશા તરફથી ઇશાન દિશા તરફ હોય છે, અને જેમ આગળ વધેછે તેમ ઓછી થતી જાય છે. આનો ખુલાસો ફ્રાંકિલનના શબ્દોમાં નીચે પ્રમાણે છે:—

"જમીન અને દરિયાનો ફ્લોરિડા અને મેક્ષિકોના અખાતના જેવો એક એવો મોટો પ્રદેશ ધારો, કે જ્યાં ઘણા દિવસથી સુરજના તાપથી તપીને હવા ઘણી પાતળી અને હલકી થઇ ગઇ હોય. ઇશાન દિશા તરફનો પેન્સિલ્વેનિયા, ન્યુઇંગ્લાંડ, નોવાસ્કોશીઆ અને ન્યુફાઉન્ડલેન્ડનો એવો પ્રદેશ ધારો કે જે તેજ વખતે વાદળાંથી છવાઇ ગયો હોય, અને જ્યાં હવા ભારે અને થંડી થએલી હોય. પાતળી થએલી હવા હલકી હોવાથી ઊંચી ચઢશે અને તેની ખાલી થએલી જગા પૂરવાને તેની પાસેની ઘટ હવા ધસી આવશે. એ ઘટ હવાની નજીકની હવા તે ઘટ હવાની ખાલી પડેલી જગા પૂરવાને ધસશે; અને એ પ્રમાણે આગળ ચાલ્યા કરશે. એજ પ્રમાણે રસોડામાં ચૂલામાં દેવતા હોય, તો બારણા અને ચૂલાપરના ધુમાડિયાની વચ્ચે હવાનો પ્રવાહ ચાલશે; પણ હવાના પ્રવાહની શરૂઆત તો ધુમાડિયાની આગળજ થવાની; કારણ કે ત્યાં આગળની હવા દેવતાથી પાતળી થઇ ઊંચે ચઢશે. અને તેથી ખાલી થએલી જગો પૂરવા તેને લગતી ઘટ હવા દોડી જશે. અને એ પ્રમાણે તેની પાસેની ઘટ હવા આગળ ચાલશે. વળી એજ પ્રમાણે નળમાં પાણી ભરેલું હોય અને મોઢે દાટો મારેલો હોય, તો શાન્ત હવાની પેઠે પાણી પણ શાન્ત રહેશે; પણ જો દાટો ઉઘાડીએ તો દાટા આગળનું પાણી પ્રથમ ચાલશે અને તેની જગોએ તેની જોડનું પાણી આવશે; તેની

જગાએ તેની પાસેનું આવશે અને એ પ્રમાણે આખા નળમાં ગતિ શરૂ થશે. આ પ્રમાણે જો કે પાણી નળના મોઢામાંથી બહાર નીકળે છે તોપણ નળના મોઢા આગળ શરૂ થએલી ગતિ નળના બીજા છેડા તરફ એક રીતે જોતાં પાછી દોડે છે, અને એ છેડા તરફ જેમ આગળ ચાલે છે તેમ ઓછી થતી જાય છે."

એજ અરસામાં ફ્રાંકિલને પોતાની કલ્પનાશક્તિથી એક નવી તરેહની સગડી બનાવી હતી, જે હજી સુધી એના નામથી ઓળખાય છે. એ સગડી એવી સંપૂર્ણ હતી કે કંઇપણ સુધારો કરવાની જરૂર જણાયા વગર અમેરિકામાં બે ત્રણ જમાના સુધી ઘેર ઘેર વપરાઇ હતી. હજી પણ ગામડાંમાં એજ સગડી વપરાય છે. જૂની સગડીમાં લાકડાં ઘણાં બળતાં અને ધૂમાડો ઘણો થતો; એ વખતે અમેરિકામાં કોયલાની ખાણોની શોધ લાગી નહોતી; શેહેરોની સંખ્યા વધતી જતી હોવાથી લાકડાંની અછત થતી જતી હતી; આવા પ્રકારની હરકતોને લીધે, લાકડાંનો બચાવ થાય અને ધુમાડો લાગે નહીં એવી સગડી બનાવવાનો ફ્રાંકિલનને વિચાર થયો હતો. પોતે શોધી કાઢેલી સગડીના ગુણ લોકોમાં જાહેર થવા ફ્રાંકિલને એક ચોપાનિયું લખ્યું અને તાપવાની કઈ રીત ઉત્તમ છે અને તે આ નવી સગડીથી કેટલેક દરજ્જે સાધી શકાય એવું છે એ તેમાં સવિસ્તર જણાવ્યું. એ શોધ કરવામાં પૈસા સંબંધી ફાયદો મેળવવાનો ફ્રાંકિલનનો ઉદ્દેશ નહોતો. રોબર્ટ ગ્રેસ નામના એક મિત્રને ત્યાં લોઢાનું કારખાનું હોવાથી, સગડીનો નમુનો ફ્રાંકિલને તેને મફત અર્પણ કર્યો. તે માણસે સઘડીઓ બનાવી ઘણો નફો મેળવ્યો. પ્રગણાનો સૂબો નવી સગડી જોઇને એટલો પ્રસન્ન થયો કે કેટલાંક એક વર્ષ સુધી તે શોધી કાઢનાર એકલાનેજ તે બનાવવાના અને વેચવાના હક્કની સનંદ આપવાને તેણે મરજી દેખાડી. ફ્રાંકિલને આવા પ્રકારની સનંદ લેવા ના પાડી. તેનો મત એવો હતો કે બીજાઓની શોધથી આપણે ઘણા ફાયદા ભોગવીએ છીએ માટે આપણી કંઈ શોધથી તેમનો બદલો વાળવાને આપણેને તક મળે તો આપણે ખુશી થઈ, સ્વાર્થની લાલચ વગર તેમની સેવામાં આપણી શોધ મૂકવી જોઇએ.

શોધ કરનારે સનંદ લેવાની બાબતની પેઠે સરકારી નોકરે પગાર લેવાની બાબતમાં પણ ભૂલભરેલા પણ ઉમદા વિચાર ફ્રાંકિલન ધરાવતો. એ એમ કહેતો કે જે કોઈ પોતાના દેશની સેવા કરી શકે તેણે તે મફત

કરવી જોઇએ; ધંધા રોજગારમાં પૈસા મેળવી જેઓએ નિરાંત કરી હોય તેઓએ દેશની નોકરી મફત કરવી જોઇએ. માન શિવાય બીજું કંઈ દેશની સેવા કરનારને મળવું ન જોઇએ.

ફ્રાંક્લિનની નજીવી રમતોમાં પણ એના મનની ચપળતા જણાઈ આવતી. રાજસભાના કારકુન તરીકે ઘણી વાર તેને નકામા બેસી રહેવું પડતું. સભામાં વાદવિવાદ ચાલતો હોય પણ તેમાં તેનાથી કંઇ ભાગ લઇ શકાય નહીં. ગઇ સદીમાં * “ જાદુઇ કોઠા ” ની નજીવી રમત ઘણી લોકપ્રિય હતી. આવા “ જાદુઇ કોઠા”નું ફ્રેન્ચ ભાષામાં લખેલું એક પુસ્તક ફ્રાંક્લિનના જોવામાં આવ્યું હતું. રાજસભા દરરોજ મળતી ત્યારે વખત ગાળવાને ફ્રાંક્લિન જૂદી જૂદી તરેહના “ જાદુઈ કોઠા ” બનાવતો. એણે બનાવેલા પૈકીનો આ એક કોઠો છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૫૨ | ૬૧ | ૪ | ૧૩ | ૨૦ | ૨૯ | ૩૫ | ૪૫ |
| ૧૪ | ૩ | ૬૨ | ૫૧ | ૪૬ | ૩૫ | ૩૦ | ૧૯ |
| ૫૩ | ૬૦ | ૫ | ૧૨ | ૨૧ | ૨૮ | ૩૭ | ૪૪ |
| ૧૧ | ૬ | ૫૯ | ૫૪ | ૪૩ | ૩૮ | ૨૭ | ૨૨ |
| ૫૫ | ૫૮ | ૭ | ૧૦ | ૨૩ | ૨૬ | ૩૯ | ૪૨ |
| ૯ | ૮ | ૫૭ | ૫૬ | ૪૧ | ૪૦ | ૩૫ | ૨૪ |
| ૫૦ | ૬૩ | ૨ | ૧૫ | ૧૮ | ૩૧ | ૩૪ | ૪૭ |
| ૧૬ | ૧ | ૬૪ | ૪૯ | ૪૮ | ૩૩ | ૩૨ | ૧૭ |

* યંત્ર.

આ કોઠાના અજાયબ જેવા ગુણ ફ્રાંકિલને પોતે વર્ણવ્યા છે. આડી કે ઊભી દરેક સીધી આખી ઓળના આંકડાનો સરવાળો ૨૬૦ થાય છે, અને અરધી ઓળનો સરવાળો ૨૬૦ નું અર્ધ થાય છે. કર્ણરેષા પ્રમાણે ઊંચે ચઢીને તથા નીચે ઊતરીને થતી આઠ આંકડાની વાંકી ઓળનો સરવાળો પણ ૨૬૦ થાય છે. દાખલા તરીકે ૧૬ થી ૧૦ સુધી ઊંચા ચઢીને અને ૨૩ થી ૧૭ સુધી નીચે ઊતરીને જે વાંકી ઓળ થાય તેનો સરવાળો ૨૬૦ થાય છે. વળી એજ પ્રમાણે એ ઓળ ને સમાન્તર બીજી વાંકી ઓળોનો સરવાળો પણ ૨૬૦ થાય છે. ૫૨ થી ૫૪ સુધી નીચે ઉતરતાં અને ૪૩ થી ઊંચે ચઢી ૪૫ સુધી જતાં જે આઠ આંકડાઓનોની વાંકી ઓળ થાય છે તેનો તેમજ તેને સમાન્તર બીજી વાંકી ઓળોનો સરવાળો ૨૬૦ થાય છે; વળી ૪૫ થી ૪૩ સુધી ડાબા હાથ તરફ નીચે ઊતરતાં અને ૨૩ થી ૧૭ સુધી જમણા હાથ તરફ ઊંચે ચઢતાં જે આઠ આંકડાની વાંકી ઓળ થાય છે તેનો તેમજ તેને સમાન્તર બીજી જમણા હાથ તરફ નીચે ઊતરતાં અને ૧૦ થી ૧૬ સુધી ડાબા હાથ તરફથી નીચે ઊતરતાં જે વાંકી ઓળ થાય છે તેનો તથા તેને સમાન્તર બીજી ઓળોનો સરવાળો ૨૬૦ થાય છે. એજ પ્રમાણે ૫૩ થી ૪ સુધી ઊંચે ચઢતાં ત્રણ આંકડા અને ૨૯ થી ૪૪ સુધી નીચે ઊતરતાં ત્રણ આંકડા તથા બે ખુણાપરના બે આંકડા મળી આઠ આંકડાનો સરવાળો ૨૬૦ થાય છે. વળી ૧૪ થી ૬૧ સુધી ઉંચે ચઢતાં બે આંકડા તથા ૩૬ થી ૧૯ સુધી નીચે આવતાં બે આંકડા મળી ચાર આંકડા અને એમના જેવાજ નીચેના ચાર આંકડા એટલે ૫૦ અને ૧ તથા ૩૨ અને ૪૭ એ આઠનો સરવાળો ૨૬૦ થાય છે. ચાર ખુણાના ચાર આંકડા અને વચ્ચેના ચાર આંકડાનો સરવાળો ૨૬૦ થાય છે.

આ જાદુઇ કોઠામાં આ શિવાય પાંચ બીજા અજાયબ જેવા ગુણ હોવાનું ફ્રાંકિલન લખેછે. આ ગુણ તે જણાવતો નથી, પરન્તુ ચતુર વાંચનારથી બને તો શોધી કાઢવાનું કહેછે. આના કરતાં એક વધારે સરસ કોઠો ફ્રાંકિલને બનાવ્યો હતો. એ કોઠામાં દરેક ઓળમાં સોળ સોળ આંકડા છે, અને તેમાં ઉપરના કોઠાના ગુણો ઉપરાંત ( તદ્વાત્ત એટલે કે આ કોઠામાં સરવાળો ૨૦૫૬ થાયછે.) વિશેષ ગુણ એ છે કે, એક કાગળના કકડામાં એ કોઠાનાં સોળ ખાનાં દેખાય એવું કાણું પાડી ગમે તે સોળ ખાનાપર એ કાગળ મૂકીએ તો તેનો સરવાળો ૨૦૫૬ થાય.

આ કોઠો એક સાંજે બેસીને થોડીવારમાં ફ્રાંક્લિને બનાવ્યો હતો. મી. લોગન એ કોઠો જોઇને ઘણો તાજુબ થયો હતો. પિટર કોલીન્સનને લખેલા એક પત્રમાં તે લખેછે કે 'આપણો બેન્જામિન ફ્રાંક્લિન ખરેખર એક અદ્‌ભુત માણુસ છે. એની બુદ્ધિ અજબ તરેહની છે, ને એની નમ્રતા પણ તેવીજ છે. આપણી રાજમંડળીનો તે કારકુન છે. એ જગોપર કામ વગર આળસુ બેસી રહેવાનો વખત આવતો ત્યારે તે જાદુઈ કોઠા બનાવતો. ફ્રેનીકલે જાદુઇ કોઠાના વિષયપર ૮૦ મોટાં પાનાં છપાવેલાં છે, પણ એ વિષયમાં ફ્રાંક્લિન તેનાથી ચઢીઆતો નીકળ્યો છે."



# પ્રકરણ ૧૨ મું.

## લોકહિતેચ્છુ શહેરી.

૧૭૪૩ થી ૧૭૪૬.

સારા માણસને ફતેહ મળે તેનાં ફળ સારાંજ થાય છે—લોકોપયોગી કામમાં ફ્રાંક્લિનનું અગ્રેસરપણું—શહેરના રખાઓને સુધાર્યા—અગ્નિશાન્તક મંડળીની યોજના—અમેરિકન ફિલોસોફિકલ સોસાઇટીની સ્થાપના કરી—એ સોસાઇટીનો ઉદ્દેશ–એ સોસાઇટી ઘણો વખત ચાલી નહીં—લડાઇનો ભય, ફિલાડેલ્ફિયાના બચાવની તૈયારી કરવા ફ્રાંક્લિને કરેલી સૂચના—ફ્રાંક્લિને લખેલા ચોપાનિયાની અસર—બચાવની મંડળી ઉભી થઇ—ફ્રાંક્લિનને કર્નલ તરીકે ચૂંટી કાઢ્યો—રાજમંડળીના કારકુનની જગોનું રાજીનામું આપવા ફ્રાંક્લિનને એક જણે કરેલી ભલામણ—રાજમંડળીના કારકુનની જગો ફ્રાંક્લિનને ફરીથી મળી—ફ્રાંક્લિનની પ્રતિષ્ઠા ઘણી વધી—કુટુંબમાં વધારો—પુત્ર વિલિયમ—ફ્રાંક્લિનનાં માબાપ—પિતાનું મરણ--"બોસ્ટન ન્યુઝલેટર" માં જોશીઆ ફ્રાંક્લિનના મરણની નોંધ.

---

સારો માણસ પોતાના ધંધા રોજગારમાં ફતેહ પામે તેનાં ફળ સારાંજ થાય છે. તે હમેશ આનંદમાં રહેછે, દયાળુ થાય છે, સ્વતંત્ર રહે છે અને નમ્રતાવાળો થાય છે. જે માણસને બાપદાદા તરફથી વારસામાં પૈસો મળ્યો હોય તે લોકોપયોગી કામ કરશે કે નહીં એ નક્કી કહી શકાય નહીં. એવો માણસ સારો નિવડવાને તેનામાં અસાધારણ સદ્ગુણ અને સારી સમજ હોવી જોઇએ. સાધારણ રીતે એવું બને છે કે પૈસાવાળાના છોકરા મનુષ્યજાતિની સ્વાભાવિક નબળાઇઓને શરણ થાય છે અને ઉપયોગી શહેરી થતા નથી. પરન્તુ જે માણસને પોતાની જાત મહેનતથી ધીમે ધીમે કરકસર અને ઉદ્યોગથી સુખના દહાડા આવ્યા હોય તે માણસનામાં પોતાના જાતભાઇઓનું ભલું કરવાની ઇન્તેજારી આપોઆપ પેદા થાય છે.

ફ્રાંક્લિન પોતાના ધંધામાં આબાદ થયો હતો. તેનું ગેઝીટ આખા સંસ્થાનમાં પહેલા દરજ્જાનું વર્તમાનપત્ર થઈ પડ્યું હતું. ગરીબ રીચર્ડનું પંચાંગ દર વર્ષે નીકળતું, લોકોને ગમત સાથે બોધ આપતું અને એટલો બહોળો ફેલાવો પામતું કે દરવર્ષે ફ્રાંક્લિનને તેમાંથી ઘણો નફો મળતો. દૂર દેશનાં ઘરાકોને નવા વર્ષની શરૂઆતમાં નકલો પહોંચી શકે એવી રીતે

મોકલી શકાય તેટલા માટે અક્ટોબર માસમાં પંચાંગ છાપી તૈયાર કરવું પડતું હતું.

જેમ જેમ ફ્રાંક્લિન ધંધામાં આબાદ થતો ગયો તેમ તેમ લોકોમાં પણ એની પ્રતિષ્ઠા વધતી ગઇ. લોકોપયોગી કામમાં અગ્રેસરપણું ફ્રાંક્લિન કરતો. શહેરના રખાઓને સુધારવાને પ્રથમ તેણે યત્ન કર્યો. તે વખતમાં રખાનો રીવાજ જૂદીજ જાતનો હતો. રખુ કરવાની તથા રોન ફરવા જવાની રીત એવી હતી કે શહેરના જૂદા જૂદા ભાગના પોલીસ સિપાઇઓ પોતપોતાના ટપ્પામાંથી કેટલાક ઘરવાળાઓને દરરોજ પોતાની સાથે લેતા અને રાતે ફરવા જતા. જે લોકો ફરવા જવું પસંદ કરતા નહીં તે દર વર્ષે છ શિલિંગ પોલીસ સિપાઇને આપીને માફી મેળવતા. છ શિલિંગ લેવાનો ઉદ્દેશ એવો હતો કે એ રીતે ભેગા થએલા ભંડોળમાંથી પગારદાર માણસો રાખી તેમને પોલીસે પોતાની સાથે રાખવા. પરંતુ ખરેખર એ પૈસાનો એવી રીતે ઉપયોગ થતો નહીં, ને એ પૈસા પોલીસને પચતા. પોલીસવાળા પોતાની સાથે એવા હલકા દારૂડીઆ માણસો રાખતા કે તેમની સાથે ઉભા રહેવાને સારા માણસો પસંદજ ન કરે અને છ શિલિંગ ભરી વેગળા રહેવાનું ચહાય. રોન ફરવાનું બાજુએ રાખી ઘણું કરી પીઠામાં દારૂ ઢાંસવામાંજ પોલીસની રાત જતી હતી.

આ ગેરશિરસ્ત પદ્ધતિ સુધારવાને ફ્રાંક્લિને પોતાની હમેશની રીત પ્રમાણે ઉપાય લીધો. પહેલાં તો જન્ટો મંડળી આગળ એ વિષયપર એક નિબંધ તેણે વાંચ્યો, અને તેમાં સુધારો કરવાની બાબતો બતાવી; જન્ટો અને તેની ઉપમંડળીઓમાં એ વિષયની ચર્ચા ચલાવી; પછીથી ગેઝીટમાં એ સંબંધી એક વિષય લખી પ્રસિદ્ધ કર્યો. પોતાની ધારણા ફળીભૂત કરવાને ઘણો વખત તેને મહેનત કરવી પડી પરંતુ આખરે ફતેહ મેળવી રખાની પદ્ધતિ તેણે સુધરાવી.

એજ પ્રમાણે ફિલાડેલ્ફિયામાં અગ્નિશાંતક બંબાવાળાના સમૂહની સ્થાપના તેણે કરી. જન્ટોની મદદથી ફ્રાંક્લિને ફિલાડેલ્ફિયામાં પહેલવહેલી અગ્નિશાંતક મંડળીની યોજના કરી એ મંડળીનો પચાસ વર્ષ સુધી એ જાતે સભાસદ રહ્યો. મંડળીનો કરાર એવો હતો કે દરેક સભાસદે ચામડાની બોખો, મજબુત ટોપલીઓ અને સરસામાન ફેરવવાની ગુણોની કેટલીક સંખ્યા પોતાની પાસે તૈયાર રાખવી અને જ્યાં અગ્નિ થાય ત્યાં લાવવી. દર મહિને એકવાર મંડળીના સભાસદો ભેગા થતા અને અગ્નિશાંતિસંબંધી

સૂઝેલા નવા વિચારો દર્શાવી ચર્ચા ચલાવતા. જે સભાસદો ગેરહાજર રહેતા તેમની પાસે જુજ દંડ લેવામાં આવતો. આ પ્રમાણે એકઠી થયેલી દંડની રકમ ધીમે ધીમે એવડી મોટી થઇ કે અગ્નિશાંતક મંડળી તે વડે બંબાઓ, વાંસીઓ અને નિસરણીઓની મોટી સંખ્યા ખરીદી સંગ્રહ કરી શકી.

૧૭૪૫ ના મે મહિનામાં ફ્રાંક્લિને "અમેરિકન ફિલોસોફિકલ સોસાઇટી" એ નામની તત્વજ્ઞાનશોધક મંડળી સ્થાપવાનીયોજના બહાર પાડી. એક વિજ્ઞાપનાપત્ર છાપી તેણે ફિલાડેલ્ફિયા, ન્યુયોર્ક અને બીજાં શહેરોના વિદ્વાન વર્ગમાં ફેરવ્યો, અને તેમાં એવી સૂચના કરી કે એક મંડળી સ્થાપી નીચે બતાવેલા જેવી બાબતોપર વાતચીત કરી તથા પત્ર-વ્યવહાર ચલાવી જ્ઞાનનો ફેલાવો કરવો:—નવા શોધી કાઢેલા ગ્રહો, વનસ્પતિ, ઝાડ, મૂળીઆં, તેમના ગુણ અને ઉપયોગ, તેમનો ફેલાવો કરવાની રીત, વનસ્પતિ રસની સુધારણા, રોગ મટાડવાના નવા નવા ઇલાજો; ખાણો, ખનિજો, અને હાડપિંજરો; ગણિતશાસ્ત્રની કોઇપણ શાખામાં નવી શોધો; રસાયનશાસ્ત્રમાં નવી શોધો; મહેનત બચાવે એવી નવી યાંત્રિક યુક્તિઓ; વેપાર રોજગાર, હુન્નર અને બનાવટોમાં નવી બાબતો; દરિયા કિનારાના અમુક ભાગની માપણી, નકશા અને માહિતી પત્રકો, ભૂગોળ શાસ્ત્ર સંબંધી શોધો; જમીનની પ્રત અને પેદાશ; જાનવરોની જાત સુધારવાની રીત; કૃષિ, બાગ અને જંગલ સંબંધી સુધારા; તત્વજ્ઞાન સંબંધી તમામ અખતરા કે જેથી માણસનું પદાર્થ જ્ઞાન વધે અને આ દુનિયામાં તેના સુખનો વધારો થાય.

વિજ્ઞાપનાપત્રના છેવટના ભાગમાં ફ્રાંક્લિને નીચે પ્રમાણે લખ્યું હતું:— "આ વિજ્ઞાપના લખનાર બેન્જામિન ફ્રાંક્લિન, બીજો વધારે લાયક મંત્રી મળે ત્યાં સુધી સભાના મંત્રી તરીકે કામ કરવાને ખુશી છે."

આખરે મંડળી સ્થપાઇ અને કેટલાક વર્ષ સુધી હૈયાતિમાં રહી. તોપણ આવા પ્રકારની મંડળીમાં ઉત્સાહથી ભાગ લઇ શકે એવા પુરૂષોની સંખ્યા એ વખતે ઘણી થોડી હોવાથી એ મંડળી ઘણી ફતેહમંદ નીવડી નહીં, તેમજ ઘણો લાંબો વખત ચાલી નહીં.

૧૭૪૦ થી ૧૭૪૮ સુધી આખો યૂરોપ લડાઇમાં ગુંથાયો હતો. અમેરિકન સંસ્થાનોને દહેશત લાગી હતી કે રખેને લડાઇ વધીને મૂળ દેશમાંથી પોતાના કિનારા સુધી આવી પહોંચે. તેથી તેઓ કિલ્લા બાંધી લશ્કર,

નૌકા અને બચાવનાં બીજાં સાધનો તૈયાર કરવા મંડી ગયા હતા. ૧૭૪૪ સુધીતો ભય રાખવાને કંઈ ખાસ કારણ જણાતું નહોતું. પરંતુ એ સાલથી તે ૧૭૪૮ માં એઇલાશાપેલની સંધિ થઇ ત્યાં સુધી સંસ્થાનિકો ઘણા ગભરાટમાં હતા અને હુમલો કરવાને તથા બચાવ કરવાને સઘળી તૈયારીઓ કરી બેઠા હતા. માત્ર પેન્સિલ્વેનિયા જાણે કંઈ ભય ન હોય તેમ બેતમાથી બેશી રહ્યું હતું. ડિલાવરના કિનારાપર એકે કિલ્લો, મોરચો કે તોપ નહોતી. એક નાનું ખાનગી વહાણ ફિલાડેલ્ફિયાપર ચઢી આવી લુંટી લે એવી બચાવ વગરની સ્થિતિમાં એ શહેર હતું. ૧૭૪૬માં ફ્રાંક્લિનને બોસ્ટન જવું થયું હતું. એ વખતે એ શહેર લડાઇની સામગ્રીઓ તૈયાર કરવા મચ્યું હતું. બોસ્ટનવાળાઓનો જુસ્સો જોઇ ફ્રાંક્લિનને શૂર આવ્યું ને ફિલાડેલ્ફિયાની સહીસલામતી માટે તેને ભારે ચિન્તા પેદા થઇ. ઘેર પાછા આવી આ સંબંધમાં તેણે ચર્ચા ચલાવી. પ્રગણાના તે વખતના માલેક જૅાન અને ટામસ પેન તેમના બાપના જેવા ક્વેકર નહીં હતા; હાકેમ ક્વેકર નહોતો; પણ રાજસભામાં ક્વેકરપંથનું એટલું પરીબળ હતું કે બચાવનાં સાધન ખરીદવા પૈસાની મજુરી મળતી નહીં. * રાજસભાના સભાસદોપર કંઇ અસર થઇ નહીં ત્યારે શહેરીઓમાંથી જેઓ ખુશી હોય તેમને ભેગા કરી તેમનું લશ્કર બનાવી, શહેરનો બચાવ કરવા ફ્રાંક્લિને વિચાર કર્યો. "પ્લેઇન ટ્રુથ" (ઉઘાડી સત્ય વાત) એ નામનું બાવીસ પાનાનું એક ચોપાનિયું લખી તેણે લોકોમાં વહેંચ્યું. આ ચોપાનિયામાં એવી એવી બાબતો છટાથી તથા યુક્તિથી લખી છે કે ગમે તે વર્ગનો કોઈ શહેરી હોય તોપણ તેના મનપર અસર થયા વગર રહે નહીં. અંગ્રેજ બચ્ચા તરીકે તેમની ગર્વની લાગણી અને પેન્સિલ્વેનિયાના વતની તરીકે તેમની સ્વાર્થની લાગણીપર સારી અસર થાય એવો મજકુર ફ્રાંક્લિને આ ચોપાનિયામાં લખ્યો છે અને બીજા પ્રગણાંવાળાએ જે કર્યું હતું તે જોઇ તેમનો દાખલો લેવા તેણે ફિલાડેલ્ફિયાના શહેરીઓને આજીજી કરેલી છે. ક્વેકર પંથવાળાના સમાધાન માટે તેણે બાઇબલનો આધાર લઈ એવું સાબીત કરી આપ્યું છે કે દેશનો બચાવ કરવા લડવું એ કંઈ પાપ નથી. ફિલાડેલ્ફિયા જેવા પૈસાવાળા શહેરને બચાવ વગરનું જોઇને દુશ્મનો હલ્લો કરી લે એ કેવું સંભવિત છે એ સવિસ્તર ફ્રાંક્લિને દેખાડી આપ્યું છે. દુશ્મનો નદીમાં વહાણ ફરવા ન દે

*ક્વેકર પંથવાળા લડાઇ કરવી એ પાપ સમજે છે.

તો આખા પ્રગણાના વેપારને કેટલું બધું નુકશાન થાય એ તરફ તેણે લોકોનું ધ્યાન ખેંચ્યું છે. જૂદી જૂદી પદ્દીવાળા માણસો, ગૃહસ્થો, કવેકરો, વેપારીઓ વગેરેપર અસર કરવાને જે દલીલો મળી આવી તેટલી બધી ફ્રાંક્લિને આ ચોપાનિયામાં અસરકારક રીતે આપી છે. ઉપરની એકંદર બાબતોથી કંઈ અસર ન થાય એવો કોઇ માણસ કદાચ રહે તો ચોપાનિયાના છેવટના ભાગમાં લડાઇના પરિણામનો ફ્રાંક્લિને એવો ચિતાર આપ્યો છે કે એવા માણસના પેટમાં બીક પેસી બીકથી અસર થયા વગર રહે નહીં. એ વખતમાં લડાઇ કેવી ઘાતકી રીતે ચલાવવાનો રીવાજ હતો એ બતાવવાને ફ્રાંક્લિનના ચોપાનિયામાંથી થોડો ભાગ અમે નીચે આપીએ છીએ.

"લડાઇનું નામ સાંભળતાંજ સઘળાનાં હાંજાં ગગડી જશે. કોઇ કોઇની મદદે આવશે એવી આશા ન હોવાથી સઘળા નાસવા માંડશે. હોય તેના કરતાં વધારે બતાવવાને દુશ્મનો દુઃખ દેશે એવી બીકથી પૈસાદાર ગણાતા લોકો પલાયન કરી જશે. બૈરાં છોકરાંવાળાની કોટે તેમનાં બૈરાં છોકરાં વળગી પડશે અને આંખમાં આંસુ લાવી કહેશે કે આ શહેર છોડી જાઓ અને જીવ બચાવો, અને આ નાશભાગ તથા વેરાનખેરાનના વખતમાં અમારૂં રક્ષણ કરો. પલાયન કરનારા પોતાનો સરસામાન લઇ જવામાં ઉતાવળ અને ગરબડ કરશે, વિલાપ કરશે અને બૂમો પાડશે, તેથી બધે ગરબડ સરબડ અને ગોટાળો થઇ રહેશે. તેઓ સામા થઇ શકશે નહીં. દુશ્મનો પહેલાં શહેરને ઘેરો ઘાલશે અને આખરે ઘણુંકરીને બાળી નાંખશે. દુશ્મનો વખતસર ખબર આપી લડાઈ કરશે તો હું ધારૂંછું કે ઉપર પ્રમાણે થશે. પણ જો તેઓ આગળથી ખબર આપ્યા વગર, કદાચ રાત્રે એકદમ છાપો મારશે તો તમારી શી દશા થશે તેનો વિચાર કરો. તમારે ઘરમાં ભરાઇ રહી દુશ્મન જે કરશે તે સોસવું પડશે. લડાઇની વખતે શત્રુના વેપારને હરકત કરવાને યુદ્ધ સામગ્રી સાથે ફેરવ્યા કરવાની સરકાર તરફથી રજા મળેલાં લફંગાં ખાનગી વહાણો કરતાં સરકારનાં વહાણના નાખુદાના હાથમાં તમે આવો તો તમારાં ધન્યભાગ્ય. જો ખાનગી વહાણવાળાના હાથમાં આવ્યા તો, હબશી, વર્ણશંકર, સીધી અને એવા બીજા હલકામાં હલકા માણસોના નિરંકુશ અને અમર્યાદ ઝનૂન, લુંટ અને દુર્વાસનાને તમારે, તમારાં સ્ત્રી પુત્રીને, અને પૈસાને શરણ થવું પડશે. તે વખતનાં દુઃખનો ઘમકમાટ આવ્યા વગર કોણ વિચાર કરી શકશે? કોઇ એમ કહે કે મેં

આ ભયાનક દેખાવ મીઠું મરચુ ભભરાવી વર્ણવ્યો છે તો ભલે. તમને ચેતવણી આપવાની મેં તો મારી ફરજ બજાવી છે. હવે તમારી મેળે વિચાર કરી ખરા ખોટાની પરીક્ષા કરો."

આ ચોપાનિયાથી ફ્રાંક્લિને ધારેલી ઉમેદ પાર પડી. ચોપાનિયું બહાર પડ્યા પછી થોડા દહાડામાં શહેરીઓની એક સભા તેણે બોલાવી. એક રાક્ષસી સભા ભેગી થઇ. તેમની આગળ ફ્રાંક્લિને ઠીકઠાક અલંકારયુક્ત ભાષણ કર્યું અને તેનેતેજ વખતે પોતાનું નામ નોંધાવી બચાવની મંડળી ઉભી કરવાને આગ્રહ પૂર્વક સર્વને આજીજી કરી. તરતજ બારસો જણાએ પોતાનાં નામ નોંધાવ્યાં. થોડા દહાડામાં દસ હજાર નામ થયાં; ને ઘણો વખત થયો નહીં એટલામાં ક્વેકર પંથ શિવાયના લગભગ તમામ લોકો લસ્કરી યોજનામાં દાખલ થયા, હથિયારવાળા થયા, અને કવાયત શીખવા લાગ્યા. જરૂર પડે તે જગાએ કુચ કરી જઈ શકે એવી એંસી લસ્કરી મંડળીઓ તૈયાર થઇ. ફિલાડેલ્ફિયાની મંડળીઓ એકત્ર થઇ એક પલટણ બની અને ફ્રાંક્લિનને પોતાના કર્નલ તરીકે ચુંટી કહાડ્યો. ફ્રાંક્લિન કહે છે કે "એ પદ્વીને માટે હું લાયક નથી એમ મને લાગવાથી મેં તે લેવા ના પાડી; અને મી. લારેન્સ નામના એક વગવાળા અને સારા બાંધાના ગૃહસ્થને નિમવાને ભલામણ કરી. મારી ભલામણ પ્રમાણે તે નિમાયો."

ફ્રાંક્લિનના કેટલાક મિત્ર એવી દહેશત રાખતા હતા કે રાજમંડળીમાં ક્વેકરપંથના લોકોનું જોર હોવાથી ફ્રાંક્લિન પોતાના લડાઇ સંબંધી ઉત્સાહને લીધે, રાજમંડળીમાં ભારઓાજ ખોઇ બેસશે. રાજમંડળીના કારકુનની જગા લેવાને આતુર એક જુવાન માણસે ફ્રાંક્લિનને એક દિવસ કહ્યું કે તમે આબરૂભેર તમારી જગાનું રાજીનામું આપી દો, નહીં તો તમને બરતરફી મળશે અને ફજેતી થશે. ફ્રાંક્લિને જવાબ આપ્યો કે "મેં એક પ્રસિદ્ધ માણસની એવી વાત સાંભળી છે કે તે કોઇ હુદ્દાની જગા માગતો નહીં અને જો મળે તો લેવા ના કહેતો નહીં. આ વાત હું પસંદ કરૂંછું અને તેમાં કેટલોક વધારો કરીને હું તે અમલમાં લાવીશ. હું કોઇ જગા માગીશ નહીં, કોઇ જગા લેવાને ના કહીશ નહીં અને કોઇ જગાનું રાજીનામું આપીશ નહીં."

બધા ક્વેકર લોકો અંદરખાનેથી લડાઇની વિરૂદ્ધ નહોતા. જુવાનીઆનો મોટો ભાગ અને ઘણા વૃદ્ધ માણસો લડાઇની તૈયારીઓથી મનમાં ખુશી થતા. નવી ચુંટણી થઇ ત્યારે સર્વાનુમતે ફ્રાંક્લિનને રાજમંડળીના

કારકુનની જગો આપવાને ફરીથી ઠરાવ થયો. લડાઇના ઉપયોગને માટે નાણાંની મંજુરી આપવાનો પ્રસંગ આવતો ત્યારે ક્વેકર લોકોએ પૈસા "રાજાના ઉપયોગને માટે" છે એમ સંતોષ માની મંજુરી આપતા; લડાઇના વખતે ખોરાક અને દારૂ ગોળા લેવાને પૈસાની મંજુરી આપવી પડતી ત્યારે "રોટલી, લોટ, ઘઉં અને **બીજા દાણા** (એટલે દારૂ ગોળા) ને માટે મંજુરી આપી હોય એમ માની તેઓ મન વાળતા. જે માણસો તુરંગી વિચારો ધરાવે છે તેમને આવાં કંગાળ બહાનાં શોધવાં પડે છે.

૧૭૪૮ ના અકટોબર માસની ૭ મી તારીખે એઇલાશાપેલનું તહનામું થયું અને યૂરોપમાં લડાઇનો અંત આવવાથી અમેરિકન સંસ્થાનિકોની ધાસ્તી દૂર થઇ. ધાસ્તીને વખતે ફ્રાંક્લિને લશ્કર વગેરે તૈયાર કરવામાં જે આગળ પડતો ભાગ લીધો હતો તેથી પેન્સિલ્વેનિયામાં તેની આબરૂ ઘણી વધી; પ્રગણાનો હાકેમ, રાજમંડળીના સભાસદો અને વગવાળા લોકોમાં એનો મોભો વધ્યો; હવેથી આફતને વખતે ફ્રાંક્લિનને પોતાના અગ્રેસર અને સલાહકાર તરીકે ફિલાડેલ્ફિયાના વતનીઓ ગણવા લાગ્યા. આ અરસામાં ફ્રાંક્લિનના ઘરમાં અને તેના સંબંધીઓના ઘરમાં કેટલીક જાણવાજોગ બીનાઓ બની હતી. ૧૭૪૪ માં તેની સ્ત્રીને એક કન્યારત્ન પ્રાપ્ત થયું. આ બાળકનું નામ સાહરા પાડવામાં આવ્યું હતું. એ વરસમાં તેની બહેન જેનના છોકરા મીકલને તેણે ન્યુયોર્કમાં પોતાના ભાગીઆ જૉન પારકર પાસે શાગિર્દ મૂક્યો. તેનો મોટો છોકરો વિલિયમ મજબુત અને ખુબસુરત હતો પણ અભ્યાસ કરવામાં ઘણો પછાત હતો. લડાઇની શરૂઆતમાં તે ઘેરથી છાનોમાનો નાશી ગયો અને એક ખાનગી વહાણપર નોકર રહ્યો. ફ્રાંક્લિન આ છોકરાને ત્યાંથી ઘેર લાવ્યો પરંતુ એનું વલણ લશ્કરી નોકરી કરવા તરફ હોવાથી, માત્ર સોળ વરસની ઉમરે કેનેડાપર હુમલો કરવા જતા એક લશ્કરમાં એને દાખલ કરાવ્યો.

ફ્રાંક્લિનનાં માબાપ લડાઇની શરૂઆતમાં હૈયાત હતાં. બન્ને ઘણાં ઘરડાં થયાં હતાં અને ઘરડપણને લીધે તેમનાં શરીર દોદળાં થઇ ગયાં હતાં. ફ્રાંક્લિન તેમને હેતથી ઉભરાતા પત્ર લખતો અને તેમનાં દરદને માટે વખતોવખત કંઇ ઉપાય બતાવતો. એક પત્રમાં ફ્રાંક્લિન લખે છે કે "તમારા બેમાંથી કોઇ પોતાના દુઃખની હકીકત મને લખે છે ત્યરે વૈદ્યના ધંધામાં માથું મારવાને હું બહુજ આતુર થઇ જાઉ છું. મારા કુટુંબમાં જરૂર પડે ત્યારે હું વૈદ્યની સલાહ લઉં છું અને તેના કહેવા પ્રમાણે

ચાલું છું. મારા કોઈ પત્રમાં હું કંઈ ઉપાય બતાવું તો એમજ સમજજો કે મારી તમારા પ્રત્યેની સારી લાગણીને લીધે તે હું લખું છું. તમારા વૈદ્યની સલાહ અથવા મંજુરી શિવાય મેં બતાવેલા ઉપાયનો અમલ કરશો નહીં." ૧૭૪૪ માં ૮૯ વર્ષનું લાંબું આયુષ્ય ભોગવી ફ્રાંક્લિનનો પિતા જોશીયા દેવ લોક પામ્યો. બહેન જેનને ફ્રાંક્લિને આ પછી જે પત્ર લખ્યો તેમાં તે લખે છે કે "વહાલી બહેન, પિતાજીના મંદવાડ વખતે તેં તેમની સેવા ચાકરી કરી છે તેને માટે તારાપર મને ઘણું વાહાલ આવે છે." ૧૭૪૫ ના જાનેવારીની ૧૭ મી તારીખના "બોસ્ટન ન્યુઝલેટર" પત્રના અંકમાં જોશીઆ ફ્રાંક્લિનના મરણની નોંધ આ શબ્દોમાં લીધી હતીઃ—"ગઈ રાત્રે મિણબત્તિ અને સાબુ બનાવનાર મી. જોશીઆ ફ્રાંક્લિનને દેવાજ્ઞા થઇ છે. ઇંદ્રિયો તથા મનના વેગમાં તણાઈ ન જતાં એકસરખી રીતે નિયમવૃત્તિથી તેણે પોતાનું શરીર એવું રાખ્યું હતું કે ૮૭ વર્ષની ઉમર સુધી તે સુખમાં ને સુખમાં રહ્યો. ઇશ્વરપર પૂર્ણ ભરોંસો રાખી, એવા ભક્તિભાવ અને સદાચારથી તે રહેતો કે જેવા આનંદ અને સલાહશાંતિમાં તેણે પોતાનો આવરદા કાઢ્યો, તેવામાંજ તે મરણ પામ્યો. એના પાછળ બહોળું કુટુંબ એ મૂકી ગયો છે જેણે પ્રમાણિક માણસ તરીકેની પોતાની શાખ આખી જીંદગી સુધી નિભાવી છે એવા વડીલના એ કુટુંબીઓને ધન્યવાદ ઘટે છે."

---

## પ્રકરણ ૧૩. મું.

### વિજળી સબંધી શોધો.

૧૭૪૬ થી ૧૭૫૨.

લેડનજારની શોધ—દાક્તર સ્પેન્સને ત્યાં ફ્રાંક્લિને જોએલા પ્રયોગ—વિજળીનો અભ્યાસ કરવાનો શોખ—સ્વતંત્ર રીતે ભાવ અને અભાવરૂપ વિજળીના પ્રકારની શોધ—લેડનજારનું પૃથક્કરણ—ઇલેક્ટ્રિક બેટરી—રમુજી ખેલ—ધંધા રોજગારમાંથી છૂટા પડ્યો—ડેવિડહોલ સાથે કરેલો કરાર—અભ્યાસ કરવાની યોજના—આકાશવિજળી અને ઘર્ષણ વિજળી એકજ છે એમ પતંગ ઉડાવી શોધી કાઢ્યું—લાઇટનીંગરોડ અથવા વિજળીવાહન સળીઆની શોધ—ફ્રાંક્લિનની પ્રખ્યાતી અને તેને મળેલાં માન—વિદ્યા મેળવવાને ફ્રાંક્લિનની લાયકાત.

---

લેડનજારની શોધ ૧૭૪૫ માં થઇ હતી. એ શોધથી આખા યૂરોપ ખંડમાં વિજળીનો અભ્યાસ કરવાની ખંત ઘણી વધી પડી હતી. પિટર કોલિન્સન દર વર્ષે ફિલાડેલ્ફિયા પુસ્તકાલયને માટે ચોપડીઓ ખરીદ કરી મોકલતો તેની સાથે પોતાના તરફથી ભેટ તરીકે કોઇ વખત કંઈ પુસ્તક ને કોઇ વખત નવાઇની ચીજ મોકલતો હતો. નવી શોધી કાઢેલી લેડનજાર અને તે વાપરવાના નિયમની છાપેલી ચોપડી ૧૭૪૬ માં તેણે ભેટ તરીકે મોકલી હતી. આ ભેટ આવી પહોંચી તે પહેલાં થોડાં અઠવાડિયાંપર ફ્રાંકલિને બોસ્ટનમાં દાકટર સ્પેન્સને ત્યાં તેનો એક નમુનો જોયો હતો. દાકટર સ્પેન્સે વિજળીના કેટલાએક અખતરા એ વડે ફ્રાંકલનને કરી બતાવ્યા હતા, જે જોવાથી તે તાજુબ થયો હતો અને ઘણી ગમ્મત પામ્યો હતો. કોલિન્સને મોકલેલી વિજળીનળીકા ફિલાડેલ્ફિયા પુસ્તકાલયમાં આવી પહોંચતાંજ ફ્રાંકલિને બોસ્ટનમાં જોએલા અખતરા ફરીથી જાતે કરી જોયા. વિજળીનો અભ્યાસ કરવામાં તેને ઘણો રસ પડવા લાગ્યો. જરા ફુરસદ મળે કે એ વિષયમાં તે પોતાનો વખત રોકતો. ફિલાડેલ્ફિયામાં આવેલા એક કાચના કારખાનામાં બીજી કેટલીક નળીઓ બનાવરાવી તેણે પોતાના મિત્રોમાં લહાણી કરી અને જન્ટોમંડળીના બધા સભાસદો વિજળીના પ્રયોગ કરવાનો મોહ લગાડયો. ૧૭૪૬-૪૭ નો આખો શિયાળો ફ્રાંકલિન અને તેના મિત્રોએ વિજળીની પાછળ ગાળ્યો. ઘણાખરાએ તો થોડો વખત ગમ્મત કર્યા પછી એ નાદ મૂકી દીધો, પણ ફ્રાંકલિન અને બીજા બે ત્રણ જણ આ નવા શાસ્ત્રનો ખંત અને ઉદ્યોગથી અભ્યાસ કરવામાં અને નવી નવી શોધો કરવામાં મચ્યા રહ્યા.

નવા નવા પ્રયોગ કરી નવી નવી બાબતો ફ્રાંક્લિન અને તેના સોબતી શોધી કાઢવા લાગ્યા. ઘસારાથી વિજળી પેદા થતી નથી પણ એકઠી થાય છે એમ તેમણે પ્રથમ અટકળ કરી પાછળથી પ્રયોગોથી સાબીત કરી જોયું. વિજળી ભાવરૂપ અને અભાવરૂપ એવા બે પ્રકારની છે એ વાત ફ્રાંકલિને પ્રયોગ શરૂ કર્યા પછી થોડા દિવસમાં જણાઇ હતી એમ જુલાઇ ૧૭૪૭ ના તેના એક પત્ર પરથી માલમ પડે છે. ફ્રાંકલિન અને તેના મિત્રો વિજળીના તણખાથી મિણબત્તિ સળગાવતા, દસવીસ માણસોને હારબંધ ઊભા રાખી આચકો આપતા, પુતળી નચાવતા અને બીજા ઘણા આશ્ચર્યજનક પ્રયોગો કરી ફિલાડેલ્ફિયાના જુવાનોને આનંદ પમાડતા. આ પૈકી ઘણીખરી બાબતો યૂરોપના વિદ્વાનોના જાણવામાં હતી. પરંતુ

એ વિષે કઇ સાંભળેલું કે જોએલું નહીં છતાં ફિલાડેલ્ફિયામાં ફ્રાંક્લિન અને તેના મિત્રોએ એ બાબતો પોતાના સ્વતંત્ર પ્રયોગોથી શોધી કાઢી હતી.

૧૭૪૭ નો ઊનાળો પ્રગણાનો બચાવ કરવામાં ગયો હતો પરંતુ તે કામમાંથી પરવાર્યા પછી ફ્રાંક્લિન અને તેના મિત્રો વિજળીના પ્રયોગો કરવાનું ફરીથી લઈ બેઠા. જે જે નવી વાત તેમના પ્રયોગથી તેમના જાણવામાં આવતી તે ફ્રાંક્લિન વિગતવાર પત્ર લખી કોલિન્સનને જણાવતો. લેડનજારથી પ્રયોગ કરવાનો ફ્રાંક્લિનને કદી કંટાળો આવતો નહીં. ભાવરૂપ અને અભાવરૂપ વિજળીનો ભેદ બતાવવાને નવા નવા પ્રયોગો તે શોધી કાઢતો. ફ્રાંક્લિનની પ્રયોગ કરવાની રીત કેવી હતી એ નીચે આપેલા બ્યાન પરથી જણાયછે. આ પ્રયોગો કરવામાં તે મેશ્ચમબ્રુકે શોધી કાઢેલી લેડનજાર વાપરતો, જે દાટો અને સળીઓ ઘાલેલી એક પાણી ભરેલી શીશીજ ફકત હતી.

"વિજળી ભરેલી લેડનજારનું જોર કયા ભાગમાં રહેલુ છે તેનું પૃથક્કરણ કરવાના ઇરાદાથી અમે શીશી કાચપર મૂકીને તેનો દાટો અને તાર કાઢી લીધો. પછી એક હાથમાં શીશી લઇ બીજા હાથની આંગળી તેના મોં આગળ ધરી તો પાણીમાંથી વિજળીનો મોટો તણખો નીકળ્યો. તાર અંદર હોય ને જેવા જોસથી તણખો નીકળે તેવા જોસથી પાણીમાંથી તણખો નીકળ્યો તેથી જણાયું કે તારમાં કંઇ જોર સમાયલું નથી. ત્યારે શીશીની અંદર ભરેલા પાણીમાં લેડનજારનું જોર રહ્યું હશે કે નહીં તે જોવાને અમે લેડનજારમાં ફરી વિજળી ભરી અને પ્રથમ પ્રમાણે તેને કાચપર મૂકી દાટો અને તાર કાઢી લીધાં; પછી શીશી ઉપાડીને અમે એની અંદરનું પાણી કાચપર મૂકેલી બીજી ખાલી શીશામાં રેડ્યું. જો પાણીમાં વિજળીનું જોર હોય તો આ નવી શીશીના મોં આગળ આંગળી ધરવાથી આંચકો લાગવો જોઇએ. પણ તે પ્રમાણે કરી જોતાં કંઈ જણાયું નહીં. અમે અકટળ કરી કે પાણી રેડતાં વિજળી જતી રહી હશે, અથવા જુની શીશામાં રહી ગઇ હશે. જુની શીશીમાં તાજું પાણી નાખી અજમાવી જોયું તો અમને તેમાંથી વિજળિનો આચકો લાગ્યો. ત્યારે હવે આ ગુણ કાચમાં કાચના જાતિગુણ તરીકે છે કે શીશી જેવા આકારને લીધે છે તે જોવાને અમે કાચની એક રકાબી લીધી ને તેની પર સીસાનું પત્રું ચઢાવી તેમાં વિજળી ભરીને તેની પાસે હાથ લાવી જોયું તો તણખો નીકળી આચકો લાગ્યો. પછી અમે કાચની રકાબી કરતાં

બધી તરફ બે ઇંચ નાની સીસાની રકાબીઓ લીધી અને તેમની વચ્ચે કાચની રકાબી મૂકી ઉપરની સીસાની રકાબી મારફતે તેમાં વિજળી ભરી; પછી કાચને સીસાથી જૂદો પાડયો. એમ કરવાથી સીસામાં વિજળી રહી હશે તે જૂદી પડી. પછી કાચની કોરને આંગળી લગાડી જોતાં તેમાંથી વિજળીના ઝીણા તણખા નીકળવા લાગ્યા. કાચના જૂદા જૂદા ભાગમાંથી આ પ્રમાણે ઘણા તણખા કાઢી શકાય. પછી ચાલાકીથી કાચને સીસાના પડમાં ફરીથી મૂકી કોરો દબાવી તો જોસથી આંચકો લાગ્યો. એપરથી સિદ્ધ થયું કે વિજળી કાચમાં કાચના જાતિગુણથી રહે છે અને કાચની આસપાસ મૂકેલાં સીસાનાં પડ કાચના જૂદા જૂદા ભાગની વિજળી ભેગી કરવાનું અને જે બિંદુએ જોઇએ તે બિંદુએ લાવવાનુ કામ કરે છે."

લેડનજારમાં વિજળી શાથી ભેગી થાયછે અને શાના ગુણથી ટકી રહેછે, એ આ પ્રમાણે શોધી કાઢી ફ્રાંકિલને સીસાનાં પતરાં ચઢાવેલી અગિઆર રકાબીઓ સાથે ગોઠવી તેની ઇલેકિટ્રક બેટરી અથવા વિજળીની ઓળ બનાવી. જેમ એકમાં વિજળી ભરી શકાય તેમ આ રીતથી બધી રકાબીઓમાં સાથે વિજળી ભરી શકાય. રકાબીને બદલે લેડનજાર વાપરવી વધારે સવડભરેલી જણાયાથી પાછળથી રકાબીઓને બદલે લેડનજાર વાપરી બેટરિ બનાવવામાં આવી હતી.

આ વરસના શિયાળામાં મી. કિન્નર્સલી નામના માણસે વિજળીની મદદથી એક રમુજી ખેલ બનાવ્યો હતો. ત્રીજા જ્યોર્જ રાજાનું પુતળું વિજળીથી એવી રીતે ભરવામાં આવ્યું હતું કે જો કોઇ એ પુતળાને માથેથી મુગટ ઉપાડવા જાય તો તેને મોટો આચકો લાગતો. ફ્રાંકિલને એક એવું પૈડું બનાવ્યું હતું કે જે વિજળીની મદદથી ઘણા જોસથી ફરતું અને મરઘી સરખા પ્રાણીને મારી નાંખે એવો વિજળીનો આચકો આપી શકતું. આ વરસમાં ફ્રાંકિલને કરેલી સૌથી અગત્યની શોધ તો લેડનજારનું પૃથક્કરણ હતું. લેડનજાર સંબંધી ફ્રાંકિલને કરેલા ખુલાસામાં હજી સુધી વિદ્વાનો કંઈ ભૂલ કાઢી શક્યા નથી તેમ વધારો કરી શક્યા નથી. આપણી શાળાઓમાં અને પાઠશાળાઓમાં શીખવાતી વિજળીનાં અગત્યનાં તત્વ ફ્રાંકિલને આ વરસમાં સ્થાપન કરેલાં હતાં.

ફ્રાંકિલન પૈસા સાચવી જાણતો પણ માત્ર પૈસા કમાવા એજ આ દુનિયાનું સાર્થક છે એમ તે સમજતો નહીં. ધંધો રોજગાર શરૂ કર્યાને

હવે તેને વીસ વરસ થયાં હતાં. તેની ઉમર ૪૨ વર્ષની થઈ હતી. દર વર્ષે સાતસો પાઉન્ડની ઉપજ આવે એટલી મિલકત તેણે સંપાદન કરી હતી. વેપાર રોજગાર છોડી ઘેર બેસવાને એ વખતમાં આટલી ઉપજ બસ ગણાતી હતી. સો વર્ષ પહેલાં અમેરિકન સંસ્થાનોમાં ૭૦૦ પાઉન્ડની આવકવાળો માણસ પોતાના કુટુંબ સાથે સુખમાં દહાડા કાઢી શકે એવો વખત હતો. આટલી ખાનગી ઉપજ ઉપરાંત ફ્રાંક્લિન દર વર્ષે આશરે દોઢસો પાઉન્ડના પગારના બે સરકારી હુદ્દા ભોગવતો હતો. મિલકતની ઉપજ ઉપરાંત દર વર્ષે તેના ધંધામાંથી તેને બે હજાર પાઉન્ડ નફો મળતો એટલે તેની એકંદર વાર્ષિક ઉપજ ત્રણ હજાર પાઉન્ડ થતી. આ પ્રમાણે પૈસા સંબંધી નિરાંત થઇ હતી તેથી હવે ધંધામાંથી નીકળી જઈ પોતાનો વખત વિદ્યા સંપાદન કરવા પાછળ ગાળવાને ફ્રાંક્લિનને મન થયું. ૧૭૪૮ ના સપ્ટેમ્બર માસમાં પોતાના મુકર્દમ ડેવિડ હોલને પોતાનું છાપખાનું વેચી દેવાને ફ્રાંક્લિને ઇચ્છા બતાવી. બન્ને વચ્ચે એવો કરાર થયો કે છાપખાનાનો માલિક પોતે હોય એવી રીતે ડેવિડ હોલે છાપખાનું ચલાવવું અને અઢાર વરસ સુધી ફ્રાંક્લિનને દર વર્ષે એક હજાર પાઉન્ડ પ્રમાણે વર્ષાશન આપવું. અઢાર વર્ષ પછી ફ્રાંક્લિનને કંઈ આપવું નહીં અને છાપખાનાનો સંપૂર્ણ રીતે ડેવિડહોલ માલિક થાય. અઢાર વર્ષની મુદ્દત પૂરી થાય ત્યાં સુધી છાપખાનું ફ્રાંક્લિન અને હોલના નામથી ચાલે અને ફ્રાંક્લિને ગેઝીટ અને "ગરીબ રિચર્ડ" ચલાવવામાં મદદ કરવી. આ પ્રમાણે કરાર કરી ફ્રાંક્લિન કામકાજની ફીકરમાંથી મુક્ત થયો અને ૧૭૪૮ થી વિદ્યા સંપાદન કરવાનો અને વધારવાનો પોતાનો શોખ પૂરો કરવા લાગ્યો.

આ અરસામાં એક મિત્રપર લખેલા પત્રમાં ફ્રાંક્લિન નીચે પ્રમાણે વિચાર જણાવે છે:—

"શહેરના વધારે શાંત ભાગમાં હુ મારો વાસ લઈ ગયો છું અને મારો હિસાબ નક્કી કરૂં છું. થોડા વખતમાં મારા વખતનો પૂર્ણ માલિક થવાની આશા રાખું છું. મારી તબીઅત ઠીક રહેશે તો આવતા વર્ષ સુધીમાં વગર અડચણે મારા દૂરના દૂર મિત્રને મળવાની હું આશા રાખું છું. એજ ધારણાથી જાહેર કામો પણ હવે હું વધારે માથે લેતો નથી. છેલ્લી સંરક્ષણ મંડળીમાં મેં જે ભાગ લીધો હતો તેથી હું એટલો

લોકપ્રિય થયો છું કે રાજ્યમંડળીના સભાસદોની ચૂંટણીમાં મને શહેર તરફથી ચૂંટી કાઢવાનો કેટલાએકનો ઇરાદો હતો. પણ મારા જે જે મિત્રોએ આ સંબંધમાં મારા આગળ વાત કરી તેમને મેં ના કહી અને જણાવ્યું કે મને ચૂંટી કાઢશો તોપણ હું કામ કરીશ નહીં. જે કામ કરવાને હું પસંદ કરૂં છું, તે શિવાય બીજું હવે મારે માથે આવશે નહીં તેથી થાક અને ફીકર વગર મારી સાથે મિત્રતા ધરાવનાર વિદ્વાન માણસો સાથે હું લોકોનું ભલું થાય એવી બાબતોપર વાતોચીતો કરી શકીશ અને વાંચવાને, અભ્યાસ કરવાને અને પ્રયોગો કરવાને ફુરસદ મેળવી શકીશ. મારા ધારવા પ્રમાણે આ કંઇ ઓછું સુખ નથી."

છાપખાનું ડેવિડહોલને સોંપ્યા પછી પોતાની ઇચ્છાનુસાર અભ્યાસ કરવાને અને વિજળીના પ્રયોગો કરવાને ફ્રાંકિલનને વખત મળવા લાગ્યો. ૧૭૪૮ થી ૧૭૫૨ સુધીમાં તેણે વિજળી સંબંધી ઘણા ઘણા પ્રયોગો કરી જોયા અને નવી નવી વાતો શોધી કાઢી, જેનું વર્ણન આ પુસ્તકમાં થઇ શકે નહીં. બે મુખ્ય શોધો જેથી તેનું નામ દુનિયામાં અમર થયું છે તે સંબંધી થોડા શબ્દ અત્રે કહેવા યોગ્ય થશે.

ઘર્ષણ વિજળી અને આકાશની વિજળી એ બેઉ એકજ જાતની છે કે જૂદી એ નક્કી કરવાને ફ્રાંકિલન ઘણા વખતથી વિચાર કરતો હતો. તે વખતે ફિલાડેલ્ફિયામાં એક ઊંચો મિનારો બંધાતો હતો. ફ્રાંકિલનનો વિચાર એવો હતો કે એ મિનારો પૂરો થશે ત્યારે "તે ઉપર ચઢી વાદળાંની વિજળી કેવી જાતની છે તે તપાસી જોઇશ. પણ એટલામાં તેણે એક છોકરાને પતંગ ઉડાવતો જોયો. એટલે તેને પોતાનો ઇરાદો પાર પાડવાનું સાધન માલમ પડ્યું. એક રેશમી રૂમાલનો પતંગ બનાવી તેણે શણની દોરી બાંધીને પોતાના છોકરાને લઇ એક મેદાનમાં તે ગયો. ત્યાં તેણે એ પતંગ ઉડાવ્યો અને બધી શણની દોરી છોડી દીધી બાદ એક રેશમી દોરીનો કડકો તેને છેડે બાંધીને એક ઝાડ સાથે બાંધ્યો અને પછી ઘણી આતુરતાથી ત્યાં બેઠો. આ વખતે આકાશમાં ઘણાં વાદળાં ચઢી આવ્યાં હતાં એટલે પતંગને વિજળી લાગવાનો સંભવ હતો. થોડા વખતમાં પતંગની શણની દોરીનાં રૂવાં ઊભાં થવા લાગ્યાં એટલે તે દોરી નજીક ગયો અને પોતાની આંગળી દોરી પાસે ધરી એટલામાં તે દોરીમાંથી વિજળીના તણખા જેવું અજવાળું પોતાની આંગળી તરફ

ઉડયું. પછી તેણે ઘણા પ્રયોગો કરી નક્કી કરી જોયું કે આકાશની વિજળી ઘર્ષણ વિજળીના જેવીજ છે."*

મિનારાપર ચઢી લોઢાનો સળીઓ ઊભો કરી તેની મદદ વડે ઘર્ષણ વિજળી અને આકાશ વિજળી એકજ છે કે નહીં એ નક્કી કરવાનો ફ્રાંક્લિનનો પહેલાં વિચાર હતો તે રીતે ફ્રાન્સમાં કેટલાએક વિદ્વાનોએ કરી જોયું તો તેમને પણ ફ્રાંકિલનના જેવુંજ માલમ પડયું. જે શોધ ફ્રાંકિલને પતંગ વડે કરી હતી તે ફ્રાન્સમાં તેના મૂળ વિચાર પ્રમાણે સળી-આથી થવાથી તેનું નામ આખા યૂરોપમાં પ્રખ્યાત થયું અને પહેલા દર-જ્જાનો વિજળીશાસ્ત્રી તે ગણાવા લાગ્યો.

ફ્રાંક્લિને કરેલી બીજી શોધ ઘણી અગત્યની છે અને તેથી દુનિયામાં દર વર્ષે લાખો માણસોના જાન અને મિલકતનું સંરક્ષણ થાય છે. ઊંચાં ઘરો, પહાડપરનાં ઘરો અને વહાણો વગેરેપર વિજળી પડે તો તેમને નુકશાન કર્યા વગર પાણી કે જમીનમાં ઊતરી જાય એટલા માટે ફ્રાંક્લિને એવી હિકમત બતાવી કે લોખંડનો કે તાંબાનો સળીઓ ઘરની ઊંચામાં ઊંચી ટોચપરથી જામીન સુધી ઘરની દિવાલ જોડે જડી લેવામાં આવે ને ઉપરનો છેડો અણીવાળો રાખી નીચેનો છેડો જમીનમાં કેટલાક હાથ ઉંડો દાટવામાં આવે તો ઘરપર પડેલી વિજળી એ સળીઆ મારફતે બારોબાર જમીનમાં ઊતરી જશે. ઘર જોડે જડી લીધેલા આવા સળીઆને "લાઇટનીંગ કન્ડકટર" અથવા વિજળીવાહક કહે છે.

આ શોધોથી યૂરોપમાં વિદ્યાના શોખી દરેક માણસને ફ્રાંકિલનનું નામ જાણીતું થયું. વિજળી સંબંધી તેનાં લખાણ આતુરતાથી બધે વંચાવા લાગ્યાં અને વસ્તુના સંપૂર્ણ વિવેચન માટે અને ચોખ્ખી ભાષા માટે વખણાવા લાગ્યાં. આકાશમાંથી પ્રયોગને માટે વિજળી જમીનપર ખેંચી લાવવી એ વિદ્વાનો અને અજ્ઞાનો બધાને આશ્ચર્યજનક લાગ્યું. અને આવી મહાન શોધ ફિલાડેલ્ફિયા જેવા ખૂણે પડેલા શહેરમાં ફ્રાંકિલન જેવો ધંધાદારી માણસ કરી શક્યો, એ તેમને તેથી પણ વધારે નવાઈ જેવું લાગ્યું. ઇંગ્લાંડની "રોયલ સોસાઇટી" એ ફ્રાંક્લિનની વિદ્વતાની એટલી બુજ કરી કે એકમતે તેને એ સોસાઇટીનો સભાસદ નિમ્યો અને કોપ-લીનો ચાંદ ભેટ આપ્યો. યેલ અને હાર્વર્ડ કોલેજોએ તેને માન તરીકે

---

* માણેકલાલ કૃત વિજળી પાન ૩૦.

એમ. એ. ની પદવી આપી. વિદ્વાનોમાં ફ્રાંકિલનની પ્રતિષ્ઠા બંધાઇ અને માન મળવા લાગ્યું તેથી સ્વાભાવિક રીતે તે ખુશી થતો હતો. બોસ્ટનના એક મિત્રને ૧૭૫૩ માં લખેલા પત્રમાં તે લખે છે કે "ટેટલર" પત્રમાં વાત લખી છે કે એક છોડી એકાએક મગરૂર થતી જણાઈ પણ તેનું કારણ કોઇ જાણી શક્યું નહીં. આખરે જણાયું કે એ છોડીને નવો રેશમી મોજાબંધ મળ્યો હતો. એ છોડીના જેવું મારામાં કંઈ તમને માલમ પડે તો તમે ગુંચાઓ નહીં માટે મને લાગે છે કે મારે મારાં મોજાંબંધ ઘાઘરા તળે સંતાડવાં ન જોઇએ, પણ આપણા મિત્ર કોલિન્સનના પત્રમાંથી થોડો ઉતારો તમને મોકલી, બતાવવાં જોઇએ." આ પછી કેટલીક હકીકત લખી રોયલ સોસાઇટી તથા ફ્રાન્સના રાજા તરફથી મળેલાં માનની વાત ફ્રાંકિલન એ પત્રમાં જણાવે છે.

વિજળીનો અભ્યાસ ફ્રાંકિલને જારી રાખ્યો. આકાશ વિજળીનો તે એટલો ભોમીઓ થઇ ગયો કે જ્યારે જોઇએ ત્યારે પ્રયોગો કરવાને એ વિજળી પોતાના ઘરના ઓરડામાં આવી શકે એવી હિકમત તેણે કરી. આકાશનાં વાદળાંની વિજળી ભાવ રૂપ છે કે અભાવ રૂપ એ નક્કી કરવાને તેણે ઘણા પ્રયોગો કરી જોયા અને આખરે સ્થાપન કર્યું કે એ અભાવરૂપ છે.

૨૦ વરસ સુધી ફ્રાંકિલને વિજળીના પ્રયોગો કરી જોયા. તેમાં પહેલાં સાત વરસતો ફક્ત વિજળી પાછળજ ગાળ્યાં હતાં. વિજળીને હરેક પ્રકારે તેણે કસી જોઇ. તેના ઘરમાં વિજળી સંબંધી ઓજારોનો મોટો જથો ગોઠવી રાખ્યો હતો અને ઘણીવાર ગૃહસ્થો અને બાઇઓને હેરત પમાડે એવા પ્રયોગો કરી બતાવવામાં આવતા હતા. દુનિયાના વિજળી શાસ્ત્રીઓમાં ફ્રાંકિલન પહેલી પંક્તિનો ગણાવા લાગ્યો. તેણે શોધી કાઢેલા વિજળી વાહન સળીઆનો ઉપયોગ ધીમે ધીમે વધવા લાગ્યો. દસ વરસમાં સંસ્થાનોમાં અને વીસ વરસમાં ઇંગ્લાંડમાં એ સળીયાનો ઉપયોગ સાધારણ થઇ ગયો. મોટાં મોટાં મકાન બનાવનાર કેવી રીતે વિજળી વાહન સળીઓ ગોઠવવો એ વિષે તેની સલાહ પુછતા. ડિઝરાયલી "ક્યુરીઓસીટીઝ ઓફ લિટરેચર"માં એક વાત લખે છે કે ફિલાડેલ્ફિયામાં કામ ધંધા વગરના લોક ફ્રાંકિલનના ઘર આગળ આવીને એક બારી આગળ નકામા ઉભા રહેતા અને ત્રાસ આપતા. આ લોકોનો ત્રાસ દૂર કરવાને ફ્રાંકિલને એવી યુક્તિ કરી કે બારીના કઠેરામાં વિજળી ભરી કે

જેથી જે કોઇ કઠેરાને અઢેલીને ઉભો રહેવા જાય તેને સખ્ત આચકો લાગ્યા વગર રહે નહીં.

કુદરતનું ફતેમંદીથી અવલોકન કરવાને અને વિદ્યાનો વધારો કરવાને ચાર ગુણ અવશ્ય જોઇએ. ૧. પાકી સમજ, ૨. ધીરજ, ૩. ચાલાકી અને ૪. સ્વતંત્ર આવક. આ ચારે ગુણ ફ્રાંકિલનનામાં સારી પેઠે હોવાથી તે વિદ્યા અને જ્ઞાનનો વધારો કરી શક્યો. કુદરતનું અવલોકન કરવાનું છોડીને આગળપર જો રાજનીતિમાં પડવાનો પ્રસંગ તેને આવ્યો નહોત તો બીજી ઘણા પ્રકારની શોધો તે બેશક કરી શકત.

---

# પ્રકરણ ૧૪ મું.

## ૧૭૫૦ ના આરસામાં કરેલી બીજી જાહેર સેવાઓ.

પાઠશાળા સ્થાપન કરવાની યોજના—પેન્સિલ્વેનિયામાં જુવાનોને કેળવણી આપવા સંબંધી દરખાસ્ત—શાળાના મકાનની તજવીજ—દવાખાનું કાઢવાની યોજના—દાક્તર બાન્ડ—દવાખાનું સ્થાપન કર્યું—ગિલબર્ટ ટેનંટને ઉઘરાણું ભેગું કરવાની શીખામણ—શહેરના રસ્તાપર ફરસબંધી જડવા તથા રસ્તા સાફસુફ રાખવા કરેલી તજવીજ—યલો વિલો અમેરિકામાં પ્રથમ ફ્રાંકિલને દાખલ કર્યું—ખાતર તરીકે "પ્લાસ્ટર ઑફ પારીસ" દાખલ કર્યું—સાવરણાંનાં ઝાડ રોપાવ્યાં—એડમન્ડ કિવન્સીને રહેનીશ દ્રાક્ષની કલમો મોકલાવી—જોન આડમ્સનો ફ્રાંકિલન વિષે અભિપ્રાય—સગાંપર હેત—ફ્રાંકિલનની માએ ૮૪ વરસની ઉમરે લખેલો પત્ર—માનું મૃત્યુ—માબાપની કબરપર ફ્રાંકિલને મુકાવેલો લેખ—બહેન જેનને લખેલા પત્ર—મરણ વિષે ફ્રાંકિલનના વિચાર—વિદ્યાભ્યાસ અને શોધ—ધર્મસંબંધી વિચાર—ઉવાઇટફિલ્ડને લખેલો પત્ર.

---

ફ્રાંકિલન પોતાનું જ્ઞાન વધારતો એટલુંજ નહીં પણ જ્ઞાનનો ફેલાવો કરવાને પણ યોજનાઓ કરતો. ૧૭૪૩ માં એનો પુત્ર ૧૩ વર્ષનો થયો હતો. પુત્રને ઉંચી જાતની કેળવણી આપી શકે એવી એની પૈસા સંબંધી સ્થિતિ પણ થઇ હતી. આ વખતે ફ્રાંકિલનને માલમ પડ્યું કે ફિલાડેલ્ફિયા કે ન્યુયોર્કમાં પાઠશાળા કે ઊંચા પ્રકારની શાળા એકે નથી.

ફિલાડેલ્ફિયામાં એક પાઠશાળા સ્થાપન કરવાને એ વર્ષમાં કંઇ હિલચાલ ફ્રાંકિલને કરી; પણ લઢાઇની બૂમોને લીધે તે વર્ષ અનુકૂળ આવ્યું નહીં અને છ વર્ષ સુધી પાઠશાળાની યોજના એમની એમ પડી રહી. ૧૭૪૯ માં દેશમાં સલાહશાંતિ થઇ હતી અને ફ્રાંકિલનને પોતાને પણ અવકાશનો વખત આવ્યો હતો. એ વર્ષમાં એનો પુત્ર ૧૯ વર્ષનો થઇ ગયો હતો અને હવે કંઇ વધારે ભણે એમ લાગતું નહોતું, તોપણ પાઠશાળા સ્થાપન કરવાની પોતાની યોજના ફ્રાંકિલને ફરીથી ઉપાડી.

ફ્રાંકિલનના હમેશના રિવાજ પ્રમાણે પ્રથમ તો જન્ટો મંડળીમાં એ વાતની તેણે ચર્ચા ચલાવી. જન્ટો મંડળીના ઘણા સભાસદો થોડાં વરસપર જાતે મજુરી કરી ધંધો ચલાવતા હતા પણ હવે તો ઉજળાં લૂગડાં પહેરી શકે એવા પૈસાવાળા ગૃહસ્થ થયા હતા. ઘણા સભાસદોએ ફ્રાંકિલનની યોજનાને અંતઃકરણથી ટેકો આપ્યો અને ધીમે ધીમે એ યોજનાની તરફેણમાં બીજી ઉપમંડળીઓમાંથી પણ ઘણા જણ નીકળી આવ્યા. આટલું થયા પછી ફ્રાંકિલને લોકોમાં એ બાબત પ્રસિદ્ધ કરવાનો વિચાર કર્યો. "પેન્સિલ્વેનિયામાં જુવાનોને કેળવણી આપવા સંબંધી દરખાસ્ત" એ નામનું એક ચોપનિયું લખી ગેઝીટના દરેક ગ્રાહકને તેણે ભેટ આપ્યું અને બીજા લોકોમાં પણ ફેલાવ્યું.

આ ચોપાનિયાથી ઘણી અસર થઇ. ફ્રાંકિલનની દરખાસ્ત લોકોને પસંદ પડી અને થોડી રકઝક પછી તે મંજુર થઇ. પાંચ હજાર પાઉન્ડ ઝટવારમાં ભરાઇ ગયા અને વર્ષ પૂરૂં થતા પહેલાં શાળા ઉઘડી. વિદ્યાર્થીઓનો એટલો બધો જમાવ થયો કે થોડા વખતમાં નવું અને મોટું મકાન લેવાની જરૂર પડી. ગમે તે પંથના ધર્મગુરૂને વ્યાખ્યાન આપવાને કામ લાગે એવા ઇરાદાથી હવાઇટફીલ્ડના આગમન સમયે બાંધેલું દેવળ શાળાને માટે મકાન તરીકે કામમાં લેવામાં આવ્યું. ધર્મ સંબંધી અત્યુત્સાહ હવાઇટફીલ્ડના ગયા પછી નરમ પડયો હતો. એ દેવળનું ભાડું બરોબર આવતું નહીં, વળી દેવળને માથે કંઇ દેવું પણ થઇ ગયું હતું. ફ્રાંકિલન દેવળ અને શાળા બન્નેનો ટ્રસ્ટી હતો. દેવળના મકાનમાં મૂળ ઉદ્દેશ પ્રમાણે ગમે તે પંથના ધર્મગુરૂને વ્યાખ્યાન આપવાને દિવાનખાનું રહે અને શાળા પણ બેસી શકે એવી ગોઠવણ રાખી, દેવળના ટ્રસ્ટીઓ પાસેથી શાળાના ટ્રસ્ટીઓને આખું મકાન અપાવવા ફ્રાંકિલને તજવીજ ચલાવી અને તેમાં તે ફતેહ પામ્યો. દેવળનું તમામ દેવું આપવાને તથા હમેશ માટે એક ઓરડો

વ્યાખ્યાનો માટે ખુલ્લો રાખવાને શાળાના ટ્રસ્ટીઓએ કબુલ કરવાથી આખું મકાન તેમને મળ્યું. શાળાને માટે સવડ થાય એવી ગોઠવણો એ મકાનમાં કરી નાખવામાં આવી. મજુરો અને કારીગરો કામે લગાડવાનું, સરસામાન ખરીદવાનું અને દેખરેખ રાખવાનું કામ ફ્રાંકિલન જાતે કરતો. આ પ્રમાણે શાળાની ગોઠવણ પૂરી થઈ. ૧૭૭૯ માં એ શાળા "પેન્સિલ્વેનિયાની પાઠશાળા" થઇ. હજી સુધી એજ નામથી તે કાયમ છે અને એ શહેરની પાઠશાળાઓમાં સૌથી મૂખ્ય ગણાય છે.

શાળાની સ્થાપના બરાબર રીતે પૂરી થયા પછી ફ્રાંકિલન એવુંજ એક બીજું પરોપકારી કામ ઉભુ કરવાને ખંતથી મંડયો. ફિલાડેલ્ફિઆમાં એ વખતે એક સારા દવાખાનાની ઘણી ખોટ હતી. માંદા પરદેશીઓ આવતા તેમને, તે વખત સુધી ખાલી પડી રહેલાં અવડ ઘરોમાં અને ડિલાવર નદીના ટાપુઓમાં રાખવામાં આવતા હતા. આથી કરીને રોગીઓને તેમજ શહેરને બંનેને ગેરફાયદો થતો હતો. દવાખાનું ઉઘાડવાની યોજના દાક્તર બાન્ડ નામના ફ્રાંકિલનના એક મિત્રે પ્રથમ બહાર પાડી હતી. એ યોજના સંસ્થાનોમાં તદન નવી હોવાથી ઉઘરાણામાં પૈસા ભરવાને કોઇ ખુશી બતાવતું નહીં. આખરે દાક્તર બાન્ડ ફ્રાંકિલનની સલાહ લેવાને તેને ઘેર આવ્યો અને કહ્યું કે "તમારો જેની સાથે કંઇ સંબંધ ન હોય એવી લોકોપયોગી યોજના લોકોમાં પસાર થઇ શકતી નથી. જેમને હું ઉઘરાણા માટે મળું છું તેઓ મને પૂછે છે કે આ બાબતમાં તમે ફ્રાંકિલનની સલાહ લીધી છે? એ વિષે એનો અભિપ્રાય કેવો છે? જ્યારે હું એમ કહું છું કે ફ્રાંકિલનના ધંધા સાથે સંબંધ વગરની આ યોજના હોવાથી મેં તેની સલાહ લીધી નથી ત્યારે તેઓ ટીપમાં કંઇ ભરતા નથી અને કહે છે કે "અમે વિચાર કરીશું"

આ યોજના પાર પાડવાને ફ્રાંકિલને તનમનથી મેહેનત કરવા માંડી; તેની તરફેણમાં તેણે ગેઝીટમાં વિષયો લખ્યા અને પોતે ઉઘરાણામાં સારી રકમ ભરી બીજાઓ પાસે ભરાવી. થોડા વખતમાં એમ જણાયું કે ઉઘરાણાથી એકઠા થએલા પૈસા બસ થશે નહીં. તેથી ફ્રાંકિલને રાજ મંડળી તરફથી મદદ મેળવવા તજવીજ કરવા માંડી. પ્રગણાના સમાસદો મદદ આપવા ખુશી નહોતા. તેમની દલીલ એવી હતી કે દવાખાનું ફક્ત શહેરને માટે સ્થાપવાનું છે તેથી શહેરના રહેવાસીઓએ ખર્ચ સોસવું જોઇએ. આવો મામલો હોવાથી ફ્રાંકિલને એક જાતની નિરપરાધી લુચ્ચાઇ વાપરીને

પોતાની મતલબ સાધી લીધી. તેણે રાજમંડળીને કહ્યું કે તમે બે હજાર પાઉન્ડની મદદ આપવાનું એવી સરતે કબુલ કરો કે શહેરના લોકો પોતપોતામાં ઉઘરાણું કરી બે હજાર પાઉન્ડ એકઠા કરે ત્યારે એ રકમ આપવી. ફ્રાંકલિન લખે છે કે "આ સરતને લીધે મદદ આપવાનો ખરડો મંજુર થયો. જે સભાસદો મદદ આપવાની વિરૂદ્ધ હતા તેઓને હવે એવું લાગ્યું કે કંઇ પણ ખર્ચ કર્યા વગર ઉદારતા દેખાડવાનું માન લેવાનો વખત આવ્યો છે. ત્યારપછી લોકો પાસે ઉઘરાણું ભરાવની વખતે સરકારે આપેલું વચન તેમને અમે કહી સંભળાવી આગ્રહ પૂર્વક કંઇ પણ ભરવાનું કહેતા. દરેક માણસની ભેટ સરકારની મદદથી બમણી થાય એવું હતું તેથી સૌ ખુશીથી કંઇ પણ ભરતા. આ પ્રમાણે એ સરત બે રીતે કામ આવી હતી."

એક બે વર્ષ પછી હાલના દવાખાનાની પ્રખ્યાત જગોપર પેન્સિલ્વનિયાના દવાખાનનો કેટલોક ભાગ ઉભો કરવામાં આવ્યો. પાયાનો પથ્થર શહેરના લોકોના ટોળાની વચમાં શહેરના જુના રહેવાસીએ ગોઠવ્યો હતો. આ પથ્થરપરનો ઉમદા લેખ ફ્રાંકલિને લખ્યો હતો. "ઇસવીસન ૧૭૫૫ માં સારા નસીબે બાજો જ્યોર્જ રાજા રાજ કરતો હતો, ( કારણ કે તે રૈયતનું સુખ ચહાતો ) અને જે વખતે ફિલાડેલ્ફિયા આબાદાનીમાં હતું, ( કારણ કે શહેરીઓ લોકોપકારી હતા ) તે વખતે આ મકાન સરકારની અમે ઘણા ખાનગી ગૃહસ્થોની ઉદારતાથી, માંદા અને કંગાળોના સુખ માટે ભક્તિભાવથી બાંધવામાં આવ્યું છે. પરમ દયાળુ ઇશ્વર એ કામને ફત્તેહ આપો."

આ સ્થળે કહેવાની કંઇ જરૂર નથી કે તે વખતથી તે આજ સુધી પેન્સિલ્વેનયા દવાખાનું માંદા અને કંગાળોનાં દુઃખનુ નિવારણ કર્યાજ કરે છે. શહેરની આબાદી સાથે તેની પણ આબાદી થઇ છે અને હાલ આખી દુનિઆમાં સૌથી મોટાં અને ઉત્તમ પ્રતિનાં દવાખાનાઓમાં તે એક ગણાય છે.

ઉઘરાણાની ટીપો ભરાવવાની કળામાં ફ્રાંકલિન પ્રવીણ ગણાવા લાગ્યો. ગિલબર્ટ ટેનંટ નામના એક વિલક્ષણ પાદરીને નવું દેવળ બંધાવવાનો વિચાર હોવાથી તે એક વખત ફ્રાંકલિન પાસે આવ્યો ને તેની મદદ તથા સલાહ માગી. ફ્રાંકલિને મદદ આપવા ના પાડી પણ સલાહ આપી. તેણે કહ્યું કે, "કંઇ આપે એવા માણસો હોય તેમની પાસે પ્રથમ જવાને હું તમને શિખામણ આપું છું, જે માણસો આપશે કે નહીં આપશે એવા સંદેહ

ભરેલા તમને લાગે તેમની પાસે પછીથી જજો અને જેમણે કંઇ આપ્યું હોય તેમનાં નામો તેમને બતાવજો. છેલ્લે જે માણસ કંઇ આપે એવા નથી એમ તમને લાગે તેમને ત્યાં પણ જવાનું ભૂલશો નહીં કારણ કે એવામાંથી કેટલાકને માટે તમે ભૂલ ભરેલો વિચાર કદાચ બાંધ્યો હોય." પાદરીએ મ્હોડું મલકાવીને પોતાના સલાહકારનો આભાર માન્યો અને તેની સલાહ પ્રમાણે દરેક જણ પાસે મદદ માગી. તેને જરૂર હતી તેના કરતાં વધારે નાણાં તે મેળવી શક્યો અને ચોક મોહોલ્લામાં તે વડે એક સુન્દર દેવળ બંધાવ્યું.

૧૭૬૦ સુધી ફિલાડેલ્ફિયા શહેર ફરસબંધી વગરનું હતું ભોંય ઉપરનું પડ માટીનું હોવાથી ચોમાસાના દહાડામાં એટલો કાદવ થતો હતો કે રસ્તાપર ચાલી શકાતું નહીં. ફ્રાંકલિન વીસ વર્ષથી મુખ્ય બજાર આગળ રહેતો હતો તેથી લોકોને દુકાનોપર જતાં કાદવમાં ચાલતાં કેટલી હરકત પડતી હતી તે તેના જોવામાં આવતી હતી. ફ્રાંકલિનની મહેનતથી આખરે બજારની આજુબાજુના રસ્તાપર ફરસબંધી કરવામાં આવી હતી અને હવે માત્ર ફરસબંધીપર સાફસુફ રાખવાનું કામ બાકી રહ્યું હતું. ફ્રાંકલિન કહે છે કે "મને એક ગરીબ ઉદ્યોગી માણસ મળી આવ્યો જે દર ઘરવાળા પાસેથી મહિને છ પેન્સ લઇ ફરસબંધીપર બે વખત પુંજો કાઢી સાફસુફ રાખવા અને ધુળ ઉપાડી જવા ખુશી હતો. આટલું જુજ ખર્ચ કરવાથી દરેક ઘરવાળાને કેટલો ફાયદો થઇ શકે એમ હતું તે વિગતવાર બતાવી મેં એક નિબંધ છપાવી કાઢ્યો; લોકોના પગને ચોટીને એટલી ધુળ ઘરમાં આવે નહીં તેથી ઘર સાફ રાખવું સહેલું પડે, દુકાનોપર ઘરાક સહેલાઇથી આવી શકે તેથી ઘરાકી વધી દુકાનદારોને ફાયદો થાય, પવનના દિવસોમાં ધુળ ઉડી માલપર ચોટે નહીં, વગેરે ફાયદા આ નિબંધમાં મેં બતાવ્યા. આ નિબંધની એકેક નકલ દરેક ઘેર મેં પહોંચાડી અને એક બે દિવસ પછી છ પેન્સ આપવાને કોણ કોણ કરારપત્ર પર સહીઓ કરે છે તે જોવાને હું બધે ફરી વળ્યો. બધાએ એક મતે સહીઓ કરી અને થોડા વખત સુધી તેનો સારો અમલ થયો. બજારની આસપાસની ફરસબંધીની સ્વચ્છતા જોઇને આખા શહેરના લોકો ખુશી થયા. આથી કરીને આખા શહેરના રસ્તાપર ફરસબંધી જડવાને લોકો તરફથી માગણું થયું, અને તે કારણસર કર આપવાને બધાએ ખુશી બતાવી." દસ વષ પછી આખા શહેરમાં ફરસબંધી થઇ ગઇ.

૧૭૫૨ માં ગરીબ જર્મનોના લાભ માટે સ્થાપન થએલી એક મંડળીનો ફ્રાંક્લિન ટ્રસ્ટી નિમાયો હતો. એ મંડળીમાં ઈંગ્લાંડ, હોલાન્ડ અને પ્રુશીઆ તેમજ સંસ્થાનોમાંના ઘણા વગવાળા ગૃહસ્થો સભાસદ હતા.

એવું કહેવાય છે કે "યલોવિલો" એ નામથી ઓળખાતું ઝાડ અમેરિકામાં પહેલવહેલું દાખલ કરવાનું માન ફ્રાંક્લિનને ઘટે છે. પરદેશથી સામાન ભરીને આણેલી એક ટોપલી પાણીમાં પડી ભીંજાવાથી તેનાપર ફણગા ફુટેલા ફ્રાંક્લિનને માલમ પડયા. હાલ જે જગોપર ફિલાડેલ્ફિયા જકાત મંડાઇ છે તે પર ફ્રાંક્લિને કેટલાક ફણગા રોપાવ્યા. તે ચોટી ગયાં ને પછી ખુબ વધ્યા. "યલોવિલો" જે ટોપલીઓ બનાવવામાં હાલ દરરોજ ઉપયોગનું ઝાડ થઇ પડયું છે તે આ પ્રમાણે ફ્રાંક્લિનની બારીક અવલોકન બુદ્ધિથી અમેરિકામાં પ્રથમ દાખલ થયું. *

ફ્રાંક્લિને ખાતર તરીકે "પ્લાસ્ટર ઓફ્ પારીસ" દાખલ કરવા સંબંધી પણ એક વાત ચાલે છે. ઘાસના બીડમાં પ્લાસ્ટર ઓફ્ પારીસનો ભુકો છાંટવાથી ફાયદો થાય છે એ વાત ફિલાડેલ્ફિયાના ખેડુતોના મગજમાં ઉતરતી નહોતી. જાહેર રસ્તાપર એક બીડમાં ફ્રાંક્લિને પ્લાસ્ટરના ભુકા વડે લખ્યું કે "આ જગાપર પ્લાસ્ટર છાંટેલું છે." ધોળા અક્ષર થોડા વખતમાં જતા રહ્યા. અને એ અક્ષરવાળી જગોપર ઘાસ એવું સુન્દર લિલા રંગનું થયું કે આખા બીડમાં એટલો ભાગ અક્ષર રૂપે જૂદો દેખાતો હતો. પ્લાસ્ટર છાંટવાથી ઘાસ કેવું સારૂ થાય છે તે રસ્તે જનાર ખેડુતોના જોવામાં પ્રત્યક્ષ આવવાથી તેમનો ઘણો બોધ થયો અને તેના ફાયદા તેમના સમજવામાં આવ્યા.

સાફસુફ કરવાની પીછીઓ બનાવવાનું ઝાડ પણ ફ્રાંક્લિનને હાથે દાખલ થએલું કહેવાય છે. એક નવી પીછીપર બીજનો દાણો વળગેલો માલમ પડવાથી ફ્રાંક્લિને તે રોપાવ્યો અને તેથી થએલાં બીજ દેશમાં વહેંચ્યાં. આ વાત ઉવોટસનના ઇતિહાસમાં લખેલી છે પરંતુ તે ખરી હોય એમ લાગતું નથી. ખરી વાત એવી છે કે ફ્રાંક્લિને બી વરજીનીઆથી મંગાવ્યાં હતાં અને તે પેન્સિલ્વેનિયામાં રોપાવી થોડાં થોડાં બોસ્ટન વગેરે જગોએ પોતાના મિત્રોને મોકલી આપ્યાં હતાં.

ખેતીવાડીને લગતી એક બીજી વાત જૉન આડમ્સની રોજનીશીમાં લખેલી છે. જૉન આડમ્સ તે વખતે ચોવીસ વર્ષનો હતો ને કાયદાનો

* ચેપટર્સ એગ્રીકલ્ચરલ કેમીસ્ટ્રી પા. ૭૩.

અભ્યાસ કરતો હતો. એના સ્વપ્નામાંએ નહોતું કે આગળ જતાં હું અને ફ્રાંકલિન એક જગોપર કામ કરીશું. જૉન આડમ્સ ૧૭૬૦ ના મેની ૨૬ મી તારીખે મી૦ એડમન્ડ કિવન્સીને ત્યાં જમવા ગયો હતો. ફ્રાંકલિનની ચાલાકી અને દૃઢતા વિષે ત્યાં સાંભળેલી એક વાત ઘેર આવીને આડમ્સે પોતાની રોજનીશીમાં લખો રાખેલી છે. એક વખત મસાચુસેટ્સમાં ફ્રાંકલિન મી૦ ઉત્રીબીડના દેવળમાં ગયો હતો અને દેવળમાંથી મી૦ કિવન્સીને ઘેર ચહા પીવા ગયો હતો. ચહા પીતી વખતે ફ્રાંકલિને વાતમાંને વાતમાં કહ્યું કે મેં ૨૬ રહેનીશ દ્રાક્ષના વેલા થોડા માસપર ફિલાડેલ્ફિયામાં રોપ્યા છે અને તે ત્યાં ઠીક જામ્યા છે. તેપરથી મી. કિવન્સીએ કહ્યું "મારા બાગમાં એ રોપવાની મારી મરજી છે. મારી ખાત્રી છે કે આ પ્રગણામાં તે સારી રીતે થશે." ફ્રાંકલિને જવાબ આપ્યો. "મરજી હોય તો થોડી કલમો હું મોકલાવીશ." "કિવન્સીએ ઉત્તર વાળ્યો, આપની મેહેરબાની. મારે એકાદ વખત આપને તસ્દી આપવી પડશે." "આ વાત એટલેથી બંધ રહી. થોડાં અઠવાડિયાં પછી બોસ્ટનના ફ્રાંકલિનના આડતિયાએ મી કિવન્સીને લખ્યું કે ફ્રાંકલિને તેને માટે મોકલેલા રહેનીશ દ્રાક્ષવેલા એક વહાણમાં આવી પહોંચ્યા છે માટે તે ક્યાં મોકલવા તે જણાવવાની મેહેરબાની કરવી. થોડા દિવસમાં ટપાલ રસ્તે એક બીજી બીંદડી આવી. બે વરસ પછી ફ્રાંકલિન બોસ્ટન ફરીથી ગયો ત્યારે મી. કિવન્સી ઉપકાર દર્શાવવા તેની મુલાકાત લેવા આવ્યો અને કહ્યું કે "મેં આપને બહુ તસ્દી આપી છે." "કંઇ નહીં, સાહેબ" ફ્રાંકલિને જવાબ આપ્યો. "જો એ વેલા તમારા પ્રગણામાં ચોટશે તો મારી મહેનત કંઈ નથી. આપણે તે વખતે વાત થઇ ત્યારે હું ધારતો હતો તેના કરતાં મારે વધારે મહેનત લેવી પડી. મેં એમ સાંભળ્યું હતું કે શહેરમાં એ વેલા થએલા છે. પણ જઇને ખબર કાઢી તો માલમ પડયા નહીં. શહેરથી સીત્તેર માઇલ છેટે આવેલા એક ગામડેથી મારે તે મંગાવવા પડયા હતા."

આ વાત સાંભળીને જુવાન આડમ્સ દંગ થઇ ગયો. તે લખે છે કે "ફ્રાંકલિને આખા શહેરમાં તપાસ કરવાની મહેનત લીધી અને ત્યાં એ વેલા ન માલમ પડવાથી સીત્તેર ગાઉ છેટેના ગામડેથી મંગાવ્યા. અને આખા પ્રગણામાં એ વેલા વધારી દુનિયાનું ભલું કરવાના ઇરાદાથી, પોતાની સાથે જુજ ઓળખાણવાળા, પોતાનીપર કંઇ ઉપકાર નહીં કરેલો એવા ગૃહસ્થને એક બંડલ દરિયાવાટે અને તે કદાચ ગુમ થાય તેટલા

માટે બીજું બંડલ જર્માન માર્ગે મોકલાવ્યું."

"કામ કરવાની તેની અદ્દ્ભુત શક્તિ, સ્મરણશક્તિ અને દ્રઢતાનો આ વળી અજાયબ જેવો દાખલો છે. કાઉન્સેલર, પોસ્ટ માસ્તર અને છાપનાર તરીકે પોતાનાં ઘણાં કામોમાં, આટલા બધા ખાનગી અભ્યાસમાં અને આટલાં બધાં લોકસેવાના કામમાં એક ક્ષણિક સૂચના તેને યાદ રહે અને તેનો આવી કાળજીથી તે અમલ કરે એ ખરેખર તાજુબી ભરેલું છે."*

ઘણા લોકપ્રિય માણસોને એમ બને છે કે પોતાના ઘરમાં તે અપ્રિય હોય છે, અને ઘર બહાર વખણાય છે. ફ્રાંકલિનને આ પ્રમાણે થયું નહોતું. જેઓને એને વધારે સહવાસ હતો તેઓ એને વધારે ચહાતા. પોતાનાં સગાંવહાલાં તરફ ફ્રાંકલિન ઘણી માયા અને હેત રાખતો. તેની મા, બહેન, ભાઇ અને બીજાં સગાંને તેણે લખેલા કાગળ મમતા ભરેલા અને મનોહર છે. ફ્રાંકલિનની આબાદીની વખતે તેના મા, ધીમે ધીમે, દુ:ખ વગર અવસ્થાને લીધે મર્ણોન્મુખ થતી હતી. ૮૪ વર્ષની ઉંમર પછી પણ તે ફ્રાંકલિનને પત્ર લખતી અને ફ્રાંકલિન તેને લખતો.

૧૭૫૧ ના અકટોબરની પહેલી તારીખના પત્રમાં ફ્રાંકલિનની મા લખે છે કે "તારા ગામમાં તારૂં માન એટલું છે કે તને "ઓલ્ડરમેન" તરીકે ચૂંટી કાઢયો છે એ સાંભળી હું ખુશી થઇ છું; અગર જો કે હું જાણતી નથી કે એનો અર્થ શું છે અથવા માન વગર બીજું કંઇ એથી તને મળશે કે નહીં, તોપણ હું આશા રાખું છું કે તું ઇશ્વર તરફ તારો ભરોસો રાખીશ, અને તારાપર તેની મહેર નજર સારૂ તેનો આભાર માનીશ. એ શહેરમાં તેણે તને ઘણું આપ્યું છે અને તેને માટે હું તેનો આભાર માનુંછું. હું ઉમેદ રાખુછું કે તું એવી રીતે વર્તીશ કે દરેક જગાએ લોકો તારાથી રાજી રહે. મને દમનો રોગ અને નબળાઇ રહે છે તેથી વધારે વખત બેસી મારાથી લખાતું નથી તો પણ રાતે મને ઘસઘસાટ ઊંઘ આવે છે. મારી ઉધરસ મટવા આવી છે, અને ખોરાકપર મને સારી રૂચી રહે છે. મારા ખરાબ અક્ષરને તું ધ્યાનમાં લઇશ નહીં. ઘણા જણ મને કહે છે કે હું કાગળ ન લખી શકું એવી વૃદ્ધ થઇ છું. મારી આંખે બરાબર દેખાતું નથી, અને હું કાને એટલું થોડું સાંભળી શકું છું કે ઘરમાં બોલાતી વાત મારાથી સંભળાતી નથી."

* જૉન આડમ્સનું જીવનચરિત્ર વાલ્યુમ ૨. પાનું ૮૧.

આ કાગળ નીચે ફ્રાંકિલનની બહેન જેન મીકલ તાજાકલમ કરીને આ પ્રમાણે લખે છેઃ-" મા કહે છે કે મારાથી વધારે લખાતું નથી. તેથી હું મારે હાથે લખી જણાવું છું કે, ભાઇજી તમારી ચઢતી જોઇને હું રાજી થાઉંછું અને મારી ખાત્રી છે કે ઇશ્વર તમને જેમ વધારે માન આપશે તેમ તમે દુનિયાનું વધારે ભલું કરશો."

એ ભલી વૃદ્ધ બાઇ ૧૭૫૨ ના મે માસમાં દેવલોક પામી. એની લાસ એના પતિની પડખે બોસ્ટનમાં દાટવામાં આવી હતી. કબર ઉપર ફ્રાંકિલને નીચેના લેખવાળો પથ્થર મૂકાવ્યો હતોઃ—

જોશીઆ ફ્રાંકિલન અને અબીઆ તેની સ્ત્રી આ ઠેકાણે ડાટેલાં છે. ધણી-
ધણીઆણી તરીકે પ્યારથી ૫૫ વર્ષ તેઓ ભેગાં રહ્યાં. તેઓએ જાગીર
કે નફાભરેલા ધંધા વગર, હમેશ મહેનત અને પ્રમાણિક
ઉદ્યોગથી, ( ઇશ્વરની આશિષથી ) મોટા કુટુંબનું સુખ-
માં ગુજરાન ચલાવ્યું. અને તેર છોકરાં અને
સાત છોકરાંના છોકરાં આબરૂભેર ઉછેર્યાં.
આ દાખલાથી, વાંચનાર,
તારા ધંધામાં ઉદ્યોગી
થવાને ઉત્તેજન લે, અને અનાગત-
વિધાતાપર ભરોંસો રાખ. એ પુરૂષ ભક્ત-
જન અને નીતિ નિપૂણ હતો. એ બાઇ વિચાર-
વંત અને સદાચરણી સ્ત્રી હતી. તેમનો સૌથી નાનો છોકરો
તેમની યાદગીરીમાં, પુત્રભાવથી, આ પથ્થર મૂકેછે. જો. ફ્રાં. જન્મ ૧૬૫૫.
મરણ ૧૭૪૪. ઉમર ૮૯. અ. ફ્રાં, જન્મ ૧૬૬૭. મરણ ૧૭૫૨. ઉમર ૮૫.

માતુશ્રીના મરણ પછી ફ્રાંકિલને પોતાની બહેન જેનને લખેલા પત્રો ઘણાજ હેતભરેલા અને આનંદદાયક છે. એક વખત પુત્રીનો પ્રસવ થયા પછી ફ્રાંકિલને લખ્યું કે " મારી નવી ભાણીને મારી આશિષ. એને દાંત આવતી વખતે મ્હોંડામાં રાખવા આ સાથે સોનાનો કકડો મોકલ્યો છે તે સ્વીકારજો. દાંત આવ્યા પછી દાંતે ચાવવા મેવો લેવાને એ કામ આવશે." બીજે વખતે બહેનનું એક છોકરૂં મરી ગયું હતું ત્યારે ફ્રાંકિલને લખ્યું કે- "જેમ આપણે વધારે જીવીએ છીએ તેમ ઇશ્વરેચ્છાના આવા ઝપાટા આપણા-પર પડવાને વધારે સંભવિત થઇએ છીએ, જો કે આ પ્રમાણે આપણે વિચાર કરીએ છીએ; અને ઇશ્વરેચ્છાને શરણ થવાની આપણી ફરજ છે

એમ સમજીએ છીએ તોપણ, જે આપણા પહેલાં લાખો માણસોએ ખમ્યું છે અને આપણા પછી લાખો માણસો ખમશે તે આપણાપર- આવી પડે છે ત્યારે, આપણા માથાપર ખરી આફત આવી પડી હોય એમ આપણને લાગે છે. ગમે એટલી મમતાથી દિલાસો આપવામાં આવ્યો હોય તોપણ તેથી આપણી શાન્તિ થતી નથી. સ્વાભાવિક પ્યાર પોતાનો રસ્તો લેવાનોજ. માત્ર વખત આપણો સૌથી શ્રેષ્ટ દિલાસો આપનાર છે. આ પ્રમાણે મારો પોતાનો અનુભવ થયો છે. હું જાણુંછું કે તારી સારી સમજને લીધે તારૂં દુઃખ ઓછું કરે એવી તમામ દલીલો, નિમિત્ત અને બીનાઓ તને આ પહેલાં સુઝી આવી હશે અને તેથી તે ફરીથી બતાવી હું તાજી કરવા માગતો નથી. હું જોઇને ખુશી થાઉંછું કે તારા દુઃખમાં તું ઇશ્વરની મેહેરનું વિસ્મરણ કરતી નથી અને જે છોકરાં હૈયાત છે તેમને ઇશ્વરની મેહેર તરીકે ગણેછે.''

ફ્રાંકિલનના કુટુંબમાં એક બીજુ મરણ થયું ત્યારે ફ્રાંકિલને લખ્યું હતું કે ''જેમ જેમ આપણી સંખ્યા ઓછી થતી જાયછે તેમ તેમ આપણું પરસ્પરનું હેત આપણે વધારો. એ પ્રમાણે કરવું એ આપણી ફરજ છે એટલુંજ નહીં પણ આપણા હિતની વાત છે; કારણ કે સગામાં જેમ વધારે પ્યાર હોય તેમ દુનિયાના લોકો તેમને વધારે માન આપે છે.''

મરણ વિષે ફ્રાંકિલન હમેશ આનંદમાં બોલતો. એનો ભાઇ જૉન મરી ગયો ત્યારે એની પાછળ વિલાપ કરનાર એક જણને ફ્રાંકિલને લખ્યું હતું કે, ''જે દાંત ખેંચી કઢાવેછે તે દાંતથી ખુશીથી છૂટો પડે છે, કારણ કે તેની સાથે દુઃખ જાય છે. જે માણસ આખા શરીરથી છૂટો થાય છે તે તમામ દુઃખથી, અને દુઃખ તથા રોગના સંભવમાંથી મૂકત થાયછે. આપણને દુઃખ ખમવાને લાયક કરનાર શરીર છે. હમેશ ચાલે એવી મીજબાનીમાં આ- પણને અને આપણા મિત્રને નોતરૂં હતું. એની ખુરશી પહેલી તૈયાર થવાથી તે આપણી આગળ ગયો છે. આપણે બધાં સાથે સગવડથી જઇ શકત નહીં. જ્યારે આપણે થોડા વખતમાં એની પાછળ જવાનું છે અને એને કયાં મળીશું એ જાણીએ છીએ ત્યારે તમારે અને મારે શા માટે દિલગીર થવું જોઇએ?''

આ સ્થળે કહેવું જોઇએ કે ફ્રાંકિલન ગમે તે કામમાં રોકાયો હોય તોપણ વિદ્યા સંબંધી બાબતોનો અભ્યાસ કરવાનું વિસારી દેતો નહીં. વિજળી એકલીનો તે અભ્યાસ કરતો એમ નહોતું. ફ્રાંકિલનની સૂચનાથી

૧૭૫૩ માં અને ફરીથી ૧૭૫૪ માં ફિલાડેલ્ફિયાના વેપારીઓએ ધ્રુવ પાસેના સમુદ્રમાં નૈરૂત્ય તરફનો માર્ગ શોધી કાઢવાને " આરગો " નામનું વહાણ મોકલ્યું હતું. પ્રોફેસર કામ નામના સ્વિડનના વનસ્પતિવેત્તાને અમેરિકામાં આવકાર દેનાર અને તેની મુલાકાતની ધારણામાં મદદ કરી શકે એવા પુરૂષોની સાથે તેનું ઓળખાણ કરાવનાર ફ્રાંક્લિન હતો. ફેફસાંમાંથી બહાર નીકળતી હવા ઝેરી છે એ શોધી કાઢનાર અને ઘરોમાં ખુલ્લી હવા આવે જાય એવી ગોઠવણ કરવા અસરકારક રીતે પહેલવહેલો લખનાર ફ્રાંકિલન હતો. પુસ્તકો વાંચવામાં તે હમેશ નિમગ્ન રહેતો. મી લોગનને તેણે લખેલી કેટલીક ચીઠીઓ હજીસુધી સંગ્રહ કરી રાખવામાં આવી છે. એ ચીઠીઓપરથી એવું જણાય છે કે એ ગૃહસ્થ પાસેથી વારંવાર પુસ્તકો વાંચવા તે લેતો અને વાંચ્યા પછી થોડી થોડી ટીકા સાથે પાછાં આપતો. લોગન વૃદ્ધ અને અશક્ત હતો. વિજળીના નવા અખતરા તેને બતાવવાને અને તેના ડગડગી ગએલા શરીરપર વિજળીની અસર અજમાવી જોવાને પોતાનો વિજળી કાઢવાનો સાજ ફ્રાંક્લિન લોગનને ઘેર લઇ ગયો હતો.

ફ્રાંકિલને ધર્મ સંબંધી પોતાના વિચાર કદી ફેરવ્યા નહોતા; પણ તેની ખાત્રી થઇ હતી કે માણસના કામકાજમાં ધર્મ એ અગત્યની બાબત છે. વહેમપર હુમલો કરવાથી વહેમ મટી ખરો ધર્મ નીકળતો નથી, પણ સત્યનો ફેલાવો થવાથી વહેમ દૂર થાય છે. સત્ય જાણવામાં આવવાથી, મનમાંથી વહેમી વિચાર અને બીક આપોઆપ નીકળી જાય છે. મિત્રો સાથે વાતચીતમાં તે કહેતો કે ઇશ્વિર છે પણ કોઇ ધર્મ તેનો કહેલો નથી એવો મત ધરાવનાર હું છું. ઉવાઇટફીલ્ડ પાદરીએ એક ઠેકાણે લખ્યું હતું કે કેવલેશ્વરવાદી અને નાસ્તિકમાં થોડો ફેર છે. "क ख, કેવલેશ્વરવાદી છે એટલે કે નાસ્તિક છે એમ કહીએ તો ચાલે.'' ફ્રાંક્લિનને આથી એવું ખોટું લાગ્યું કે નીચેના માર્મિક વાક્યથી તેનો તેણે રદીઓ આપ્યો. " તે ચાક છે એટલે કે કોયલો છે એમ કહીએ તો ચાલે." ઇમારત, સ્થળ, કપડાં, ગાદી, પગલાં અને એવી બીજી જડ વસ્તુઓને પૂજ્ય ગણે એવો ગુણ ફ્રાંક્લિનના મગજમાં નહોતો. ૧૭૫૩ માં ઉવાઇટફીલ્ડને લખેલા એક કાગળમાં ધર્મસંબંધી પોતાના વિચારો ફ્રાંક્લિને નીચે પ્રમાણે જણાવ્યા છે:—

"જ્યારે હું બીજાઓની સેવા કરવામાં રોકાઉં છું ત્યારે હું તેમનીપર મેહેરબાની કરતો નથી પણ મારૂં દેવું હું અદા કરૂં છું એમ હું ધારૂં છું.

જેમનો બદલો વાળવા મને કદી તક મળવાની નથી એવા ઘણા માણસોએ મુસાફરીમાં તેમજ ઘર આગળ મારાપર ઉપકાર કરેલા છે. પરમાત્માએ મારાપર અસંખ્ય મેહેરબાનીઓ કરી છે તેનો જરાપણ બદલો માણસની સેવાથી વળી શકેજ નહીં, માણસોએ મારાપર કરેલી મેહેરબાનીનો બદલો બીજા માણસોની સેવા કરીને હું વાળી શકું. અને તેજ પ્રમાણે ઇશ્વરની સેવાનો બદલો ઇશ્વરનાં બીજા છોકરાં એટલે મારા જાત ભાઇઓને મદદ કરવા તત્પરતા બતાવી વાળી શકું. મને એમ લાગે છે કે સાબાશ અને વાહવાહ દર અડવાડિયે કહીએ તોપણ અરસપરસ કરેલા ઉપકારનો બદલો વળતો નથી, તો ઇશ્વરની મેહેરબાનીનો તો વળેજ ક્યાંથી? સારાં કૃત્ય કરવા વિષે મારો વિચાર આવો હોવાથી તમને જણાશે કે સારાં કૃત્યથી હું સ્વર્ગ મળવાની આશા રાખતો નથી. સ્વર્ગનો અર્થ આપણે એવો સમજીએ છીએ કે સનાતન ચાલે એવા અને અગાધ સુખનું સ્થાન, આવું ફળ મળવાને હું કંઇ કરતો નથી. જે માણસો એમ ધારે છે કે આ દુનિયામાં સહેજ સારૂ કર્યાથી સ્વર્ગ મળશે તેમની સાથે, તરસ્યા માણસને પાણીનો ઘુંટડો આપી, મોટી જાગીરની આશા રાખનાર માણસને સરખાવીએ તો, જાગીર માગનારનું માગણું અતિશય ગણાશે નહીં. આ દુનિયામાં જે સહેજસાજ સુખ આપણને મળે છે તે આપણી લાયકાતને લીધે નહીં પણ ઇશ્વરની કૃપાને લીધે; તેજ પ્રમાણે સ્વર્ગનું સુખ મળે તો તે ઇશ્વરની કૃપાથીજ. હું એ સુખને લાયક છું એમ ફાંકો રાખનો નથી, એ સુખ મળવાની આશા રાખું એવો બેવકુફ નથી, ને એ સુખ મળવાને ચહાઉં એવો લોભી નથી. જે ઇશ્વિરે મને બનાવ્યો છે, જેણે અત્યાર સુધી મારૂં રક્ષણ કરી મને સુખી કર્યો છે, અને જે કદી દુ:ખી કરશે નહીં એમ એની પિતૃતુલ્ય કૃપાથી મને ભરોંસો રહે છે તે ઇશ્વિરની ઇચ્છાને આધિન રહી હું સંતોષ માનું છું; અને એમ ધારૂં છું કે મારે માથે કોઇ વખત દુ:ખ આવી પડશે તો તે પણ મારા ફાયદાને માટે જ હશે."

"આકીનથી દુનિયામાં ફાયદો થાય છે ખરો, આકીન ઓછું થએલું જોવાને હું ઇચ્છતો નથી; ને કોઈ માણસનું આકીન ઓછું કરાવવા મેં પ્રયત્ન કરેલો નથી. આકીન વગર, સાધારણ રીતે થાય છે તેના કરતાં વધારે ભલાં કામ. આકીનથી થાય તો કેવું સારૂં! મારો કહેવાનો ભાવાર્થ એવો છે કે, ખરે ખરાં ભલાં કામ, જેવાં કે, માયા, ઉદારતા, દયા ને

પરોપકારનાં કામ; નહીં કે અપવાસ કરવાનાં, તથા વાંચવાનાં તથા સાંભળવાનાં, પૂજા કરવાનાં અને ખુશામત ભરેલી પ્રાર્થના કરવાનાં કામ. ખુશામત તો ડાહ્યા માણસો પણ પસંદ કરતા નથી તો તેથી ઈશ્વર શી રીતે ખુશી થાય? ઈશ્વરની ભક્તિ કરવી એ આપણી ફરજ છે. વ્યાખ્યાન વાંચવા તથા સાંભળવાથી ફાયદો થાય છે. પરંતુ માણસે તે સાંભળવામાં અને પ્રાર્થના કરવામાં સંતોષ માની બેશી રહેવું, એ, કદી ફળ આપે નહીં એવાં ઝાડને પાણી પાવામાં અને પાંદડાંનો ફાલ વધારવામાં ખુશી માનવા બરોબર છે."

## પ્રકરણ ૧૫ મું.



### પોષ્ટ ખાતાનો ઉપરી.

૧૭૫૩.

ફ્રાંક્લિન જાહેર કામમાં રોકાયો—ફ્રાંક્લિનની ભાષણ કરવાની રીત—રાજસભામાં સભાસદ—સગાને નોકરી આપવા વિષે ફ્રાંક્લિનના વિચાર—ઇન્ડિયન લોકો સાથે કોલકરાર કરવાને ઓહિયો જવું—અમેરિકાનો ડેપ્યુટી પોષ્ટ માસ્તર જનરલ નિમાયો—પોષ્ટ ખાતામાં કરેલા સુધારા—અને તેનાં પરિણામ—વેપારીની મંડળીમાં કારીગરોને દાખલ નહીં-કરવા સામે ફ્રાંક્લિને બતાવેલા વિચાર—નાખુદાની છોકરીને આપેલી ટોપી.

---

ફ્રાંક્લિનને મળેલો અવકાશ એકલા વાંચવામાં અને અભ્યાસ કરવામાં ગાળવાનો તેને વખત આવ્યો નહીં. એ ધણીએ ના કહેતો પણ લોકો દબાણ કરીને કંઇને કંઇ કામ એને માથે નાખતા. પેન્સિલ્વેનિયા પ્રગણાનું રક્ષણ થઇ શકે એવી તૈયારીઓ કરવામાં ફ્રાંક્લિને જે શ્રમ લીધો હતો તેથી દરેક વર્ગ અને જાતના શહેરીઓ અને તમામ અમલદારો તેનાપર ખુશખુશ થઇ ગયા હતા.

એઇલાશાપેલની સંધિ થઇ અને લોકોની દેહેશત જતી રહી એજ અરસામાં એટલે ૧૭૪૮ ની પાનખર ઋતુમાં ફ્રાંક્લિન અને હોલનું પંત્યાળુ નક્કી થયું હતું. કોઈ પણ હુદ્દાની નોકરી હવેથી નહીં લેવાને ફ્રાંક્લિને

ઠરાવ કર્યો હતો, તોપણ લોકોનાં દબાણને લીધે એ ઠરાવ ઘણો વખત ટક્યો નહીં. ફ્રાંકિલન લખેછે કે "મને હવે નવરો થએલો જાણીને લોકોએ પોતાના કામમાં ઉપયોગમાં લેવા માંડયો. રાજકારભારની દરેક શાખામાં મારીપર એકી વખતે કંઇને કંઇ બોજો નાંખવામાં આવ્યો." પ્રગણાના હાકેમે તેને જસ્ટીસ આવ ધી પીસ નિમ્યો; શહેરની કારપોરેશને તેને સભાસદ નિમ્યો, અને થોડા વખત પછી ઓલ્ડરમેન નિમ્યો; શહેરીઓએ રાજ્ય સભામાં તેને પોતાના તરફથી સભાસદ તરીકે ચૂંટી કાઢયો.

રાજ્યસભામાં ફ્રાંકિલન સભાસદ તરીકે હતો તે વખતે શા શા બનાવ રાજ્યસભામાં બન્યા તે જાણવાને આપણને સાધન નથી. સભાસદોનાં ભાષણની નોંધ લેવામાં આવતી નહોતી. કદાચ નોંધ લીધેલી હોત તોપણ ફ્રાંકિલન વાદવિવાદમાં ઘણો થોડો ભાગ લેતો હતો એમ આપણને જણાત. ફ્રાંકિલન સારો વક્તા નહોતો. તે કવચિતજ ભાષણ કરતો, થોડામાં બોલતો અને બોલવામાં અચકાતો. ફ્રાંકિલનના નિબંધોની પેઠે તેના ભાષણની અસર, સાદા અને જાણીતા દૃષ્ટાંત આપવાની તેની અનુપમ ખુબીને લીધે, અને તેની પ્રતિષ્ઠાને લીધે થતી હતી. એક ઠેકાણે તે લખી ગયોછે કે "હું સારો વક્તા નહોતો, છટાદાર ભાષણ કરી શકતોજ નહીં, શબ્દો પસંદ કરવામાં ઘણો અચકાતો અને ભાષામાં પણ પૂરેપૂરો શુદ્ધ નહોતો. એમ છતાં પણ સાધારણ રીતે હમેશ મારૂં ધાર્યું પાર ઊતારતો." ફ્રાંકિલનની ફતેહની ખરી કુંચી એ હતી કે તે બીજાઓને માઠું લાગે એવી રીતે કદી બોલતો નહીં અને છાતી ઠોકીને બોલવાના શબ્દો તે કદી વાપરતો નહીં.

ફ્રાંકિલન રાજ્યમંડળીનો સભાસદ થયો તેથી સભાના કારકુનની તેની જગો ખાલી થઇ. આ જગો તેના પુત્ર વિલિયમને આપવામાં આવી. હુદ્દેદાર માણસે પોતાના સગાઓને જગા આપવી અથવા અપાવવી નહીં એવા સખ્ત વિચારનો ફ્રાંકિલન નહોતો. એતો પોતાનાં સગાંવહાલાંની ખુબ સંભાળ રાખતો. પોતાના અધિકારમાં કોઇ સારી જગો ખાલી પડતી તો ફ્રાંકિલન અથવા ફોલજર કુટુંબના માણસોમાંથી લાયક માણસ મળી આવે તો તેને તે પહેલી આપતો. એ પ્રમાણે ન કરવું એ તે વખતમાં માનવધર્મ વિરૂદ્ધ અને નિર્દય ગણાતું.

ફ્રાંકિલન રાજ્યસભામાં સભાસદ હતો તે દરમિયાન તે અને સભાનો પ્રમુખ, ઓહિયોના ઇન્ડિયન લોકો સાથે નવા કોલકરાર નક્કી

કરવા સભા તરફથી પ્રતિનિધિ નિમાયા હતા. ફ્રેન્ચ લોકો ઇન્ડિયન લોકો સાથે ભાંજગડ કરી પોતાનો પ્રદેશ વધાર્યા જતા હતા. ફ્રેન્ચનું બળ ઓછું કરવું અને અંગ્રેજી સંસ્થાનિકો અને ઇન્ડિયન લોકો વચ્ચે ધાડો સંબંધ જોડવો એ કોલકરાર કરવાનો ઉદ્દેશ હતો. પ્રતિનિધિઓ કાલોઇલ મુકામે મળ્યા અને કોલકરાર નક્કી થયા. આ પ્રસંગે ફ્રાંકિલને વાપરેલી અકલ જાણવા જેવી છે.

ફ્રાંકિલન લખે છે કે "એ લોકોને દારૂ વેચવાને અમે સખત મનાઈ કરી હતી. આ મનાઇ વિરૂદ્ધ જ્યારે તેમણે ફરિયાદ કરી ત્યારે અમે તેમને કહ્યું કે જો તમે કોલકરાર નક્કી થતા સુધી દારૂ પીધા વગર રહેશો તો કોલકરાર નક્કી થયા પછી તમને પુષ્કળ દારૂ અમે આપીશું ..........દારૂ તેઓએ હક તરીકે માગ્યો અને તેમને આપવામાં આવ્યો..................સાંજરે એમના મુકામમાં ઘણી ગરબડ થતી સાંભળી શું થયું છે તે જોવા પ્રતિનિધિઓ તે તરફ ગયા. અમને માલમ પડ્યું કે ચોકમાં એ લોકોએ મોટા ભડકો કર્યો હતો, સ્ત્રી અને પુરૂષોએ દારૂની નીશા કરેલી હતી અને એક બીજા સાથે લડંલડા કરતા હતા. ભડકાના અજવાળાથી દેખાતા તેમનાં અરધાં નગ્ન અને કાળાં શરીરનો દેખાવ તથા તેઓ કારમી ચીસો પાડી એક બીજા પાછળ ખોરણાં લઇને દોડતા હતા તેનો દેખાવ જેને આપણે નરક માનીએ છીએ તેના દેખાવ જેવો થઇ રહ્યો હતો. તોફાન શાન્ત પાડી શકાય એમ ન હોવાથી અમે અમારે મુકામે ગયા. મધરાતે તેઓમાંથી કેટલાક અમારા બારણા આગળ આવ્યા ને ઘોંઘાટ કરી મૂકી દારૂ માગવા લાગ્યા, પણ અમે તે તરફ કંઇ લક્ષ આપ્યું નહીં. તોફાન કરી અમને સતાવવામાં તેમણે ગેરવર્તણુંક કરી તેનું બીજે દિવસે ભાન આવવાથી અમારી પાસે માફી માગવા ત્રણ વૃદ્ધ માણસોને તેઓએ મોકલ્યા. અગ્રેસર વક્તાએ ભૂલ કબુલ કરી પણ દોષ દારૂ પર નાંખ્યો; ને પછી દારૂનો દોષ ઓછો કરવાને કહ્યું કે, "ઇશ્વરે જે ચીજો બનાવી છે તે કંઇ પણ ઉપયોગને માટે બનાવી છે. જે ઉપયોગને માટે અમુક ચીજ બનાવી હોય તે ઉપયોગમાં તે લેવી જોઇએ. જ્યારે દારૂ બનાવ્યો ત્યારે ઈશ્વરે ફરમાવ્યું કે "ઇન્ડિયન લોકોને છાકટા થવાને માટે આ બનાવવામાં આવે છે. એટલે તે પ્રમાણે થવુંજ જોઇએ." ખરેખર આ જંગલી લોકોનું જડ મૂળ ઉખેડી નાંખી, જમીન ખેડી શકે એવા માણસોને માટે જગ્યા કરવાની ઈશ્વરની

ધારણા હશે તો, તે ધારણા પૂરી પાડવાને સાધન તરીકે દારૂને નક્કી કર્યો હોય એ અસંભવિત નથી. દરિયા કિનારે રહેનારી સઘળી ઇન્ડિયન જાતો-નો તો આજ સુધીમાં દારૂએ નાશ કરેલો છેજ."

હજી સુધી ફ્રાંકિલન ફિલાડેલ્ફિયાના પોષ્ટ માસ્તરનો હુદ્દો રાખી રહ્યો હતો. એ જગો પર એને વીશ વર્ષ થવા આવ્યાં હતાં. ૧૭૫૩ માં અમેરિકાનો ડેપ્યુટી પોષ્ટ માસ્તર જનરલ મરી જવાથી સરકારે તેની જગો પર બેન્જામિન ફ્રાંકિલન અને વિલિયમ હન્ટર એ બે માણસોની નિમ-ણુંક કરી. એ વખતે અમેરિકન પોષ્ટ ઓફીસમાંથી સરકારને કંઈ નફો મળતો નહોતો. જો નવા પોષ્ટ માસ્તર જનરલ નફો મેળવે તો તેમને વરસ દહાડે ત્રણુસો ત્રણુસો પાઉન્ડ આપવા સરકારે કબુલ કર્યું. પોષ્ટ ખાતાની ખામીઓ ફ્રાંકિલનને સારી રીતે માલમ હતી. એ ખાતુ સુધારી નફો આપે-એવું કરવાને તે ૧૭૫૩ થી મંડયો.

પોતાના છોકરાને એણે પોષ્ટ ઓફીસોના હિસાબ તપાસનાર અધિકારી નિમ્યો. ફિલાડેલ્ફિઆના પોષ્ટ માસ્તરની જગો તેણે પ્રથમ પોતાના છોકરાને આપી, પછીથી એની સ્ત્રીના કોઇ સગાને આપી અને પછી પોતાના એક ભાઇને આપી. ૧૭૫૩ ના ઉન્હાળામાં તે તપાસણી કરવા ફરવા નીકળ્યો અને ચાર્લસ્ટન ગામ શિવાય તમામ ગામોની પોષ્ટ ઓ-ફીસો તપાસી નાખી. એ તપાસણીથી આખા ખાતામાં ચાલાકી, ચપળ-તા અને બંદોબસ્ત વધ્યો અને આખું ખાતું જાણે જાગૃત થઇ નવે અવતારે આવ્યું હોય એમ થયું. ચાર વરસ સુધી ફ્રાંકિલને મહેનતથી જૂદી જૂદી જાતની યોજનાઓ તૈયાર કરી દાખલ કરી. એ ચાર વર્ષમાં નફો કંઇ વધ્યો નહીં પણ એથી ઉલટું ફ્રાંકિલનને પોતાના ઘરના નવસો પાઉન્ડ ખરચવા પડ્યા. પરંતુ ચાર વરસ પૂરાં થયા પછી ફ્રાંકિલને દાખલ કરેલી પદ્ધતિની અસર થવા લાગી, અને ખરચ જતાં થોડો નફો રહે એટલી ઉપજ થવા લાગી. આયર્લેંડની પોષ્ટ ઓફીસોની જેટલી ઉપજ થતી હતી તેના કરતાં ત્રણ ગણો નફો અમેરિકાની પોષ્ટ ઓફીસોમાંથી સરકારને થવા લાગ્યો એમ ફ્રાંકિલન લખેછે. એ નફો ઘણો કહેવાય નહીં કારણ કે ૧૮૦૧ સુધી આયર્લેંડમાંથી વર્ષે વીસ હજાર પાઉન્ડથી વધારે નફો થતો નહોતો.

અમેરિકાની પોષ્ટઓફીસોમાં ફ્રાંકિલને દાખલ કરેલા કેટલાક સુધારા

હજીસુધી કાયમ છે. ફ્રાંક્લિનના વખત પહેલાં વર્તમાનપત્રો મફત લઈ જવામાં આવતાં હતાં. ફ્રાંક્લિને પહેલવ્હેલી વર્તમાનપત્રોપર પોષ્ટ લાગત દાખલ કરી. ફ્રાંક્લિનના પહેલાં પોષ્ટ માસ્તર આપે તેટલાંજ વર્તમાનપત્ર હલકારા લઇ જતા હતા; જે કોઈ લાગત આપી વર્તમાનપત્ર મોકલવા ચહાય તેનાં વર્તમાનપત્ર લેવાનો રિવાજ ફ્રાંક્લિને દાખલ કર્યો. પોષ્ટ માસ્તરે પોતાને એકલાને સ્વાધિન રાખેલો ગેરવાજબી હક, જેથી ફ્રાંક્લિનને પણ એક વખત નુકશાન ખમવું પડ્યું હતું તેનો આ પ્રમાણે છેડો આવ્યો. પોષ્ટઓફીસમાં જે પત્રો ન ધણીઆતા બાકી રહેતા તેને માટે વર્તમાન પત્રમાં જાહેર ખબર છપાવવાનો રિવાજ ફ્રાંક્લિને પહેલવહેલો દાખલ કર્યો; લંડન શહેરમાં પેની–પોષ્ટનો રિવાજ બીજા ચાર્લસના વખતથી ચાલતો હતો તેવો અમેરિકાના શહેરોમાં પહેલવહેલો ફ્રાંક્લિને દાખલ કર્યો. હલકારાઓની ઝડપ તથા સંખ્યા તેણે ઘણી વધારી. ફિલાડેલ્ફિયા અને ન્યુયાર્ક વચ્ચે ઉન્હાળામાં આઠ દહાડે એકવાર અને શિયાળામાં પંદર દહાડે એક વાર એ પ્રમાણે ડાક જતી હતી, તેને બદલે તેણે ઉન્હાળામાં અઠવાડિયામાં ત્રણવાર અને શિયાળામાં અઠવાડિયામાં એકવાર એ પ્રમાણે ડાક જાય એવી ગોઠવણ કરી. બોસ્ટનથી ફિલાડેલ્ફિયા જવાબ મળવાને છ અઠવાડિયાં વાટ જોવી પડતી હતી. આ મુદતમાં ફ્રાંક્લિને ત્રણ અઠવાડિયાંનો ઘટાડો કર્યો. ફ્રાંક્લિને ડહાપણ વાપરીને ટપાલખાતાના દરમાં ઘણો ઘટાડો કર્યો, દરિયાપાર લઇ જવાના કાગળોપર તેણે એક શિલિંગ હાંસલ ઠરાવ્યું, જે છેક હમણા સુધી કાયમ રહ્યું હતું. દરિયા કિનારે ગમે એટલે દૂર કાગળ લઇ જવાનો હોય તોપણ હાંસલ ચાર પેન્સ ઠરાવવામાં આવ્યું. જમીન રસ્તે લઇ જવાના કાગળોપર સાઠ માઇલે ચાર પેન્સ, સો માઇલે છ પેન્સ, બસેં માઇલે અઢાર પેન્સ અને એ ઉપરાંત દર સો માઇલે બે પેન્સ વધારે લેવાનો ઠરાવ કરવામાં આવ્યો. એ વખતમાં ટપાલ લઈ જવાના રસ્તા જંગલોમાં થઇને ફક્ત ઘોડાપર જવાય એવા હતા. ફ્રાંક્લિને રસ્તા સુધારાવ્યા અને સીધા કરાવ્યા.

આ પ્રમાણે ૧૭૫૩ ની સાલની આખરે ફ્રાંક્લિન, રાજાની, હાકેમની, કોરપોરેશનની, અને શહેરીઓની સેવા બજાવવામાં ગુંથાઇ ગયો હતો. વિજળીના સંબંધમાં તેણે કરેલી શોધોને લીધે અમેરિકામાં તે પ્રખ્યાત થયો હતો અને પોષ્ટ માસ્તર જનરલના હુદ્દાથી તેનું નામ બોસ્ટનથી ચાર્લ્સટન સુધી ઘેર ઘેર જાણીતું થયું હતું. એ વખતે બેજ

અમેરિકન નામ ફક્ત યૂરોપમાં મશહુર હતાં; જોનાથન એડવર્ડસનું નામ ધર્મ શાસ્ત્રીઓમાં અને બેન્જામિન ફ્રાંકિલનનું નામ તત્વવેત્તાઓમાં.

એ અરસાની એક વાત કહેવાય છે કે ફિલાડેલ્ફિયાના વેપારીઓએ નૃત્ય કરવાની એક મંડળી ઉભી કરી હતી; અને કારિગરોના કરતાં પોતે ઉંચી પદ્ધીના છે એવું બતાવવાને મંડળીના નિયમોમાં એક એવો નિયમ રાખવાની દરખાસ્ત કરી હતી કે કોઇ કારીગરને, તેની સ્ત્રીને કે છોકરીને દાખલ કરવાં નહીં. મંડળીના નિયમો એક વ્યવસ્થાપકે અભિપ્રાય સારૂ ફ્રાંકિલનને બતાવતાં તેણે કહ્યું કે "એક નિયમ તો એવો છે કે તે ઇશ્વરને પણ મંડળીમાંથી બાતલ કરે છે." "શી રીતે?" વ્યવસ્થાપકે પુછ્યું. "કારણકે" ફ્રાંકિલનને જવાબ આપ્યો, "આખા જગતમાં સૌથી મોટા કારીગર તો એજ છે. બાઇબલમાં કહ્યું છે કે ઈશ્વરે માપ અને વજનથી બધું જગત્ બનાવ્યું છે." વેપારીઓ આથી શરમાઈ ગયા ને કારીગરોને મંડળીમાં નહીં દાખલ કરવાનો નિયમ કાઢી નાંખ્યો.

બીજી એક વાત ફ્રાંકિલન પોતે નીચે પ્રમાણે લખે છે. "કેપ મે અને ફિલાડેલ્ફિયા વચ્ચે ફરતા એક નાના વહાણના નાખુદાએ અમારે માટે કંઈ કામ કર્યું પણ તેના પૈસા લેવા ના પાડી. નાખુદાને એક પુત્રી છે એમ મારી સ્ત્રીને ખબર પડવાથી તેને માટે ભેટ તરીકે એક નવી તરેહની ટોપી તેણે મોકલાવી. ત્રણ વર્ષ પછી કેપ મેના એક વૃદ્ધ ખેડુત સાથે એ નાખુદા મારે ઘેર આવ્યો ને તે વખતે એ ટોપીની વાત કાઢી અને કહ્યું કે મારી પુત્રીને એ ટોપી ઘણી ગમી પણ અમારા લોકોને એ ઘણી મોંઘી પડી. "એમ કેમ" મેં પુછ્યું? તેણે જવાબ દીધો "જ્યારે મારી પુત્રી એ ટોપી ઘાલીને દેવળમાં ગઇ ત્યારે તેનાં એટલાં વખાણ થયાં કે આખા ગામની બધી છોકરીઓએ ફિલાડેલ્ફિયાથી એવી ટોપીઓ મંગાવવા ઠરાવ કર્યો. મેં અને મારી સ્ત્રીએ ગણી જોયું તો એ ટોપીઓ ખરીદવામાં સો પૌન્ડથી ઓછું ખર્ચ થયું નહીં હશે એમ જણાયું." "એ તો ખરૂં" પેલો ખેડુત બોલી ઉઠ્યો, "પણ તમે પૂરી વાત કેમ કહેતા નથી. હું ધારૂં છું કે એમ છે તોપણ, એ ટોપીથી આપણને નફો થયો છે. કારણ કે આપણી છોડીઓ, ફિલાડેલ્ફિયાથી ટોપી ખરીદી શકે એટલા સારુ ઉનની ગુંથણીનું કામ ત્યાંના બજારમાં વેચવા માટે કરવા લાગી છે; અને એ ધંધો તમે જાણોછો કે હજી સુધી ચાલેછે અને દિનપ્રતિદિન ઘણો વધતો જશે અને તેથા વધારે ફાયદો થશે."

---

# પ્રકરણ ૧૫ મું.

## સાત વરસનો ઝગડો.

૧૭૫૪–૧૭૫૫.

સાત વરસના ઝગડાનાં કારણ—સંસ્થાનોના પ્રતિનિધિ તરીકે આલ્બેનીમાં—"જોડાઓ અગર મરી જાઓ"—સંસ્થાનોએ એકત્ર થવા ફ્રાંક્લિને કરેલી યોજના—નામંજુર થવાનાં કારણો—પશ્ચિમ તરફના પ્રદેશમાં અંગ્રેજી સંસ્થાનો વસાવવાની યોજના—ફ્રાંક્લિને કરેલી ટીકા—અમેરિકા વિષે ઇંગ્લાંડમાં અજ્ઞાન—બોસ્ટન જવું—પેન્સિલ્વેનિયાના સુબાનો હુદ્દો—ગવર્નર મોરિસ—તેના કજીઆખોર સ્વભાવનાં કારણ—કિવન્સીને નાણાં ઊભાં કરી આપ્યાં—જનરલ બ્રેડકની પેન્સિલ્વેનિયાપર ઇતરાજી—ફ્રાંક્લિને તેનું સમાધાન કર્યું—તેને ગાડાં મેળવી આપ્યાં—ઘાસ, ચંદી અને ખોરાકની તજવીજ કરી આપી—બ્રેડકનો પરાજય—ફ્રાંક્લિન વિષે બ્રેડકે સેક્રેટરી ઓફ સ્ટેટને ઊંચો મત જણાવ્યો—કેથેરાઇન રેના પત્રનો ફ્રાંક્લિને લખેલો ઉત્તર.

---

ફ્રાંક્લિને કરેલી પોષ્ટ ઓફીસોની સુધારણા ખરા તાકડાને વખતે ઘણું કામમાં આવી. એકત્ર થએલા જંગલી અને સુધરેલા દુશ્મનોના લશ્કરની સામે બચાવની તૈયારીઓ કરવાને સંસ્થાનિકોને એક બે વર્ષ પછી જરૂર પડી; અને તે તૈયારીઓ કરવામાં પત્રવ્યવહારનો ગામે ગામ સંબંધ થએલો હોવાથી ઠીક સવડ થઇ. જે લઢાઇ સાત વર્ષના ઝગડાના નામથી ઇતિહાસમાં ઓળખાય છે અને જેથી અમેરિકા ખંડ ઇંગ્લાંડને કે ફ્રાન્સને તાબે રહેવાનો એ નક્કી થયું એ લઢાઇ થવાની તૈયારી આ વખતે થઈ રહી હતી.

ઉત્તર અમેરિકામાંથી ફ્રેન્ચ લોકોને હાંકી કાઢવાને સંસ્થાનિકો ઘણા લાંબા વખતથી ઇચ્છતા હતા; ફ્રેન્ચ લોકો તેમની માછલાં પકડવાની જગોમાં તેમને નડતા હતા; પશ્ચિમ તરફના દેશ પર હુમલો કરવાની ધમકી આપતા હતા; તેમના ઇન્ડિયનો લઇ લેતા હતા; તેઓ રોમન કેથોલીક હતા; બ્રિટન લોકોના તેઓ સ્વાભાવિક દુશ્મન હતા, અને અધુરામાં પૂરૂં તે લોકો છેલ્લી સદીની અધવચમાં ઘણા બળવાન થઇ પડયા હતા.

કેનેડા તેમને તાબે હતો, મિસિસિપિ નદીની ખીણનો તેઓ દાવો કરતા હતા અને નિયાગરાથી મેક્ષિકોના અખાત સુધી કિલ્લાની ઓળો બાંધી અંગ્રેજોને નીચેના પ્રદેશોમાં પૂરી રાખવા તૈયારીઓ કરતા હતા.

એઇલાશાપેલની સંધિ થવાનું કારણ એ હતું કે ફ્રાન્સ અને ઈંગ્લાંડ લડાઇથી થાકી ગયાં હતાં. ફ્રાન્સે દરિયાપરનો મૂલક ખોયો હતો અને ઇંગ્લાંડ જમીનપરનો ખોવાની અણીપર હતું. એવી રીતે થએલી સંધિ એટલો ટુંકો વખત ચાલી કે ૧૭૫૩ માં સંસ્થાનિકોને ફ્રાન્સ સાથે સૌથી મોટી અને આખરની લઢાઇની તૈયારીઓ કરવી પડી. એ લઢાઇને યૂરોપમાં "સાત વરસનો ઝગડો" એ નામ આપવામાં આવ્યું હતું. યૂરોપમાં લઢાઇ શરૂ થઇ તે પહેલાં બે વરસ આગમચ સંસ્થાનોમાં ચાલી હતી. જે પરાક્રમો કરવાથી પ્રશિયાના રાજા બીજા ફ્રેડરિકને "મહાન્"નો ઇલકાબ મળ્યો હતો તે પરાક્રમો આ લઢાઇમાં કરવામાં આવ્યાં હતાં; દુશ્મનની ગોળીઓનો સુસવાટ જે વોશિંગટનના કાનમાં ગાયન જેવો લાગતો હતો તે એ વીર પુરૂષે આ લઢાઇમાં પહેલ વહેલો સાંભળ્યો હતો.

સાત વર્ષના ઝગડાની સઘળી બીનાઓનું વર્ણન કરતાં પુસ્તકનાં પુસ્તક ભરાઇ જાય. માટે જે બીનાઓ ફ્રાંક્લિનના ચરિત્રને લગતી છે તેનોજ આપણે આ પુસ્તકમાં વિચાર કરીશું.

ફ્રાન્સ સાથે લડાઇની પૂર્ણ વકી હોવાથી, ઇન્ડિયન લોકોના સરદારોને મળવાને અને તેમની સાથે દેશના બચાવની ગોઠવણો નક્કી કરવાને સરકારના હુકમથી ઉત્તર તરફનાં સાત સંસ્થાનોમાંથી ૨૫ પ્રતિનિધિઓની સભા ૧૭૫૪ ના જુન માસમાં આલ્બેની ગામે મળી હતી. આ સભામાં પેન્સિલ્વેનિયા તરફથી જોનપેન, બેન્જામન ફ્રાંક્લિન, રિચર્ડ પિટર્સ અને આઇઝાક નોરીસ એ ચાર જણને મોકલવામાં આવ્યા હતા. આ સભામાં મસાચ્યુસેટ તરફથી ટોમસ હચીનસન આવ્યો હતો. એ માણસ આગળ જતાં મસાચ્યુસેટનો સુબો થયો હતો; એની સાથે ફ્રાંક્લિનને ઘણો સંબંધ પડયો છે એમ આગળ આપણા જોવામાં આવશે. સભાનો પ્રમુખ જેમ્સ ડિલેન્સી નામનો ગૃહસ્થ નિમાયો હતો. આલ્બેની ગામ, અંગ્રેજ લોકોના મિત્ર અને ફ્રાન્સના દુસ્મન, ઇન્ડિયન લોકોનાં ટોળાંથી ભરાઇ ગયું હતું. બધા પ્રતિનિધિઓ આ લોકોને ખુશ કરવા ભેટ આપવાની ચીજો લઇ આવ્યા હતા.

ફ્રેન્ચ લોકો ખરેખર લડાઇ કરવાના છે એમ ફ્રાંક્લિનને જણાયું ત્યારે

તેમના હુમલા સામે બચાવ કરવાની સૌથી સરસ રીત શોધવા તેનું ચંચળ મન દોડી ગયું. તેને એમ જણાયું કે ઉત્તર અમેરિકામાં ફ્રેન્ચ લોકોની સત્તા એક હાથમાં છે અને તેથા તે મજબુત છે, ઇંગ્લાંડની સત્તા જૂદા જૂદા હાથમાં વહેંચલી છે અને તેથી જોઇએ તેવી બળવાન નથી. અંગ્રેજી સંસ્થાનો એક બીજાથી સ્વતંત્ર હતાં અને એક બીજા તરફ કેટલેક દરજ્જે દ્વેશભાવ પણ ધરાવતાં હતાં. ફ્રાંકિલનને લાગ્યું કે બધાં સંસ્થાનો એકત્ર નહીં થાય તો ફ્રેન્ચને પહોંચી શકશે નહીં. આલ્બેનીની સભામાં જતા પહેલાં તેણે આ મતલબનું લખાણ ગેઝીટમાં પ્રસિદ્ધ કર્યું હતું અને તેમાં દ્રષ્ટાંત રૂપે એક ચિત્ર આપ્યું હતું. આ ચિત્ર સાત કડકા કરેલા સાપનું હતું. એ કડકા જેટલાં સંસ્થાન હતાં. દરેક કડકામાં એક સંસ્થાનનો આઘાક્ષર હતો બધા કડકા નીચે મોટા અક્ષરે લખ્યું હતું કે **"જોડાઓ અગર મરી જાઓ."** ફિલાડેલ્ફિયાથી આલ્બેની જતાં રસ્તામાં તેણે સંસ્થાનોએ એકત્ર થવા સંબંધી એક યોજના ઘડી કાઢી હતી. કેટલાએક મિત્રોએ એ યોજના પસંદ કરવાથી તેણે પ્રતિનિધિઓની સભા આગળ તે રજુ કરવા ઠરાવ કર્યો.

આલ્બેની આવતાં તેને ખબર પડી કે બધા પ્રતિનિધિઓને સંસ્થાનોએ એકત્ર થવાની જરૂર જણાઇ હતી અને કેટલાક તેની પેઠે એકત્ર થવાના મુસદ્દા પણ કરી આણ્યા હતા. એ બાબતપર વિચાર કરવાને સાત માણસોની ઉપસભા તુરતજ નિમવામાં આવી. એ ઉપસભામાં પેન્સિલ્વેનિયા તરફના પ્રતિનિધિઓમાંથી ફ્રાંકિલનને પસંદ કરવામાં આવ્યો. ફ્રાંકિલને પોતાની યોજના આ ઉપસભામાં રજુ કરી. બીજા સભાસદોએ કરી આણેલી યોજના સાથે સરખાવતાં ફ્રાંકિલનની યોજના બધાને ઠીક લાગી. એ યોજના પસંદ કરી ઉપસભાએ તેમાં સુધારો વધારો કર્યો અને મુખ્ય સભા આગળ રજુ કરી. બાર દિવસ એ ઉપર તકરાર ચાલ્યા પછી સભાએ તે પસંદ કરી. પરંતુ, પાર્લામેન્ટ અને રાજાની મંજુરી વગર કંઇ થઇ શકે નહીં તેથી મંજુરી માટે ફ્રાંકિલનની યોજના આગળ મોકલવામાં આવી.

જે યોજનાથી અમેરિકન સંસ્થાનો આગળ એકત્ર થઇ એક પ્રજા થયાં તે યોજનોને મળતી ફ્રાંકિલનની આ યોજના હતી. એમાં મુખ્ય મુખ્ય બાબતો એ હતી કે દરેક સંસ્થાને પોતાનું સ્વાતંત્ર્ય રાખવું પણ લડાઇની વખતે બધાં સંસ્થાનો એકત્ર હોય એવી રીતે એક ખજાનાથી, એક જનરલના હાથ નીચે એક પ્રજા તરીકે બધાં સંસ્થાનોએ લડવું.

બધાં સંસ્થાનોનો સામાન્ય રાજ્ય વહિવટ રાજાની પસંદગીથી નિમેલા "પ્રેસિડેન્ટ જનરલે" ચલાવવો; સંસ્થાનોની કાયદા બાંધનારી સભાઓએ ચૂંટી કાઢેલા ૪૮ સભાસદોની એક મુખ્ય મંત્રસભાએ એકત્ર થએલાં સંસ્થાનોની પાર્લામેન્ટ તરીકે કામ કરવું, એ પાર્લામેન્ટે વરસામાં એકવાર મળવું; ખાસ જરૂરીને પ્રસંગે પ્રેસિડેન્ટ જનરલ અને સાત સભાસદો આખી સભાને બોલાવી શકે; મુખ્ય મંત્રસભાએ કરેલું કામ પ્રેસિડેન્ટ જનરલની સંમતિ વગર અમલમાં આવી શકે નહીં; મુખ્ય મંત્ર સભાની સલાહ પ્રમાણે પ્રેસિડન્ટ જનરલે ઇન્ડિયન લોક સાથે લડાઇ અને સંધિ કરવાં; લશ્કર રાખવું; કર નાખવા; અને બચાવને માટે સઘળી તૈયારીઓ કરવી. મુખ્ય મંત્રસભાએ કરેલા કાયદા ઇંગ્લાંડના કાયદાને મળતા હોવા જોઇએ અને તેમને રાજાની પસંદગી મળવી જોઇએ.

આ યોજના ઘણા જણને પસંદ પડી. આલ્બેનીથી પાછા ફરતાં ફ્રાંક્લિન ન્યુયોર્ક આવ્યો ત્યારે એને મુકામે એટલા જણ મળવા આવતા કે એક પળની પણ એને ફુરસદ મળતી નહીં. આવી સારી યોજના ઘડી કાઢવા માટે સૈ કોઈ એને મુબારકબાદી આપતા અને એના તરફ માન તથા પ્યારની લાગણીથી જોતા. આટલું બધું છતાં પણ એ યોજના પસાર થઈ નહીં કારણ કે ઇંગ્લાંડમાં તેના સંબંધમાં એવો મત બંધાયો હતો કે એ યોજના પસાર થશે તો લોકોનું જોર વધી પડશે અને સંસ્થાનો જબરાં થઇ પડશે. સંસ્થાનોના સુબા અને અધિકારીઓને એમ લાગ્યું કે એ પસાર થવાથી આપણી સત્તા ઓછી થશે. સંસ્થાનોમાં કેટલાક લોકોને એમ લાગ્યું કે એ પસાર થવાથી રાજાનું બળ વધી પડશે. સંસ્થાન ખાતાના પ્રધાનને આ યોજના પ્રધાન મંડળ આગળ રજુ કરવા જેવી લાગી નહીં. તેને બદલે તેણે એક એવી યોજના બનાવી કે જેથી આ લડાઇને વખતે સંસ્થાનોને મદદ મળે પણ આગળ તેનું પરિણામ સારૂં આવે નહીં. એ યોજના એવી હતી કે લડાઇ સમયે જે પૈસાની જરૂર જણાય તે સંસ્થાનિકો ઈંગ્લાંડની તીજોરીમાંથી લઇ શકે, લઢાઈ પૂરી થયા પછી સંસ્થાનિકોપર કોઇ પ્રકારનો કર નાંખીને ઈંગ્લાંડ પોતાના પૈસા વસુલ લઇ શકે.

ફ્રાંકિલનની બીજી એક યોજના આલ્બેનીમાં મળેલી સભામાં રજુ થઈ હતી. એનો અભિપ્રાય એવો હતો કે ફ્રેન્ચ લોકોને આગળ વધતા અટકાવવાને પશ્ચિમ તરફના પ્રદેશમાં બે ત્રણ અંગ્રેજી સંસ્થાનો વસાવવાની ઘણી જરૂર છે. આ ફળદ્રુપ પ્રદેશમાં ફ્રેંચ લોકોના મળતીઆ દેશી

લોકો હોવાથી એક બે કુટુંબથી ત્યાં જઈ વસાય એવું નહોતું; પણ સરકારની મદદથી જો કે તેથી વધારે કુટુંબો જઈ વસે તો તેથી હરકત જેવું નહોતું. આવી રીતે ત્યાં સંસ્થાન વસાવવાથી ફ્રેંચ લોકોનું જોર એ તરફ નરમ પડશે એમ ફ્રાંકલિન માનતો હતો. આ યોજના પણ ઈંગ્લાંડમાં બહુ પસંદ પડી નહીં. સંસ્થાનોમાં અને ઈંગ્લાંડમાં સઘળાનાં મન લડાઇ, ના વિચારમાં એવાં ગુંથાઈ ગયાં હતાં કે આ યોજનાનો પુરો વિચાર કરવા કોઇને વખત નહોતો. આ સંબંધમાં આત્મચરિત્રમાં ફ્રાંકલિન ઘણી સાદી પણ અતિશય ડહાપણ ભરેલી ટિકા કરે છે કે " જેઓ ઘણું કામ હાથમાં લઇને રાજ્ય કરે છે તેઓને નવી યોજનાઓનો વિચાર કરી અમલમાં પતાવવાની તસ્દી લેવાનું મન થતું નથી. ઘણાં લોકો ઉપયોગી કામો આગળથી ડહાપણ વાપરી કરવામાં આવતાં નથી પણ ફરજ પડે ત્યારે કરવામાં આવે છે."

એ સમયમાં અમેરિકા સંબંધી ઈંગ્લાંડમાં ઘણું અજ્ઞાન હતું. સંસ્થાનોનાં નામ સરખાં પણ ન જાણતો હોય એવો માણસ સંસ્થાનોનો પ્રધાન થઇ શકતો; ઘણાં અંગ્રેજ સ્ત્રીપુરૂષો એમ માનતાં કે અમેરિકામાં વસનાર બધા કાળા માણસો છે. લોર્ડ સ્ટરલીંગ એક પત્રમાં લખે છે કે મને અમેરિકાના વતની તરીકે લંડનમાં એક બાઇને ઓળખાવવામાં આવ્યો ત્યારે મને ગોરો જોઇને એ બાઇને ઘણું આશ્ચર્ય લાગ્યું.

૧૭૫૪ ની પાનખર ઋતુ પૂરી થવા આવી ત્યારે ફ્રાંકલિન ફરીથી પોતાના વતન બોસ્ટન શહેરમાં ગયો હતો. સંસ્થાનોને લડાઇના સમયમાં એકત્ર કરી મદદ કરવાની અને પાર્લામેન્ટમાં કાયદો પસાર કરી સંસ્થાનોપર કર નાંખી થએલો ખર્ચ વસુલ કરી લેવાની ઈંગ્લાંડની યોજના બોસ્ટનમાં પહેલ વહેલી ફ્રાંકલિનના જોવામાં આવી. બોસ્ટનના સુબા શર્લીએ એ યોજના ફ્રાંકલિનને ખાનગી રીતે બતાવી હતી. એ યોજના કેવી વાંધા ભરેલી હતી અને તેથી કેવાં માઠાં પરિણામ થવાનો સંભવ હતો એ ફ્રાંકલિને શર્લીને લખેલા પત્રોમાં સવિસ્તર જણાવ્યું છે. લડાઈ પુરી થયા પછી પાર્લામેન્ટે સ્ટાંપનો કાયદો કરી સંસ્થાનોપર કર નાંખ્યો ત્યારે તેના વિરૂદ્ધ જે દલીલો બતાવવામાં આવી હતી તે બધી ફ્રાંક્લિને આ પત્રોમાં આગળથી બતાવી હતી.

૧૭૫૫ માં ફ્રાંકલિન સંસ્થાનોના કામ કાજમાં ગરક થઇ ગયો હતો. તે વખતે પેન્સિલ્વેનિયાના સુબાની જગો ચલાવા લાયક ન હતી.

કાયદા મંડળી અને સુબા વચ્ચે હમેશ ટપાટપી ચાલતી હતી. સુબાની જગોએ કોઇ લાંબો વખત ટકતો નહીં. સુબાને બે અડચણો નડતી. એક તો એ અડચણ હતી કે કવેકર પંથના લોકો લઢાઇના કામ સારૂ પૈસાની મંજુરી આપતા નહીં. બીજી અડચણ એ હતી કે પ્રગણાના માલેક પેન કુટુંબ વાળાની જાગીરને બાતલ કરવામાં ન આવી હોય એવો દરેક કર નામંજુર કરવાને સુબાને પેન કુટુંબ તરફથી તાકીદ હતી. કવેકર લોકોનો વાંધો લાંબો વખત નભ્યો નહીં. પણ પેન કુટુંબવાળા એટલું હલકાપણું બતાવતા હતા કે લઢાઇને વખતે પણ કરમાંથી બાતલ રહેવા પોતાની હઠ છોડતા નહીં. પેન્સિલ્વેનિયાના સુબા અને રાજસભા વચ્ચે આ કારણસર વારંવાર ઝપાઝપી થતી હતી. સુબો પેન કુટુંબના દબાણમાં એટલો બધો હતો કે તેમની ગેરવાજબી માગણીની તરફેણમાં તેને રહેવુંજ પડતું; કાયદા મંડળીને પેન કુટુંબનો માગણી એવી ગેરવાજબી લાગતી કે તેની સામા થયા વગર બેસી રહેવું એ નીચ અને શરમ ભરેલું તેઓ ગણતા.

સાત વર્ષના ઝગડાને સમયે વધારે કરો નાખવાની આવસ્યકતા દરેક સંસ્થાનમાં જણાઇ. આથી કરીને પેન્સિલ્વેનિયામાં સુબા અને કાયદા મંડળી વચ્ચેનો જુનો ઝઘડો વધી પડ્યો. તે વખતના સુબા હેમિલ્ટને કંટાળીને ૧૭૫૪ ના જુન માસમાં પોતાના હુદ્દાનું રાજીનામું આપ્યું, અને તેની જગોએ રોબર્ટ હન્ટર મોરીસ નામનો ફ્રાંક્લિનનો એક ઓળખીતો નિમાયો. એવું બન્યું કે ફ્રાંકિલન બોસ્ટન તરફ જતો હતો, ત્યારે મોરીસ તેને ન્યુયોર્કમાં મળ્યો અને પૂછ્યું કે "મારી કાર્કિર્દિમાં મને અડચણ તો નહીં નડે?" ફ્રાંક્લિને જવાબ આપ્યો "ના, નહીં નડે એટલુંજ નહીં પણ કાયદા મંડળી સાથે મળીને તમે ચાલશો તો ઘણા સુખી થશો." "મારા ભલા મિત્ર" સુબાએ ઉત્તર વાળ્યો, "કજીઓ નહીં કરવાની તમે મને સલાહ કેમ આપો છો? તમે જાણો છો કે મને કજીઓ કરવો ગમે છે; એમાં હું ગમત માનું છું. તો પણ તમારા પ્રત્યે મારો ભાવ બતાવવાને હું વચન આપું છું કે મારાથી બનશે ત્યાં સુધી હું કજીઆથી દૂર રહીશ." થોડાં અડવાડિયાં પછી બોસ્ટનથી પાછા ફરતાં ફરીથી ફ્રાંક્લિન ન્યુયોર્ક આવ્યો ત્યારે તેને ખબર પડી કે મોરીસ અને કાયદા મંડળી વચ્ચે કજીઓ સળગેલો છે. ફ્રાંક્લિને ફિલાડેલ્ફિયા પાછા આવી કાયદા મંડળીના સભાસદ તરીકે પોતાની જગો લીધી ત્યારે આ કજીઆમાં

તેને ભાગ લેવો પડયો. સુબાએ બતાવેલા વિચારનો રદીઓ આપવાને નિમાયલી દરેક કમિટીમાં તે સભાસદ નિમાતો અને કમિટીની ફરમાસથી કમિટીના રિપોર્ટનો મુસદ્દો તેને કરવો પડતો. આ રીપોર્ટમાં ઘણી વખત સુબાને ખોટું લાગે એવાં સખત અને કડવાં વેણ ફ્રાંકિલનને લખવાં પડતાં.

બીજાઓને માટે સારા નરસાનો વિચાર કરતાં ફ્રાંકિલન હમેશ મોટું મન રાખતો. તેનો એક દાખલો મોરીસના કજીઆખોર સ્વભાવના બચાવમાં તે જે શબ્દો કહે છે તે છે, "એ છટાદાર ભાષણ કરનાર, મિથ્યા સિદ્ધાંત કરવામાં હુંશિયાર અને વાદવિવાદમાં જીત મેળવી શકે એવા ગુણ વાળો હતો, તેથી કજીઓ કરવાનું તેને ગમતું તે કારણયુક્ત હતું; બચપણથી તેને એવી કેળવણી મળી હતી; મેં સાંભળ્યું છે કે એનો બાપ જમ્યા પછી મેજ આગળ બેસતો અને ગમત સારૂ પોતાનાં છોકરાંને વાદવિવાદ કરવાની ટેવ પાડતો. મને લાગે છે કે આવી ટેવ પાડવી એ ડહાપણ ભરેલું નથી. મેં જોયું છે કે તકરારી, લડાઇખોર અને કજીઓ કરનાર લોક પોતાના કામમાં ઘણું કરીને કમનશીબ નિવડે છે."

આ પ્રમાણે કજીઓ ચાલતો હતો તોપણ ફ્રાંકિલન અને ગવર્નર મોરિસ વચ્ચે ખાનગી રીતે સારો સંબંધ કાયમ રહ્યો હતો. ફ્રાંકિલનને ઘણી વાર પોતાને ઘેર તે જમવા નોતરતો અને તેની સાથે બે ઘડી આનંદમાં કાઢતો.

એક અગત્યની બાબતમાં સુબાની મંજુરી વગર લડાઇના કામમાં સરકારી પૈસા ફ્રાંકિલન મેળવી શકયો. બીજી લડાઇઓની પેઠે આ લડાઇમાં પણ અગ્રેસરપણું કરનાર મસાચ્યુસેટ પરગણું હતું. ક્રાઉન પાઇન્ટપર હુમલો કરવાને મસાચ્યુસેટે તૈયારી કરવા માંડી હતી. આ કામમાં મદદ કરવાને પેન્સિલ્વેનિયાની મંડળીને અરજ કરવા રોબર્ટ કિવન્સિ ફિલાડેલ્ફિયા આવ્યો હતો. પાછળ જણાવેલો દ્રાક્ષની કલમો સંબંધી ફ્રાંકિલનના નિશ્ચયનો દાખલો હજી તેના મનમાં તાજો હોવાથી, શું કરવું એ બાબતમાં પ્રથમ ફ્રાંકિલનની સલાહ લેવા તે ગયો. ફ્રાંકિલનને મી. કિવન્સિની અરજ વાજબી લાગ્યાથી, તરતજ તેની પાસે એક અરજી લખાવી અને પોતે કાયદા મંડળીમાં તે રજુ કરી તેની તરફેણમાં જેટલું કહેવાય તેટલું કહ્યું. દસ હજાર પાઉન્ડની મદદ આપવા મંડળી ઠરાવ કર્યો. જે કાયદાથી

યદાથી આ મદદ આપવા ઠરાવ કર્યો તેજ કાયદામાં સરકારી લશ્કરને બીજી કેટલીએક મદદ આપવા ઠરાવ કર્યો હતો, કારણ કે જનરલ બ્રેડક વરજીનિયા સુધી આવી પહોંચ્યો હતો અને બીજાં બધાં સંસ્થાનો તેને મદદ કરવા તૈયારીઓ કરવા મંડી ગયાં હતાં. કરમાંથી પેન કુટુંબની જાગીરો બાતલ રાખવા આ કાયદામાં પણ એક કલમ ઘાલવાને ગવર્નરનો વિચાર હતો પણ આ કલમ સામે સભાસદોએ મજબુત વાંધો ઉઠાવ્યો અને તે દાખલ કરી નહીં, તેથી ગવર્નરે એ કાયદાને પોતાની સંમત્તિ આપી નહીં.

આ અણીને વખતે ફ્રાંકિલને પોતાની બારિક બુદ્ધિ વાપરી ટેક રાખ્યો. એ પ્રગણામાં એક પેઢી એવી સરતે સ્થાપન કરવા દેવામાં આવી હતી કે ગવર્નરની સંમત્તિ વગર પણ કાયદામંડળીને જ્યારે જોઇએ ત્યારે તે પૈસા ધીરે. આ પેઢી પાસે જોઇએ તેટલાં નાણાં સિલક નહીં હોવાથી ફ્રાંકિલને એક વર્ષ પછી પાછાં આપવાની સરતે પાંચ ટકાના વ્યાજથી નાણાં ભેગાં કરાવ્યાં. વગર જોખમે સારૂ વ્યાજ મળવાથી ઘણા જણ નાણાં ધીરવા બહાર પડયા અને જોઇએ તેટલાં નાણાં સહેજ વારમાં ભરાઈ ગયાં. પોતાના કામમાં ફતેહ મેળવી મી૦ ફ્રેન્કલિન રાજી થઇને ગયો.

પેન્સિલ્વેનિયાની કાયદામંડળી રાજાના લસ્કરને પૈસા સબંધી મદદ કરી શકી નહીં તેથી જનરલ બ્રેડકના મનમાં કેટલીક ગેરસમજુત પેદા થઇ હતી. કેટલાક જુઠા ચાડીખોર માણસોએ એના કાનમાં એવું ભેરવ્યું હતું કે પેન્સિલ્વેનિયાના લોકો રાજાના લસ્કરને મદદ કરવા ના કહે છે અને ખાનગી રીતે ફ્રેન્ચ લોકોને મદદ કરે છે. આથી એ જનરલ એટલો ગુસ્સે થઇ ગયો હતો તે ફ્રેન્ચ લોકો સાથે લડવા કરતાં પેલ્સિન્વેનિયાને ખેદાન-મેદાન કરવાને તે વધારે ઇન્તેજાર થઇ ગયો હતો. આ પ્રમાણે ગેર-સમજુત થવાથી જનરલ બ્રેડકની હજુરમાં જઈ ખુલાસો કરવાને કાયદામંડળીએ ફ્રાંકિલનને વિનંતિ કરી. સંસ્થાનોના હાકેમો સાથે જનરલ બ્રેડકનો પત્રવ્યવહાર વગર વિલંબે ઝડપથી ચાલે એવી ગોઠવણ કરવાને પોસ્ટમાસ્તર જનરલ તરીકે બ્રેડક પાસે ફ્રાંકિલનને જવાનું હતું તે પરથી એવું ઠરાવવામાં આવ્યું કે મંડળીના પ્રતિનિધિ તરીકે ફ્રાંકિલને જવું નહીં, પણ પોસ્ટમાસ્તર જનરલ તરીકેની મુલાકાતમાં વાતેવાતમાં મંડળી તરફનો ખુલાસો કરવો. આ કામ ફ્રાંકિલને માથે લીધું અને એપ્રિલ માસની શરૂઆતમાં ઘોડેસવાર થઇને તે બ્રેડકની છાવણીમાં

જવા નીકળ્યો. બ્રેડકની છાવણી તે વખતે ફ્રેડરિક ટાઉન નામના ફિલાડેલ્ફિયાથી ૧૨૦ માઇલ છેટે આવેલા ગામમાં હતી. ફ્રાંક્લિનની સાથે ન્યુયોર્ક અને મસાચ્યુસેટના સુબા, અને તેનો છોકરો વિલિઅમ હતા. એ સુબાઓને પોતાની સાથે મસલત કરવા બ્રેડકે બોલાવ્યા હતા.

છાવણીમાં આવીને ફ્રાંકલિને પહેલું કામ એ કર્યું કે જનરલ બ્રેડકની ગેરસમજુત દૂર કરી. દરરોજ જનરલ સાથે તેને જમવાનું થતું હોવાથી વાતચીત કરવાને ઘણો અવકાશ મળતો. થોડા વખતમાં તેણે જનરલની ખાત્રી કરી કે પેન્સિલ્વેનિયા લોકો જેવા રાજા તરફ વફાદાર અને ફ્રેંચ લોકોના કટ્ટા શત્રુ બીજા કોઇ ભાગ્યેજ હશે. આશરે આઠેક દહાડા જનરલ સાથે રહીને ફ્રાંકલિન નીકળવાની તૈયારીમાં હતો એટલામાં લશ્કરના ઉપયોગ સારૂ ગાડાંની શોધ માટે ગએલા અમલદાર આવ્યા ને જનરલને કહેવા લાગ્યા કે ગાડાં મળતાં નથી. જનરલ ગુસ્સે થયો અને મોટેથી બૂમો પાડવા લાગ્યો પણ કંઇ વળ્યું નહીં. એ તરફ ગાડાંની ખરેખર અછત હતી. સરસામાન વહી જવાનાં સાધન મળે નહીં એવા દેશમાં લશ્કર મોકલનાર પ્રધાનમંડળને જનરલ બ્રેડક ધીટકારવા લાગ્યો; અને કહેવા લાગ્યો કે મારી સફર સફળ થવાની નથી, કારણ કે બસેં ગાડાં અને ભારબરદારી ઘોડાની મોટી સંખ્યા વગર લશ્કર આગળ ચાલી શકવાનું નથી.

લાલચોળ થઈ ગએલો જનરલ આ પ્રમાણે બોલતો હતો ત્યારે ફ્રાંક્લિન પાસે હતો. તેણે ધીરેથી કહ્યું કે તમારૂં લશ્કર પેન્સિલ્વેનિયામાં ઊતર્યું હોય તો ઘણું સારૂં થાત; ત્યાં જોઇએ તેટલાં ગાડાં છે. જનરલે આતુરતાથી ફ્રાંક્લિનના મ્હોં ભણી જોઈ કહ્યું "જો એમ હોય તો એ ભાગમાં તમારૂં વજન ઘણું હોવાથી ત્યાંથી અમારે માટે તમે ગાડાં મેળવી શકશો. મહેરબાની કરી એ કામ તમે ઉપાડી લ્યો." ગાડાંવાળાને શા પ્રમાણે ભાડું આપવા ઠરાવેલું છે, એમ ફ્રાંક્લિને પૂછ્યું ત્યારે તેની મરજીમાં આવે તે દર મૂકવા જનરલે તેને ફરમાવ્યું. ફ્રાંક્લિને મૂકેલો આંકડો જનરલે કબુલ રાખ્યો અને જરૂર જેટલા પૈસા આગળથી આપવા માંડ્યા તેથી ગાડાં મોકલવાનું કામ ફ્રાંક્લિને માથે લીધું તરતજ ઘોડે બેસીને તે તથા તેનો છોકરો આઠ માઇલ છેટે આવેલા લેન્કેસ્ટર ગામ તરફ દોડી ગયા.

ગાડાં મેળવવાનું કામ ફ્રાંક્લિને ઘણી જુક્તિથી બજાવ્યું. એક જાહેર-

ખબર છાપી તેણે ખેડુતોમાં વહેંચી અને તેમાં એ લોકોની સ્વાર્થ, બીક, મગરૂરી અને ઉદારતાની લાગણીઓ ઉશ્કેરાય એવું લખાણ પ્રસિદ્ધ કર્યું. પ્રથમ તો ગાડાં અને ઘોડા વાજબી ભાડું આપીને લેવાનાં હતાં, એ વાત તેણે ખેડુતોના મનમાં સારી પેઠે ઊતારી, સરકારે આપવા ધારેલો દર કેવો સારો હતો એ ઉપર વિવેચન કરી છેવટના ભાગમાં તેણે નીચે પ્રમાણે લખ્યું હતું:—

"જ્યારે આવા વાજબી દર આપવામાં આવે છે ત્યારે તમારા સરકાર અને દેશની સેવા તમે ખુશીથી નહીં કરો તો તમારી વફાદારી વિષે શક રહેશે. સરકારનું કામ થવુંજ જોઇએ. તમારા બચાવ માટે દૂરથી આવેલા આટલા બધા બહાદુર લડવૈયાને તમારી ફરજ બજાવવામાં તમારી સુસ્તીને લીધે નકામા બેશી રહેવું પડે એ ઠીક નથી. ગાડાં અને ઘોડા વગર ચાલવાનું નથી. કદાચ જોરજુલમ વાપરીને એ લેવાં પડશે, અને તેમ થશે તો તમને મહેનતનો બદલો કોઇ આપશે નહીં, અને તમારી દયા કોઇને આવશે નહીં. સારૂં કામ કરવામાં મહેનત કરવાથી મને સંતોષ થશે એ શિવાય આ કામમાં મારી બીજી કંઈ મતલબ નથી. મારી મહેનતનો બદલો લેવા હું ઇચ્છતો નથી. ગાડાં અને ઘોડા મેળવવાની આ રીત ફતેહ નહીં પામે તો મારે ચૌદ દિવસમાં જનરલને ખબર આપવી પડશે, અને તરતજ સર જૉન સેન્ટ ક્લેર સોલજરો સાથે ચઢી આવશે અને જબરજસ્તીથી ગાડાં અને ઘોડા લઇ જશે; જો એમ થશે તો તે સાંભળી હું ઘણો દિલગીર થઇશ, કારણ કે હું તમારો અંતઃકરણથી ખરો મિત્ર અને શુભેચ્છક છું."

આથી ઝાઝી અસર થઈ નહીં. ખેડુતોને સરકારની ખાત્રી પડતી નહીં. જનરલ બ્રેડક કોણ છે અને સરકારના પૈસા ખરચવાને તેને શો અધિકાર છે એ તેમના જાણવામાં નહોતું. તેમની આનાકાની દૂર કરી ભાડું આપવાનો કરાર પૂરો કરવાને ફ્રાંકલિન જાતે ખત લખી આપી તેમની સાથે બંધાયો, બ્રેડક તરફથી મળેલા સાતસો પાઉન્ડ તેણે ખેડુતોને આગળથી વહેંચી આપ્યા અને ખુટતા બસો પાઉન્ડ પોતાના ઘરના આપ્યા, ઘરના બસો પાઉન્ડ ખર્ચીને તથા વીસ હજાર રૂપિયાની કિમ્મતનાં ગાડાં અને ઘોડા સહીસલામત પાછાં લાવી આપવાને ખતથી બંધાઇને ફ્રાંકલીન છાવણીમાં પાછો આવ્યો. વીસ દિવસમાં દોઢસો ગાડાં, ૨૨૯ ઘોડા અને ઘાસ તથા ચણાનો મોટો જથો તેણે છાવણીમાં રજુ કર્યો. જનરલે તેનો ઘણો

આભાર માન્યો, તેના બસો પાઉન્ડ પાછા આપ્યા, લશ્કરે કુચ કર્યા પછી પાછળથી ખોરાક વગેરેનો બંદોબસ્ત રાખવા તેને વિનંતિ કરી અને ઇંગ્લાંડ મોકલેલા પત્રોમાં તેની ઘણી તારીફ કરી. ખોરાક મોકલવાના કામપર દેખરેખ રાખવા ફ્રાંકિલને કબુલ કર્યું અને એ કામપર ઘણા અઠવાડિયાં સુધી તેણે મહેનત કરી.

આખરે લશ્કર આગળ ચાલી શક્યું. લશ્કરની હાર થવાની ખબર આવી ત્યાં સુધી ફ્રાંકિલન ખોરાક મોકલ્યા કરતો હતો. ખોરાક જલદીથી મેળવવામાં અને મોકલવામાં એના ઘરના એણે આશરે તેરસો પાઉન્ડ ખર્ચ્યા હતા. એક હજાર પાઉન્ડ ફ્રાંકિલનને આપવા પરાજય થયા પહેલાં જનરલ બ્રેડકે હુકમ કર્યો હતો અને બાકીના ફરીથી હિસાબ થાય ત્યારે આપવા જણાવ્યું હતું, પણ એ બાકીનો અવેજ પાછળથી ફ્રાંકિલનને કદી પણ મળ્યો નહીં.

જનરલ બ્રેડકની હાર થશે એમ કોઇ ધારતું નહોતું. લશ્કરની નાસાનાસમાં જાન માલનું ઘણું નુકસાન થયું. ઘણાં ગાડાં અને ઘોડા ગેરવલ્લે પડ્યાં. ભય અને દોડાદોડના સમયમાં ગાડાંના માલેકને થએલું નુકશાન નક્કી કરવાનો અને તે આપવાનો અવકાશ નહોતો. ફ્રાંકિલને પોતાની જાતપર જવાબદારી વહોરી લીધેલી હોવાથી તેનાપર કેટલાક જણે નુકશાનીના દાવા કર્યા. ફ્રાંકિલનને ખરાબ થવાનો વખત નજીક આવ્યો હતો પણ તેવામાં ઇશ્વરે તેની સામું જોયું. પરાજય પછી ત્રણ માસે લોકોના દાવા ચૂકવવાને સરકારે કમિટી નિમી અને તેથી ફ્રાંકિલન પોતાની જાત જવાબદારીમાંથી બચી ગયો.

જનરલ બ્રેડકના લશ્કર તરફ તેણે બજાવેલી સેવા ચાકરીથી તેને ઘણું માન મળ્યું; પેન્સિલ્વેનિયાની કાયદામંડળીએ સર્વાનુમતે તેનો ઉપકાર માનવાનો ઠરાવ પસાર કર્યો; લંડનમાં સેક્રેટરી ઓફ સ્ટેટ આગળ ફ્રાંકિલનનું ભુંડું બોલવા ટામસ પેન ગયો ત્યારે તેને ખબર પડી કે જનરલ બ્રેડકે તેને માટે ઘણો સારો અભિપ્રાય દર્શાવેલો છે. કેથેરાઇન રે નામની એક સ્ત્રી મિત્રે ૧૭૫૫ ના સપ્ટેમ્બરમાં લખેલા એક પત્રમાં ફ્રાંકિલનને પૂછ્યું છે કે " તમારી તબીઅત કેવી છે? તમે શું કરો છો? દરેક જણ હજી તમારાપર પ્યાર રાખે છે? જો હશે તો તમે શી રીતે પ્યાર મેળવો છો." આ પત્રના ઉત્તરમાં ફ્રાંકિલન લખે છે કે " પહેલા પ્રશ્નના જવાબમાં હું કહી શકું છું કે ઇશ્વરની કૃપાથી હું પહેલાં કરતાં

સારી તંદુરસ્તી ભોગવુંછું......બીજા પ્રશ્નના જવાબમાં મારે કબુલ કરવું જોઇએ ( તમે અદેખાઇ કરશો નહીં ) કે પહેલાંના કરતાં હાલ મને ઘણા માણસ ચહાય છે. આપણે છેલ્લી વખત મળ્યાં હતાં ત્યાર પછી દેશની અને લશ્કરની કાંઈ સેવા હું કરી શકયો છું અને તેથી એ બંને મારો ઉપકાર માને છે, મારાં વખાણ કરે છે અને કહે છે કે તેઓ મને ચહાય છે..........."

---

## પ્રકરણ ૧૭ મું.

## સેનાપતિ તરીકે રણક્ષેત્રમાં.

૧૭૫૫—૧૭૫૬.

ગવર્નર મોરિસને ફ્રાંકલિને આપેલી સલાહ—પેન કુટુંબને કરમાંથી બાતલ કરવા ચાલેલી ખટપટ—એ કુટુંબ વિરૂદ્ધ ઈંગ્લાંડમાં થએલી લાગણી—વોલન્ટિયર ઉભા કરવાને ફ્રાંકલિને કરેલી તજવીજ—ઇન્ડિયન લોકોએ ગુજારેલો જૂલમ—ફ્રાંકલિન સેનાપતિ થઇ રણક્ષેત્રમાં ગયો—રસ્તામાં પડેલી મુશીબતો—બેથ્લેહામની છાવણી—ખેડુતોને બંદુકો આપી—સાદન હટન—ફોર્ટ એલનનો કિલ્લો ફ્રાંકલિને બંધાવ્યો—ઇન્ડિયન લોકોની તાપવાની રીત—કાયદામંડળી મળવાનો વખત પાસે આવ્યાથી કેપ્ટન કલેવ્હામને લશ્કર સોંપી ફ્રાંકલિન ફિલાડેલ્ફિયા પાછો આવ્યો.

---

જનરલ બ્રેડકના પરાજયની ખબર ફિલાડેલ્ફિયામાં પહોંચી કે તરત જ ગવર્નર મોરીસે તાકીદથી ફ્રાંકલિનને બોલાવ્યો અને હવે શું કરવું એ બાબત તેની સલાહ પૂછી. ફ્રાંકલિને એવી સલાહ આપી કે બ્રેડકના બાકી રહેલા લશ્કરના ઉપરી કર્નલ ડનબારને ગવર્નરે પત્ર લખી વિનંતી કરવી કે તેણે લશ્કર સાથે સરહદપર રહેવું અને સંસ્થાનોમાંથી લશ્કર ઉભું કરી તેની મદદે મોકલવામાં આવે ત્યાં સુધી ત્યાંજ રહી દુશ્મનને આગળ વધતા અટકાવવા. પરંતુ ડનબાર અને તેના માણસોના મનમાં એટલી બીક પેસી ગઇ હતી કે તેઓએ ફિલાડેલ્ફિયા પહોંચતા સુધી નાસવું બંધ રાખ્યું નહીં.

લડાઇમાં મદદ કરવાને નાણાં એકઠાં કરવા ફાળો નાખવામાં આવે

તેમાંથી પેન કુટુંબને બાતલ રાખવાની આવા બારીક વખતે પણ ગવર્નરે પોતાની હઠ છોડી નહીં. કાયદામંડળીએ તો મોટી રકમો મંજુર કરીને એવું ઠરાવ્યું કે પ્રગણાના માલેકના સુદ્ધાંત સર્વે જણની સ્થાવર જંગમ મિલકતપર કર નાંખવો. "સુદ્ધાંત" શબ્દ કાઢી નાંખી તેને ઠેકાણે "વગર" શબ્દ રાખવામાં આવે નહીં ત્યાં સુધી ગવર્નરે પોતાની સંમત્તિ, આપવા ના પાડી. ગવર્નરના કહેવા પ્રમાણે કરવા મંડળીએ સાફ ના પાડી; પરિણામ એ થયું કે એક પૈસો પણ લડાઇ સારૂ મળી શક્યો નહીં. મંડળી મળતી, બરખાસ્ત થતી, ફરી મળતી, ગવર્નર તરફ સંદેશો મોકલતી પણ કંઇ નિર્ણય આવ્યો નહીં. આખો ઉન્હાળો અને સપ્ટેમ્બર તથા અક્ટોબર માસ આ પ્રમાણે ફીકર કરવામાં ગયા. જુલાઇ અને ઓગષ્ટમાં દુશ્મનોએ કંઇ કર્યું નહીં, પણ સપ્ટેમ્બર અને અક્ટોબરમાં તેમણે બધે કેર વર્તાવી દીધો. ઘરબાર લુંટી લીધાની, હજારો માણસો મારી નાખ્યાની, બૈરાં છોકરાંને બળાત્કારે પકડી લઇ જવાની ખબરોપર ખબરો આવવા લાગી. એક જણે તો મારી નાખેલા એક આખા કુટુંબની લાશો ખુલ્લા ગાડામાં ભરી લોકોની દયા ઉપજાવવાને, અને ગવર્નર તથા કાયદામંડળીને એકત્ર થવાનો બોધ કરવાને ફિલાડેલ્ફિયામાં શેરીએ શેરીએ ફેરવીને ગવર્નરના બંગલાનાં બારણા આગળ મૂકી. એક જણે એવી ગપ ચલાવી કે બર્ક પ્રગણાના લોકો ફિલાડેલ્ફિયાપર હુમલો કરી પ્રગણાના બચાવ માટે ગવર્નર અને કાયદામંડળીને એકત્ર થવાની ફરજ પાડવા તૈયારીઓ કરેછે. ગવર્નરની સામા થવાનાં કારણ ફ્રાંક્લિન અને તેના મિત્રોએ ઇંગ્લાંડમાં જાહેર કરવાની ગોઠવણ કરી હતી તેથી એ દેશનો પ્રજામત પેન કુટુંબની વિરૂદ્ધ એટલે સુધી થયો કે કેટલાએકે એવી પણ દરખાસ્ત કરી કે પ્રગણાનો બચાવ કરવામાં જ્યારે એ પોતાની હલકાઈથી હરકત નાંખે છે ત્યારે પ્રગણું તેમની પાસેથી ખુંચાવી લેવું જોઇએ. આથી ગભરાઇને એ કુટુંબે પોતાના ખજાનચીપર હુકમ લખ્યો કે બચાવને સારૂ મંડળી જે નાણું મંજુર કરે તેમાં અમારા તરફથી પાંચ હજાર પાઉન્ડ આપવા. આ હુકમની વાત સાંભળી કાયદામંડળીએ કરમાંથી એ કુટુંબને મુક્ત નહીં કરવાનો સવાલ તુર્ત લાચારીથી પડતો મુકી, એ કુટુંબની જાગીરો કરમાંથી બાતલ કરી ૬૦ હજાર પાઉન્ડ મંજુર કર્યા. આ પૈસા ખરચવાને સાત જણની નિમેલી કમિટીમાં ફ્રાંક્લિન એક હતો.

ઘણા વખતથી દબાઇ રહેલું આખા પેન્સિલ્વેનિયા પ્રગણાનું વીર્ય પ્રદિપ્ત

થયું; જુના કજીઆ ભૂલી જવાને ફ્રાંકિલને સૌને આજીજી કરી ગવર્નર, કાયદામંડળી, લશ્કરકમિટી, અને ક્વેકરપંથ શિવાયના તમામ લોક, પોતાનાથી બને તેટલો શ્રમ કરવા લાગ્યા. લશ્કર કમિટીના સભાસદો દરરોજ મળતા. રવિવારે પણ તેઓ વિશ્રાન્તિ લેતા નહીં. તેમણે સરહદપર હથિયાર મોકલાવ્યાં. ઠેકાણે ઠેકાણે લક્કડકોટ ઉભા કરવામાં આવ્યા; ખોરાક એકઠો કરી રાખવામાં આવ્યો; અને માણસોને કવાયત શીખવવામાં આવી.

રાજીખુશીથી લશ્કરમાં રહે એવા માણસ ( વૉલન્ટિયર ) ઉભા કરવામાં મોટી અડચણ એ નડતી કે ક્વેકર લોકો હથિયાર લેવાને ના પાડતા હતા. પોતે લડે નહીં ને ફતેહનાં ફળ વગર મહેનતે ભોગવે એવા આ લોકોના રક્ષણ માટે લડવાને ગામડાના લોકો આનાકાની કરતા હતા. શુદ્ધભાવથી ધર્મ સંબંધી લાગણીને લીધે થએલાં ક્વેકર લોકોનાં મનનાં ફાંફાંને ફ્રાંકિલને તુચ્છકારી કાઢ્યાં નહીં. ક્વેકર લોકોને માનભેર અને સ્પષ્ટ રીતે માફી અપાવી બીજા લોકોમાંથી "વૉલન્ટિયર" ઉભા કરવાનો ઇરાદો તેણે કાયદામંડળી પાસે પસાર કરાવ્યો. આ માફીથી બીજા લોકોમાં થતી એદિલી ઓછી કરવા સારૂ अ, ब અને क નામના ત્રણ લાયક શહેરીઓ વચ્ચે કલ્પિત સંવાદ લખી ફ્રાંકિલને પ્રસિદ્ધ કર્યો. આ સંવાદ લાંબો અને ચાતુરી ભરેલો છે. એવું કહેવામાં આવેછે કે એથી એકદમ ઘણી અસર થઇ. क કહેછે "હું કંઇ બાયલો નથી પણ ક્વેકર લોકોના બચાવ સારૂ હું લડવાનો નથી." अ એ જવાબ દીધો "મતલબ કે તમારી જોડે કેટલાએક ઉંદર બચી જાય એટલા સારૂ તમે વહાણમાંથી પાણી ઉલેચી નહીં નાંખો." "પણ" હજી સંતોષ નહીં પામેલા क એ કહ્યું, "આ કાર્યનું પરિણામ સારૂં આવે તો નવી ચુંટણી વખતે ક્વેકર લોકોના વિરૂદ્ધ આપણે શું કરીશું?" દેશાભિમાની अ એ જવાબ દીધો "મારા મિત્રો આ વખતે પક્ષ સંબંધી સાંકડા વિચાર છોડી દો અને આપણે બધા અંગ્રેજ અને પેન્સિલ્વેનિયાના વતની છીએ એમ વિચાર કરો. આપણા રાજાની સેવા, આપણા દેશની સહીસલામતી ને આબરૂ, અને આપણા ખુની દુશ્મનપર વેરનોજ માત્ર વિચાર કરો. જો સારૂં થશે તો પછી એ કોણે કર્યું એ કંઇ મહત્વનું નથી. જાત સેવા અને જાત બચાવ કરવો તેની કરતાં બીજાઓને બચાવવા અને તેમની સેવા કરવી એ વધારે સ્તુત્ય છે. આપણા દેશને ખાતર ચાલો દઢતાથી અને ઉદારતાથી એકત્ર થઇએ. દેશને ખાતર મરવું એ સૌથી ઉત્તમ પ્રકારનું મરણ છે; સર્વ શક્તિમાન પ્રભુ

આપણા પ્રમાણિક પ્રયત્નને સફળ કરશે." આ પ્રમાણે સંવાદ પૂરો થાય છે.

ફ્રાંકિલને પસાર કરાવેલા કાયદાની રૂઇએ હજારો લોકોએ ઉલટથી હથિયાર લીધાં; લડાઇની તૈયારીઓ શિવાય બીજા કશાનો અવાજ આ વખતે ફિલાડેલ્ફિયામાં સંભળાતો નહીં. નવેમ્બરની આખરે એવી ખબર આવી કે નોર્થામ્પટન તરફનાં ગામડાં દુસ્મને બાળી નાખ્યાં છે અને લોકોને હથિયારથી નિર્દયપણે કાપી નાંખવામાં આવ્યા છે. લશ્કરનું ઉપરીપણું લઇ એ પ્રદેશ તરફ જવાને અને ત્યાં લાકડાનો કોટ બાંધી લોકોની બીક મટે તેમ કરવાને, ગવર્નર મોરીસે ફ્રાંકિલનને વિનંતી કરી. આ કામ માથે લેવા ફ્રાંકિલને કબુલ કર્યું. તેની સાથે જવાને ૫૪૦ વોલન્ટિયરો હથિયાર લઇ તૈયાર થયા. પોતાના પુત્ર વિલિયમને તેણે પોતાનો *નકીબ નિમ્યો. તેની પત્નિએ મોદીખાનાનો સામાન તૈયાર કર્યો. ડિસેમ્બરની અધવચમાં સેનાપતિ ફ્રાંકિલન પોતાનું ન્હાનું લશ્કર લઇને ઉત્તર તરફ કુચ કરી ગયો.

ખરાબ ઋતુમાં અનુભવ વગરના સેનાપતિ અને અનુભવ વગરના લશ્કરને આછી વસ્તીવાળા પ્રદેશમાં મુસાફરી કરતાં ઘણી જાતનાં દુઃખ ખમવાં પડ્યાં; કોઇ દહાડો જરૂરીઆત ખાવાની ચીજો મળતી નહીં; કોઈ દહાડો ખરાબ હવાથી ખોટી થવું પડતું; રસ્તાઓ એવા ખાડા ખબચાવાળા હતા કે જલદીથી કુચ થઇ શકેજ નહીં; જે ઠેકાણે જવાનું હતું તે શહેરથી ૯૦ માઇલ કરતાં વધારે દૂર નહોતું પણ ત્યાં પહોંચતાં એક મહિનો લાગ્યો. બેથ્લેહેમ આવી પહોંચ્યો ત્યારે ફ્રાંકિલનને માલમ પડ્યું કે કવેકર લોકો પણ બચાવની તૈયારીઓ કરવા મંડી ગયા છે. ઘરમાં રહી બૈરાં ઇન્ડિયન લોકોપર પથ્થર નાખી શકે એટલા સારૂ દરેક ઘરવાળે માળપર પથ્થર ભરી રાખ્યા હતા. કેટલાએક મોટા ઘરને કોટ કરી લેવામાં આવ્યા હતા અને હથિયાર પણ રાખવામાં આવ્યાં હતાં.

બેથ્લેહેમ મધ્ય સ્થળ હોવાથી, ત્યાં મુકામ રાખી, લક્કડ કિલ્લા ઊભા કરવાને આસપાસ લશ્કરની ટુકડીઓ તેણે મોકલી દીધી; અને તેમનાપર દેખરેખ રાખવા અને સાદનપટનપર ચડાઇ કરવાની તૈયારી કરવા પોતે ત્યાંજ રહ્યો. ટુકડીઓના ઉપરીને ફ્રાંકિલને આપેલા હુકમ ચોકસ અને વિગતવાર હતા; તેમાં એક વાકય નીચે પ્રમાણે હતું. " તમારા માણસને ખબર કરજો કે તેમને કોઇ ઠેકાણે દુસ્મનના માણસ મળે અ-

* એઇડીકી.

થત્રા કોઇ ઠેકાણે તેમનીપર ચઢી આવે અને દુશ્મન પૈકી કોઇ તેમને હાથે મરાય તો તે વાત સાબીત કરી આપ્યાથી એ રીતે મુએલા દુશ્મનના માથાદીઠ સરકાર ૪૦ ડાલર ઇનામ આપશે."

આ ચઢાઇનું કામ કંઇ સહેલું નહોતું. ફ્રાંક્લિન પોતે એક વાત જણાવે છે જે પરથી એમ માલમ પડે છે કે જો કે દુશ્મન દેખાતા નહોતા તો પણ તે પાસે હતા અને તૈયાર હતા. "બેથ્લેહામથી ઉપડવાની અમે તૈયારીમાં હતા એટલામાં અગિયાર ખેડુતો આવ્યા ને કહેવા લાગ્યા કે અમને અમારાં ખેતરમાંથી ઇન્ડિયન લોકોએ કાઢી મૂક્યા છે; મહેરબાની કરીને અમને બંદુકો આપો કે જેથી અમે પાછા જઇ અમારાં ઢોર લઇ આવીએ. મેં દરેકને બંદુક તથા જરૂર જેટલો દારૂ ગોળો આપ્યો. અમે થોડા માઇલ કુચ કરી એટલામાં વરસાદ આવ્યો અને આખો દહાડો વરસ્યો. રસ્તામાં આશ્રય લેવા સરખું એકે મકાન અમને મળ્યું નહીં. આખરે એક જર્મનના ઘર આગળ અમે આવી પહોંચ્યા અને તેના દાણા ભરવાના છાપરામાં પલળેલા પલળેલા ભરાઇ બેઠા. સારૂં થયું કે આ વખતે અમારાપર કોઇ ચઢી આવ્યું નહીં. કારણ કે અમારાં હથિયાર ઘણી સાધારણ જાતનાં હતાં. અને વરસાદથી અમારી બંદુકોની ચાંપો ભીજાઇ ગઇ હતી. બંદુકની ચાંપ કોરી રાખવાને ઇન્ડિયન લોકોના જેવાં સાધન અમારી પાસે નહોતાં. તે દિવસે ઉપર જણાવેલા અગિયાર ખેડુતોને એ લોકો મળ્યા અને દશ જણને મારી નાંખ્યા; એક જણ જીવતો રહ્યો તેણે અમને કહ્યું કે મારા સોબતીની બંદુકોની ચાંપો હવાઇ જવાથી બંદુકો ફુટી નહીં."

રસ્તામાં ઘણાં સંકટ ભોગવીને લશ્કર સાદનહટન આવી પહોંચ્યું. એક જણ પોતાની રોજનીશીમાં લખી ગયો છે કે "ત્રાસ અને નાશના દેખાવ શિવાય બીજું કંઇ અહીં જણાતું નથી. જે જગાએ એક વખત સુખી અને શાન્ત ગામ હતું ત્યાં હવે સઘળું ઉજડ અને દિલગીરી ભરેલું લાગે છે; ઘર બાળી નાખ્યાં છે; ઘરવાળાઓને કમકમાટ ભરેલી રીતે મારી નાખ્યા છે; તેમનાં લોહીલુહાણ મુડદાં કોઇ દાટનાર ન હોવાથી ક્રુર જાનવર અને પક્ષીના ખોરાક તરીકે ખુલ્લાં પડેલાં છે; અને આપખુદી ઘાતકી-પણાથી જેટલો કેર થાય તેટલો થએલો છે. અમે અહીં આવ્યા પછી, આ પ્રદેશના કલ્યાણ માટે અમારાથી જેટલું થઇ શકે તેટલું કરીએ છીએ. ફ્રાંક્લિનનામાં ડહાપણ, ન્યાયબુદ્ધિ, દયા અને ધીરજ એવાં છે કે તેની યાદ

ગીરીમાં બાવલું ઉભું કરવું જોઇએ." સાદનહટન આવી ફ્રાંક્લિને પહેલું કામ એ કર્યું કે, રઝળતી લાસોને ભૂમિદા કરી; બીજે દિવસે કિલ્લો બાંધવાની જગો નક્કી કરી, તે બાંધવા માંડયો; વરસાદની હરકત નડયા છતાં પાંચ દિવસમાં કિલ્લો ઉભો કીધો; અને તેનાપર વાવટો ચઢાવી, તેનું નામ "ફોર્ટ એલન" પાડયું; થોડા વખતમાં તેની પાસે થોડે દૂર બીજા બે કિલ્લા બાંધ્યા અને આખો પ્રદેશ એવો કર્યો કે દુશ્મનથી એકદમ છાપો મારી શકાય નહીં.

કિલ્લો તૈયાર થયા પછી સેનાપતિ ફ્રાંક્લિન નાની નાની ટુકડીઓ લઇને, આસપાસના પ્રદેશમાં ફરવા નીકળતો. તે લખે છે કે "અમને ઇન્ડિયન લોક મળ્યા નહીં પણ જે ટેકરીઓપર બેસીને અમારી હિલચાલ તેઓ જોતા હતા તે અમને માલમ પડી. એ જગાએ તેમણે વાપરેલી યુક્તિ જાણવા જેવી છે. શિયાળો હોવાથી તેમને તાપ્યા વગર ચાલે નહીં; પણ જો જમીનની સપાટીપર દેવતા સળગાવે તો તેમને વેગળેથી કોઇ જોઇ શકે; તેટલા માટે તેમણે ત્રણ ફુટ પહોળા અને એથી વધારે ઊંડા જમીનમાં ખાડા ખોદ્યા હતા. જંગલમાં પડેલાં બળેલાં લાકડાંની બાજુઓમાંથી તેમણે કુહાડીવડે કોલસા કાઢેલી જગા અમને માલમ પડી; આ કોલસાવડે ખાડામાં તેઓ દેવતા સળગાવતા. પગ ગરમ રાખવાને ખાડામાં લટકતા રાખીને તેઓ આસપાસ આળોટેલા હોવાનાં નિશાન અમને ઘાસમાં જણાયાં. દેવતા સળગાવી આવી રીતે ઉપયોગમાં લેવાથી, અજવાળું, ભડકો, તણખો કે ધુમાડાથી તેમને કોઇ જોઈ શકે નહીં."

ત્રણે કિલ્લા પૂરા કરી તેમાં મોદીખાનાનો સરસામાન ભરી રાખવામાં ફ્રાંક્લિન રોકાયલો હતો એવામાં ગવર્નર મોરીસનો પત્ર આવ્યો કે હું કાયદા મંડળીને થોડા વખતમાં બોલાવવાનો છું માટે સરહદની સ્થિતિ સલામત થાય કે તરત તમારે પાછા આવવું. કાયદામંડળીના સભાસદોમાંથી ફ્રાંક્લિનના કેટલાએક મિત્રોએ પણ તેને પાછા આવવાને આગ્રહ કર્યો. આ સમયે કેપ્ટન કલેવ્હામ નામનો એક અનુભવી યોદ્ધો સાદનહટનનો દેખાવ જોવાને ન્યુ ઇંગ્લાંડથી ત્યાં આવ્યો હતો. ફોર્ટએલનનું ઉપરીપણું લેવાને ફ્રાંક્લિને તેને વિનંતિ કરી અને તે તેણે સ્વીકારી. ફ્રાંક્લિને તેને લેખી અધિકાર આપ્યો અને લશ્કરને તે વાત જણાવી, તેમના આગળ તેનાં વખાણ કરી, સાવચેત અને હુશિયાર રહેવા તેને સમજ આપી, પોતે ફિલાડેલ્ફિયા પાછો જવા નીકળ્યો.

એ મહિના લશ્કરમાં નોકરી કરી, ૧૭૫૬ ના ફેબ્રુઆરી માસની ૧૦ તારીખે ફ્રાંક્લિન ફિલાડેલ્ફિયા પાછો આવ્યો. તેના સહિસલામત પાછા આવવાથી બધા શહેરીઓ ખુશી થયા અને તેની સ્તુતિ અને વખાણ કરવા લાગ્યા. ગવર્નર તો એટલો મોહિત થઇ ગયો હતો કે સેનાપતિનો હુદ્દો ફરીથી લઇને ફોર્ટ ડુકેન જીતવા જવાને ફ્રાંક્લિનને કહેવા લાગ્યો. આ કામને માટે હું લાયક નથી એમ જણાવી આ માન ભરેલો હુદ્દો લેવાને ફ્રાંક્લિને ના પાડી. ફિલાડેલ્ફિયાના બારસો માણસની લશ્કરની ટુકડીઓએ તેને પોતાના કર્નલ તરીકે પસંદ કર્યો અને આ માનનો હુદ્દો ફ્રાંક્લિને કબુલ રાખ્યો. થોડા દિવસ પછી આ બધા લશ્કરની મોટી પરેડ પૂરી થયા પછી બધી ટુકડીઓ ફ્રાંક્લિનના ઘર સુધી તેને પહોંચાડવા આવી હતી અને ઘેર પહોંચાડી રજા લેતી વખતે તેના ઘર આગળ બંદુકોના બાર કરી તેને માન આપ્યું હતું.

લશ્કર સબંધી જુનો કાયદો રદ થઇ ઇંગ્લાંડમાં નવો કાયદો થવાથી ફ્રાંક્લિનના લશ્કરી હુદ્દાનો થોડા વખતમાં અન્ત આવ્યો. ફ્રાંક્લિન સરહદ છોડી પાછો આવ્યા પછી નવ મહિને ઇન્ડિયન લોકોએ ફોર્ટ એલનપર એકદમ હલ્લો કરી તે જીતી લીધો અને ફરીથી ગામ બાળી ઉજડ કરી નાંખ્યું. પેન્સિલ્વેનિયાની સરહદપર ઇન્ડિયન લોકોનો જુલમ ફરીથી ગુજરવા લાગ્યો. પણ હવે રણક્ષેત્રમાં નીકળી પ્રગણાનો બચાવ કરવા કરતાં બીજી રીતે બચાવ કરવાનું વધારે ગંભીર અને વિચાર ભરેલું કામ ફ્રાંક્લિનને માથે આવી પડ્યું હતું.

---

## પ્રકરણ ૧૮ મુ.

### જુનો કજીઓ જોસમાં આવ્યો.

ફ્રાંક્લિનની અમેરિકાપર અસર—જાગીરદારનો હેવાલ—પેન્સિલ્વેનિયાના ગવર્નરને જાગીરદારની આજ્ઞા પ્રમાણે ચાલવું પડતું—કરમાંથી જાગીરદારને બાતલ કરવા ગવર્નરનો આગ્રહ—ફ્રાંક્લિન તરફ જાગીરદારની ઇતરાજી થવાનું કારણ—નવો ગવર્નર ડેની આવી પહોંચ્યો—ડેની અને ફ્રાંક્લિન વચ્ચે થએલી વાતચીત—વેપાર અને કળા કૌશલ્યને ઉત્તેજન આપનાર મંડળીનો ફ્રાંક્લિન સભાસદ નિમાયો—ગવર્નર સાથેનો કજીઓ જોસમાં

આવ્યો—દારૂ પરનો કર—ગવર્નરનો તોછડો જવાબ—ગવર્નર અને જાગીરદાર વિરૂદ્ધ ઇંગ્લાંડ ફરિયાદ કરવા ફ્રાંકલિનને મોકલવાનું ઠર્યું.

---

ગવર્નર અને કાયદા મંડળી વચ્ચે ફરીથી કજીઓ જાગ્યો. પ્રગણાના ધણીએ આપવા કહેલા પાંચ હજાર પાઉન્ડ એક રકમે આપવાનો તેમનો વિચાર નહોતો. ખેડુતો પાસેથી ચઢેલી સાંથ જેમ જેમ વસુલ થાય તેમ તેમ કકડે કકડે એ રકમ આપવાની હતી.

ફ્રાંકલિનની જાહેર જીંદગીનાં પ્રથમનાં પચાસ વરસ મુખ્યત્વે કરીને આ કજીઆનો સંતોષકારક ફડચો લાવવા લખાણો કરાવવામાં, ભાષણ કરવામાં અને વિચાર કરવામાં ગએલાં છે. સંસ્થાનિકોને પોતાના ખરા હકનું ભાન કરાવનાર ફ્રાંકલિનજ હતો. જન્ટો મંડળીથી, વર્તમાનપત્રથી, વાતચીતથી, પુસ્તકાલયની સ્થાપનાથી અને શાસ્ત્રીય બાબતો લોકપ્રિય કરવાથી ફ્રાંકલિને સંસ્થાનોમાં જ્ઞાનનો પ્રસાર કરવાને જેટલું કરેલું છે તેટલું બીજા કોઇ શખસે ભાગ્યેજ કર્યું હશે. ફ્રાંકલિન જેવું રત્ન સંસ્થાનોમાં તે વખતે પેદા થયું નહોત તો જે સ્વતંત્રતા અને જ્ઞાનના પ્રકાશથી અમેરિકા હાલ શોભે છે તે આવવાને બીજાં સેંકડો વર્ષ લાગત.

આ અરસામાં ફ્રાંકલિનના ચરિત્રની હકીકત બરાબર સમજવાને એ કજીઆના કારણનું ટુંકું ધ્યાન આ સ્થળે આપવું ઠીક થશે.

વિલિયમ પેનને પેન્સિલ્વેનિયા પ્રગણાની જાગીર ઇંગ્લાંડના રાજા બીજા ચાર્લસના વખતમાં ૧૬૮૧ ના જાનેવારીની પાંચમી તારીખે મળી હતી. આ જાગીરમાં બે કરોડ સાઠ લાખ એકર ઘણી ફળદ્રુપ જમીન હતી. એ બક્ષિસના બદલામાં વિલિયમ પેને દર વરસ વિન્ડસરના મહેલમાં બીવર નામના રૂઆંવાળા પ્રાણીનાં બે ચામડાં અને જે સોનું રૂપુ મળે તેનો ⅕ભાગ રાજાની તીજોરીમાં આપવાનો હતો. ઇંગ્લાંડના કાયદા પ્રમાણે તથા ઇંગ્લાંડની પ્રજાને છાજે તેમ આખા પ્રગણાની હાકેમી તેણે ભોગવવાની હતી. ઇન્ડિયન લોકો સાથે લડાઇ કરવી કે સંધિ કરવી, ન્યાયાધિશો, માજીસ્ટ્રેટો, વગેરે અમલદારોની નિમણુંક કરવી, ખુન અને રાજદ્રોહ શિવાય બીજા ગુન્હાની માફી આપવી એ વગેરે પેનની સત્તામાં હતું. જે કામ પેન જાતે કરી શકે તે પોતાને બદલે ગવર્નર નીમીને કરી લેવા તેને સત્તા આપવામાં આવી હતી. માત્ર કર નાખવાનું અને કાયદા કરવાનું તેના એકલાના અધિકારમાં રાખ્યું નહોતું. પ્રગણાના રહેવાસીઓએ ચુંટી કાઢેલી

મંડળીની સંમત્તિ વગર આ બે કામ તેનાથી થઈ શકે નહીં. જમીનનો તે પૂર્ણપણે માલેક હતો. દર વર્ષે એક શિલિંગ સલામી લેવાને ઠરાવે સો એકરે ચાળીસ શિલિંગના ભાવથી કિમ્મત લઈ ઘણી જમીન તેણે વેચી દીધી હતી. આ પ્રમાણે સ્થાપના થએલી જાગીરની કિમ્મત ૧૭૫૫ માં એક કરોડ પાઉન્ડ ગણાતી હતી અને તેની વાર્ષિક ચોખ્ખી ઉપજ ૩૦ હજાર પાઉન્ડ થતી હતી.

વિલિયમ પેન બે વખત પરણ્યો હતો અને તેને ૭ છોકરાં હતાં. પેન્સિલ્વેનિયા પ્રગણાનો વારસો તેની બીજી સ્ત્રીના ત્રણ છોકરા જોન, ટોમસ અને રિચર્ડને તેણે આપ્યો હતો. મોટા જોનને બે ભાગ અને બીજા દરેકને એકેક ભાગ તેણે આપ્યો હતો. જોન ૧૭૪૬ માં મરી ગયો અને તેની મિલકતનો વારસો ટોમસને મળ્યો. આ પ્રમાણે ફ્રાંકિલનના વખતમાં પ્રગણાના માલેકો બે હતા; $\frac{3}{4}$ નો માલેક ટોમસ અને $\frac{1}{4}$ નો માલેક રિચર્ડ હતો. ટોમસ પેન કામ કરી શકે એવો, કાળજી વાળો, કરકસરીઓ અને રીતભાત વાળો હતો. રિચર્ડ પેન ઉડાઉ હતો. બન્ને જણ પોતાની મિલકતના મગરૂર હતા અને આખા પ્રગણાના લોકોના ધણી હોય એમ વર્તતા. પોતાના તરફથી ગવર્નર નિમી તેઓ વહિવટ ચલાવતા હતા. બે શેઠની તાબેદારી કરવામાં કોઈ હજી ફતેહમંદ નિવડ્યો નથી; પણ પેન્સિલ્વેનિયાના ગવર્નરને તો ત્રણ ધણીની મરજી સાચવવી પડતી; પ્રગણાના માલેક નાખુશ થાય તો બરતરફ કરે; કાયદા મંડળી નાખુશ થાય તો પગાર બંધ કરે અને રાજા નાખુશ થાય તો માથું કાપી નાંખે. ગવર્નરને પ્રગણાના માલેકો તરફથી આજ્ઞાઓ થતી તે પ્રમાણે તેને ચાલવું પડતું. પોતાનું માન તથા મરતબો લોકોમાં જાળવવાને ગવર્નર ખુલ્લી રીતે કહેતો નહીં કે મને આ કામ કરવાને આજ્ઞા નથી અથવા આ કરવાની આજ્ઞા છે. ઘણા વર્ષ સુધી કાયદા મંડળીને સમજાતું નહોતું કે પોતાની આડાઇથી ગવર્નર સામો થાય છે કે માલેકોની શીખવણીથી થાય છે. આખરે એક ગવર્નરે કહી દીધું કે પ્રગણાના માલેક તરફથી થએલી આજ્ઞા બહાર કંઇ પણ કરવાને મને છૂટ નથી.

અણબનાવનું મુખ્ય કારણ એ થઈ પડ્યું હતું કે કોઇ પણ કર નાખવા કાયદા મંડળી ભલામણ કરે તો તેમાંથી પ્રગણાના માલેકોની જાગીર બાતલ કરવા ગવર્નર માગણું કરતો. આ પ્રમાણે કરવાની તેને તેમના તરફથી આજ્ઞા હતી અને આ આજ્ઞાનું તેનાથી ઉલ્લંઘન થઇ શકતું નહીં.

બીજી મિલકતોની પેઠે પ્રગણાના માલેકની મિલકતપર કર નાખવામાં આવે તો કરની રકમ વરસ દહાડે ૫૪૦ પાઉન્ડથી વધારે થતી નહોતી. કરની બધી ઉપજ પ્રગણાનો બચાવ કરવામાં ખરચવાની હતી; પ્રગણાનો બચાવ ન કરવામાં આવે તો સૌથી વધારે નુકશાન પ્રગણાના જાગીરદારને હતું; એમ છતાં જાગીરદાર એટલા સાંકડા મનના હતા કે આટલી રકમ માટે પણ બાતલ રહેવા પોતાની હઠ છોડતા નહીં અને કાયદા મંડળીની કંઈ પણ દલીલ સાંભળતા નહીં.

આગલા પ્રગરણમાં કહેવામાં આવ્યું છે કે સાદનહટનથી કાયદા મંડળીમાં હાજર રહેવા ફ્રાંક્લિન ૧૭૫૬ ના ફેબ્રુઆરીમાં પાછો આવ્યો હતો. મંડળીની છેલ્લી બેઠકમાં ફ્રાંક્લિનને લીધે સમાધાનીથી કામ ચાલ્યું હતું. આ બેઠકમાં જુની તકરારો ફરીથી ઉભી થઈ. જે કરમાંથી પેન કુટુંબની જાગીરો બાતલ રાખવામાં ન આવે તે કરનો કાયદો મંજુર કરવા ગવર્નર ચોખ્ખી ના કહેતો; એવી સરત કોઇ પણ કાયદામાં દાખલ કરવા કાયદા મંડળી ચોખ્ખી ના કહેતી; તકરારોપર તકરારો ચાલ્યા કરતી પણ કંઇ સારૂં પરિણામ આવતું નહીં. ગવર્નર મોરીસે આખરે કંટાળીને પોતાને આપેલી આજ્ઞાઓમાંથી કેટલીએક બચાવી દીધી જે પરથી સાફ જણાયું કે તે લાચાર હતો. મોરીસે પોતાના હુદ્દાનું રાજીનામું મોકલાવી દીધું હતું અને તે મંજુર થઇ નવો ગવર્નર આવે એટલીવાર તે ગવર્નર રહેવાનો હતો.

૧૭૫૬ ના માર્ચ માસમાં ફ્રાંક્લિન પોસ્ટ ઓફીસોના કામ સારૂ મેરિલેન્ડ અને વરજીનિયા તરફ મુસાફરીએ નીકળી પડ્યો હતો. ઘેરથી નીકળ્યો ત્યારે તેને થોડેક સુધી વળાવવા તેના તાબાની પલટણોમાંથી ૩૦-૪૦ સ્વાર વગર બોલાવ્યે આવ્યા હતા. ફ્રાંક્લિનને પહેલેથી ખબર હોત તો એ લોકોને ના કહેત, પણ તેને બારણે એ લોકો આવી ચઢ્યા પછી તે ના કહી શક્યો નહીં. શહેરમાં અને શહેર બહાર થોડે સુધી ખુલ્લી તરવારોથી માનભેર ફ્રાંક્લિનને આ સ્વારો લઇ ગયા. પ્રગણાના માલેકને કે ગવર્નરને આવા પ્રકારનું માન કદી મળ્યું નહોતું. કાયદા મંડળીમાં ફ્રાંક્લિને કહેલાં કડવાં વેણથી તેનાપર પ્રગણાના માલેક ખીજવાયલા હતા અને આ બનાવ તેમના જાણવામાં આવ્યો ત્યારે વધારે ખીજવાયા. "ફ્રાંક્લિન જેવા લડાઇખોર અને ત્રાસદાયક" માણસને બરતરફ કરવાને પેને પોસ્ટ માસ્તર જનરલને લખ્યું પણ તેનું કંઈ વળ્યું નહીં.

મુસાફરી ત્રણ માસ ચાલી. બે માસ વરજીનિયામાં આનંદથી કાઢી

દરિયા વાટે ફ્રાંકિલન ન્યુયોર્ક ગયો અને ત્યાંથી જુલાઇમાં ઘેર પાછો આવ્યો. તે વખતે પ્રગણાનો બચાવ શી રીતે કરવો એ વિચારમાં બધા ગરક થઇ ગએલા ફ્રાંકિલનને જણાયા. નવો ગવર્નર હજી આવ્યો નહોતો અને તેના આવતા સુધી કંઇ થઇ શકે તેમ નહોતું. છ અઠવાડિયાં પછી ફ્રાંકિલને લખ્યું કે "આપણી સરહદપર કેર વર્તે છે......કાયદા મંડળી મળી છે અને કંઇપણ કરવાને ઘણી આતુર છે. પણ નવો ગવર્નર આવવાની ઘડીઓ ગણાય છે, અને તેના આવતા સુધી કંઇ થવાનું નથી." આ શબ્દો લખ્યા પહેલાં થોડા કલાક અગાઉ ગવર્નર વહાણમાંથી ઉતર્યો હતો અને ફિલાડે-લ્ફિયા આવી પહોંચ્યો હતો. ૧૭૫૬ ના ઓગષ્ટની ૧૯ મી તારીખે રોબર્ટ મોરીસનો અમલ પૂરો થયો અને કેપ્ટન વિલિયમ ડેન્નીએ તેનો હુદ્દો લીધો.

નવા ગવર્નરના આવવાથી શહેરમાં ખુશાલી ખુશાલી થઇ રહી. આ બનાવની નોંધમાં વિલિયમ ફ્રાંકિલન લખે છે કે "એક શેતાન જઇને બીજો આવે એ પણ ઉલ્લાસ કરતા છે. એક નામવાળો ગયો અને બીજા નામવાળો આવ્યો તેથી આખું પ્રગણું હરખાઇ ગયું છે. સૌને ઠગનારી આશા એવું મનાવે છે કે એ માણસના સારા ગુણ ગવર્નર તરીકે પણ પ્રગટ થશે. કોઇ મોટો બચાવ કરનાર આવ્યો હોય એવી રીતે તેને વધા-વી લેવામાં આવ્યો છે. પ્રગણાના માલેકના ખુશામતિયા મેયર અને કોરપો-રેશને તેને મોટું ખાણું આપ્યું છે; એ ખાણામાં કાયદા મંડળીના સભાસદોને નોતરવાથી તેઓ પણ પાછલી વાત વિસરી જઈ જમવા ગયા છે."

આ મેજબાનીમાં, ખાણું પૂરૂં થયા પછી ગવર્નર ડેન્ની ઉભો થયો અને સુંદર ભાપણ કરી ફ્રાંકિલનને રોયલ સોસાઇટી તરફનો ચાંદ અર્પણ કર્યો. બીજા પરોણા દારૂ પીવાની ગમતમાં પડયા હતા ત્યારે ગવર્નર ડેન્ની ફ્રાંકિલનને પાસેના એક એકાંત ઓરડામાં લઈ ગયો અને ખુશામત તથા લાલચથી તેને જાગીરદારના પક્ષમાં મેળવી લેવાની કોશીશ કરવા લાગ્યો. ફ્રાંકિલન કહે છે કે "તેણે મને ઘણું ઘણું કરીને કહ્યું કે 'જાગીરદાર પ્રગ-ણાના ભલામાંજ રાજી છે; તેની સામે લાંબા વખતથી ચાલતો પ્રતિરોધ છોડી દેવામાં આવે અને તેની અને લોકોની વચ્ચે ફરીથી એકતા થાય તો તેથી સૌને અને વિશેષે કરીને તમને ફાવદો છે. લોકો અને જાગીર-દાર વચ્ચે એક્તા કરાવવામાં તમે ઘણા ઉપયોગી થઇ પડો એમ છે. જો તમે તેમાં મદદ કરશો તો ખાત્રી રાખજો કે તમને તેનો બદલો મળ્યા વગર રહેશે નહીં.' અમે જલદીથી જમવાના ઓરડામાં પાછા ગયા નહીં તેથી

દારૂ પીનાર મંડળીએ એક લોટો ભરીને મદીરા અમારી ઓરડીમાં મોકલાવ્યો. ગવર્નરે તેમાંથી ખુબ પીધું અને તેના પ્રમાણમાં વધારે આજીજી કરવા અને વચનો આપવા લાગ્યો." ફ્રાંકિલને ગવર્નર ડેન્નીને જવાબ આપ્યો કે "ઇશ્વરની કૃપાથી મારી સ્થિતિ એવી છે કે જાગીરદારના આશ્રયની મારે કંઇ દરકાર નથી. વળી હું કાયદા મંડળીમાં સભાસદ છું તેથી કાયદેસર મારાથી તેણે આપેલું કંઇ સ્વીકારી શકાય નહીં. પેન કુટુંબનો હું કંઇ દુશ્મન નથી. એમનાં કૃત્ય મને ગેરવાજબી લાગે છે ત્યારેજ હું તેમની સામો થાઉંછું. તમારો રાજકારભાર સહેલો અને લોકપ્રિય થવાને મારાથી બનશે તેટલું હું કરીશ. પણ હું આશા રાખું છું કે તમારી પહેલાંના ગવર્નરને જે આજ્ઞાઓ નડતી હતી તે આજ્ઞાઓ લઇને તમે નહીં આવ્યા હશો." આ સાંભળીને ગવર્નરે કંઇ ઉત્તર આપ્યો નહીં. આ અગત્યની બાબતપર તેના તરફથી કંઇ જવાબ મળ્યો નહીં એટલાપરથી કાયદા મંડળીએ તેના વિરૂદ્ધ અનુમાન કર્યું હોય એમ જણાતું નથી; કારણ કે એકમતથી તેઓએ તેને માનપત્ર આપી આવકાર દીધો અને તેના ખર્ચને માટે વાર્ષિક છસો પાઉન્ડની રકમ મંજુર કરી. વળી વિરોધ કરીને તેઓ થાકી ગયા હતા. અને હવે તેમ કરવાનો પ્રસંગ આવશે નહીં એમ આશા રાખતા હતા.

પણ શાન્તિ ઘણો વખત ટકી નહીં. ગવર્નર ડેન્ની તરફથી મંડળી તરફ પહેલું લખાણ આવ્યું તે પરથીજ જણાયું કે મોરીસ વગેરે તેની પહેલાંના ગવર્નરોના જેવો તે પણ તાબેદાર ગવર્નર હતો. જાગીરદાર તરફથી થએલી આજ્ઞાઓ પ્રમાણે તે પણ ચાલનાર હતો એમ થોડા વખતમાં જણાઇ ગયું. જકાત, ચલણીનોટો અને જાગીરદારની મિલકતપૈર કર એ ત્રણ અગત્યની બાબતોમાં શું કરવું એ વિષે તેને ખાસ સૂચનાઓ જાગીરદારે આપેલી હતી અને તે સૂચનાઓ બહાર તેનાથી એક ડગલું પણ ભરાવાનું નહોતું.

ગવર્નર અને કાયદા મંડળી એક પણ બાબતમાં એકમત થયા નહીં. મંડળી મુલ્તવી રહી ફરી મળતી તો ફરી પાછો વિરોધ થતો. ગવર્નરના આવ્યા પછી ચાર માસ આ પ્રમાણે બોલાબોલી અને ઝગડામાં ગયા.

૧૭૫૬ માં ફ્રાંકિલનને એક ઘડીનીએ ફુરસદ નહોતી. એકલી રાજ દરબારી બાબતમાં તે રોકાયલો નહતો. લંડનમાં સ્થાપન થએલી વેપાર અને કળાકૌશલ્યને ઉત્તેજન આપનાર એક મંડળીનો તે આ સાલમાં સભાસદ થયો હતો. મંડળીએ તેને આગ્રહ પૂર્વક લખ્યું હતું કે પત્ર વ્યવહાર રાખી,

વખતો વખત ખબર અને સૂચના આપતા રહેવું. નવેમ્બરમાં વળી ઇન્ડિ-લોકો સાથે મસલત કરવા ગવર્નર ડેની સાથે તે સરહદપર ગયો હતો અને ત્યાં ઘણા દહાડા તેમની સાથે વિચાર કરવામાં કાઢયા પણ તેનું કંઈ ફળ નીપજ્યું નહીં.

૧૭૫૬ ના ડિસેમ્બરમાં કાયદામંડળી ફરીથી મળી ત્યારે ગવર્નર સાથેનો જુનો કજીઓ ઘણો વધી પડયો. કાયદામંડળીને હવે કંઇ ધીરજ રહી નહીં; ખજાનો ખાલી થઇ ગયો હતો; સરહદપર રક્ષણની કંઈ ગોઠવણ થઇ નહોતી; દુશ્મન પહેલાંના કરતાં વધારે કેર વર્તાવતા હતા; સઘળાએ એકત્ર થઇ બચાવનો ઉદ્યમ કરવાનો આ વખત હતો, લડંલડા કરી બેશી રહેવાનો નહતો. દેશદાઝ જાણનાર કાયદામંડળી સરહદનાં સં-સ્થાંનોની આપત્તિ ટાળવા પોતાના તરફથી જે થઇ શકે તે કરવાને તત્પર હતી. આ અણીને વખતે પેન કુટુંબની જાગીરપર કર નાખવાનો સવાલ ફરીથી બાજુપર રાખી, મંડળીએ સર્વ જાતના દારૂપર જકાત નાંખી પૈસા ઉભા કરવા ઠરાવ કર્યો. સાઠ હજાર પાઉન્ડ કરજ કાઢીને લડાઇની મદદમાં સરકારને આપવા અને દારૂની જકાતની ઉપજથી દર વરસે કરજ ઓછું કરવું એવી મતલબનો એક કાયદો મંડળીએ પસાર કરી ગવર્નરને મોકલાવ્યો. જકાત વીસ વરસ સુધી રાખવાની હતી. આ કાયદામાં કંઇ વાંધો લેવા જેવું નહોતું કારણ કે જે પ્રશ્નને માટે અત્યાર સુધી તકરાર ચાલતી હતી તે એમાં નહીં હતો. એમ છતાં ગવર્નરે પોતાની સંમત્તિ આપવા ના કહીને જણાવ્યું કે આવો કાયદો પસાર થવા દેવાને મને મનાઇ કરેલી છે; ઉપાડવા ધારેલી રકમ ઘણી મોટી છે; વીસ વરસની મુદત ઘણી લાંબી છે; અને એ કાયદામાં બીજી ઘણી નાની બાબતો જેવી જોઇએ તેવી રીતે મૂકેલી નથી. મંડળીની એક કમિટી અને ગવર્નર વચ્ચે આ બાબત ઘણા દિવસ મસલત ચાલી. કેટલીએક બાબતમાં સમાધાન કરવાને મંડળી રાજી હતી, પણ ગવર્નરને થએલી આજ્ઞાઓ બહાર એનાથી એક ડગલું ખસાતું નહીં. અમુક બાબત કાયદામાં અવશ્ય દાખલ કરવા જેવી છે એમ કમિટી ખાત્રી કરે ત્યારે ગવર્નર કહે કે એ તો ખરૂ પણ મારી આજ્ઞાઓમાં એ વિષે સ્પષ્ટ મનાઇ કરેલી છે. આખરે કાયદાનો ખરડો દસ લીટીઓ લખી ગવર્નરે પાછો મોકલ્યો અને એ દસ લીટીઓમાં જણાવ્યું કે મારી સંમત્તિ હું આપતો નથી; આ દેશમાં ગવર્નર અને કાયદામંડળીનો ઇનસાફ કરી શકે એવો કોઈ

ઉપરી ન હોવાથી સંમત્તિ નહીં આપવાનાં મારાં કારણ હું ઇંગ્લાંડ રાજા સાહેબ તરફ મોકલીશ.

આ તોછડો જવાબ આવ્યા પછી ત્રીજે દિવસે કાયદામંડળીએ સઘળા વાંધાનો વિચાર કરી ઠરાવ કર્યો કે આટલો વખત આપણો હક છોડી દેવો અને ગવર્નરની સૂચનાઓ પ્રમાણે ખરડો તૈયાર કરવો.

આ અગત્યનું કામ પૂરૂં થઇ રહ્યું કે તરતજ ગવર્નરની પેઠે કાયદામંડળીએ પણ રાજાને અપીલ કરવાનો ઠરાવ કર્યો. કાયદા અને સનંદ વિરૂદ્ધ જાગીરદારની આજ્ઞા પ્રમાણે પેન્સિલ્વેનિયાપર રાજ્ય ચલાવવામાં આવે તો તેનાં કેવાં માઠાં ફળ નીપજશે અને પેન્સિલ્વેનિયાની કેવી દુર્દશા થશે, અને હાલ કેવી દશા થઇ છે તેનો આબેહુબ ચિતાર ઇંગ્લાંડના સત્તાધિશોને ઇંગ્લાંડ જઇ રૂબરૂમાં આપવા કાયદામંડળીમાંથી બે જણને ચુંટી કાઢી ઇંગ્લાંડ મોકલવાનું ઠરાવ્યું. બેન્જામિન ફ્રાંકિલન અને આઇઝાક નોરીસ, એ બે ગૃહસ્થોને પસંદ કરી ઇંગ્લાંડ જવાની વિનંતિ કરવામાં આવી. આઇઝાક નોરીસ ઘણો વૃદ્ધ થઇ ગએલો હોવાથી જવા ખુશી નહોતો, તેથી ફ્રાંકિલન એકલાને પોતાના મુખત્યાર તરીકે મોકલવાનો કાયદામંડળીએ ઠરાવ કર્યો. પોતાના છોકરા વિલિયમને સાથે લેવાની ફ્રાંકિલનની મરજી હોવાથી મંડળીએ તેનું રાજીનામું સ્વીકારી તેને પણ જવા રજા આપી. મુસાફરી અને લંડનમાં રહેવાનું ખર્ચ પૂરૂં કરવા કાયદામંડળીએ ૧૫૦૦ પાઉન્ડ મંજુર કર્યા. થોડા માસમાં કામ પૂરૂં થવાની આશા હતી તેથી આટલી રકમથી ચાલશે એમ ધારવામાં આવ્યું હતું.

---

# પ્રકરણ ૧૯ મું.

---

## કાયદામંડળીના મુખત્યારતરીકે ઇંગ્લાંડમાં.

૧૭૫૭ થી ૧૭૬૨.

લંડન ઉપડી જવાની તૈયારી—લોર્ડ લોડને સમાધાન કરવા કહ્યાથી રોકાઇ જવું—લંડન આવી પહોંચવું—કોલિન્સનને ત્યાં ઊતારો કરવો—મુલાકાત સારૂ વિદ્વાનોનું આવવું—ક્રેવનસ્ટ્રીટમાં ઘર રાખી રહેવું—પેન કુટુંબની મુલાકાત—પેન કુટુંબ તરફથી ગવર્નર તરફ ગએલો જવાબ—વિલિયમ પિટને મળવાની ખટપટ—હિસ્ટોરિકલ રિવ્યુ—ગાયનનો શોખ—

૧૭૫૯ ને ફ્રાંક્લિન—લંડનના રસ્તા સાફસુફ કરાવવાની યોજના—કેમ્બ્રીજ તરફ મુસાફરી—વતન ભૂમિમાં સ્કાટ્લાંડ તરફ મુસાફરી—પત્ની સાથે પત્રવ્યવહાર—ફ્રાંક્લિનને પોતાની ધારણા પાર પાડવામાં પડેલી મુશીબતો-ડેન્નીએ પેન કુટુંબના હિત વિરૂદ્ધ મંજુર કરેલા કાયદા–તે સંબંધમાં ઈંગ્લાંડમાં નિમાયલી કમિટીનો અભિપ્રાય-કમિટીનો અભિપ્રાય ફેરવવાને ફ્રાંક્લિને વાપરેલી યુક્તિ—ધારેલી મતલબ આખરે પાર પડી—દુસ્મનોના સંબંધમાં ફ્રાંક્લિને જણાવેલા વિચાર—ઈંગ્લાંડમાં વધારે રોકાવું થયું—વસ્તી વધારવા વિષે ફ્રાંક્લિનના વિચાર—સંધિને માટે બૂમાટો—બાહુની લેખકો–કેનેડા ઈંગ્લાંડને હસ્તગત રાખવા કરેલી સૂચના—સદ્‌ગુણી થવાના કળા વિષે લોર્ડ કેમ્સને લખેલો પત્ર.

કાયદામંડળીના મુખત્યાર તરીકે ઈંગ્લાંડ જવા નિમણુંક થયા પછી ફ્રાંક્લિન ઉપડવાની તૈયારી કરવા મંડી ગયો. ન્યુયોર્કથી ઉપડનાર એક વહાણમાં બાપ દીકરાએ ટીકીટ લીધી અને સરસામાન પણ મોકલાવ્યો વહાણ ઉપડવાને થોડા દિવસ બાકી હતા એવામાં અમેરિકાના સરકારી લશ્કરનો સેનાપતિ લોર્ડ લૌડન ગવર્નર અને કાયદામંડળી વચ્ચે સમાધાન કરવાને ફિલાડેલ્ફિયા આવ્યો. આ મોટા માણસના વચ્ચે પડવાથી કંઇ થશે એવી આશાએ ફ્રાંક્લિને ઉપડવાનું મુલતવી રાખ્યું અને વહાણ એના વગર ઉપડી ગયું.

બન્ને પક્ષની હકીકત સાંભળવાને ઇચ્છા બતાવી લોર્ડ લૌડને એક દિવસ નક્કી કરી ગવર્નર ડેન્ની અને ફ્રાંક્લિનને પોતાની પાસે બોલાવ્યા. કાયદામંડળી તરફની દલીલો ફ્રાંક્લિને સ્પષ્ટ રીતે ટુંકામાં કહી બતાવી. ગવર્નર ડેન્નીને તો એટલુંજ કહેવાનુ હતું કે હું જાગીદાર સાથે ખતથી તેની આજ્ઞા પ્રમાણે ચાલવા બંધાએલો છું અને જો તેથી ઉલટો ચાલું તો તેથી મને નુકશાન છે. નુકશાન ન થાય એમ તમે કરી શકતા હો તો તમે કહો તે કરવા હું તૈયાર છું. લોર્ડ લૌડનથી કંઇ સમાધાન થઇ શક્યું નહીં. એનામ સેનાપતિને લાયક કંઇ ગુણ નહોતા. એના જેવા માણસને આવો મોટો હુદ્દો શી રીતે મળી શક્યો હશે એ ફ્રાંક્લિનને વિસ્મય જેવું લાગતું હતું. તે વખતમાં ઈંગ્લાંડમાં વસીલાથી તેમજ રાજકીય મતલબ સાધવાને મોટી મોટી જગાઓ વસીલા અને વગવાળા લોકોને આપવામાં આવતી હતી એ ફ્રાંક્લિનને પાછળથી માલમ પડ્યું.

ફરીથી વહાણની ગોઠવણ કરી, બાપ દીકરો વખતસર ન્યુયોર્ક ગયા. પણ આજ ઉપડે કાલ ઉપડે, એમ કેટલાંએક અઠવાડિયાં તેમને ખોટી કર્યા પછી વહાણ ઉપડયું. લોર્ડ લૌડને સરકારી લખોટા મોકલવાને વહાણને ખોટી કરી રાખ્યું હતું. એ એટલો આળસુ હતો કે આજકાલ કરતાં લખોટા મોકલવામાં ઘણા દિવસ કાઢી નાખ્યા. લાંબી અને દહેશત ભરેલી મુસાફરી સહીસલામત પુરી કરી ફ્રાંક્લિન કોર્નવાલના ફાલમથ બંદરે ઊતર્યો. ત્યાંથી લંડન ૨૫૦ માઇલ થાય છે. બાપ દિકરો રસ્તે જોવા લાયક જગાઓ જોતા જોતા જુલાઇની ૨૬ મી તારીખે લંડન આવ્યા અને તેમના મિત્ર પિટર કોલિન્સનને ઘેર તેમણે ઊતારો કર્યો. એ ગૃહસ્થનું રહેઠાણ ઘણું રમણિય હતું. ફ્રાંક્લિન આવ્યાની વાત સાંભળીને એ અમેરિકન ફિલસુફને મળવા ઘણા વિદ્વાનો આવવા લાગ્યા, અને તેને આવેલો જાણી ખુશી બતાવવા લાગ્યા. જેમ્સ રાલ્ફ હજી હૈયાત હતો. એની સ્થિતિ ઘણી સુધરી ગઇ હતી. પોતાના જુના મિત્રને તે મળવા દોડી આવ્યો અને સગાંસાગવાંની ખબર પૂછી પોતાના પરાક્રમની હકીકત કહી સંભળાવી. ફ્રાંક્લિનનું નામ યૂરોપમાં જાહેર કરનાર દાકતર ફાધર ગીલ પણ મળવા આવ્યો. મસાચ્યુસેટનો ગવર્નર શર્લી પોતાનું આગલું ઓળખાણ તાજુ કરી ગયો. દાક્તર જોન્સનના મિત્ર સ્ટ્રેહન નામના પ્રસિદ્ધ પુસ્તક વેચનારને પહેલી મુલાકાતે ફ્રાંક્લિન સાથે માયા થઇ ગઇ. ફ્રાન્સ, જર્મની, હોલંડ અને ઇટાલીથી વિજળીશાસ્ત્રીઓના મુબારકબાદીના પત્રો આવવા લાગ્યા. ફ્રાંક્લિનને અવકાશ મળ્યો કે તરત ઇંગ્લાંડમાં પહેલવહેલો વાદળમાંથી વિજળી ખેંચી કાઢનાર અને ફ્રાંક્લિનની કલ્પનાને ટેકો આપનાર દાક્તર કેન્ટનને તે મળવા ગયો. ફ્રાંક્લિન પહેલવહેલો લંડન ગયો હતો ત્યારે જે છાપખાનામાં તેણે નોકરી કરી હતી ત્યાં પણ તે ગયો અને ત્યાં કામ કરનાર મજુરોને એક છાપવાનું યંત્ર બતાવી કહ્યું કે "આવો ભાઇઓ આપણે મજા કરીએ. ચાળીસ વર્ષ ઉપર તમારી પેઠે મજુર તરીકે આ યંત્રથી હું કામ કરતો હતો." એવું કહીને તેણે દારૂ મંગાવ્યો ને છાપખાનાની આબાદી ચહાવા થોડો પીધો અને પાયો. જે જગો ઉપર દારૂ પીવા વિરૂદ્ધ ૩૩ વર્ષપર ફ્રાંક્લિન બોધ કરતો હતો તે જગો પર તેણે આ પ્રસંગે દારૂ વાપર્યો એ ઠીક તો કર્યું નહીં, પણ એને મોટાઇનો ગર્વ નહોતો અને પોતાની આગલી સ્થિતિ તે ભૂલી ગયો નહોતો એ બતાવવાને આ બનાવ ઘણો અગત્યનો છે.

પિટર કોલિન્સનને ત્યાં થોડા દિવસ પરોણો રહી, ફ્રાંકલિને પોતાનું ઘર ક્રેવન સ્ટ્રીટ નામની સારા લોકને રહેવાની શેરીમાં રાખી લીધું. એના ઘરની માલેક મારગેરેટ સ્ટિવનન્સન નામની એક સારા સ્વભાવની ભલી બાઇ હતી. એ બાઇ તથા તેની દીકરી સાથે ફ્રાંકલિનને એવી મિત્રાચારી થઇ કે તે જીવતા સુધી ચાલી. લંડનમાં ફ્રાંકલિનની રહેવાની રીત ઊંચી પંક્તિના માણસને છાજે એવી હતી. ફિલાડેલ્ફિયાથી એક ચાકર પોતાને માટે અને એક પોતાના પુત્રને માટે તે લઇ આવ્યો હતો. ભાડાની ગાડીઓ અગવડ ભરેલી અને બેડોળ દેખાવની જણાયાથી તેણે ઘરની ગાડી રાખી, કે જેથી પેન્સિલ્વેનિયાનો પ્રતિનિધિ, પ્રધાનો અને પાર્લામેન્ટના સભાસદોને ઘેર પોતાને છાજતા ડોળથી જઇ શકે. તેના છોકરાનો વિચાર બારિસ્ટરની પરીક્ષામાં પાસ થઇ ઘેર જવાનો હોવાથી મિડલ ટેમ્પલ નામની કાયદાની પાઠશાળામાં તે દાખલ થયો અને કાયદાના પુસ્તકનું અધ્યયન કરવા મંડી ગયો.

ઠામ પડ્યા પછી પોતાનો હેતુ સાધવાને ફ્રાંકલિન તૈયારી કરવા લાગ્યો. પ્રથમ તો તે પેન કુટુંબીઓને મળ્યો; કાયદામંડળીની ફરિયાદ તેમને કહી સંભળાવી પેન્સિલ્વેનિયા સાથે ન્યાયની રીતે વર્ત્તવું એ તેમના પોતાના સ્વાર્થની વાત છે એમ તેમની ખાતરી કરવા સભ્યતાથી અને ધીરેથી ફ્રાંકલિને જેટલું કહેવાય તેટલું તેમને કહ્યું, પણ તેને તરતજ માલમ પડ્યું કે તેમના અંતઃકરણપર એથી કંઇ અસર થવાની નથી; ચોખો જવાબ દેવાનું તેઓ ઉડાવતા, ગુસ્સે થયાનું ડોળ કરતા અને ખુલ્લા મનથી બોલતા નહીં. વાતચીત વખતે યાદદાસ્તશક્તિને મદદ તરીકે ફ્રાંકલિને એક કાગળના કકડાપર ફરિયાદની બાબતોનું ટાંચણ કરી રાખ્યું હતું. આ ટાંચણમાં ચાર બાબતો હતી. ૧ બાદશાહી ફરમાનથી કાયદા કરવાની સત્તા કાયદામંડળીને છે; જાગીરદાર પોતાની આજ્ઞાઓથી આ સત્તા લઇ લેછે. ૨ નાણાં એકઠાં કરવાં તથા ખરચવાં એ બાદશાહી ફરમાનથી કાયદામંડળીની સત્તામાં છે. જાગીરદારની આજ્ઞાઓથી આ સત્તા રદ થાય છે. ૩ કરમાંથી જાગીરદારની મિલકત બાતલ કરવી એ ગેરવાજબી છે. ૪ આ ફરિયાદોનો વિચાર કરવાને અને તે દૂર કરવાને જાગીદારને વિનંતિ કરવામાં આવે છે કે જેથી સલાહસંપ રહે. આ કાગળ ફ્રાંકલિને જાગીરદારને આપ્યો. આથી જાણે પોતાનું અપમાન થયું હોય એમ જાગીરદારે ... ડોળ કરી કહ્યું કે આ ઘણું ટુંકું છે, મોઘમ છે, કોઇ ચોકસ દાખલો

બતાવતું નથી, એનાપર સહી કરેલી નથી, તારીખ નાખેલી નથી, અને કોને આપવાનું છે, તે લખ્યું નથી. ફ્રાંક્લિને એ કાગળપર સહી કરી અને ૨૦ ઓગષ્ટ ૧૭૫૭ ની તારીખ નાખી આપી. હજી પણ જાગીરદાર કહેવા લાગ્યા કે અમે સમજતા નથી કે કાયદામંડળી શું માગે છે અને તેમની શી ફરિયાદ છે; અમારે બધા કાયદા જોઈ જવા પડશે અને તેમાં ઘણો વખત લાગશે; વળી હાલ રજા પડી છે અને વકીલો બહાર જતા રહ્યા છે; વકીલની સલાહ વગર આવી અગત્યની બાબતમાં અમે કંઇ કરી શકતા નથી; વકીલો આવશે ત્યારે તેમનો અભિપ્રાય લઇશું.

આ પરથી ફ્રાંક્લિને અનુમાન કર્યું કે જાગીરદારની મરજી તો બને તેટલી રીતે મારી સામા થવાની છે; જબરી લડત કર્યા વગર મારા કાર્યમાં હું ફતેહ પામવાનો નથી; છેવટનો ફેંસલો કરવાનું રાજાના પ્રધાનોના હાથમાં છે માટે જાગીરદારને બાજુએ મૂકી તેમને ખરી હકીકત સમજાવવી એજ ફાયદાભરેલું છે.

તબિયત નાદુરસ્ત થવાથી આઠેક અઠવાડિયાં સુધી ફ્રાંક્લિન કંઈ કરી શક્યો નહીં. સારો થયો કે તરતજ તેણે પણ એક પ્રખ્યાત બારિસ્ટરને રોક્યો અને તેની સલાહ તથા મદદથી પોતાનો પક્ષ મજબુત કરવા લાગ્યો. બાર મહિને જાગીરદારે ફરિયાદની બાબતનો જવાબ આપ્યો. એ જવાબ ફ્રાંક્લિન તરફ ન મોકલતાં ગવર્નર ડેનીની મારફતે કાયદામંડળી તરફ બારોબાર અમેરિકા તેણે મોકલાવ્યો. આ જવાબ લંબાણથી લખેલો હતો પણ તેમાં કોઇ પણ બાબતનું મંડળીનું માગણું સ્વીકાર્યું નહોતું. ફ્રાંક્લિનની જાતપર હુમલો કરી તેના જેવા મુખત્યારથી કાંઇ થવાનું નથી એમ તેમાં જણાવ્યું હતું, અને સૂચના કરી હતી કે "ખુલ્લા મનના, શાન્ત અને ઠંડા મિજાજવાળા" કોઇ મુખત્યારને પસંદ કરી મંડળી મોકલે તો કંઇ થઇ શકે. આ લખાણથી ફ્રાંક્લિનના વિરૂદ્ધ કાયદામંડળીપર કંઇ અસર થઇ નહીં.

એ દરમિયાન ફ્રાંક્લિન કંઈ જૂદોજ પેચ કરતો હતો. કાયદામંડળી અને જાગીરદાર વચ્ચેની તકરારોનો છેવટનો ફડચો કરનાર રાજા અને તેનું મંત્રીમંડળ હતું. મંદવાડમાંથી ઉઠયા પછી ફ્રાંક્લિન એક એવા માણસની મરજી સંપાદન કરવા લાગ્યો કે જેનાથી રાજા અને તેનું મંત્રીમંડળ બન્ને ધ્રુજી જતાં. વિલિયમ પીટ તે વખતે દુનિયામાં પહેલા નંબરનો માણસ ગણાતો હતો, એની કારકિર્દીમાં દુનિયાના સઘળા ભાગોમાં એટલી બધી ફતેહો

મળી હતી કે લોકોમાં તેનું નામ ઘણું માનીતું થઇ પડયું હતું. એનો બોલ કોઇથી ઉથામાતો નહીં. આ મહાન પુરૂષ જો ફ્રાંકિલનની હકીકત લક્ષમાં લે તો ફ્રાંકિલનનો ફેરો સફળ થવાનો સંભવ હતો. એની મુલાકાત કરવાને ફ્રાંકિલને ઘણી ઘણી તજવીજ કરી, પણ જોગ ખાધો નહીં. ઉવુડ અને પોટર નામના એના સેક્રેટરી સાથે ફ્રાંકિલનનું ઓળખાણ થવાથી તેમની મારફતે કંઇ હકીકત ફ્રાંકિલન કહેવડાવી શકયો, પણ રૂબરૂમાં મળી હકીકત કહેવાનો પ્રસંગ કદી આવ્યો નહીં. ઇંગ્લાંડમાં આવ્યા પછી બે વરસ આ પ્રમાણે વહી ગયાં પણ જે કામને માટે ફ્રાંકિલન આવ્યો હતો તે કામ પાર પાડવા તે ઘણું થોડું કરી શકયો. વર્ત્તમાનપત્રોમાં ખોટા હેવાલ આવવાથી લોકોના મનમાં એમ પેશી ગયું હતું કે સઘળો વાંક કાયદામંડળીનો છે. આ ખોટો અભિપ્રાય દૂર કરવાને ફ્રાંકિલન અને તેના પત્રે એક મોટું પુસ્તક લખી તેમાં મૂળથી હકીકત સવિસ્તર જણાવી. આ પુસ્તક ઘણી ઉતાવળથી તૈયાર કરવામાં આવ્યું હતું. દુનિયામાં પ્રખ્યાત લોકોપદેશકને જે ફતેહ મળેલી છે તે મોટે ભાગે તેમની દૃષ્ટાંત આપવાની ચાતુરીને લીધે મળેલી છે. સોક્રેટિસ, ફ્રાંકિલન, આડમ સ્મીથ, સિડની સ્મીથ, પામર્સ્ટન, કારલાઇલ, હેન્રિ વાર્ડ બીચર, લોવેલ, પેસન, સ્પર્જન, ગફ, મહાન કવિઓ, મહાન્ વકતાઓ, મહાન્ શિક્ષાગુરૂઓ, મહાન્ અધિપતિઓ, એ સર્વમાં દૃષ્ટાંત આપવાની ચાતુરી માલમ પડે છે. દૃષ્ટાંત આપવાની ચાતુરીનો ફ્રાંકિલન એક્કો હતો. એને હાથે લખાયલું એક પાનું એવું નથી કે જેમાં કંઇ યોગ્ય દૃષ્ટાંત અથવા કંઇ બંધબેસ્તી વાત આવેલી ન હોય.

આ પુસ્તકનું નામ "હિસ્ટોરિકલ રિવ્યુ" હતું. એ પુસ્તકથી લોકોના મનપર ખરેખર અસર થઇ. જેનો અભિપ્રાય વજનદાર ગણી શકાય એવા ઇંગ્લાંડ અને અમેરિકાના તમામ પ્રખ્યાત પુરૂષોને એક એક નકલ ફ્રાંકિલને ભેટ મોકલાવી. પાંચસો નકલો એના ભાગીઆ ડેવિડ હોલને પેન્સિલ્વેનિયામાં વેચવા તથા વહેંચવા તેણે મોકલાવી, પચીસ એના ભત્રિજા મિકલને બોસ્ટન મોકલાવી અને પચીસ ન્યુયોર્ક મોકલાવી. ઇંગ્લાંડમાં આવ્યા પછી પહેલાં બે વર્ષમાં આથી વધારે થઈ શકયું નહીં. કામ ધીમું ચાલતું તેથી ફ્રાંકિલનને અવકાશ ઘણો મળતો. અવકાશનો લાભ લેતાં તેને સારી રીતે આવડતું હતું. સારા સારા વિદ્વાન માણસોનો સમાગમ તેને બહુ ગમતો. વિજળી વિદ્યાનો તેનો શોખ હજી કાયમ હતો. પોતાના ઘરમાં વિજળીનો

સંચો ગોઠવી, દરરોજ અખતરા કરી બતાવીને પોતામા મિત્રોને તે રંજન કરતો.

ગાયનનો શોખ હોવાથી લંડનમાં તેનો કેટલોક વખત તેની મજાહમાં પણ જતો. પ્રખ્યાત જર્મન ગવૈયો હેન્ડલ તે વખતે લંડનમાં હોવાથી ફ્રાંકલિન તેનું ગાણું સાંભળી શકયો. ફ્રાંકલિનનો અભિપ્રાય એવો હતો કે ગાણામાં ગીતના બોલ ઢંકાઇ જવા ન જોઇએ. ગીતના શબ્દની અસર ગાયનથી વધવી જોઇએ. એ શિવાય ગાયનનો બીજો ઉપયોગ નથી.

તે વખતે ગેરીક નાટયકળામાં ઘણો પ્રખ્યાત હતો. ફ્રાંકલિનને નાટક જોવાનો શોખ મૂળથી હતો. લંડનમાં ઘણી વાર તે ગેરીકને વેષ ભજવતાં જોવા જતો.

તે વખતના વિદ્વાન માણસોની સોબતમાં ફ્રાંકલિનને કેવી ગમત મળતી એ તેના કાગળો વાંચવાથી સારી રીતે જણાય છે. આપણે યાદ રાખવું જોઇએ કે ૧૭૨૪ અથવા ૧૭૪૪ માં જેવો ફ્રાંકલિન હતો તેના કરતાં ૧૭૫૯ નો ફ્રાંકલિન કેટલીએક બાબતમાં જૂદોજ માણસ થઇ ગયો હતો. તેનું શરીર ૫૩ વરસના પૈસે ટકે સુખી અંગ્રેજના જેવું ભારે થઇ ગયું હતું; પહેલાંના કરતાં આરામ લેવાનો તેનો શોખ વધ્યો હતો; જમ્યા પછી જરા બેસવામાં અને અને એકાદ ગલાસ કલેરેટ લેવામાં તે હવે વાંધાભરેલું ગણતો નહીં; સાધારણ ઓળખીતાની સોબતમાં તે ઘણું ઓછું બોલતો; તેના મિત્રોની સોબતમાં હોય ત્યારે ઘણો હસમુખો, ટોળી અને ગપ્પી માલમ પડતો; ગીત ગાવામાં, હાજરજવાબ આપવામાં અને બેહો મશ્કરી કરવામાં તેને કોઇ પહોંચે એમ નહોતું. આ વખતના તેના એક પત્રમાં લખ્યું છે કે "મને એમ લાગે છે કે પહેલાંની પેઠે સોબત, ગપાટા મારવાનું, હસવાનું અને ગાવાનું મને હજી પણ ગમે છે. પરન્તુ તેની સાથે વૃદ્ધ માણસોની વાતમાં ડાહ્યાં ડાહ્યાં વાકયો અને ગંભીર વચનો મને પહેલાં કરતાં વધારે ગમે છે."

એના સ્વભાવનાં મુખ્ય લક્ષણ કદી બદલાયાં નહોતાં. જ્યાં ત્યાં સુધારો કરવાની તેની બુદ્ધિ તો હમેશ એક સરખીજ રહી હતી. લંડનના રસ્તાપરનાં ધુણીવાળાં ફ્રાનસો સુધારવાને તેણે એક વખત વિચાર કર્યો હતો; દરરોજ સવારમાં દુકાનો ઉઘડ્યા પહેલાં શહેરના રસ્તા વાળવાને ગોઠવણ કરવાની એક યોજના તેણે તૈયાર કરી હતી. તે લખે છે કે "થોડાં વખતમાં કેટલું વાળી શકાય એ એક અકસ્માત બનાવથી મારા જાણવામાં આવ્યું. ક્રેવન સ્ટ્રીટમાં મારા બારણા આગળ એક ગરીબ સ્ત્રીને એક

દિવસ સાવરણી વડે વાળતાં મેં જોઈ. જાણે હમણાંજ મંદવાડમાંથી ઉઠી હોય એવી ફીકી અને નબળી તે દેખાતી હતી. મેં તેને પૂછ્યું કે તને અહીં વાળવા કોણે કહ્યું છે? તેણે જવાબ દીધો કે "કોઇએ નહીં. હું ગરીબ છું તેથી મને કંઇ આપશે એવી આશાએ મોટા લોકોના ઘર આગળ હું ઝાડું કાઢું છું." મેં તેને કહ્યું કે આખો મહેલ્લો વાળી નાંખ, હું તને એક શિલિંગ આપીશ. આ વાત નવ વાગે થઈ. બપોરે તે શિલિંગ માગવા આવી. મેં તેને પ્રથમ ધીમે ધીમે વાળતાં જોઇ હતી તેથી આટલી વારમાં તેણે કામ પૂરૂં કર્યું હશે એમ મારા માનવામાં આવ્યું નહીં. મારા ચાકરને મેં જોવા મોકલ્યો; તેણે જોઇ આવી કહ્યું કે આખો મહેલ્લો સાફ વાળેલો છે અને બધી ધૂળ ગટરમાં નાંખેલી છે. પછી વરસાદ થવાથી તમામ ધૂળ ધોવાઇ ગઇ અને રસ્તો તથા ગટર સાફ થયાં."

ફ્રાંકલિને કરેલી યોજના દાક્તર ફાધર જીલને બતાવવામાં આવી પણ તે વખતે તેનું કંઈ પરિણામ આવ્યું નહીં. દુઃખ અને હરકતો ભોગવવાને જાણે વિધાતાએ લેખ લખ્યા હોય એમ તે વખતે શહેરમાં લોકો હજારો જાતની હરકતો વેઠતા. જ્યારે ગ્રેનવીલ મુખ્ય પ્રધાન થયો ત્યારે સર જૉન ફીલ્ડીંગે તેની ખાત્રી કરી કે ચોવીસ માણસની ઘોડેસ્વાર પોલીસ રાત્રે ફરે તો લંડન અને તેનાં પરાં લુટારાના ત્રાસથી મુક્ત થાય. તોપણ ત્યાર પછી ત્રીસ વર્ષ સુધી નાટકમાંથી ઘેર પાછા જતાં ગૃહસ્થ સ્ત્રીઓ લુટાતી; હોલબર્ન હીલ અને હંસલોહીથની તો કંઇ કહેવાની વાત નહોતી. પાંચ લાખ માણસોનાં સુખ અને તંદુરસ્તીને માટે મહેનત કરવી એ જાણે કંઈ પાપ હોય એમ ફ્રાંકલિનને માફી માગવી પડે છે. તે લખે છે કે "કેટલાએકને એમ લાગશે કે આ નજીવી બાબતો ધ્યાન આપવા યોગ્ય નથી. પણ જો તેઓ વિચાર કરશે તો તેમને માલમ પડશે કે પવનને દિવસે એક માણસની આંખોમાં કે એક દુકાનમાં ધૂળ પડે તે ઘણું મહત્વનું નથી; તો પણ આ શહેરમાં એવા ઘણા દાખલા બને છે અને તે વળી વારંવાર બને છે તેથી એ બાબત ઘણી મહત્વની અને જરૂરની થાય છે. સબબ આ દેખાતી થોડી અગત્યની બાબતપર કોઇ માણસ ધ્યાન આપે તો તેને તેઓ હસી કાઢશે નહીં. તેમની દરરોજ જરૂર પડતી નથી એવાં મોટાં મોટાં કામથી માણસ જાતનું સુખ વધે છે તેના કરતાં દરરોજ બનનારી નાની નાની બાબતોમાં સારૂ થવાથી, વધારે વધે છે. એક માણસને તમે હજાર

ગીની આપો તેથી તેનું સુખ વધે તેના કરતાં તેને અસ્ત્રો સારી સ્થિતિમાં રાખતાં અને જાતે હજામત કરતાં શીખવો તેથી વધારે વધશે."

ઇંગ્લાંડ રહ્યો ત્યાં સુધી દરેક ઉન્હાળામાં ફ્રાંકિલન તેના પુત્ર સાથે થોડાં અઠવાડિયાં મુસાફરી કરવામાં કાઢતો. ૧૭૫૮ માં તેણે કેમ્બ્રીજ સર્વવિદ્યોત્તેજકાલયની ભેટ લીધી હતી. પાઠશાળાઓના ગુરૂ. સર્વવિદ્યોત્તેજકાલયના અધ્યક્ષ અને ઉપાધ્યક્ષે ત્યાં તેને ઘણું માન આપ્યું હતું.

કેમ્બ્રીજથી તે પોતાના બાપદાદાની વતન ભૂમિમાં ગયો હતો અને ત્યાં તેનાં સગાં સાગવાંને શોધી કાઢી મળી આવ્યો હતો. ઉવેલીંગબરોમાં તેની સગી એક ડોશી એટલી ઉમરની હતી કે ૭૩ વરસ ઉપર તેનો બાપ ઇંગ્લાંડ છોડી અમેરિકા ગયાની વાત તેને બરાબર યાદ હતી. એ બાઇ ગરીબ, સંતોષી અને આનંદી હતી. બેન્જામિન કાકાના કેટલા એક કાગળ આ બાઇએ ફ્રાંકિલનને વાંચવા આપ્યા. એ કાગળોમાં ફ્રાંકિલન અને તેની બ્હેન નાનાં હતાં તે વખતની કેટલીએક વાતો લખેલી હતી. ઉવેલીંગબરોથી એકટન આવી તપાસ કરતાં જે જગોએ તેના બાપદાદા લવારનું કામ કરતા હતા તે જગા ફ્રાંકિલનને જડી આવી. ત્રીસ એકરનું તેમનું ખેતર વેચાઇ ગયું હતું તેમની ઝુંપડી હજી ફ્રાંકિલન હાઉસના નામથી ઓળખાતી હતી અને તેમાં ગામની નિશાળ બેસતી હતી. ઘણાં સગાંને બાપ દિકરાએ શોધી કાઢ્યાં; તેમાંનાં ઘણાંખરાં ગરીબ અને ઘરડાં હતાં પણ ફ્રાંકિલન કુટુંબના ગુણ, જે સંતોષ, તે તેમનામાંથી જતો રહ્યો નહોતો. ફ્રાંકિલને કબરો પરના લેખની નકલો કરી લીધી; લગ્ન મરણની નોંધ તપાસી તેમાંથી પોતાના વડીલો સંબંધી જરૂર પૂરતા ઉતારા લીધા; અને આ પ્રમાણે પોતાના વડવાઓની ભૂમિમાં ફરી બાપ દીકરો લંડન પાછા આવ્યા.

૧૭૫૯ ના ઉન્હાળામાં ફ્રાંકિલને છ અઠવાડિયાં સ્કોટલાંડમાં મુસાફરી કરવામાં કાઢ્યાં. એ સાલમાં સેન્ટ એન્ડ્રુઝની સર્વવિદ્યોત્તેજકાલય તરફથી તેને દાક્તરનો માનભરેલો ઇલકાબ મળ્યો હતો. આ ઇલકાબથી હવેથી ફ્રાંકિલન દાક્તર તરીકે ઓળખાવા લાગ્યો. આ ઇલકાબ મળવાથી કદાચ તેને એ વર્ષના ઉન્હાળામાં સ્કોટલાંડ તરફ જવાનું મન થયું હશે, આ પ્રસંગે સ્કોટલાંડમાં તેને ઘણું માન મળ્યું. એડીનબરોની કોરપોરેશને તેને એ શહેરનું છુટાપણું બક્ષ્યું; મોટા માણસોએ તેને જમવા નોતર્યો; અને વિદ્વાન માણસોએ તેની સાથે મિત્રાચારી કરી. હ્યુમ, રોબ-

ટૅસન અને લૉર્ડ કેમ્સ આ પૈકી મુખ્ય હતા. લંડન પાછા આવી ફ્રાંકિલ લૉર્ડ કેમ્સને લખેલા પત્રમાં લખ્યું છે કે " સ્કોટલાંડમાં જે અમે જો અને સાંભળ્યું હતું, જે સુખ અને મજા ભોગવ્યાં હતાં અને જે મહેરબાન મેળવી હતી તેની વાતચીત ચોક્કે પહોંચતાં સુધી ચાલી હતી. અ ધારતા હતા તેના કરતાં વધારે અમારો આદરસત્કાર થયો હતો. ટુંકામ મારે કહેવું જોઇએ કે મારી આખી જીંદગીમાં કદી નહીં ભોગવેલું એ સુખ મારી છ અઠવાડિયાંની મુસાફરીમાં સ્કોટલાંડમાં મેં ભોગવ્યું છે. દેશમાં અમને મળેલી મનગમતી અને બોધકારક મંડળીએ મારા મનપ એવી અસર કરી છે કે, ઘાટા સંબંધને લીધે બીજે ઠેકાણે મારૂં મ દોરવાયું નહોત તો સ્કોટલાંડમાં રહી મારૂં બાકીનું આયુષ્ય પૂરૂં કરવા હું પસંદ કરત."

આ મજાના દિવસોમાં પણ ફ્રાંકિલનનું અંતઃકરણ ફિલાડેલ્ફિયાન તેના ઘર તરફ હતું. એની પત્નિને તેણે લખ્યું હતું કે "યોગ્યતાવાળ માણસો મારા તરફ માયા અને મિત્રભાવ રાખેછે અને ચતુર માણસો સા વાતચીત કરવાને મને તક મળે છે તેથી મને બેશક ઘણો આનંદ લાગે પણ આટલી ઉમરે ઘરના સુખ વગર સંતોષ ઉપજે નહીં; મારા કુટુંબથ દૂર હોવાને લીધે મને બેચેની થાય છે અને તેમને મળવાને ઉત્કંઠા રહે તેથી ઘણી વખત આનંદી મંડળીમાં હોઉં છું ત્યારે પણ હું નિઃસાસો ના ખું." ઘર શણગારને માટે અને પોતાની સ્ત્રી અને પુત્રીના ઉપયોગ મા ફ્રાંકિલન નવાઇ નવાઇની ચીજો ઘેર મોકલાવતો અને ઘેરથી એની સ્ પણ સારીસારી ખાવાની ચીજો ઇંગ્લાંડ મોકલાવતી.

ફ્રાંકિલનની સ્ત્રી પત્ર લખવામાં ઘણી ચીવટ રાખતી હતી. એના તર થી નિયમિત રીતે પત્ર આવતા હતા. ૧૭૫૮ ની સાલના એક પત્ર એણે ફ્રાંકિલનને અજાયબ જેવી ખબર આપી હતી કે સસ્થાનોમાં એ ગપ ચાલી રહી છે કે તમને બેરોનેટનો ઇલકાબ અને પેન્સિલ્વેનિયાન ગવર્નરની જગો આપવામાં આવી છે. આ ગપ ખોટી ઠરી પણ ફ્રાંકિલન ઇંગ્લાંડમાં આદરસત્કાર સારી રીતે થતો હતો એ વાતની ખાત્રી એન સ્ત્રીને બીજી ઘણી રીતે થઇ હતી મી. સ્ટ્રેહને તેને એક પત્રમાં લખ હતું કે "મહેરબાની કરી તમે અહીં આવો અને તમારા પતિ સા તમારૂં આયુષ્ય ઇંગ્લાંડમાં ગુજારો, કે જેથી તમારા પતિ સાથે વાતચી કરવાનું મારૂં સુખ હમેશ કાયમ રહે. તમારા પતિને મેં જોયા નહોતા ત્ય

તેમનાં લખાણ અને પ્રતિષ્ઠાથી મેં તેમને માટે ઊંચો મત બાંધ્યો હતો; જ્યારે એમને નજરે જોવાનો પ્રસંગ આવ્યો ત્યારે પહેલાંના કરતાં પણ મારો મત વધારે ઊંચો થયો છે. મેં કોઇ એવો માણસ જોયો નથી કે જેના સમાગમથી એના જેટલો આનંદ થાય; કોઇ કંઇ વાતમાં સારા હોય છે અને કોઇ કંઇમાં હોય છે, પણ એતો સર્વ વાતે સારા છે." વળી મી. સ્ટ્રેહન લખે છે કે "અમેરિકાથી આવેલા જે જુવાન પુરૂષો મારા જોવામાં આવ્યા છે તેમાં તમારો પુત્ર સૌથી શ્રેષ્ઠ છે એમ મારો મત છે. એની ઉમરના બીજા માણસોમાં જોવામાં નથી આવતી એવી પાકી સમજ એનામાં છે. એના પિતા એની સાથે પોતાના મિત્ર અને ભાઇ તરીકે વર્તેછે. પિતાની સોબતમાં દરરોજ સુધરવાને એને તક મળે છે, તેથી મને લાગેછે કે એના પિતાના જેવો એ પણ એના દેશને ઉપયોગી થઇ પડશે." મી. સ્ટ્રેહન ધારતો હતો કે મારા પત્રથી ફ્રાંકલિનની સ્ત્રી ઈંગ્લાંડ આવશે. ફ્રાંકલિન જાણતો હતો કે મારી સ્ત્રીને દરિયાની મુસાફરી પસંદ નથી, અને તેથી તે આવવાની નથી. આખરે એમજ થયું. મી. સ્ટ્રેહનને તેણે ચોખી ના લખી કે મારાથી ઇંગ્લાંડ અવાશે નહીં.

આ પ્રમાણે ફ્રાંકલિનનાં ત્રણ વરસ ઈંગ્લાંડમાં ગયાં: કામને સારૂ ખોટી થઇ રહેવું પડ્યું એટલો વખત મન પસંદમંડળીમાં, પદાર્થ વિજ્ઞાનના પ્રયોગમાં, ગાયનમાં, નાટકમાં અને આસપાસના પ્રદેશમાં મુસાફરીમાં જવાથી તેને કંઇ કંટાળો લાગ્યો નહીં. જે કાર્યને માટે તે આવ્યો હતો તે ૧૭૬૦ ના ઉન્હાળામાં નિવેડાને માટે તૈયાર થયું હતું.

ફ્રાંકલિનને લંડનમાં પૂર્ણ રીતે ફતેહ મળી નહીં. પેન્સિલ્વેનિયા પ્રગણું વર્જીનિયા અને ન્યુયોર્કની પેઠે ખાલસા કરવાને સરકારને તેણે વિનંતિ કરી હતી પણ તેને એવો જવાબ મળ્યો કે જાગીરદારની સંમત્તિ વગર તેમ થવું કઠણ છે. આ યોજનામાં ન ફાવવાથી હવે બીજી બે બાબતો બાકી રહી તે તરફ તેણે લક્ષ લગાડયું. ૧ બીજાઓની મિલકતની પેઠે જાગીરદારની મિલકત પણ કર આપે. ૨. જાગીરદાર પોતાના ગવર્નરને ચોકસ આજ્ઞાઓ આપી તે પ્રમાણે ચાલવા ફરમાવી કાયદામંડળીને સતાવે નહીં. આ બે બાબતોમાં ફતેહ મળવી એ કંઇ સહેલું કામ નહોતું. જેમની પાસે ન્યાય માગવાનો હતો તે પેન કુટુંબીઓના જેવાજ માણસો હતા.

૧૭૫૭ માં ફ્રાંકલિન ઇંગ્લાંડ ગયા પછી ગવર્નર ડેની અને કાયદા-

મંડળી વચ્ચેનો ઝગડો પહેલાંના કરતાં વધારે ઉગ્ર થયો હતો. ફ્રાંક્લિનના જેવા ઠંડા સ્વભાવનો બન્ને વચ્ચે સમાધાન કરાવનાર કોઇ નહીં હોવાથી કજીઆ નરમ પડતો નહોતો. પહેલાંના ગવર્નરોની પેઠે ગવર્નર ડેન્ની પણ આ વઢવાડથી કંટાળી ગયો હતો. ૧૭૫૮ માં તેણે જાગીરદારની આજ્ઞા વિરૂદ્ધ કેટલાએક એવા કાયદાને સંમત્તિ આપી હતી કે જેમાં બીજી મિલકતોની પેઠે જાગીરદારની મિલકતપર પણ કર નાખવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. જાગીરદારને આ ખબર પડતાંજ ડેન્નીને બરતરફ કરવાનો તેણે ઠરાવ કર્યો અને તેની જગોએ જેમ્સ હેમિલ્ટન નામના માણસને નિમ્યો. હેમિલ્ટન ફિલાડેલ્ફિયાનો વતની હતો. જાગીરદાર તરફથી તેને પણ બીજાઓની પેઠે ચોક્સ આજ્ઞાઓ આપવામાં આવી હતી. પણ એવી આજ્ઞાઓ વિરૂદ્ધ તેણે પણ કેટલાએક કાયદાને સંમત્તિ આપી. જાગીરદારની સનંદમાં એક એવી કલમ હતી કે કાયદામંડળી અને ગવર્નરે પસાર કરેલા કાયદાને રાજાની સંમત્તિ મળવી જોઇએ. પોતાની આજ્ઞાઓ વિરૂદ્ધ ગવર્નરે સંમત્તિ આપેલા કાયદા બને તો રાજા પાસે રદ કરાવવાને જાગીરદારે તજવીજ ચલાવી. ૧૭૫૮ અને ૧૭૫૯ માં પેન્સિલ્વેનિયામાં પસાર થએલા ૧૯ કાયદા ૧૭૬૦ માં રાજાની મંત્રીસભાના ટેબલપર મંજુરી માટે આવી પડ્યા હતા. કેટલાએક કાયદા એવા હતા કે જેના સંબંધમાં કોઇનો વાંધો નહોતો. ૧૧ કાયદા સામે જાગીરદારે વાંધો ઉઠાવ્યો હતો. બધી મિલકતોપર કર નાંખી ૧૦૦,૦૦૦ પાઉન્ડ ઉભા કરવાનો એક કાયદો હતો. એ કાયદાનું જે આખર આવે તેજ પ્રમાણે બીજા દસનુ આવવાનું હતું. પેન કુટુંબવાળા જાગીરદારે વકીલ કરી એ રદ કરાવવા લડત ચલાવી. આણીગમ ફ્રાંક્લિને પણ વકીલ કરી એવું બતાવ્યું કે એ કાયદા વાજબી છે. અને ઇંગ્લાંડના કાયદાને અનુસરતા છે. અર્લ ઓફ હેલીફાક્ષ અને બીજા ચાર જણની એક કમિટી નિમી રાજાએ આ બાબતપર રીપોર્ટ માગ્યો. આ કમિટીએ ફ્રાંક્લિન અને કાયદામંડળીને પ્રતિકુળ રીપોર્ટ કર્યો અને જણાવ્યું કે, બધી મિલકતોપર એક સરખી રીતે કર નાખવો એ ન્યાયથી, ઇંગ્લાંડના કાયદાથી, અને રાજાના હકથી ઉલટું છે.

કમિટીએ આ પ્રમાણે અભિપ્રાય આપ્યા પછી ફતેહની આશા રાખવી એ ફોગટ હતું. પણ ફ્રાંક્લિન હિંમત હારે એવો પુરૂષ નહોતો. આ રીપોર્ટ કમિટી પાછો ખેંચી લઇ બીજો લાભકારક રિપોર્ટ કરે એવી

તજવીજ તેણે કરવા માંડી. ૧૦૦,૦૦૦ પાઉન્ડ ઉભા કરવાનો કાયદો રદ થાય તો પેન્સિલ્વેનિયામાં લોકોપયોગી કામ માટે પૈસાની ભીડ પડે અને જાગીરદારનું જોર વધી પડે એમ હતું. ફ્રાંક્લિનને લાગ્યું કે વચલો રસ્તો પકડવામાં આવે તો કંઇ થઇ શકે; તેથી કમિટીને તેણે વિનંતી કરી કે કાયદો રદ કરવાના કરતાં તેમાં જે વાંધા ભરેલું લાગતું હોય તે સુધારવાને સૂચના કરો તો સુધારો કરવાનો બીજો કાયદો હું કાયદામંડળી પાસે પસાર કરાવું; જાગીરદારની બધી મિલકતપર કર નાખવો વાજબી લાગતું ન હોય તો પેદાશવાળી મિલકતપર કાયમ રાખી, બીજી વગર માપેલી અને વગર પેદાશવાળી જમીનપરના કરની માફી અપાવો. કાયદાનો કેટલેક ભાગે અમલ શરૂ થયો છે, માટે તે રદ થશે તો તેનું પરિણામ સારૂં નહીં થાય. આ ખુલાસાથી કમિટીના મનપર અસર થઇ અને તેઓએ પ્રથમના રીપોર્ટના સાંધણ તરિકે બીજો રીપોર્ટ કર્યો કે પેન્સિલ્વેનિયાની કાયદામંડળીના મુખત્યારના કહેવા પ્રમાણે કાયદો સુધારવામાં આવે તો તે રદ કરવાની જરૂર નથી. આ રીપોર્ટમાં કરેલી ભલામણ પ્રમાણે કરવાને રાજાએ મંજુર કર્યું. આ બાબત ફ્રાંક્લિને લોર્ડ કેમ્સને લખ્યું કે અમને "ઘણે દરજ્જે સંતોષ ઉપજે તેવી રીતે ફરિયાદનો અંત આવ્યો છે."

આ સમાધાનની ખબર ફિલાડેલ્ફિયામાં પહોંચી હશે ત્યારે ઘણાનાં મન હરખાયાં હશે. ચતુર પુરૂષો ચેતી પણ ગયા હશે કે એ સમાધાનમાં શું કાયદો સમાયલો છે. ડિસેમ્બર માસમાં મંડળી મળી ત્યારે તેમના મુખત્યાર તરફથી આવેલો રીપોર્ટ વંચાયો અને કેવી સરતે કેવી ફતેહ મળી હતી તે સર્વના જાણવામાં આવ્યું. મંડળી પાસે કાયદો સુધરાવવાને ફ્રાંક્લિને કબુલ કર્યું હતું તે ઝટ લઇને કરી નાખવાને મંડળીએ ઉલટ બતાવી નહીં. ગવર્નરે ઉપરાઉપરી ઉઘરાણી મોકલી ત્યારે મંડળીએ આ બાબત વિચાર કરી રીપોર્ટ કરવા એક કમિટી નિમી. કમિટીએ રીપોર્ટ કર્યો કે (૧) જાગીરદારે માપણી થયા વગરની ખરાબાની જમીનપર કંઇ કર નાખ્યો નથી. (૨) જાગીરદારની માપણી થએલી ખરાબાની જમીનપર બીજાઓની એવી જમીન કરતાં વધારે કર નાંખ્યો નથી. (૩) જાગીરદારની જમીનપર વાજબી કર નાખેલો છે. (૪) જાગીરદારની તમામ મિલકતપર કરનો આંકડો ૫૫૬ પાઉન્ડ ૪ શિલિંગ અને ૧૦ પેન્સ થાય છે. એ આંકડો એકંદર કરના આંકડાનો પાંચમો ભાગ છે. (૫) કરની બાબતમાં જાગીરદારને કંઇ અન્યાય થયો નથી.

આ રીપોર્ટ એટલો ટુંકો છે કે તેમાં કમિટી શી ભલામણ કરે છે તે પણ લખ્યું નથી. ભલામણ તો સમજી લેવાની એ હતી કે આ પ્રમાણે બધું વાજબી રીતે થયું છે એટલે કાયદામાં સુધારવાનું કંઇ નથી. આપણા મુખત્યારે કાયદામાં સુધારો કરાવવાનું કહેલું તે માત્ર કાયદો રદ થતો અટકાવવાને એક યુક્તિ હતી જે સુધારો કરાવવાનું તેણે માથે લીધેલું તે પહેલેથીજ થએલો છેજ.

આપણે એમ ન ધારવું જોઇએ કે ઈંગ્લાંડમાં રહી ફ્રાંકલિને કરેલું કામ પેન્સિલ્વેનિયાના તમામ લોક પસંદ કરતા. એના પક્ષમાં પ્રગણાની વસ્તીનો મોટો ભાગ હતો અને તે બધા તેની વાહ વાહ બોલતા. પણ એની ગેરહાજરીમાં જાગીરદારના પક્ષની સંખ્યા પણ વધી હતી અને તે પક્ષના લોકો તેની નિંદા કરતા હતા અને વર્તમાનપત્રો તથા ચોપાનિયાની મદદથી તેનીપર તુટી પડતા હતા. ફ્રાંક્લિનની સ્ત્રીએ પોતાના ધણીના અત્યાર સુધી માત્ર વખાણજ સાંભળેલાં હોવાથી આ નિંદાથી તેને ઘણું માઠું લાગ્યું અને એ વિષે ફ્રાંકલિનને તેણે ખબર આપી. ફ્રાંકલિને જવાબ લખ્યો કે “મારા વિષે જુઠી અફવાથી તને આટલું બધું માઠું લાગે છે એ જોઇ હું દિલગીર છું. મારી વહાલી, યાદ રાખજે કે ઇશ્વરની મદદ હશે અને તેણે આપેલી સારા નસીબની સમજ કાયમ રહેશે ત્યાં સુધી મારા જેવા પોતાના કુટુંબને ચલાવનાર પ્રમાણિક માણસને ન છાજે એવું અયોગ્ય કામ મારે હાથે થવાનું નથી.” એક બીજા કાગળમાં તે લખે છે કે “કોઇનાં જુઠાં અથવા ઇર્ષા ભરેલાં લખાણથી તારા મનમાં ખોટું લગાડીશ નહીં. ઇશ્વરે તને બક્ષેલા સુખમાં અને મિત્રોના સમાગમમાં ખુશ મિજાજથી રહેજે. એ લોકોનાં ચોપાનિયાંને તું લેખવતી નથી એમ જાણી હું ખુશી થયો છું. આ કાગળની મહોરપર ગુંચળુ વળેલા સાપપર કબુતર બેઠેલું છે અને નીચે “સત્ય મેવ જયતે” એમ મુદ્રાલેખ છે એ તેમને મારો જવાબ છે.”

ફ્રાંકલિનની લાંબી ગેરહાજરીથી સુકાઇ ગએલી એ ભલી બાઇને આ પત્રોથી ઘણો દિલાસો મળતો. એને ઇંગ્લાંડ મોકલવાની મતલબ પૂરી થવાથી સાલ પૂરી થતા પહેલાં તે ઘેર પાછો આવશે એમ તે ધારતી હતી. પણ પેન્સિલ્વેનિયા સબંધીનાં બીજાં કેટલાંએક કામોને લીધે શિયાળો બેસતા સુધી ફ્રાંકલિનને લંડનમાં રહેવું પડયું અને શિયાળામાં તે વખતે દરિયાની મુસાફરી કરવી જોખમ ભરેલી ગણાતી તેથી નીકળાયું નહીં.

બીજે વરસે પણ કેટલાંએક સરકારી અને ખાનગી કામને લીધે એને ઇંગ્લાંડમાંજ રહેવું પડ્યું.

૧૭૬૦ ના "એન્યુઅલ રજીસ્ટર" માં વસ્તી વધારવા વિષે ફ્રાંકલિનનો એક નિબંધ છપાયલો છે. અમેરિકાનાં સંસ્થાનો વધવાથી, ઇંગ્લાંડ નિર્ધન થતું જાય છે એવો ભૂલ ભરેલો વિચાર તે વખતે ચાલતો હતો. તેનો રદિયો આપવાને આ નિબંધ લખવામાં આવ્યો હતો. ઘણા અંગ્રેજો એવું માનતા હતા કે ઇંગ્લાંડનો પૈસો અને ઇંગ્લાંડની વસ્તી અમેરિકા તરફ તણાઇ જાય છે અને તેથીજ અમેરિકામાં પૈસો અને વસ્તી વધે છે. આ ભ્રાન્તિ ભાગવા ફ્રાંકલિને પોતાના નિબંધમાં જે દલીલો વાપરી છે તેજ તેની પછી પ્રખ્યાત અર્થશાસ્ત્રી આડમ સ્મીથે વાપરેલી છે. ફ્રાંકલિન કહે છે કે "એક બીજાનાં ખોરાકનાં સાધનોમાં આડે આવીને, અને એકઠાં થઇને તેઓ પોતે અડચણ કરે છે તે શિવાય વનસ્પતિ અને પ્રાણીઓની ઓલાદ વધવાને બીજી કંઈ સીમા નડતી નથી. પૃથ્વીની સપાટીપર બીજી કોઇ જાતની વનસ્પતિ ન હોય તો આખી પૃથ્વીપર ધીરે ધીરે એક જાતનો છોડ, જેવો કે વરિયાળીનો, ઉગાડી શકાય. તેજ પ્રમાણે બીજી વસ્તી પૃથ્વીપર ન હોય તો અંગ્રેજી પ્રજા, જેવી એકજ પ્રજાથી થોડા જમાનામાં આખી પૃથ્વી ભરી શકાય. ઉત્તર અમેરિકામાં આશરે ૮૦ હજાર અંગ્રેજો થયા છતાં હાલ ત્યાં દસ લાખ અંગ્રેજોની વસ્તી થઇછે. એમ છતાં ઇંગ્લાંડની વસ્તી પહેલાંના કરતાં ઓછી થઇ નથી, બલ્કે સંસ્થાનોમાં માલની ખપત વધારે થવાથી વેપારરોજગારને ઉત્તેજન મળી વસ્તી વધી છે. અમેરિકાની હાલની દસ લાખ માણસની વસ્તી, ૨૫ વર્ષમાં બમણી થાય એમ ગણીએ તો આજથી સો વર્ષ પછી ત્યાં ઇંગ્લાંડના કરતાં પણ વધારે અંગ્રેજોની વસ્તી થશે. બ્રિટિશ રાજ્યની સત્તામાં જમીન અને દરિયાપર આથી કેટલો બધો વધારો થશે ?'

ગુલામગીરીથી ગુલામ રાખનારનેજ મોટો ગેરફાયદો છે એમ ફ્રાંકલિને આ નિબંધથી સાબીત કરી આપ્યું છે. શેઠને બેસી રહેવાનું હોવાથી તે નાકોવત થતો જાય છે અને આખરે ત્રણ ચાર જમાનામાં તેની ઓલાદ અશક્ત અને જંગલી થાય છે.

ત્રીજો જ્યોર્જ ગાદીએ બેઠો કે તરતજ આખા રાજ્યમાં સંધિને માટે બુમાટો થવા લાગ્યો હતો. લાંબો વખત ચાલે એવી સંધિ દુશ્મનો કરે નહીં ત્યાં સુધી લડવુંજ જોઇએ એમ પીટના જેવો ફ્રાંકલિનનો

વિચાર હતો. ઈંગ્લાંડમાં તે વખતે પેટને માટે ગમે તે લખે એવા ભાડુતી લેખક ઘણા હતા. ફ્રાન્સે આવા ઘણા લેખકોને રૂશવત આપી સંધિ કરવાની તરફેણમાં ચોપાનિયાં, નિબંધો અને આરકિટલો લખાવ્યા હતા. સંધિ કરવાની ઇચ્છાવાળા અંગ્રેજ દરબારીઓની ચાકરીમાં પણ ઘણા ભાડુતી લેખકો હતા. સંધિ કરાવવાને આ પ્રમાણે ખટપટ થાય છે એ વાત ઉઘાડી પાડવાને " એક બ્રિટન "ની સહીથી ફ્રાંકલિને "મોરનીંગ ક્રોનિકલ" વર્તમાન પત્રમાં મર્મવાળો તથા બોધક એક વિષય છપાવ્યો હતો. આ વિષયનું નામ " દુશ્મનનું વલણ સંધિ કરવા તરફ કરવાના ઉપાયો " એવું રાખવામાં આવ્યું હતું. આ કલ્પિત વિષયમાં એક જેસ્યુઇટ પાદરી સ્પેનના કોઇ જુના પાદશાહને શીખામણ આપે છે કે તમારા દુશ્મનના વિચાર ફેરવવા હોય તો તેના દેશના ગ્રંથકારો, અધિપતિઓ અને ઉપદેશકોને લાંચ આપવામાં તમારે પૈસા ખરચવા.

સંધિ થાય તો ઈંગ્લાંડે જીતેલા મૂલક પૈકી અમેરિકામાં કેનેડા કે ગ્વાડાલોપના ટાપુઓ રાખવા એ વિષય તે વખતે ઘણો ચર્ચાતો હતો અને તે ઉપર મોટા મોટા રાજનીતિનિપુણ પુરૂષોમાં મતભેદ પડ્યો હતો. ફ્રાંકલિને એક મોટું ચોપાનિયું લખી કાઢી સૂચના કરી કે ઉત્તર અમેરિકાના અંગ્રેજી સંસ્થાનોનું હિત સાચવવું હોય તો કેનેડા ઈંગ્લાંડે પોતાને હસ્તક રાખવું જોઇએ. કેનેડા ફ્રેન્ચ લોકોને હાથ રહેશે તો તે લોકોની નજર અંગ્રેજી સંસ્થાનો તરફ બગડેલી રહેશે, અને હમેશ લઢાઇનું કારણ ઉભું રહેશે. ફ્રાંકલિનની સૂચના પ્રમાણે કેનેડા ઈંગ્લાંડે રાખ્યાથી થએલા ફાયદા આ સ્થળે વર્ણવવાની આવશ્યકતા જણાતી નથી.

" સદ્‌ગુણી થવાની કળા " એ વિષય ઉપર એક પુસ્તક લખવાનો ફ્રાંકલિનનો વિચાર ૧૭૩૨ થી હતો પણ તે લખવાનો તેને વખત મળ્યોજ નહોતો એમ આગળ કહેવામાં આવ્યું છે. આ અરસામાં લોર્ડ કેમ્સને લખેલા એક પત્રમાં એ પુસ્તકની યોજના સબંધી ફ્રાંકલિને લખ્યું હતું કે " જુવાન માણસોના ઉપયોગ માટે " સદ્‌ગુણી થવાની કળા " એ નામનું એક પુસ્તક લખવાનો મારો વિચાર છે. આ પુસ્તકમાં શી શી બાબતો લખવાનો મારો વિચાર હશે તે આ નામપરથી તમારા સમજ્યામાં નહીં આવે. ખરાબ રસ્તે ચાલનારા ઘણા માણસ ખુશીથી સારે રસ્તે ચાલે, પણ એ ફેરફાર શી રીતે કરવો એ તેમને ખબર નથી. તેઓ ઘણી વખત નિશ્ચય કરે છે અને પ્રયત્ન કરે છે, પણ તેમના પ્રયત્ન યોગ્ય રીતે

કરેલા ન હોવાથી ફતેહ મળતી નથી. સદાચરણી શી રીતે થવું એ લોકોને બતાવ્યા વગર તેમને સદાચરણી થવા કહેવું એ, ખોરાક, લાકડાં અને કપડાં કયાંથી લાવવાં એ બતાવ્યા વગર ઇસુના દૂતે ભુખ્યા, ટાઢે ઠરેલા અને નાગા લોકોને કહેલું કે તમે ખાઓ, તાપો અને પહેરો તેની બરાબર છે. ઘણા માણસોમાં કેટલાએક સદ્‌ગુણ સ્વાભાવિક રીતે હોય છે. પણ કોઇમાં સ્વાભાવિક રીતે બધા સદ્‌ગુણ આવતા નથી. ખુટતા સદ્‌ગુણ મેળવવા અને જે મેળવી શકાય તે તથા જે સ્વાભાવિક રીતે મળેલા હોય તે સાચવી રાખવા એ એક કળા છે. જેમ ચિત્રકળા વગેરે બીજી કળાઓ છે તેમ આ પણ એક કળા છે. કોઇ માણસને ચિતારો થવું હોય તો તેને ચિતારો થવાનો ઉપદેશ આપ્યાથી, અથવા ઉપદેશ આપનારની દલીલોથી તેની ખાત્રી થવાથી, તે વિચારો થવાને નિશ્ચય કરે તેથી તે ચિતારો થઇ શકે નહીં. તેને એ કળાનાં મૂળતત્ત્વ શીખવવાં જોઇએ અને રાચરચિલાં બરાબર રીતે વાપરવાને અનુભવસિદ્ધ જ્ઞાન આપવું જોઇએ. આ પ્રમાણે નિયમિત રીતે અભ્યાસ કરવાથી ધીમે ધીમે એ કળા તે શીખી શકે. એ પ્રમાણે ન ચાલે તો તેને એવી અડચણો નડે કે કંટાળીને તે કળા પ્રાપ્ત કરવાનો વિચાર તે મૂકી દે."

---

# પ્રકરણ ૨૦ મું.

## ઘેર પાછો આવી ફરી ઈંગ્લાંડ ગયો.

૧૭૬૨—૧૬૪

ઓક્ષફર્ડ સર્વવિદ્યોત્તેજકાલય તરફથી ડી. સી. એલ. ની પદવી—ફ્રાંકલિનનો પુત્ર ન્યુ જર્સેનો ગવર્નર નિમાયો—ફિલાડેલ્ફિયા તરફ જવા નિકળ્યો—રસ્તામાં કરેલી શોધ અને અવલોકન—ઘેર આવ્યા પછી લોર્ડ કેમ્સને લખેલો પત્ર—મકાન બંધાવવાનો વિચાર—સાત વરસના ઝગડાનો યૂરોપમાં અંત આવ્યો—અમેરિકામાં ઇન્ડિયન લોકો સાથે લડાઇ જારી રહી જોન પેન ગવર્નર નિમાયો—ઇન્ડિયન લોકો વિરૂદ્ધ વિચાર—પેક્ષટનના ઘોડેસ્વારોએ કરેલી ઘાતકી કતલ—આ સબંધમાં ફ્રાંકલિને જણાવેલા વિચાર—મૈત્રિ ધરાવનાર ઇન્ડિયનોને રક્ષણને માટે કરેલી તજવીજ—ગવર્નર પેનનું જાહેરનામું—પેન અને કાયદામંડળી વચ્ચે ઝઘડો—પ્રગણું

ખાલસા કરવા તથા સ્ટાંપ કાયદો નહીં કરવા સરકારને અરજ કરવા ફ્રાંકિલનને ફરીથી ઈંગ્લાંડ મોકલ્યો.

---

૧૭૬૨ ની સાલનો મોટો ભાગ દાકતર ફ્રાંકિલને માત્ર ઘેર જવામાં ગાળ્યો હતો. લંડન છોડવાની તૈયારી વસંત ઋતુથી કરવા માંડી હતી. પાનખર ઋતુ પૂરી થતાં તે ફિલાડેલ્ફિયા પહોંચ્યો હતો. તેનું આવવાનું સાંભળીને અમેરિકામાં તેના મિત્ર જેમ ખુશી થયા હતા તેમ તેનું જવાનું સાંભળીને યૂરોપના મિત્રો દિલગીર થયા હતા. ઇંગ્લાંડ છોડવાના અરસામાં બનેલી બીજી કેટલીએક બીનાઓ જાણવા જેવી છે.

૧૭૬૨ ના ફેબ્રુઆરીની ૨૨ મી તારીખે ઓક્ષફર્ડની સર્વવિદ્યોત્તેજકાલયનો કારભાર ચલાવનાર મંડળીએ ઠરાવ કર્યો કે દાકતર ફ્રાંકિલન મહેરબાની કરીને અહીં પધારે ત્યારે " ડી. સી. એલ. " વિદ્વતા પ્રમાણસૂચક પદ માન તરીકે તેમને આપવું. એક માસ પછી ફ્રાંકિલન ઓક્ષફર્ડ ગયો, સર્વવિદ્યોત્તેજકાલયની મુલાકાત લીધી, અને " ડી. સી. એલ. "ની પદ્વી મેળવી *એવડો દાકતર થયો. એજ વખતે તેના પુત્રને " માસ્તર ઓફ આર્ટ "ની પદ્વી માન તરીકે આપવામાં આવી હતી.

ફ્રાંકિલનનો પુત્ર કાયદાનો અભ્યાસ પૂરો કરી બારિસ્ટરની પરીક્ષામાં પાસ થયો હતો. પિતા સાથે ફરવાથી ઈંગ્લાંડમાં તેને ઘણા જણનાં ઓળખાણ થયાં હતાં. એ જુવાનિયો બુદ્ધિવાળો સારી રીતભાતવાળો અને ચાલાક હતો. ત્રીજા જ્યોર્જના માનીતા લોર્ડ બ્યુટ સાથે વિલિયમ ફ્રાંકિલનને ખાસ ઓળખાણ થયું હતું. તે વખતે ન્યુજર્સીના ગવર્નરની જગો ખાલી હોવાથી લોર્ડ બ્યુટે પોતાની વગ વાપરી એ જગો વિલિયમ ફ્રાંકિલનને અપાવી.

અમેરિકા તરફ જતા લશ્કરના એક કાફલા ભેગા ઘર તરફ જવાની ફ્રાંકિલને ગોઠવણ કરી હતી. જુન, જુલાઇ અને ઓગષ્ટ માસ કાફલો ઉપડવાની વાટ જોવામાં ગયા. આખરે ઓગષ્ટની આખરે એક દિવસ કાફલો ઉપડયો અને બાપદાદાના દેશને છેલ્લી સલામ કરી ફ્રાંકિલન ઘર તરફ ચાલ્યો. રસ્તામાં દરિયો ઘણો શાન્ત રહ્યો હતો. એક વહાણમાંથી બીજામાં સહેલાઇથી જઇ સકાતું તેથી ગમ્મતમાં ને ગમ્મતમાં આખી મુસાફરી પૂરી થઇ.

---

* " ડી. સી. એલ "ની પદ્વિવાળા પણ દાકતર કહેવાય છે.

ફ્રાંકિલનના મિત્ર લોર્ડ કેમ્સનું પુસ્તક "વિવેચનશાસ્ત્રનાં મુળતત્વ" આ મુસાફરીની દરમિયાન ફ્રાંકિલને વાંચ્યું હતું. આ પુસ્તક વાંચી તેણે લોર્ડ કેમ્સને એક પત્ર લખી પોતાનો અભિપ્રાય જણાવ્યો છે અને તેમાં સ્કોટલાંડના જુના રાગ મધુર લાગે છે તેનાં કારણ સવિસ્તર બતાવ્યાં છે.

ફ્રાંકિલનનું મન શોધ કરવામાં કેવું ચપળ હતું અને તેનો હાથ કેવો ચાલાક હતો એનો કંઈ ખ્યાલ આપવાને, આ મુસાફરીની વખતે કરેલા એક પ્રયોગનું બ્યાન આ ઠેકાણે ટુંકામાં આપવું યોગ્ય થશે. તાપના દિવસ હોવાથી વહાણમાં ઊતારૂઓને સુવા બેસવાની ઓરડીની બારીઓ ખુલ્લી રાખવામાં આવતી હતી, તેથી મિણબત્તિઓના દીવા પવનથી ઝડપાતા અને તેથી ઘણી અગવડ પડતી. મદીરા ટાપુ આવ્યા પછી બાળવાનું તેલ મળી શક્યું. એક સાધારણ ગ્લાસમાં કોર્ક અને લોઢાના સળીઆ વડે દીવેટ અધર રાખી ફ્રાંકિલને એક દીવો બનાવ્યો અને તે વાળા વડે ઓરડીની છતે ટાંગ્યો. આ દીવાથી સારૂં અજવાળું પડવા લાગ્યું. પ્યાલામાં ⅓ જગોએ પાણી ભર્યું હતું, ⅓ માં તેલ ભર્યું હતું અને ⅓ ખાલી જગા રાખી હતી. દીવાની જ્યોત ગ્લાસની બાજુની ઉંચાઇની અંદર રહેવાથી પવન લાગ્યા વગર સ્થિર રહેતી હતી. એક દિવસ વાળુ કરતાં ફ્રાંકિલને જોયું કે તેલનો ભાગ સ્થિર રહે છે પણ નીચેનો પાણીનો ભાગ હાલ હાલ કરે છે. બધું તેલ ખપી ગયું અને માત્ર પાણી રહ્યું ત્યાં સુધી દીવો બળતો રાખવામાં આવ્યો. જો કે વહાણની ગતિ પહેલાંના જેવીજ હતી તોપણ હવે પાણીનો ભાગ સ્થિર જણાયો. રાતે તેલ પૂરવામાં આવ્યું ત્યારે પાછો પાણીનો ભાગ હાલતો અને તેલનો ભાગ સ્થિર જણાયો. આ પ્રમાણે આખી મુસાફરીનો વખત ફરી ફરી જોવામાં આવ્યું હતું. પછીથી બીજા પદાર્થ વડે આ અખતરો ફ્રાંકિલને કરી જોયો પણ એમ થવાના કારણ તરીકે પોતાનો સંતોષ થાય એવો ખુલાસો તેને મળી શક્યો નહીં. આ વાત દેખીતી નજીવી છે પણ શોધ કરવાને ફ્રાંકિલનને કેટલે દરજ્જે શોખ હતો એ બતાવવાને તે ઘણી ઉપયોગી છે.

પોર્ટસ્મથ છોડ્યા પછી નવ અઠવાડિયે ફ્રાંકિલન જન્મભૂમિમાં આવી પહોંચ્યો. ઘેર આવી લોર્ડ કેમ્સને તેણે લખ્યું કે "છ વરસના વિયોગ પછી હું મારે ઘેર ૧ લી નવેમ્બરે સહીસલામત પહોંચ્યો છું અને

મારી સ્ત્રી તથા પુત્રી ભેગો થયો છું. મારી પુત્રી હવે ઉમરે પહોંચી છે અને મારી ગેરહાજરીમાં વિદ્યા અને કળાકૌશલ્યમાં નિપુણ થઈ છે. મારા મિત્રો મારાપર પહેલાંના જેવીજ ચહાયના રાખે છે. મારા પાછા આવ્યા પછી મને મળવાને આવેલા મિત્રોથી મારૂ ઘર ભરેલુંજ રહે છે. મારી ગેરહાજરીમાં કાયદામંડળીમાં ફિલાડેલ્ફિયા તરફથી સભાસદ તરીકે દર વરસ મારી ચૂંટણી થતી હતી. કાયદામંડળીમાં હું હાજર થયો ત્યારે અધ્યક્ષની મારફતે એ મંડળીએ મને શાબાશી આપી અને ત્રણ હજાર પાઉન્ડ બક્ષીસ આપવા ઠરાવ કર્યો. ફેબ્રુઆરી માસમાં મારો પુત્ર અને તેની પત્નિ ઘેર આવ્યાં છે. મેં ઇંગ્લાંડ છોડયા પછી મારી સંમત્તિથી વેસ્ટ ઇન્ડિયાની એક ગૃહસ્થ બાઈ સાથે તેણે લગ્ન કર્યું છે અને તે લગ્ન સુખી નિવડ્યું છે. એની નિમણુંકની જગાએ એ ગયો ત્યારે હું એની સાથે ત્યાં ગયો હતો. બધી પંક્તિના લોકે આદરભાવથી એને આવકાર આપ્યો હતો અને સલાહસંપથી તે પોતાનું કામ કર્યા કરે છે. એના પ્રગણા અને આ પ્રગણા વચ્ચે માત્ર એક નદી છે. મારાથી એનું ગામ ૧૭ માઇલ છેટે છે. તેથી અત્રે ઘણીવાર મળીએ છીએ.''

ઘેર આવ્યા પછી પહેલાંની પેઠે ફ્રાંકલિન કામકાજમાં પડયો. બીજે વરસે ઉન્હાળામાં પોષ્ટ ઓફિસોના સંબંધમાં ૧૬૦૦ માઇલની તેણે મુસાફરી કરી અને પોતાના ભાઇબંધ દોસ્તદારનાં ઓળખાણ તાજાં કર્યાં.

ફ્રાંકલિનની ઉમર આ સમયે ૫૭ વર્ષની થઈ હતી. ૧૫ વરસથી તે લોકસેવા બજાવતો હતો. ૧૭૪૮ માં તેણે ધંધો છોડી દીધો તે વખતે જે આરામ લેવાની તે આશા રાખતો હતો તે આરામ લેવાનો હજી વખત આવ્યો નહોતો. હવેથી મોટું અને સવડવાળું એક નવું મકાન બંધાવી તેમાં પોતાનું ઘડપણ વિશ્રાંતિમાં, પદાર્થ વિજ્ઞાનના અખતરા કરવામાં, સદ્ગુણી થવાની કળાનું પુસ્તક લખવામાં, અને મિત્રો સાથે ગમત કરવામાં કાઢવાનો તેણે વિચાર કર્યો. પણ આ વિચાર તેના મનમાંજ રહી ગયો. કેટલીએક અણધારી એવી બીનાઓ બની કે ફરીથી તેને બહાર પડવું પડયું.

સાત વર્ષનો ઝગડો ૧૭૬૩ ના ફેબ્રુઆરીની ૧૦ મી તારીખે પારિસની સંધિ થવાથી પૂરો થયો હતો. આ સંધિથી યૂરોપમાં લડાઇનો અંત આવ્યો પણ અમેરિકામાં તેમ થયું નહીં. લડાઈ ચલાવનાર એક પ્રજાનો –ઉત્તર અમેરિકાના ઇન્ડિયન લોકનો—સંધિ થઇ ત્યારે કંઈ વિચાર કરવામાં

આવ્યો નહોતો અને સંધિ વિષે તેમને કંઈ પૂછવામાં આવ્યું નહોતું. જેમ સંધિ થયા પહેલાં તેઓ લુંટફાટ અને જુલમ ચલાવતા હતા તેમ સંધિ થયા પછી પણ ચલાવવા લાગ્યા. નાયગરાથી તે ફ્લોરિડા સુધીના પછાત પ્રદેશમાં તેઓએ ગામડાં બાળી નાખ્યાં, કુટુંબોને કુટુંબો કાપી નાખ્યાં, ખેતર ઉજડ કરી નાખ્યાં અને બૈરાં છોકરાંને બંધીવાન કરી લઇ ગયા.

પેન્સિલ્વેનિયામાં સૌથી વધારે નુકશાન થયું. આ પ્રગણાના પશ્ચિમ તરફના ભાગમાં ૧૭૬૩ માં દુશ્મન ઇન્ડિયનોએ ખેદાન મેદાન કરી નાખ્યું. ઘરમાંથી હાંકી કાઢેલાં કુટુંબોનું દુઃખ ટાળવાને ફિલાડેલ્ફિયાનાં સઘળાં દેવળોમાં ઉઘરાણું થયું હતું. ક્રાઇસ્ટ ચર્ચે ૬૬૨ પાઉન્ડ ઉઘરાવીને તે રકમ સૌથી સારી રીતે વાપરવાને એક ખાસ માણસ મોકલ્યો. એ માણસે નજરે જોઇ આવીને ખબર આપી કે ૭૫૦ ખેતરોના માલિક નાશી ગયા છે અને ૨૫૦ બૈરાં અને છોકરાં ફોર્ટ પીટમાં જઇ ભરાયાં છે. એ ઉદાર દેવળે પશ્ચિમ તરફના ગામોમાં પૈસા ઉપરાંત હથિયાર અને દારૂ ગોળાની કેટલીક પેટીઓ લોકોમાં વહેંચવા મોકલી હતી. પારિસની સંધિ થયા પછી આખા પ્રગણામાં કેવો ધ્રુજારો અને પાયમાલી થઈ રહી હતી તેનો આહેહુબ ચિતાર એ સાલનાં દેવળ અને દરબારનાં રજીષ્ટરો વાંચવાથી મળેછે.

અક્ટોબર માસમાં વળી ગવર્નરની ફેરબદલી થઇ. ગવર્નર હેમિલ્ટને રાજીનામું આપ્યું અને તેની જગોએ મી. જૉનપેન ઇંગ્લાંડથી આવ્યો. જૉનપેન જાગીરદારના કુટુંબનો હોવાથી લોકોને એમ લાગ્યું કે એની કાર્કિર્દિમાં જાગીરદાર અને કાયદામંડળીના વાંધા પતાવવાને જાગીરદારે તેને ખાસ મોકલ્યો હશે, અને તેથી આ નવા ગવર્નરને લોકોએ ઉમંગથી વધાવી લીધો. વળી બીજા ગવર્નરોની પેઠે આ પોતાના સગાના જાગીરદારે આજ્ઞાઓથી હાથ પગ બાંધી લીધા હશે એમ લોકોને લાગ્યું નહીં. ગવર્નર પેને કાયદામંડળી બોલાવીને પહેલવહેલું ભાષણ કર્યું તે બધાની પ્રીતિ સંપાદન કરે તેવું હતું. મંડળીએ પણ એવીજ રીતે તેનું મન પ્રસન્ન કરવાની ઇચ્છા બતાવી. તેના પહેલા વર્ષના પગારના છસો પાઉન્ડ, બીન તકરારે તેઓએ મંજુર કર્યા. ખુની ઇન્ડિયનો સામે પશ્ચિમ તરફના પ્રદેશમાં મોકલવા એક હજાર માણસનું લશ્કર ઉભું કરવા એક ખરડો મંજુર કરવામાં આવ્યો અને થોડાં અઠવાડિયાં પછી ફરી મળવાનું ઠરાવી મંડળી બરખાસ્ત થઈ.

ઇન્ડિયન લોકોની લુંટફાટ એટલે સુધી ચાલવા લાગી કે ઇન્ડિયનનું નામ સાંભળીને દરેક ગોરાને કમકમાટ આપવા લાગ્યો. કેટલાક પંથના લોકોમાં, અને મુખ્યત્વે કરીને સ્કોચ, અને આઇરીસ પ્રેસબિટેરિયન પંથના લોકોમાં એવી માનતા ચાલી કે ક્વેકર લોકોના વિચાર પ્રમાણે ઇન્ડિયન લોકોપર રહેમ નજર રાખવામાં આવેછે એ વાત દેવને પ્રસન્ન નથી અને તેથી દેવે કોપાયમાન થઈ જાણી જોઇને ઇન્ડિયન લોકોનો જુલમ વધાર્યો છે. ઇન્ડિયન લોકને કાપી નાખવામાં નહીં આવે ત્યાં સુધી દેવ શાન્ત થવાના નથી. ડિસેમ્બર માસમાં કેટલાએક બેવકુફ ગોરા ખ્રિસ્તીઓએ એક એવું જંગલી અને કમાકમાટ ભરેલું કામ કર્યું કે તેની હકીકત સાંભળીને સૌના મનમાં કંટાળો ઉપજ્યો. લેન્કેસ્ટર પાસે ગરીબ અને નિરપરાધી એક ઇન્ડિયન કુટુંબ રહેતું હતું. એ કુટુંબના પૂર્વજો ઘણા આબરૂદાર હતા અને એ આખું કુટુંબ વિલિયમ પેનના વખતથી ગોરા લોકો સાથે હળી મળીને સલાહસંપથી રહેતું હતું. બીજા ઇન્ડિયનોની પેઠે કેર વર્તાવવામાં એ કુટુંબે બિલકુલ ભાગ લીધો નહોતો. એ કુટુંબમાં ૭ પુરૂષ, પાંચ સ્ત્રી અને આઠ છોકરાં એ પ્રમાણે ૨૦ માણસ હતાં. એ માણસો સદ્ગુણી અને રાંકડાં હતાં. એમણે અંગ્રેજી નામ ધારણ કર્યાં હતાં, અને આસપાસના પડોસી અંગ્રેજો સાથે ઘણાં હળી મળીને ચાલતાં હતાં. ૧૦ મી ડિસેમ્બરે પેક્ષટન પ્રગણાના કેટલાએક સ્કોચ અને આઇરીસ લોકો ઘોડેસ્વાર થઈ હથિયાર લઇ આ ગરીબડાંનાં ઝુંપડાંપર ટુટી પડ્યા અને જે હાથ આવ્યા તેમને રહેંશી નાખી તેમનાં ઝુપડાં બાળી નાખ્યાં. સારા ભાગ્યે એવું બન્યું કે માત્ર છ જણજ તે વખતે ઘરમાં હતાં. બાકીનાં ૧૪ જણ બહાર હતાં તે બચી ગયાં. એ ચૌદ જણને ભેગાં કરી લેન્કેસ્ટરના માજીસ્ટ્રેટે આશ્રય આપી લેન્કેસ્ટરના બંધીખાનામાં સહીસલામતિ માટે રાખ્યાં. બે અઠવાડિયાં પછી એજ ઘોડેસ્વારોએ બંધીખાનાને ઘેરો ઘાલ્યો અને જબરાઇથી અંદર દાખલ થઇ બાકી રહેલું ઘાતકી કામ પૂરૂં કરવા માંડ્યું. વર્ણન થઈ શકે નહીં એવો કમકમાટ ભરેલો દેખાવ બંધીખાનામાં થઇ રહ્યો. એ બીચારાં પાસે હથિયાર નહોતાં; નાસવાનો કે રક્ષણ કરવાનો કંઈ ઉપાય ન હોવાથી કુટુંબવાર વહેંચાઈ જઇ તેઓ પગે પડ્યાં; છોકરાં તેમનાં માબાપને ગળે વળગી પડ્યાં; આવી સ્થિતિમાં કાલાવાલા કરી તેઓ કહેવા લાગ્યા કે અમે તમારા દુશ્મન નથી, અમે તમને ચહાઇએ છીએ, અમારા આખા જન્મારામાં તમારૂં કે તથા જાત

ભાઇઓનું અમે કંઈ નુકશાન કર્યું નથી, અમારાપર દયા કરી અમને ઉગારો. એ નિર્દયોપર આથી કંઇ અસર થઈ નહીં. એજ સ્થિતિનાં બધાનાં ગળાં તેમણે કાપી નાખ્યાં.

પેન્સિલ્વેનિયાના ઘણા લોકોનાં મન ધર્મના ઝનુનથી અને ભયથી એવાં વિકારી થઇ ગયાં હતાં કે નિરપરાધીઓના આ વધ તરફ તેઓ હંડે પેટે પ્રસન્નતાની લાગણીથી જોવા લાગ્યા. એક પક્ષ તો જાણે આ કૃત્ય ઇશ્વરને પ્રસન્ન હોય એવી રીતે તેની સ્તુતિ કરવા મંડી ગયો. આ ઘોર કર્મ કરનારને તેમના મિત્રોએ એવા છુપાવી રાખ્યા હતા કે માજી-સ્ટ્રેટે ઘણી તજવીજ કરી પણ કંઇ પત્તો લાગ્યો નહીં. એ ઘાતકીઓને પકડવાને ગવર્નરે કાઢેલા જાહેરનામાંથી પણ કંઈ અસર થઈ નહીં. પોતાનાં સગાંવહાલાંનાં ખુનથી ગાંડા થઇ જઈ ખુની લોકોએ ગાંડપણમાં આ કૃત્ય કર્યું હોય એવી રીતે તેમનો બચાવ કરવાને ઘણા જણ ઉભા થયા.

પેન્સિલ્વેનિયા લોકોની રજામંદીથી આ દુષ્ટકામ થયું છે એ લાગણી દૂર કરવાને ફ્રાંકિલને એક છટાદાર ચોપાનિયું લખ્યું. એ કૃત્ય કેવું અતિ દુષ્ટ છે તેનો લોકોને ખ્યાલ આપવાની એની મતલબ હતી. સ્પષ્ટ અને નર્મ ભાષામાં ખુનની હકીકત તેણે વર્ણવી અને બિચારા ઇન્ડિયન કેવા ગરીબ હતા અને તેમનાં નામ શું હતાં અને ઉમર કેટલી હતી એ જણાવ્યું. બંધીખાનામાં થએલી બીજી કતલનો કમકમાટ ભરેલો દેખાવ તેણે આબેહુબ વર્ણવ્યો. આવું ઘોર કૃત્ય પરમ દયાળુ ઇશ્વરની સંમત્તિથી થયું છે એમ માનવું એ કેવું પાપભરેલું છે એ તેણે શાસ્ત્રના દાખલા દલીલોથી સાબીત કર્યું. ઇતિહાસ, કાવ્ય અને કિસ્સામાંથી ફ્રાંકિલને ઘણા દાખલા લઇ બતાવ્યું કે શરણુ થએલા દુશ્મનને માફી આપી બચાવવો અને અનાથ અને અશરણનું રક્ષણ કરી બચાવવા એ ખરી બહાદુરી છે.

આ ચોપાનયાથી કેટલેએક ઠેકાણે સારી અસર થઇ, પણ પેલા ખુનીઓ અને તેમના પંથીઓનાં હૈયાં કઠણ પથરા જેવાંજ રહ્યાં. પોતાના જાતભાઇઓ પર ગુજારેલા જુલમથી ત્રાસ પામી, અંગ્રેજ લોકો સાથે મૈત્રિ ધરાવનાર બીજા ૧૪૦ ઇન્ડિયનો પોતાનો જીવ બચાવવા ફિલાડેલ્ફિયા નાશી આવ્યા. અહીં તેમને આશ્રય અને ખાવા પીવાનું આપવામાં આવ્યું. તેમની સાથે તેમનો ધર્મ ગુરૂ આવ્યો હતો, તે તેમની ભેગો રહી તેમની રીત પ્રમાણે દરરોજ પ્રાર્થના કરાવતો હતો. આ ઇન્ડિયનોને મારવાનો ઠરાવ કરી પેક્ષટનથી સેંકડો ઝનુનીઓ, હથિયારબંધ બે જથ્થે ફિલાડેલ્ફિયા

ઉપર ચઢી આવવા નીકળ્યા. ફિલાડેલ્ફિયામાં ગભરાટ થઇ રહ્યો. ગવર્નર પેન આભો બની ગયો. તેની પહેલાંના ઘણા ગવર્નરોની પેઠે સંકટને વખતે ફ્રાંક્લિનની સલાહ લેવાને તે દોડી ગયો. આ વખતે ફ્રાંક્લિનને ઘેર મુકામ નાખી, તેની સલાહ પ્રમાણે ગવર્નર પેન વખતોવખત કરવાના હુકમ કરતો. ફ્રાંક્લિને શહેરના બચાવ માટે ફરીથી એક મંડળી ઉભી કરી અને તત્કાળ બનાવેલી એક હજાર માણસની પલટણના ઉપરી તરીકે પોતે બહાર પડયો. ફ્રાંક્લિન લખી ગયો છે કે " ગવર્નર પેર હું કહું એટલુંજ કરતો, એટલે પહેલાં એક વખત આવા પ્રસંગે હું થયો હતો તેમ આ વખતે આશરે ૪૮ કલાક સુધી મોટો માણુસ થઇ પડયો."

ફિલાડેલ્ફિયાથી સાત માઇલ છેટે આવેલા જર્મન ટાઉન સુધી પેક્ષ-ટનવાળાનું ટોળું આવી પહોંચ્યું હતું. ગવર્નરની વિનંતિથી ફ્રાંક્લિન અને બીજા ત્રણ જણ બળવાખોરોને સમજાવવા જર્મન ટાઉન ગયા; વોલંટી-અરોની નવી તૈયાર કરેલી પલટણ હથિયારબંધ શહેરમાંજ રહી હતી. તેમની મદદે સરકારી લશ્કરની એક ટુકડી આવી પહોંચી હતી. જે મકાનમાં ઇન્ડિયન લોકોને આશ્રય આપ્યો હતો તેની આસપાસ ખાઇ ખોદવામાં આવી હતી. કવેકર લોકો હથિઆર લેતા નહીં પણ ખાઇ ખોદવામાં રાત દહાડો મજુરી કરતા હતા. શહેરના લોકો થરથરી ગયા હતા, પણ દાકતર ફ્રાંક્લિને પેક્ષટનવાળાને અગ્રેસરોની ખાત્રી કરી કે ઇન્ડિયન લોકો એવા રક્ષણમાં છે કે તેમને લઇ જવા મુશ્કેલ છે કંઇ વળવાનું નથી એમ ધારી એ લોકો ત્યાંથીજ પાછા વળી પોતપોતાને ઘેર ગયા.

હવે ગવર્નર પેન પોતાનાં ખરાં લક્ષણ બતાવવા લાગ્યો. જે ભય-માંથી તેણે પોતે બચવું જોઇતું હતું તેમાંથી ફ્રાંક્લિને તેને બચાવ્યો હતો. આ નીચું જોવડાવનાર ઉપકાર ગવર્નરના મનમાં સાલ્યા કરતો હતો. પેક્ષટનના બળવાખોરો અને તેમના પક્ષના લોકોની તે ખુશામત કરવા લાગ્યો. એ ખુનીઓપર ફોજદારીમાં કામ ચલાવી તેમને નશ્રિયતે પહોંચાડ-વાને ફ્રાંક્લિન અને તેના મિત્રો કહેતા હતા તે તરફ દુર્લક્ષ કરી ગવર્નર ઉઘાડી રીતે તેમનો પક્ષ કરવા લાગ્યો. કતલ કરનારનાં વખાણથી અને ઇન્ડિયનોને આશ્રય આપનારની નિન્દાથી ભરેલાં ચોપાનિયાં શેરીએ શેરીએ વેચાવા લાગ્યાં. પેક્ષટન પક્ષને ખુશી કરવા ગવર્નરે એક શરમ ભરેલું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. એ જાહેરનામામાં આ પ્રમાણે ઇનામ આપવાનું લખ્યું હતું. દુશ્મન ઇન્ડિયન મરદને પકડી લાવે તેને ૧૫૦ ડોલર ઇનામ,

સ્ત્રીને પકડી લાવે તેને ૧૩૮ ડૉલર ઇનામ; ઇન્ડિયન મરદની ખોપરી લાવે તેને ૧૩૪ ડૉલર ઇનામ; સ્ત્રીની ખોપરી લાવે તેને ૫૦ ડૉલર ઇનામ !! ખોપરી દુશ્મન ઇન્ડિયનની છે કે મૈત્રીવાળાની છે એ કેમ નક્કી કરવું એ બાબત જાહેરનામામાં ખુલાસો નથી.

૧૭૬૪ માં ફ્રાંક્લિન સામે આ પ્રમાણે જૂદા જૂદા પક્ષ એકત્ર થયા હતા:—ગવર્નર અને પેન કુટુંબના પક્ષવાળા, પેક્ષટનવાળા ઝનુની અને તેમના પક્ષવાળા.

માજી ગવર્નરોએ કાયદામંડળીએ કરેલા કાયદામાં વિઘ્ન નાખી ૨૦ વરસ સુધી પ્રગણામાં કજીઓ ચાલ્યો હતો તેમ ગવર્નર પેન નહીં કરે એમ કાયદામંડળી ધારતી હતી, પણ આ ધારણા ખોટી પડી. ઇંગ્લાંડના દરબારમાં ફ્રાંક્લિને જે ફતેહ મેળવી હતી તેનું પરિણામ કંઇ થયું નહીં. ૧૭૬૪ માં કાયદામંડળીએ, પ્રગણાના રક્ષણને માટે અવશ્યના બે ખરડા તૈયાર કર્યા હતા. આ બન્નેને પોતાની સંમત્તિ આપવાની ગવર્નરે ના પાડી. એક ખરડો સિરબંદી* ઉભું કરવા વિષેનો હતો અને તે ફ્રાંક્લિને પોતે ઘડી કાઢ્યો હતો. એ ખરડામાં ઉપરી અધિકારીઓ ચૂંટી કાઢવાની સત્તા દરેક ટુકડીના માણસોને આપવામાં આવી હતી. કલમ કાઢી નાખી એ સત્તા ગવર્નરને આપવાની કલમ દાખલ કરવામાં આવે નહીં ત્યાં સુધી એ ખરડાને પોતાની સંમત્તિ નહીં આપવાને ગવર્નર પેને હઠ લીધી. બીજો ખરડો ઇન્ડિયનો સાથે કરવાની લડાઇના ખર્ચ સારૂ ૫૦ હજાર પાઉન્ડ એકઠા કરવા બાબતનો હતો. આ ખરડામાં જાગીરદાર અને બીજા લોકોની મિલકતપર સરખો કર નાખવાની એક કલમ હતી. આ કલમ કાઢી લઇ, તેને બદલે અજી એવી મતલબની કલમ દાખલ કરવા ગવર્નરે હઠ લીધી કે બીજા લોકો પોતાની કનિષ્ટ જમીનપર જે દર આપે તે જાગીરદાર પોતાની શ્રેષ્ટ જમીનપર આપે.

ગવર્નરે ખરડા નામંજુર કરવાનો અધિકાર વાપર્યા પછી શું થયું તે ફ્રાંક્લિન નીચે પ્રમાણે વર્ણવે છે. "ગવર્નર પેને પોતાનો રાજ્યવહીવટ એવી સારી રીતે શરૂ કર્યો હતો કે તેને માટે શારી આશા રાખવામાં આવી હતી....પણ જ્યારે આખરે માલમ પડ્યું કે ઉપદ્રવી આજ્ઞાઓ

* કામ પડે તો લડવું, નહીં તો પોતાનો ધંધો કરવો એવી શરતે રાખેલું લશ્કર.

નાબુદ થઇ નથી પણ પહેલાંના કરતાં વધારે બારિકાઇથી આપવામાં આવી છે; જ્યારે ગવર્નર દરેક કલ્પિત પ્રસંગનો લાભ લઇ કાયદામંડળીને ગાળો દેવા લાગ્યો અને અપમાનકારક હુકમો મોકલવા લાગ્યો; જ્યારે મજબુત, ઊંડા, કુટુંબદ્વેષપર નાંખેલું ઢાંકણ ઘણો વખત રહ્યું નહીં અને તેના ચિન્હ ખુલ્લાં દેખાવા લાગ્યાં, ત્યારે એમાં કંઇ આશ્ચર્ય નથી કે જુના ઘા ફરીથી ઉભળી તાજા થયા; જુની ફરિયાદોને દાદ મળેલી ન હોવાથી એકઠી થઇ; અને મહેરબાનીનો આવો બદલો આપે એવા કુટુંબ સાથે સલાહ કરવાની કંઇ આશા રહી નહીં. ”

કાયદામંડળીએ ખૂબ વાદવિવાદ ચલાવી, જાગીરદારના રાજ્યવહિવટમાં જે જે દુ:ખ ખમવાં પડતાં હતાં તે બતાવવાને ૨૫ ઠરાવ એક મતથી કર્યા અને આખરે એવો ઠરાવ કર્યો કે જાગીરદાર પાસે પ્રગણું સરકારે ખરીદ કરી ખાલસા કરી પોતાના વહિવટમાં લેવુ એવી મતલબની અરજી ઘડી સરકારને મોકલવી કે નહીં એ વિષે દરેક સભાસદે પોતાના નિમનાર સાથે મસલત કરી ફરીથી મંડળી મળે ત્યારે અભિપ્રાય આપવો.

૨૦ મી માર્ચે કાયદા મંડળી થોડા વખત માટે મુલતવી રહી અને સાત અઠવાડિયાં પછી ફરીથી મળી. એ દરમિયાનમાં બન્ને પક્ષવાળાએ બની શકી તેટલી ખટપટ કરી. ફ્રાંકિલને એક પુસ્તક છપાવી જાગીરદારના કારભારમાં સોસવાં પડતાં દુ:ખ અસરકારક ભાષામાં જનસમૂહને જણાવ્યાં. ગામે ગામ સભાઓ મળી અને અરજીઓ લખવા માંડી. ૧૪ મી મેને દિવસે ફરીથી સભા મળી. રાજ્યવહિવટ ફેરવવાની તરફેણમાં ત્રણ હજાર સહીઓની અરજીઓ આવી; વિરૂદ્ધ પક્ષની અરજીપર ત્રણસેં પણ સહીઓ નહોતી, લોકોની ઇચ્છા કેવી હતી એ સહીઓની સંખ્યાપરથી સ્પષ્ટ રીતે જણાતું હતું. પેન્સલ્વેનિયા પ્રગણું ખાલસા કરવાને સરકારને અરજી કરવાનો ઠરાવ ઘણે મતે પસાર થયો.

કાયદામંડળીનો અધ્યક્ષ આઇઝાક નોરીસ આવો અતિશય ફેરફાર કરવાની વિરૂદ્ધમાં હતો, તેથી અરજીપર સહી કરવી ન પડે એટલા માટે તેણે પોતાના અધ્યક્ષપણાનું છેલ્લી ઘડીએ રાજીનામું આપ્યું. તેની જગોએ સર્વાનુમતે ફ્રાંકિલનને અધ્યક્ષ તરીકે ચુંટી કાઢવામાં આવ્યો. ફ્રાંકિલને ઘણી ખુશીથી અરજીપર અધ્યક્ષ તરીકે સહી કરી. ફ્રાંકિલનનું અધ્યક્ષપણું ઘણો વખત ટક્યું નહીં. કાયદામંડળીના સભાસદોની ચુંટણી દર વરસે થતી હોવાથી અધ્યક્ષ પણ દર વરસે નવો નિમાતો. નવી ચુંટણીનો દિવસ

૧ લી અક્ટોબર હતો. જાગીરદારનો કારભાર આગળ ચાલે કે પૂરો થાય એનો આધાર નવી ચુંટણીપર હતો. જાગીરદાર તરફથી એવી તજવીજ ચલાવવામાં આવી કે નવી ચુંટણીમાં પોતાની તરફેણના સભાસદોની સંખ્યા વધે; સામા પક્ષે એથી ઉલટી તજવીજ ચલાવી.

મી. જોન ડિકિન્સન નામનો એક પૈસાદાર અને વગવાળો ગૃહસ્થ છેલ્લી કાયદામંડળીમાં સભાસદ હતો. એ ગૃહસ્થ રાજ્યકારભારમાં ફેરફાર કરવાની વિરૂદ્ધ હતો અને રાજાને અરજી કરવાની વિરૂદ્ધ ઘણા સખ્ત શબ્દોમાં બોલ્યો હતો. નવી ચુંટણી વખતે લોકોના મનપર અસર કરવા તેણે પોતાનું ભાષણ છપાવ્યું અને એક મિત્ર પાસે પ્રસ્તાવના લખાવી લોકોમાં તેની લહાણી કરી. મી. જોસેફ ગેલોવે નામનો એક ગૃહસ્થ શહેર તરફથી ચુંટાવા ઉમેદવાર હતો. આ ગૃહસ્થ પ્રગણું ખાલસા કરવાની અરજી કરવાની તરફેણમાં હતો. તેણે પોતાનું ભાષણ ફ્રાંકલિન પાસે પ્રસ્તાવના લખાવી છપાવ્યું. આ પ્રસ્તાવનામાં ફ્રાંકલિને જાગીરદારના રાજ્ય વહિવટનાં ભોપાળાં કરડા શબ્દોમાં ઉઘાડાં પાડયાં.

ગેલોવે અને ફ્રાંકલિન શહેર તરફથી ઉમેદવાર હતા. એ બન્નેની હાર થઈ. ચાર હજાર મતમાં ફ્રાંકલિનના સામવાળાને ૨૫ વધારે મળ્યા. તોપણ એકંદરમાં જાગીરદાર વિરૂદ્ધના સભાસદોની સંખ્યા લગભગ ગઇ સાલના જેટલીજ થઇ. ચુંટણી પછી થોડે દહાડે નવી મંડળી મળી અને મળતાં વારજ અરજીનો સવાલ નીકળ્યો.

૧૭૬૪ માં ઈંગ્લાંડના પ્રધાન ગ્રેન્વિલે અમેરિકન સંસ્થાનના જે મુખત્યાર તે વખતે ઇંગ્લાંડમાં હતા તેમને બોલાવી. જણાવ્યું કે સાત વરસના ઝગડાથી ઇંગ્લાંડને માથે સાત કરોડ ત્રીસ લાખ પાઉન્ડનું દેવું થયું છે; અમેરિકામાં સ્ટાંપનો કાયદો દાખલ કરી, આ દેવાનો કેટલોએક ભાગ અમેરિકા પર નાખવાનો અમારો વિચાર છે; તોપણ એ કરતાં બીજી કોઇ રીતનો કર નાખવા તમારાં સંસ્થાનો ભલામણ કરશે તો તે અમે વિચારમાં લઇશું માટે આ બાબત તમારાં સંસ્થાનોને જણાવજો. સંસ્થાનોમાં આ ખબર આવી ત્યારે સંસ્થાનિકોને ઘણું આશ્ચર્ય લાગ્યું. પહેલાં જ્યારે ઇંગ્લાંડને મદદ જોઇતી ત્યારે દરેક સંસ્થાનને સુચના કરવામાં આવતી અને સંસ્થાનો પોતાની કાયદામંડળીની મારફતે કર નાખી બને તેટલી મદદ કરતાં. ઇંગ્લાંડની પાર્લામેન્ટે બરોબર કોઇ દહાડો અમેરિકાપર કર નાખ્યો નહોતો.

પેન્સિલ્વેનિયાની નવી કાયદામંડળીએ મળતાં વારજ, પ્રગણું ખાલસા કરવાની અરજી જાતે રાજાને આપવાને અને સ્ટાંપ આકટના સંબંધમાં પોતાનો અભિપ્રાય પ્રધાનોને જાહેર કરવા ફ્રાંક્લિનને ઇંગ્લાંડ મોકલવા ઠરાવ કર્યો. ફ્રાંક્લિનની નિમણુંક સામે જાગીરદાર પક્ષે સખ્ત લડત ચલાવી પણ કંઈ વળ્યું નહીં.

ફ્રાંક્લિને પોતાની નિમણુક કબુલ રાખી અને ઇંગ્લાંડ જવાની તૈયારી કરવા માંડી. પ્રગણાની તીજોરી ખાલી હોવાથી કાયદામંડળીએ કરજે નાણાં લેવાનો ઠરાવ કર્યો. એક બે કલાકમાં ૧૧૦૦ પાઉન્ડ ભરાઇ ગયા; ફ્રાંક્લિન થોડા વખતમાં પાછા આવવાની આશા રાખતો હતો તેથી માત્ર પાંચસો પાઉન્ડ તેણે લીધા, અને ૧૦ મી નેવેમ્બરે ફિલાડેલ્ફિયાથી નીકળ્યો. જે વહાણુમાં તેને જવાનું હતું તે ફિલાડેલ્ફિયાથી ૧૫ માઇલ ચેસ્ટર બંદરે હતું. ત્રણસેં શહેરીઓ ઘોડેસ્વાર થઇને તેને ત્યાં સુધી વળાવી આવ્યા. ત્રીસ દિવસની મુસાફરી પછી ૧૦ મી ડિસેમ્બરે ફ્રાંક્લિન લંડન આવી પહોંચ્યો અને ક્રેવન સ્ટ્રીટમાં પોતાના જુના મકાનમાં દાખલ થયો.

---

# પ્રકરણ ૨૧ મું.

## સ્ટાંપ અને જકાત કાયદા સામે ઇંગ્લાંડમાં ચલાવેલી લડત.

૧૭૬૫—૧૭૬૬.

ગ્રેન્વિલની મુલાકાત—સ્ટાંપ આકટ સામે તેના આગળ બતાવેલી તકરારો—સ્ટાંપ આકટ પસાર થયો—પેન્સિલ્વેનિયા પ્રગણું ખાલસા કરવા ફ્રાંક્લિને કરેલી તજવીજ—સ્ટાંપ આકટથી અમેરિકામાં થએલી અસર—ફ્રાંક્લિન સ્ટાંપ આકટ પસંદ કરે છે એવી ગેરસમજુત થવાનું કારણ અને તેનુ પરિણામ—સ્ટાંપ આકટ વિરૂદ્ધ ઇગ્લાંડનો પ્રજામત—નવું પ્રધાનમંડળ—પાર્લામેન્ટ આગળ ફ્રાંક્લિનની જુબાની—જુબાનીમાં દર્શાવેલા વિચાર અમેરિકનોના જાણુવામાં આવ્યા ત્યારે ફ્રાંક્લિન વિરૂદ્ધ થએલી ગેરસમજુત દૂર થઇ—આખરે સ્ટાંપ આકટ રદ થયો—ફ્રાંક્લિને પત્નીને લખેલો પત્ર—હોલન્ડ તરફ મુસાફરી—સ્ટાંપ આકટ રદ થવાથી અમેરિકામાં ફેલાએલી ખુશાલી—સંસ્થાનોપર ઇંગ્લાંડની પાર્લામેન્ટનો હક જાહેર કરવાના કાયદો—સ્ટાંપ કાયદો ફરી પસાર કરાવવાને ચાલેલી

**તજવીજ—પ્રધાનમંડળમાં ફેરફાર—જકાત કાયદો પસાર થયો—એ કાયદાથી પ્રથમ પ્રમાણે અમેરિકામાં અસંતોષ થવાનાં કારણો.**

---

લંડનમાં આવતાં વારજ ફ્રાંકિલનને માલમ પડયું કે સંસ્થાનોના મુખત્યારો સ્ટાંપ આક્ટના વિચારોમાં ગુંથાએલા છે. મુખ્ય પ્રધાન ગ્રેન્વિલ્લ સંસ્થાનોપર કર નાખવાનો નિશ્ચય કરી બેઠો હતો અને સ્ટાંપ આક્ટનો ખરડો પાર્લામેન્ટમાં રજુ કરવાની તૈયારીમાં હતો. ફ્રાંકિલન અને બીજાં સંસ્થાનોના મુખત્યારો સ્ટાંપ આક્ટ પસાર થતો અટકાવવાને શી યોજના કરવી તેનો વિચાર કરવાને દર રોજ મળવા લાગ્યા. આખરે તેમણે એવું ઠરાવ્યું કે મુખ્ય પ્રધાન ગ્રેન્વિલ્લને રૂબરૂમાં મળી આપણી હરકતો જણાવવી. ગ્રેન્વિલ્લે તેમની મુલાકાત લેવા કબુલ કર્યું. અને ૧૭૯૫ ના ફેબ્રુઆરીની બીજી તારીખે પોતાની ઓફીસમાં ફ્રાંકિલન અને બીજા ત્રણ મુખત્યારોની હકીકત સાંભળવા તે બેઠો.

મુખત્યારોની હકીકત ટૂંકી ટચ હતી. તેમને એટલુંજ કહેવાનું હતું કે સંસ્થાનોપર કર નાખવો હોય તો તેમની પાર્લામેન્ટ મારફતે નાખવો જોઇએ. ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં સંસ્થાનો તરફના સભાસદો નથી; સંસ્થાનો પર હાલ કેટલો કર છે અને કેવા પ્રકારનો નવો કર સંસ્થાનો આપી શકશે તે ઇંગ્લાંડની પાર્લામેન્ટ જાણતી નથી માટે ઇગ્લાંડની પાર્લામેન્ટે સંસ્થાનોપર કર નાખવાનો કાયદો પસાર કરવો એ ગેરવાજબી છે.

ગ્રેન્વિલ્લે કહ્યું કે સંસ્થાનોપર કર નાખ્યા વગર છૂટકો નથી. જો સ્ટાંપ આક્ટ થવાથી તમને હરકત હોય તો બીજી કોઇ રીત બતાવો તે પ્રમાણે કર નાખીશું; પણ કર તો ઇંગ્લાંડની પાર્લામેન્ટ નાખશેજ. ફ્રાંકિલને કહ્યું કે ઇંગ્લાંડને જોઇએ તેટલા પૈસા આપવાને અમારી કંઇ હરકત નથી; આગળ કોઈ વખત પૈસા આપવા અમે આનાકાની કરી નથી. છેલ્લી લડાઇ વખતે અમારી કાયદામંડળીઓએ મોટી મોટી રકમો મંજુર કરી સરકારની સેવામાં રજુ કરી હતી; ચાલતા કાયદેસર રિવાજ પ્રમાણે રાજાને જોઇએ તેટલો પૈસો ઉભો કરી આપવા અમારી પેન્સિલ્વેનિયાની મંડળીએ ૧૭૬૪ માં એકમતે ઠરાવ કર્યો છે અને તે ઠરાવની નકલ તમને આપવા મને આપી છે તે આ રહી; એમ કહી ગ્રેન્વિલ્લના હાથમાં તે ઠરાવની નકલ તેણે આપી.

ગ્રેન્વિલ્લે કહ્યું, એ તો ખરૂં પણ દરેક સંસ્થાને કયા પ્રમાણથી કેટલી રકમ આપવી એ તમે નક્કી કરી શકશો ? મુખત્યારોને કહેવું પડયું કે

એ તેમનાથી કહી શકાય નહીં. આ જવાબનો લાભ લઇ ગ્રેન્વિલ્લે કહ્યું કે જ્યારે એમજ છે ત્યારે તો સ્ટાંપ આકટ એવી રીતે અમલમાં આવશે કે તેથી દરેક સંસ્થાનપર તેની લાયકાત પ્રમાણે કર પડશે. માટે તમારે વાંધો લેવો ન જોઇએ. મુખત્યારોએ કહ્યું કે અમારો મુખ્ય વાંધો એ છે કે ઇંગ્લાંડની પાર્લામેન્ટ અમારાથી હજારો ગાઉ દૂર છે. એ પાર્લામેન્ટમાં અમારા તરફથી કોઈ નથી. તેથી જો એ પાર્લામેન્ટ અમારી હકીકત સાંભળ્યા વગર તથા અમારી સ્થિતિ જાણ્યા વગર અમારી ઉપર કર નાંખે તો અમારી સ્વતંત્રતા નામની પણ રહેશે નહીં. જો ઇંગ્લાંડની પાર્લામેન્ટ જ અમારાપર કર નાખવાનો ઠરાવ કરે તો પછી અમારી પોતાની કાયદામંડળીઓની કંઈ જરૂર ન રહેવાથી તે પોતાની મેળેજ બંધ થઇ જવાની. ગ્રેન્વિલ્લે કહ્યું કે તમારી કાયદા મંડળીઓ બંધ કરવાનો સરકારનો હેતું નથી. પાર્લામેન્ટ આગળ સ્ટાંપનો ખરડો રજુ કરવાને મેં વચન આપ્યું છે તેથી હું તો તે રજુ કરીશ. તમારે પાર્લામેન્ટને જે કહેવું હોય તે કહેજો. પણ તમારાં સંસ્થાનો તોફાન ન કરતાં ધીરજથી જે પગલાં ભરવાં હોય તે ભરે એમ તેમને સૂચના કરજો.

મુખત્યારો પોતાને મુકામે પાછા ગયા. ખરડો પાર્લામેન્ટમાં રજુ થયો. અને થોડાં અડવાડિયામાં વધુ મતે મંજુર થયો. આમની સભામાં માત્ર પચાસ મત તેની વિરૂદ્ધ પડયા હતા. ઉમરાવની સભામાં તો એક પણ વિરૂદ્ધ મત નહોતો. રાજાએ પોતાની સહી ઘસડી આપી અને આ પ્રમાણે સ્ટાંપ કાયદો જોતજોતામાં પસાર થઈ ગયો.

એ કાયદાનું કેવું માઠું પરિણામ થશે તે ઇંગ્લાંડમાં કોઈની કલ્પનામાં આવ્યું નહોતું, સ્ટાંપના કરમાંથી દરવરસે એક લાખ પાઉન્ડની ઉપજ થશે એમ અટકળ કરવામાં આવી હતી. આટલી રકમ માટે અમેરિકા લાંબો વાંધો ઉઠાવશે એમ કોઈ અંગ્રેજને લાગ્યું નહોતું.

સ્ટાંપ કાયદો થયા પછી પેન્સિલ્વેનિયા પ્રગણું ખાલસા કરવાની અરજી તરફ લક્ષ આપવાને ફ્રાંક્લિનને વખત મળ્યો. આ અરજીના સંબંધમાં ઠેઠ સુધીની બધી હકીકત ટુંકામાં આ ઠેકાણે કહેવી સવડતા ભરેલું થશે. ફ્રાંક્લિને એ અરજ રજુ કરી અને તેનો અમલ થવાને કાયદામંડળીએ છ વખત પ્રયત્ન કર્યો. પેન ભાઇઓ એ અરજીની સામા કમર બાંધીને થયા. ૧૭૬૫ માં અરજી દાખલ કરી ત્યારથી તે ૧૭૬૬ માંઅમેરિકામાં રાજકિય ઉથલપાથલ શરૂ થઇ ત્યાં સુધીમાં એ અરજીના મહત્વ પ્રમાણે

તેનો વિચાર કરવા જેટલો પ્રધાનમંડળને વખતજ મળ્યો નહોતો. જ્યારે અમેરિકામાં સ્વતંત્રા દાખલ થઈ ત્યારે પેન ભાઈઓએ પોતાની ખુશીથી જાગીર વેચવાની તજવીજ કરવા માંડી. પેન્સિલ્વેનિયા પ્રગણાએ તેમને એક લાખ ચાળીશ હજાર પાઉન્ડ આપ્યા અને ઈંગ્લાંડની સરકારે તેમના કુટુંબના વડાને ૪૦૦૦ પાઉન્ડનું સાલિયાણું બાંધી આપ્યું. આ કિમ્મત તેમને ઘણી ઓછી લાગી તોપણ તેમણે તે કબુલ રાખી અને આ પ્રમાણે પ્રગણાં સાથે તેમનો સંબંધ છૂટયો.

સ્ટાંપ કાયદો પસાર થયાની ખબર અમેરિકા પહોંચતાં ત્યાં જે દેખાવ થઇ રહ્યો હતો તેની ખબરો હવે ઈંગ્લાંડમાં આવવા લાગી. એ કાયદાની સામે લોકોએ કેવો ભારે વાંધો ઉઠાવ્યો હતો તેના દાખલા દરેક વહાણ સાથે આવવા લાગ્યા. ઠેકાણે ઠેકાણે સભાઓ ભરી ઠરાવ કરવામાં આવ્યો કે એ અપ્રિય કાયદો રદ થાય નહીં ત્યાં સુધી ઇંગ્લાંડની બનાવટનો માલ વાપરવો નહીં. સ્ટાંપ કાગળો વેચવાને નોકરો નિમાયા ત્યારે તો લોકો છેકજ ઉસ્કેરાઇ ગયા. પેન્સિલ્વેનિયામાં સ્ટાંપ ખાતાનો ઉપરી જોન હ્યુજીજ નામે ફ્રાંકલિનનો એક મિત્ર નિમાયો હતો. એ ભલો માણસ એકદમ ઘણો અપ્રિય થઈ પડયો. એનું ઘરબાર બાળી નાખી લુંટી લેવાની લોકોએ એને ધમકી આપવાથી રાત દહાડો એને ઘેર પેરો રાખવો પડતો હતો.

સંસ્થાનોમાં સ્ટાંપ ખાતાના ઉપરી નિમતા પહેલાં ગ્રેન્વિલ્લે સંસ્થાનો-ના મુખત્યારોને બોલાવી કહ્યું હતું કે ઇંગ્લાંડથી અધિકારી મોકલવામાં આવે તો ત્યાંના લોકોને ઠીક લાગશે નહીં. માટે અમેરિકામાંથી માણસો નિમી લેવાનો મારો વિચાર છે. કોઈ લાયક માણસ તમારી જાણવામાં હોય તો મને કહો. આ પ્રમાણે ગ્રેન્વિલ્લના કહેવાથી ફ્રાંકલિને પેન્સિલ્વેનિયા માટે જોન હ્યુજીજનું નામ આપ્યું હતું.

આ અકસ્માતનો લાભ લઇ ફ્રાંકલિનના રાજકિય દુશ્મનોએ ફ્રાંકલિન-પર વેર લેવા માંડયું તેઓએ એવી વાત ચલાવી કે ફ્રાંકલિન સ્ટાંપ કાયદો પસંદ કરે છે: તે તેણે પસાર કરાવ્યો છે અને સ્ટાંપ ખાતાના ઉપરીની જગો પોતે લેવાને તે ખટપટ કરેછે. તરતજ કેટલાક અજ્ઞાન લોકો ફ્રાંકિલનપર તુટી પડયા. તેની વિરૂદ્ધ ચોપાનિયાં પ્રગટ થયાં, જાણે સેતાન ફ્રાંકિલનના કાનમાં કંઇ મતલબની વાત કહેતો હોય એવાં પુતળાં બનાવી જાહેર ઠેકાણે મૂકવામાં આવ્યાં; જે ઘરમાં ફ્રાંકિલનની સ્ત્રી રહેતી હતી

તે ઘર તોડી પાડવાને કેટલાક હલકા માણસોએ પ્રયત્ન કર્યો; ગવર્નર ફ્રાંક્લિન ન્યુજર્સેથી ઉતાવળે ફિલાડેલ્ફિયા આવ્યો અને પોતાનાં સગાં વહાલાંને પોતાને ઘેર બર્લિંગટન લઇ ગયો; માત્ર ફ્રાંક્લિનની સ્ત્રી હિમ્મત રાખી ઘરમાં જ રહી. નવ દિવસ સુધી એ બાઇને ધાસ્તીમાં ને ધાસ્તીમાં ઘરમાં પેસી રહેવું પડયું.

નવેમ્બર માસની પહેલી તારીખે સ્ટાંપ કાયદો અમલમાં આવવાનો હતો. એ તારીખ પહેલાં ઇંગ્લાંડમાં ખબર ફેલાઇ રહી હતી કે સંસ્થાનિકો એક અવાજે એ કાયદો અમલમાં નહીં આવવા દેવાને ઠરાવ કરી બેઠા છે. ઇંગ્લાંડની બનાવટનો માલ અમેરિકાથી કાંઈ મંગાવવું નહીં તેથી ઇંગ્લાંડનો વેપાર ભાગી પડવાનો વખત આવી રહ્યો હતો. ઉતાવળે પસાર કરેલા સ્ટાંપ કાકદાની સામે ખુદ ઇંગ્લાંડમાં પણ હિલચાલ થવા લાગી હતી. ગ્રેન્વિલનો અમલ બંધ થઇ તેને ઠેકાણે મારકિવસ ઓફ રોકિંગહામની સરદારી નીચે લિબરલ પક્ષનો અમલ થયો હતો. નવા મુખ્ય પ્રધાનનો સેક્રેટરી એડમન્ડ બર્ક, ડાક્તર ફ્રાંકલિનનો ઘણા વખતનો મિત્ર હતો અને તે અમેરિકા તરફ દિલસોજી ભરેલી લાગણી ધરાવતો હતો.

દેશદાઝવાળા ડાક્તર ફ્રાંક્લિન રાતદિવસ ઇમાનદારીથી અમેરિકા તરફથી લડત ચલાવતો હતો. પાર્લામેન્ટના સભાસદોને તે ઘેર જઇને મળતો, અમેરિકા સંબંધીની તેમને માહિતી આપતો અને તેઓ માગે તે ખુલાસા આપી દાખલા દલીલોથી તેમના ભૂલભરેલા વિચાર ફેરવતો. નવા રાજ્યમંડળમાં બર્કના વિચારનું વજન ઘણું પડતું અને બર્ક તથા ફ્રાંક્લિનના વિચાર એકજ જાતના હતા. બર્ક કહેતો કે અમેરિકા સંબંધી અજ્ઞાનને લીધેજ ગઈ પાર્લામેન્ટે ભૂલ ખાધી છે, તેથી જ્યારે અમેરિકા સંબંધી પૂર્ણ માહિતી મળશે ત્યારે જ ખરો રસ્તો સુઝશે. તે પરથી એવું ઠરાવવામાં આવ્યું કે પાર્લામેન્ટ આગળ અમેરિકા સંબંધી પૂરાવો લેવો. અમેરિકા સાથે હરકોઇ રીતે સંબંધ ધરાવનાર સેંકડો માણસ સાક્ષી આપવા આવ્યા; છ અઠવાડિયાં આ પ્રમાણે પૂરાવો લેવામાં ગયાં; ડાક્તર ફ્રાંક્લિને આ પ્રસંગે આપેલી સાક્ષી સૌથી શ્રેષ્ઠ ગણાય છે. તેને પુછેલા સવાલના જવાબ તેણે એવી સફાઇથી અને બેધડક રીતે આપ્યા કે સ્ટાંપ કાયદાની તરફેણના સભાસદોમાંથી પણ ઘણાના વિચાર તેના સાક્ષી સાંભળી ફરી ગયા. લિબરલ પક્ષમાં ફ્રાંક્લિનના મિત્ર ઘણા હતા અને તેઓ તેના વિચાર જાણતા હતા તેથી તેને એવા સૂચક સવાલ પુછતા

હતા કે તેનો જવાબ સ્ટાંપ કાયદાની વિરૂદ્ધમાંજ આવે. એથી ઉલટું સામા પક્ષવાળા સ્ટાંપ કાયદાની તરફેણમાં જવાબ આવે એવા સવાલ પુછતા હતા. એક પક્ષના સવાલનો ઉદ્દેશ તેને પોતાના વિચાર જણાવવાની તક આપવાનો હતો; બીજા પક્ષના સવાલનો ઉદ્દેશ તેને ગભરાવી તથા ભુલાવામાં નાખી તેની પાસે પોતાના મતને ટેકો આપે એવી હકીકત કઢાવી લેવાનો હતો. બધા સવાલના જવાબ ફ્રાંકલિને ખબરદારીથી કોઇ પણ રીતે બંધાયા વગર આપ્યા.

ફ્રાંકલિનની જુબાની લેતી વખતે તેને પુછેલા સવાલના જવાબમાં તેણે જણાવ્યું કે અમેરિકન લોકોને પોતાના દેશમાં ઘણા કર આપવા પડે છે; એથી વધારે કર તેમનાથી હાલ આપી શકાશે નહીં; એમ છતાં કરની જરૂર હોય તો તેમની કાયદા મંડળીઓ મારફતે નાખેલા કર તેઓ ખુશીથી આપશે; પણ ઈંગ્લાંડની પાર્લામેન્ટે નાખેલો કર કોઈ દહાડો તેઓ આપશે નહીં; લશ્કરની મદદથી જબરદસ્તી કરવામાં આવ્યા વગર સ્ટાંપનો અમલ થવાનો નથી; સ્ટાંપનો દર કમી કરવામાં આવે તો પણ તેથી ખુશીથી તેનો અમલ કરશે નહીં; સ્ટાંટ કાયદાને બદલે બીજો કાયદો કરવામાં આવે તો તેને પણ તેઓ માનશે નહીં; અમુક જાતના કરને માટે તેમનો વાંધો નથી; તેમનો વાંધો તો એ છે કે તેમનાપર ઈંગ્લાંડને પાર્લામેન્ટથી કર નંખાયજ નહીં; અને તેથી તેમની લડત પાર્લામેન્ટ કર નાખે તે ધોરણ વિરૂદ્ધ છે; ઈંગ્લાંડ, ઈંગ્લાંડની પાર્લામેન્ટ, અને ઈંગ્લાંડની બનાવટનો માલ એ બધાં તરફ અમેરિકનો માનભરેલી લાગણીથી જોતા હતા; પણ સ્ટાંપ કાયદો થયા પછી તેમના તરફ તેઓ તુચ્છકારથી જુએ છે; અમેરિકા ફળદ્રુપ દેશ છે; પોતાના દેશની બનાવટનો માલ તૈયાર થતાં વાર લાગશે તોપણ અમેરિકનો ઈંગ્લાંડનો માલ ખરીદશે નહીં; અને પોતાના દેશમાં કપડાં તૈયાર થાય ત્યાં સુધી પોતાના જુનાં લુગડાં પહેરીને સંતોષ માનશે; પોતાનાં લેણાં રદ થવા દેશે પણ સ્ટાંપનો ઉપયોગ કોઇ કરશે નહીં; લશ્કરથી જબરદસ્તી કરવામાં આવશે તોપણ અમેરિકનો પોતાની તાકાદ રહેશે ત્યાં સુધી સામા થશે; હથિયાર લઇ લડે એવા હજારો લોકો અમેરિકામાં છે; ઈંગ્લાંડની પાર્લામેન્ટે અમેરિકામાં પોષ્ટ ઓફીસો દાખલ કરી છે ખરી, પણ પોસ્ટ ઓફીસ મારફતે કાગળ મોકલનાર જે કર આપે છે તે કાગળ પહોંચાડવાની મહેનતના બદલા તરીકે આપેછે; એ કરને સ્ટાંપ કરની સાથે સરખાવો

વાજબી નથી; સ્ટાંપ કર તો બિચારા ગરીબ લોકોપર આખરે પડવાનો; કારણ કે દેવાદારનો મોટો ભાગ ગરીબ વર્ગમાંનો હોય છે ને તેમને વ્યાજ આપવું પડે છે. તે ઉપરાંત સ્ટાંપ ખર્ચ આપવું પડશે તેથી વ્યાજની રકમ ઘણી ભારે આપવી પડે એવું પરિણામ આવશે; સ્ટાંપ આકટ રદ થાય તો પણ અમેરિકાપર કર નાખવાનો અધિકાર અમેરિકનો કબુલ રાખશે નહીં.

ફ્રાંક્લિનની જુબાનીમાં કોઇથી ખોડ કઢાય એમ નહોતું; પોતાના દેશની વકીલાત આવી સારી રીતે કરે એવા માણસને ટોરી પક્ષવાળા પણ દોષ દઈ શક્યા નહીં. બર્ક કહેતો કે એની જુબાની લેતી વખતનો દેખાવ જાણે શિક્ષકની પરીક્ષા શિષ્યોનું ટોળું લેતું હોય એવો હતો. ડાકતર ફોધરગિલે ફિલાડેલ્ફિયામાં એક મિત્રને લખ્યું કે "દરેક સવાલનો જવાબ તેણે એવી સ્પષ્ટતાથી અને સંતોષકારક રીતે આપ્યો છે અને એ બાબત-પર પોતાના વિચાર એવી સરળ અને દ્રઢ રીતે જણાવ્યા છે કે તેથી તેને ઘણુંજ માન મળ્યું છે અને અમેરિકાના હકમાં ઘણો ફાયદો થયો છે."

ફ્રાંક્લિનની જુબાનીની હકીકત થોડા વખતમાં અમેરિકાના વર્તમાન-પત્રોમાં પ્રસિદ્ધ થઇ અને લોકોના વાંચવામાં આવી ત્યારે તેના વિષેની ગેરસમજુત દૂર થઇ અને તેનું નામ સૌને પ્રિય થઇ પડ્યું. થોડા વખત પછી સ્ટાંપ કાયદો રદ કરવાની દરખાસ્ત પાર્લામેન્ટમાં રજુ થઈ અને ભારે તકરાર ચાલ્યા પછી મંજુર થઈ. ગ્રેન્વિલે પોતાની રોજનીશીમાં એ સંબંધમાં લખ્યું છે કે "શુક્રવાર ૨૧ મી ફેબ્રુઆરી ૧૭૬૬ ને રોજ મી. કાનવેએ સ્ટાંપ કાયદો રદ કરવાની દરખાસ્ત કરી અને મી. ગ્રે. કુપરે તેને ટેકો આપ્યો. સભા સવારના ચાર વાગ્યા સુધી બેઠી. ૧૦૮ જણના વધુ મતે સ્ટાંપ કાયદો રદ કરવાની દરખાસ્ત મંજુર થઈ."

સ્ટાંપ કાયદો રદ થવાથી ફ્રાંક્લિનના મનમાં હર્ષ માતો નહોતો. તરત જ પોતાના મિત્રોને પત્રો લખી એ ખુશ ખબર તેણે જણાવી. પોતાની પત્નિને તેણે લખ્યું કે "સ્ટાંપ કાયદો રદ થયો છે તેથી હું તમને અહીંની બનાવટનો નવો ચણીઓ મોકલું છું. બન્ને દેશ વચ્ચે વેપાર તદ્દન બંધ થઇ જાય તોપણ આપણા ઘરની બનાવટનાં કપડાં મેં આગળ પેહેરેલાં હતાં તેથી મારી ખાત્રી હતી કે વગર અડચણે આપણે ઘેર કપડાં તૈયાર થઇ શકશે. આ વાત મેં પાર્લામેન્ટને જણાવી હતી અને કહ્યું હતું કે અમેરિકનોનાં હાલના કપડાં ફાટી જશે ત્યારે પોતાને હાથે નવાં

બનાવીને તેઓ કામ ચલાવશે, પણ સ્ટાંપ કાયદો રદ થશે નહીં ત્યાંસુધી ઇંગ્લાંડથી મંગાવશે નહીં.”

હવે ઘેર પાછા આવવા ફ્રાંકલિને કાયદામંડળી પાસે રજા માગી અને તેમના તરફથી જવાબ આવે તે દરમ્યાન હૉલન્ડ અને હાનોવર તરફ મુસાફરી કરવા તે નીકળી પડયો. ઘેર પાછા આવવાની પરવાનગી આપવાને બદલે કાયદામંડળીએ એક વરસ વધારે તેને મુખત્યાર નિમી ઇંગ્લાંડ રહેવાને વિનંતિ કરી.

સ્ટાંપ કાયદો રદ થયાની ખબર અમેરિકા આવી પહોંચી ત્યારે ત્યાં લોકો હર્ષઘેલા થઇ ગયા. બોસ્ટનમાં તો આવા આનંદને વખતે કોઇ પણ માણસ દુઃખી ન રહે એટલા માટે દિવાની કેદીઓને પણ છોડી મૂકવામાં આવ્યા. જે વહાણમાં આ ખુશ ખબર આવી તે વહાણના નાખુદા અને ખલાસીઓને ફિલાડેલ્ફિયાના લોકોએ સિરપાવ આપ્યો રાત્રે શહેરમાં રોશની કરવામાં આવી અને આખી રાત અને દિવસ પીઠામાં જેને પીવો હોય તેને પીવાય તેટલો દારૂ મફત આપવામાં આવ્યો. બીજે દિવસે ગવર્નર પેને ત્રણશે ગૃહસ્થોને મેજબાની આપી. ત્યાં બધાએ માનભેર દાક્તર ફ્રાંકલિનની તંદુરસ્તી ચાહી અને રાજાની આવતી જન્મગાંઠથી ઇંગ્લાંડમાં બનેલાં કપડાં પહેરી, જુનાં દેશી કપડાં ગરીબોને આપી દેવાનો ઠરાવ કર્યો.

પણ આ હર્ષ ઝાઝો વખત ટક્યો નહીં. આણીગમ ઇંગ્લાંડમાં સ્ટાંપ કાયદો રદ થવાથી જૂદીજ અસર થઇ હતી. એ કાયદો રદ કરવાની તજવીજ ચાલતી હતી ત્યારથી જ જણાયું હતું કે ત્રીજા જ્યોર્જ રાજાને એ વાત પસંદ નહોતી. રાજા અને તેના મળતીઆને ખુશી રાખવા પ્રધાનમંડળે જણાવ્યું હતું કે સ્ટાંપ કાયદો રદ કરવામાં આવશે પણ તે પહેલાં એક બીજો કાયદો પસાર કરી સંસ્થાનોપર ઇંગ્લાંડની પાર્લામેન્ટની નિરંકુશ સત્તા છે એમ જાહેર કરવામાં આવશે. આ પ્રમાણે હક જાહેર કરવાનો ખરડો રજુ કરી સંસ્થાનો પર ઇંગ્લાંડની પાર્લામેન્ટની નિરંકુશ સત્તા છે એમ હક જાહેર કરવાનો કાયદો પ્રધાનમંડળે પસાર કરાવ્યો. તોપણ સ્ટાંપ કાયદો રદ કરવાની વાત રાજાને અણગમતી રહી. ન ચાલ્યે તેણે પોતાની સંમતિ તો આપી હતી પણ તેનું અંતઃકરણ દુભાયા કરતું હતું. એ સમયમાં પાર્લામેન્ટના સભાસદોને રૂશ્વત આપી પોતાના મળતીઆ કરી લેવાને રાજા પાસે ઘણાં

ળાધન હતાં. ઘણા સભાસદો રાજા તરફથી પેન્શન ખાતા અને તેમની સંખ્યામાં દિન પ્રતિ દિન વધારો થયો હતો. ગ્રેન્વિલ અને તેના પક્ષના સભાસદોનો મત તો રાજાના જેવોજ હતો. જેમને પૈસા ખપતા નહીં તેમને માન, હુદ્દા વગેરે આપવામાં આવતાં હતાં. સ્ટાંપ કાયદો રદ થયા પછી ચાર માસમાં તો રાજાનો પક્ષ એટલો જબરો થયો કે રૅાકિંગહામના પ્રધાનમંડળને રાજીનામું આપવું પડયું. જેમ પ્રથમ સ્ટાંપ કાયદો અપ્રિય થઇ પડયો હતો તેમ હવે નવા પ્રધાનમંડળમાં એ કાયદાનું રદ થવું અપ્રિય થઇ પડયું.

નવા પ્રધાનમંડળમાં ખજાનચીનો હુદ્દો ચાર્લ્સ ટાઉન્સેન્ડને મળ્યો. એ માણસ ચાલતી વહેલમાં બેસી જાય એવો હતો. ૧૭૬૫ માં સ્ટાંપ કાયદો પસાર કરવાની તરફેણમાં તે હતો. અને ૧૭૬૬ માં સમય પ્રમાણે પોતાના વિચાર બદલી એ કાયદો રદ કરવાની તરફેણમાં પણ થયો. હવે ૧૭૬૭ માં અમેરિકાપર સ્ટાંપ કાયદા જેવો બીજો કંઇ કર નાખવાની યોજના તેણે કરવા માંડી. સમય વર્તિને સૌને ખુશી રાખવા એ તેનો ઉદ્દેશ હતો કાગળ રંગ, કાચ અને ચહાપર જકાત નાખી વર્ષ દહાડે ૪૦ હજાર પાઉન્ડની ઉપજ થાય એવો એક ખરડો તેણે તૈયાર કર્યો. આ ખરડો ઇંગ્લાંડ અને અમેરિકા બન્ને દેશમાં ગમતો કરવાને તેણે એવી દલીલ બતાવી કે અમેરિકન લોકોએ સ્ટાંપ કાયદાના સંબંધમાં એવો વાંધો ઉઠાવ્યો હતો કે ઇગ્લાંડની પાર્લામેન્ટને અમેરિકાની અંદર કર નાખવાનો અધિકાર નથી; આ નવા કરનો અમલ અમેરિકા બહાર થવાનો છે; અને વળી એ કર બહારથી આવતા માલપર પડવાનો છે; એટલે તેની સામે વાંધો લેવાને કારણ રહેતું નથી. પાર્લામેન્ટમાં રાજાનો પક્ષ સબળ થયેલો હોવાથી આ નવો ખરડો સહેલાઇથી મંજુર થઇ ગયો.

જે ધોરણ સામે અમેરિકાનો વાંધો હતો તે ધોરણનો સવાલ આ નવા કરથી સ્વભાવિક રીતે ફરીથી ઉત્પન્ન થયો, કારણ કે આ કર પણ ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં અમેરિકાના પ્રતિનિધિ ન છતાં એ પાર્લામેન્ટે અમેરિકાપર નાખ્યો અને એ કરનો બોજો જકાતવાળો માલ વાપરનાર અમેરિકનોપરજ પડવાનો હતો. તેટલા માટે આ કરનો કાયદો મંજુર થયાની ખબર અમેરિકામાં પહોંચી કે તરતજ સ્ટાંપ કાયદાની પેઠે તેની સામે થવાને પણ ત્યાંના લોકોએ નિશ્ચય કર્યો.

---

# પ્રકરણ ૨૨ મું.

—(૦)—

## ઇંગ્લાંડમાં રહી કરેલી દેશસેવા.

૧૭૬૭ થી ૧૭૭૩ સુધી.

---

ફ્રાંન્સની મુસાફરી—સંસ્થાનિકો જકાત કાયદાની સામે થયા—બેદિલી થવાનાં કારણ ફ્રાંક્લિને લખી જણાવ્યાં—"ખેડુત" ના પત્ર—વર્તમાનપત્રોમાં લખાણ—પ્રધાનમંડળમાં ફેરફાર—લોર્ડ હિલ્સબરો—ફ્રાંક્લિનને ઇંગ્લાંડમાં જગો આપવા ચાલેલી તજવીજ—અમેરિકા જવાની તેની પ્રન્તેજારી—જ્યોર્જીઆ, ન્યુજર્સે અને મસાચ્યુસેટ સંસ્થાનોએ ફ્રાંક્લિનને પોતાનો મુખત્યાર નિમ્યો—ફ્રાંક્લિનની પૈસા સંબંધી સ્થિતિ—આર્થર લી—પ્રધાનમંડળનો બળાપો—દઢ રહેવાને ફ્રાંક્લિને સંસ્થાનિકોને આપેલી સલાહ—ફિલાડેલ્ફિયાના વેપારીઓને લખેલો પત્ર—મી. સ્ટ્રેહનને આપેલો જવાબ—ચહા સિવાય બીજી ચીજોપરની જકાત પાર્લામેન્ટે કાઢી નાંખી—અમેરિકનો વધારે જોસમાં આવ્યા—ફ્રાંક્લિનને પ્રધાનમંડળે આપેલી ધમકી—ફ્રાંક્લિનની દ્રઢતા—હિલસબરોની મુલાકાત—એલીગેની પર્વતની પશ્ચિમે સંસ્થાનો સ્થાપવાને ફ્રાંક્લિનની યોજના—હિલસબરોનું રાજીનામું—લોર્ડ ડાર્ટમથ—મસાચ્યુસેટની અરજીઓ સાથે તેની મુલાકાત—મોટું રાજ્ય નાનું કરવાના નિયમ—પ્રશિયાના રાજાનો ઢંઢેરો—આ લખાણોની અસર.

---

સ્ટાંપ કાયદો રદ થયા પછી થએલી શાન્તિનો લાભ લઇ ફ્રાંક્લિન યુરોપની મુસાફરીએ નીકળ્યો હતો એમ આગલા પ્રકરણમાં કહેવામાં આવ્યું છે. મુસાફરીમાં સર જોન પ્રિંગલે નામનો રાણીનો શસ્ત્રવૈદ્ય અને ફ્રાંક્લિનનો ખાસ મિત્ર, તેનો સોબતી હતો. લંડનમાં ફ્રાન્સના એલચી તરફથી ફ્રાન્સના પ્રખ્યાત પુરૂષોપર ઓળખાણના કાગળ ફ્રાંક્લિને લીધા હતા. ૧૭૬૭ ના સપ્ટેમ્બર માસમાં તેઓ પારિસ આવ્યા. વિદ્યુત સંબંધી કરેલી શોધોથી ફ્રાંક્લિનનું નામ ફ્રાન્સના વિદ્વાનોમાં ક્યારનુંએ જાણીતું થઇ ગયું હતું તે જ્યાં ગયો ત્યાં તેનો સારી રીતે આદર સત્કાર થયો. ફ્રાન્સના રાજા અને તેના કુટુંબીઓ સાથે તેની મુલાકાત કરાવવામાં આવી ફ્રાન્સના રાજકિય પુરૂષો સાથે તેને ઓળખાણ થયું; અને એક-

ફરમાં આ મુસાફરીથી તેને ફ્રાન્સ સંબંધી ઘણી માહિતી મળી અને તેના મિત્રમંડળમાં ઘણો વધારો થયો.

ફ્રાંકિલન એક માસ પછી લંડન પાછો આવ્યો ત્યારે તેને ખબર પડી કે મી. ટાઉન્ડસેન્ડના જકાત કાયદાથી અમેરિકામાં પાછો ખળભળાટ થઇ રહ્યો છે. જકાતની ઉપજમાંથી ગવર્નરો, ન્યાયાધિશો અને બીજા અમલદારોના પગાર આપવાનો સરકારનો વિચાર હતો. આ પ્રમાણે થાય તો એ બધા અમલદાર સરકારના તાબેદાર થાય અને સંસ્થાનોની કાયદામંડળી ની દરકાર રાખે નહીં; વળી આ જકાત કાયદો, ઘોરણમાં રદ કરેલાં સ્ટાંપ કાયદાના જેવોજ હતો. સબબ તેની સામે થવાને સંસ્થાનિકોએ પ્રથમની પેઠે ઠરાવ કર્યો. ઈંગ્લાંડની બનાવટનો માલ નહી વાપરવાનો અને પરદેશથી આવતો તમામ પ્રકારનો માલ પોતાના દેશમાં તૈયાર કરવાનો બોસ્ટનના લોકો ફરીથી ઠરાવ કર્યો. આ વાત સાંભળીને ઇંગ્લાંડમાં પ્રધાનમંડળને ઘણો ગુસ્સો લાગ્યો અને તેઓ કહેવા લાગ્યા કે અમેરિકનો જાણીબુજીને પાર્લામેન્ટનું અપમાન કરે છે અને બળવો ઉઠાવે છે સંસ્થાનિકોના કેટલાક મિત્રોને પણ એમ લાગ્યુ કે સામા થવાનો હજી વખત આવ્યો નથી. બોસ્ટનના લોકોએ કરેલું કામ સામાન્ય રીતે સર્વ પક્ષવાળાએ નિંદી કાઢ્યું. તોફાન નરમ પાડવાને અને અમેરિકનો સામે થવાનાં ખરાં કારણ બતાવવાને, ફ્રાંકિલને "અમેરિકામાં બેદિલી થવાનાં ૧૭૬૮ પહેલાંનાં કારણો" એ નામનો એક વિષય લખ્યો અને તે લંડન ક્રોનિકલ નામના પત્રમાં છપાવ્યો. અધિપતિએ ફ્રાંકિલનના લખાણમાં એટલો બધો ફેરફાર કર્યો હતો કે ફ્રાંકિલનના કહેવા પ્રમાણે તેના દાંત અને નખ જવાથી કરડવાની કે ઉઝરડા કરવાની તેનામાં સત્તા રહી નહોતી, તોપણ આ લખાણ પ્રસંગને અનુસરીને એવો મધ્યમસર રસ્તો પકડી લખવામાં આવ્યું હતું કે પ્રતિપક્ષીઓપર પણ તેથી અસર થયા વગર રહે નહીં; વળી તેમાં સંસ્થાનોમાં અસંતોષ પેદા થવાનાં કારણો શરૂઆતથી તે વખત સુધી એવા આબેહુબ રીતે વર્ણવ્યાં હતાં કે બધી હકીકત વાંચનારના મન આગળ રમી રહે. બોસ્ટનના લોકોએ કરેલો ઠરાવ, ઇંગ્લાંડની સરકારે ભરેલાં ગેરવાજબી પગલાંનું સ્વાભાવિક પરિણામ છે એ વાત પણ આ લખાણમાં ફ્રાંકિલને સાબીત કરી આપી. બોસ્ટનનો દાખલો બીજા શહેરોએ લઈ તેજ પ્રમાણે ઠરાવ કર્યો અને થોડા વખતમાં બધાં સંસ્થાનોએ ઇંગ્લાંડનો માલ નહીં વાપરવાને દૃઢ નિશ્ચય કર્યો.

આ અરસામાં એક પત્રમાં ફ્રાંક્લિન લખેછે કે " અમેરિકામાં મારી થોડી ઘણી મિલકત છે. એક શિલિંગ નહીં આપવાનો મારો હક જાળવવાને મારા દરેક પાઉન્ડમાંથી બાકીના ૧૯ શિલિંગ હું ખુશીથી ખર્ચ કરીશ; એમ છતાં પણ મારો હક જળવાશે નહીં તો હું આનંદભેર મારા કુટુંબ કબીલાં સાથે અમેરિકાના અપાર અરણ્યમાં જઇ રહીશ. એ અરણ્યોમાં બંધુક ઝાલી શકે તથા માછલાં પકડી શકે એવા દરેક માણસને સ્વતંત્રતા અને ખોરાક મળી શકે એવું છે. "

નવા જકાત કર સામે અમેરિકનોની લાગણીઓનો ચિતાર આપે એવા કેટલાક પત્રો અમેરિકન વર્તમાનપત્રોમાં " ખેડુત " ની સહીથી પ્રસિદ્ધ થયા હતા. આ પત્રોની નકલ ફ્રાંક્લિનને ૧૭૬૮ ની શરૂઆતમાં મળી. એ પત્રોનો લખનાર ફ્રાંક્લિનનો પ્રતિપક્ષિ ફિલાડેલ્ફિયાનો જોન ડિકિન્સન હતો. સામાન્ય દુઃખને વખતે અંદર અંદરના કજીઆ ભુલી જઇ ફ્રાંક્લિને આ પત્રો ઇંગ્લાંડમાં છપાવ્યા અને એક મોટી પ્રસ્તાવના લખી તેમની ભારે પ્રસંશા કરી. એ પત્રો ઇંગ્લાંડમાં એટલી પ્રસિદ્ધિ પામ્યા કે થોડા વખતમાં તેનું ફ્રેન્ચ ભાષાન્તર કરી પારિસમાં કોઇએ તે છપાવ્યા. અમેરિકન વિષયોપર વર્તમાનપત્રોમાં કઇને કંઇ ફ્રાંક્લિન હમેશ લખતો, અને પોતાનું ખરૂં નામ બહાર ન પાડતાં " એટીકસ " " પેસિફિકસ " " સેકન્ડસ " " એમિકસ " વગેરે નામ ધારણ કરી તે સહી કરતો. આ બધાં લખાણ, માહિતી, વિગત અને સમજથી ભરપૂર છે, અને તેમાં અમેરિકનોનો બચાવ ઘણી ઉત્તમ અને અસરકારક રીતે કરેલો છે.

૧૭૬૮ ની શરૂઆતમાં પ્રધાનમંડળમાં ફેરફાર થયો. અમેરિકા સંબંધીનું કામકાજ અત્યાર સુધી લોર્ડ શેલબર્નના હાથમાં હતું તે હવેથી અમેરિકાનું જૂદું ખાતું કાઢી લોર્ડ હિલ્બરોને આપવામાં આવ્યું. લોર્ડ હિલ્બરો અમેરિકાનો સેક્રેટરી ઓફ સ્ટેટ અને બોર્ડ ઓફ ટ્રેડનો પ્રમુખ એ પ્રમાણે બે હુદ્દાપર હતો. આ હુદ્દાઓની રૂઇએ તેની સત્તા એટલી બધી હતી કે અમેરિકાનું સારૂં નરસું કરવું તેના હાથમાં હતું. એ માણસ પ્રમાણિક અને સારા ઉદ્દેશનો હતો પણ તેને પોતાના મતને માટે એટલો ફાંકો હતો કે હઠ કરીને પોતાનું ધારેલું તે કરતો. સંસ્થાનો તરફ એ વિરૂદ્ધ લાગણી ધરાવતો હોય એમ હજી જણાયું નહોતું તો પણ તેની નિમણુંકથી અમેરિકાનું ભલું થાય એમ સંસ્થાનિકોના મુખત્યારોને લાગ્યું નહીં, શરૂઆતમાં લોર્ડ હિલ્બરો મુખત્યારો તરફ વિવેકથી

વર્તતો અને તેમની હકીકત ધ્યાન દઇને સાંભળતો. ડાકતર ફ્રાંકલિન પર તેની ખાસ મહેરબાની હતી; તેની સાથે અમેરિકન વિષયોપર તે ઘણીવાર વાતો કરતો અને કહેતો કે તમારા વિચારો મને ઘણા વજનદાર લાગે છે. આ પરથી એવી ગપ ચાલી કે લોર્ડ હિલ્સબરો પોતાના ખાતામાં ફ્રાંકલિનને એક હુદ્દાની જગો આપનાર છે. આ સંબંધમાં એક પત્રમાં ફ્રાંકલિને લખ્યું છે કે "લોર્ડ હિલ્સબરોના હાથ નીચે મને ઉપમંત્રી નિમવાને હિલચાલ થાય છે એમ હું સાંભળું છું પણ આ વાત સંભવિત નથી, કારણ કે પ્રધાનમંડળ જાણે છે કે મારામાં અમેરિકન ગુણો ઘણા છે." પણ એ વાત તો ખરી છે કે ડ્યુક ઓફ ગ્રેફ્ટનની સૂચનાથી અમેરિકાના પોષ્ટમાસ્તરની જગોને બદલે ફ્રાંકલિનને ઇંગ્લાંડમાં કંઇ સારી જગો આપવા હિલચાલ થઇ હતી, અને તે બાબત ફ્રાંકલિનનો વિચાર પણ પૂછવામાં આવ્યો હતો. પણ તે લેવાને તેણે ના પાડી. પોતાના પુત્રને લખેલા એક પત્રમાં ફ્રાંકલિન લખે છે કે "ઘેર આવી આરામ લેવાને મને એટલું મન થાય છે કે આ (જગો આપવાનું) કામ પડી ભાગે અને મારી જૂની જગો સાથે મને ઘેર બેસવા દે તો હું ખુશી છું. અમેરિકાના કામકાજમાં હું ઇન્તેજારી બતાવું છું તેથી ગુસ્સે થઇ હાલ છે તે જગો પણ લઇ લે તો તેથી પણ હું દિલગીર થવાનો નથી..............હું વૃદ્ધ થયો છું અને હવે મને લોભવૃત્તિ રહી નથી. અહીં રહેવાથી મારા દેશની સેવા હું વધારે કરી શકીશ એવી આશાએ હું પડી રહ્યો છું; નહીં તો એક પળના વિલંબ વગર ઘેર આવી નિશ્ચિંત બેસું."

ફ્રાંકલિનને જગો આપવાની ભાંજગડનું કંઇ પરિણામ આવ્યું નહીં. એની બુદ્ધિ, એનું જ્ઞાન અને વજન એટલું હતું કે જો કે એને મેળવી લેવાય તો એ ઘણો ઉપયોગી થઇ પડે એમ પ્રધાનમંડળ જાણતું હતું, તોપણ એની ઇમાનદારી એવી હતી કે એને ફોડવાની આશા રાખવી એ ફોગટ છે એમ સમજી એ વાત પ્રધાનમંડળે પડતી મૂકી. ફ્રાંકલિનને જગો આપવાની અફવા અમેરિકા પહોંચી ત્યારે પેન્સિલ્વેનિયામાં તેના રાજકિય દુશ્મનોએ એનું વજન ઓછું કરવાની પાછી તજવીજ ચલાવવા માંડી. તેઓએ એવી વાત ચલાવી કે ફ્રાંકલિન દેશને વિશ્વાસઘાત કરી પ્રધાનમંડળ સાથે મળી જઇ જગો લેવાની ખટપટ કરે છે. પણ આ જુઠી વાતથી કંઇ મહત્વની અસર થઇ નહીં, અને એ વાત જુઠી છે એમ પણ સૌને થોડા વખતમાં સહજ જણાયું.

ઈંગ્લાંડના લોકોની અમેરિકાના સંબંધમાં આંખો ઉઘાડવાને ફ્રાંક્લિને કરેલી મહેનતનું દેખીતું પરિણામ કંઈ આવ્યું નહીં. ૧૭૬૮ માં આખું ઈંગ્લાંડ 'વિલ્કસ અને સ્વતંત્રતા'ના સવાલમાં ગરક થઇ ગયું હતું. આ વખતે અમેરિકા જેવા દૂર દેશની હકીકત કોઇ સાંભળે એ સંભવિત નહોતું તોપણ ફ્રાંક્લિનના દેશીઓ તેની મહેનતની બુજ જાણતા હતા અને તેમની ખાત્રી હતી કે આખરે તેની મહેનતનું પરિણામ સારૂંજ આવશે. આ વરસની વસંતઋતુમાં તે નિરાશ થઇ અમેરિકા પાછા જવાની તૈયારી કરતો હતો એવામાં તેને ખબર મળી કે જ્યોર્જીઆ સંસ્થાને તેને લંડનમાં પોતાના મુખત્યાર તરિકે નિમ્યો છે. એ સંસ્થાનમાં તે કોઇને ઓળખતો નહોતો, એમ છતાં તેને એ સંસ્થાને મુખત્યાર નિમ્યો તેથી તેને લાગ્યું કે કદાચ હું કામ લાગું એવું કંઇ અગત્યનું તેમનું કામ હશે, તેથી ઘેર જવાનો વિચાર માંડી વાળી થોડો વખત રહેવાનો તેણે ઠરાવ કર્યો. બીજે વર્ષે ન્યુજર્સી પ્રગણાએ તેને મુખત્યાર નિમ્યો અને તે પછીના વર્ષમાં મસાચ્યુસેટ પ્રગણાએ પણ નિમ્યો. આ નિમણુંકો થવાથી તથા ઇંગ્લાંડમાંજ રહેવાને તથા અમેરિકન મિત્રો તરફથી ઘણો આગ્રહ થવાથી લંડનમાં તેને રહેવું પડયું. દસ વર્ષ પર્યંત દર વર્ષે તે ઘેર જવાની તૈયારી કરતો અને દર વર્ષે પોતાનો વિચાર માંડીવાળી તેને રહેવું પડતું.

ફ્રાંક્લિનની નવી નિમણુંકોથી તેની પૈસા સંબંધી સ્થિતિ સુધરી. પેન્સિલ્વેનિયા તરફથી તેને દર વર્ષે ; ૫૦૦ પાઉન્ડ મળતા, મસાચ્યુસેટ તરફથી ૪૦૦ પાઉન્ડ, જ્યોર્જીઆ તરફથી ૨૦૦ પાઉન્ડ અને ન્યુજર્સી તરફથી ૧૦૦ પાઉન્ડ મળતા. મસાચ્યુસેટમાં ફ્રાંક્લિનની ચુંટણી સામે કેટલાક જણ થયા હતા. એના સામે એવો વાંધો બતાવવામાં આવ્યો હતો કે એના વિચાર ઘણા નરમ છે. આ પ્રમાણે અભિપ્રાય થવાનું કારણ એ હતું કે જો કે ફ્રાંક્લિન ઇંગ્લાંડના લોકોની આગળ અમેરિકાની લડત સખત રીતે ચલાવતો હતો તોપણ પોતાના દેશીઓને તે વખતો વખત નરમાશ અને સહનશીલતા રાખવાને શિખામણ આપતો હતો. વળી જાગીરદારના પક્ષવાળા પણ ફ્રાંક્લિનનું વજન ઓછું કરવાને તેના વિષે ગમે તેવી અફવાઓ ચલાવી ખટપટ કરતા હતા. આમ છતાં પણ મસાચ્યુસેટમાં વધુ મત ફ્રાંક્લિનને મળ્યા અને તે મુખત્યાર તરિકે નિમાયો. તે અમેરિકા પાછો આવે તો તેની ગેરહાજરીમાં આર્થર લી નામના એક બીજા માણસની નિમણુંક તેની સાથેજ કરવામાં આવી હતી.

ફ્રાંકિલનને મળેલાં નવાં માનથી પ્રધાનમંડળ ઘણું બળી ઉઠ્યું; પ્રધાન-મંડળમાં સુજ્ઞ પુરૂષ રહ્યા નહોતા. રાજાના ખુશામતિયાનું ચલણ થયું હતું. ત્રીજો જ્યોર્જ પોતે ઓછી અકલવાળો હોવાથી અકલવાળા પ્રધાન તેને ગમતા નહીં. પહેલા અને બીજા વર્ગના રાજનીતિ નિપુણ પુરૂષો રાજાથી કંટાળીને રાજ્યવહિવટથી દૂર રહેવાનું પસંદ કરતા હતા. માત્ર ત્રીજા વર્ગના માણસો પ્રધાનમંડળમાં મોટા મોટા હુદ્દાપર આવી ગયા હતા. આ પ્રમાણે હોવાથી અમેરિકાની ફરિયાદ સાંભળ્યા વગર આંખો મીચીને પ્રધાનમંડળ ચાલે એમાં કંઇ આશ્ચર્ય જેવું નહોતું.

જ્યારે ફ્રાંક્લિનની ખાત્રી થઇ કે પ્રધાનમંડળ અમેરિકાની ફરિયાદ સાંભળવાનું નથી ત્યારે તેણે પોતાના અમેરિકન મિત્રોને લખ્યું કે અંગ્રેજી માલ નહીં મંગાવવાને અને નહીં વાપરવાને તમે કરેલા ઠરાવનો અમલ સારી પેઠે કરજો; પ્રધાનમંડળ એવી હઠ લઇને બેઠું છે કે તેમણે કરેલો કાયદો ગમે તેટલો ભૂલભરેલો હોય તોપણ તેનો અમલ થવો જોઇએ; રાજાની કોઈ પણ રૈયત પાર્લામેન્ટે કરેલા કાયદાની સામા થાય એ પાર્લામેન્ટને અપમાન છે અને તેથી પરિણામનો વિચાર કર્યા વગર જબર-જસ્તીથી પણ કાયદાનો અમલ કરાવવો જોઇએ. પ્રધાનમંડળનો આવો વિચાર હોવાથી ફ્રાંકિલન જેવા સહનશીલતાવાળા માણસને પણ સમાધાનની કંઇ આશા રહી નહીં. અરજીઓ કરીકરીને તે થાકી ગયો હતો. કોઇ પણ રીતે દાદ નહીં મળવાથી આખરે કંટાળીને ફ્રાંકિલન પોતાના દેશીઓને સલાહ આપી કે એ કાયદાના અમલમાં આપણે આવીએ નહીં એવી તજવીજ કરવાને તમારાથી જેટલું થાય તેટલું બેલાશક કરવું. કર આપીને ઇંગ્લાંડની ચીજો ખરીદ કરવાને બદલે, તમામ ચીજો પોતાના દેશમાં બનાવવાને સંસ્થાનિકોએ કરેલા નિશ્ચયનો તેમણે સારી રીતે અમલ કરવા માંડ્યો. કર નાખેલી કોઇપણ ચીજ મંગાવવામાં આવતી નહીં એટલુંજ નહીં પણ પરદેશી માલ બીલકુલ મંગાવવો બંધ થયો.

ફિલાડેલ્ફિયાના વેપારીઓની એક મંડળીએ ઇંગ્લાંડથી માલ નહીં મંગાવવાને કરેલા ઠરાવની નકલ ફ્રાંકિલનને મોકલી અને તે નકલ અમે-રિકા સાથે સબંધ રાખતા ઇંગ્લાંડના વેપારીઓને બતાવવા તેને વિનંતિ કરી. ૧૭૬૯ ના જુલાઇમાં ફ્રાંકિલને જવાબ લખી તેમને સાબાશી આપી અને જણાવ્યું કે "જે સ્તુતિપાત્ર પગલું તમે ભર્યું છે તેને વળગી રહેશો અને અંગ્રેજી માલ નહીં મંગાવતાં માત્ર તમારા દેશમાં પેદા થાય તેજ

વાપરશો તો, તમારા દેશની સ્વતંત્રતા તમને પાછી મળશે, એટલુંજ નહીં પણ તે એવી દૃઢ રીતે સ્થાપન થશે કે તમારા વંશજો પણ તે ભોગવશે." આ સલાહ બીજા ઘણા જણને તેણે આપી; અને જો કે તે સ્વદેશથી દૂર હતો તોપણ જાણે પોતાના દેશમાંજ હોય એવી રીતે ઉત્સાહથી દેશમાં ચાલતા દરેક કાર્યમાં તે ભાગ લેતો

નવી પાર્લામેન્ટ મળી તે પહેલાં મી સ્ટ્રેહને ફ્રાંકિલનને એવી મતલબનો સવાલ પૂછ્યો હતો કે જકાત કાયદાનો થોડો ભાગ એવી રીતે રદ કરવામાં આવે કે પાર્લામેન્ટનું ઉપરીપણું જળવાઇ રહે અને અણગમતા કાયદામાંથી કેટલોક ભાગ રદ થાય તો તેથી અમેરિકન લોકો રાજી થશે કે નહીં. ફ્રાંકિલને તરતજ જવાબ આપ્યો કે "પાર્લામેન્ટને પોતાનું ઉપરીપણું જાળવી રાખવું હોય તો સૌથી સરસ રસ્તો એ છે કે એ ઉપરીપણાને લીધે મનાતી સત્તાનો ઉપયોગ જ કરવો નહીં. કાયદેસર રીતે અમારીપર પાર્લામેન્ટની સત્તા છેજ નહીં એમ છતાં અમને હાનિ કરી શકે નહીં એવી જાતની વેપાર વગેરેના સંબંધમાં પાર્લામેન્ટે કરેલા વ્યવસ્થાને અમે ખુશીથી તાબે થએલા છીએ, પણ વગર અધિકારે અમારીપર કરનો બોજો પાર્લામેન્ટ નાખે છે તેને અમે શરણ થતા નથી. જકાતના દરની સામે અમારો વાંધો નથી. અમારો વાંધો તો એજ છે કે અમારા પર પાર્લામેન્ટથી જકાત કે કોઇપણ જાતનો કર નંખાયજ નહીં. અમારા પર કર નાખી કરની ઉપજની વ્યવસ્થા કરવાનો પાર્લામેન્ટને હક નથી. એમ થવાથી અમારા હક ડુબે છે અને અમારી પોતાની કાયદામંડળીની સત્તા ઓછી થાય છે. જો આટલો કર અમે વગર વાંધે નાખવા દઇએ તો પછી આગળ જતાં પાર્લામેન્ટ પોતાને મળેલી સત્તાનો ઉપયોગ એવી રીતે કરે કે અમારી કાયદામંડળીઓને કંઈ સત્તા રહે નહીં અને અમારી સંમત્તિ લીધા વગર ગમે તે રીતે પાર્લામેન્ટ અમારીપર કરનો બોજો નાખે. અમારા પર ઇંગ્લાંડની પાર્લામેન્ટ કર નાખી શકેજ નહીં એ અમારી તકરાર છે અને તેથી પાર્લામેન્ટે નાખેલો કર તદ્દન રદ કરવામાં નહી આવે ત્યાં સુધી અમે જંપવાના નથી."

પાર્લામેન્ટ મળી ત્યારે એ વિષય ફરીથી ચર્ચાયો. ત્રણ વર્ષ અનુભવ લીધા પછી ૧૭૭૦ ના એપ્રીલમાં પ્રધાનમંડળને માલમ પડયું કે અમેરિકનો માલ મંગાવતાજ નથી અને ઇંગ્લાંડનો વેપાર ભાગી પડે છે તેથી તેમણે અમેરિકન જકાત કાયદામાં એટલો ફેરફાર કર્યો કે ચહા

શિવાય બીજી ચીજોપરથી જકાત કાઢી નાખવી. અમેરિકનનો હક સાચવવાને નહીં પણ ઈંગ્લાંડનો વેપાર જાળવવાને આ પગલું તેમણે ભર્યું હતું. ચહાપર જકાત થોડી હતી પણ કર નાખવાનો હક પાર્લામેન્ટને છે એમ બતાવાને તે કાયમ રાખવામાં આવી હતી. આનું પરિણામ એ થયું કે અમેરિકન લોકોનો જુસ્સો નરમ થવાને બદલે પહેલાં કરતાં વધ્યો. તેમને એમ લાગ્યું કે જકાતની ચીજો ઓછા કરવામાં પાર્લામેન્ટ એમ સમજતી દેખાય છે કે આપણે કર નાખવાના ધોરણ સામે લડતા નથી પણ કરના પૈસા માટે લડીએ છીએ. પૈસા માટે અમારી લડત નથી પણ ધોરણને માટે છે એમ બતાવવાને અમેરિકનોએ પહેલાંના કરતાં વધારે ઉમંગથી ફરીથી ઠરાવ કર્યો કે ઈંગ્લાંડથી કોઇપણ તરેહનો માલ આપણા દેશમાં આવવા દેવો જ નહીં.

ઈંગ્લાંડ અને અમેરિકા વચ્ચે ચાલતા કજીઆના સબંધમાં જે છૂટ અને સ્વતંત્રતાથી ફ્રાંકિલન તેના અમેરિકન મિત્રોને લખતો અને પોતાના વિચાર બતાવતો તે ઈંગ્લાંડના પ્રધાનમંડળને પસંદ નહોતાં. તેણે લખેલા કેટલાક કાગળો છાના છૂપા તેમના જોવામાં આવ્યા હતા. તેઓએ ઇસારા તરીકે તેને જણાવ્યું હતું કે જો તમે લોકોને ઉશ્કેરવાનું છોડી નહીં દો તો તમારી પાસેથી અમેરિકાના પોષ્ટ માસ્તર જનરલનો હુદ્દો લઈ લેવામાં આવશે. સરકારનો પગાર ખાનાર વર્તમાનપત્રોમાં તેને હજારો ગાળો દેવામાં આવતી અને ખુલ્લી રીતે કહેવામાં આવતું કે સરકારની વિરૂદ્ધ બોલવું હોય તો સરકારે આપેલા હુદ્દાનું તેણે રાજીનામું આપવું જોઇએ. અમેરિકાની પોષ્ટઓફિસો સુધારવામાં ફ્રાંકિલને એટલી મહેનત કરી હતી કે એ હુદ્દા પરથી તેના રાજકિય વિચારોને લીધે તેને બરતરફ કરવામાં આવે એ તેને સંભવિત લાગતું નહીં. ગમે તેમ હો તો પણ પોતાની ખુશીથી રાજીનામું નહીં આપવું એમ તેણે નિશ્ચય કર્યો. સરકાર હુદ્દો લઇ લે તો ભલે પણ હુદ્દાની ખાતર પોતાના અંતઃકરણના કહ્યા વિરૂદ્ધ ન ચાલવું એમ પણ તેનો દૃઢ નિશ્ચય હતો.

એક પત્રમાં ફ્રાંકિલન લખે છે કે " જે પત્રો વિષે પ્રધાનમંડળ વાંધો ઉઠાવે છે તે મેં લખેલા ખરા છે, પણ એ પત્રો મારા દેશ પ્રત્યેની મારી ફરજને લીધે લખ્યા છે. પોસ્ટમાસ્તર તરિકે મારી ફરજ જૂદી છે અને મારા દેશ તરફની ફરજ જૂદી છે. થોડાં વરસપર સ્ટાંપ કાયદો રદ કરાવવાના સંબંધમાં મેં જે ભાગ લીધો હતો તેને માટે તે વખતનું પ્રધાનમંડળ

મારીપર પ્રસન્નતા બતાવતું હતું. તે વખતે હું કહેતો હતો કે અમેરિકાને માટે કંઈપણ કાયદો ઇંગ્લાંડમાં થવો ન જોઇએ અને થયો હોય તો તરત રદ કરવો જોઇએ. હાલ પણ મારો એજ અભિપ્રાય છે. જેમ રાજા પોતાના પ્રધાન બદલે, તેમ મારે મારા વિચાર બદલવા એવી આશા રાખવી ફોગટ છે. એવું કહેવામાં આવે છે કે સરકારના દરેક નોકરે પોતાને ગમતું હોય કે ન હોય તોપણ પ્રધાનમંડળના મત પ્રમાણે ચાલવું જોઇએ. હું આ પ્રમાણે કરતો ન હોવાથી મારા પર તેઓ ગુસ્સે છે. પરંતુ મેં એમ સાંભળ્યું છે કે મારી ખાનગી જીંદગી વિષે તેમનો મત સારો હોવાથી મારા હુદ્દાપરથી મને ખસેડવાનો તેમનો વિચાર નથી. હજી પણ કદાચ પોતાનો વિચાર ફેરવી તેઓ મને હુદ્દાપરથી દૂર કરે; પણ એવી ધાસ્તિથી મારા રાજકિય વિચાર હું કદી બદલનાર નથી. મારો નિયમ એવો છે કે સ્વાર્થ-ના વિચારથી રાજકિય બાબતોમાં ફરી જવું ન જોઇએ, પણ જે વખતે જે ખરૂં લાગે તે બેધડક રીતે કરવું જોઇએ; પછી પરિણામ ઇશ્વરને જે ગમે તે થાય."

આ પ્રસંગે લોર્ડ હિલ્સબરો તેના પર ઘણું બળી ઉઠયો હતો. અમેરિકન લોકોને નરમ પાડવાને, અને સરકારનો હુકમ તેમની પાસે મનાવવાને જે પગલાં તે ભરવા ઇચ્છતો હતો તેમાં ફ્રાંક્લિન તેને ઘણું નડયો હતો. ઘણા વર્ષથી ફ્રાંકિલનને મસાચ્યુસેટના કેટલાએક ગૃહસ્થો સાથે રાજકિય બાબતોપર પત્રવ્યવહાર ચાલતો હતો. દાકતર સેમ્યુઅલ કુપર નામના એક વિદ્વાન સાથે ચાલેલો પત્રવ્યવહાર ઘણા જણના જોવામાં આવ્યો હતો, અને તેથી ફ્રાંકિલન કેવા વિચારનો છે અને શું કરે છે તે તેમના જાણવામાં આવ્યું હતું. ૧૭૭૦ ના અકટોબરમાં મસાચ્યુસેટ પ્રગણાની રાજમંડળીએ ફ્રાંક્લિનને પોતાનો મુખત્યાર નિમ્યો અને એ પ્રગણાના લોકોની ફરિયાદોની યાદી મોકલી, દાદ મેળવવાને બને તેટલું કરવાને તેને વિનંતી કરી. આ કાગળો મળ્યાથી ફ્રાંકિલને પહેલું તો એ કર્યું કે પોતાની નિમણુંકની ખબર આપવાના ઇરાદાથી અમેરિકાના સેક્રેટરી ઓફ સ્ટેટ, લોર્ડ હિલ્સબરોને તે મળવા ગયો. હિલ્સબરો ઘરમાં હતો છતાં પ્રથમ તેણે ચાકર પાસે કહેવરાવ્યું કે સાહેબ બહાર ગયા છે. ફ્રાંકિલન પાછો વળી કેટલેક છેટે ગયો એટલે વળી બીજા ચાકરે તેને પાછો બોલાવ્યો અને કહ્યું કે ચાલો, સાહેબ તમને બોલાવે છે. આ વર્તણુંક ફ્રાંકિલનને અજાયબ જેવી લાગી, તોપણ તે ગયો અને મળવા

આવવાનું કારણ પુછતાં તેણે જણાવ્યું કે મને મસાચ્યુસેટની કાયદામંડળીએ તેમનો મુખત્યાર નિમ્યો છે તે સાહેબને જાહેર કરવા આવ્યો છું. એ સાંભળી હિલ્સબરોએ કહ્યું "મી. ફ્રાંક્લિન મારે તમારી ભૂલ સુધારવી જોઇએ. તમને મુખત્યાર નિમ્યા નથી." ફ્રાંક્લિને જવાબ આપ્યો "આપ શું કહેવા માગો છો તે હું સમજી શકતો નથી. મારી નિમણુંકની સનંદ મારા ખીસ્સામાં છે." હિલ્સબરોએ કહ્યું કે "તમને કાયદામંડળીએ નિમ્યા હશે પણ ગવર્નર હચિન્સને તમારી નિમણુક મંજુર કરી નથી એમ મને ખબર મળી છે." એમ કહી પોતાના ખાનગી સેક્રેટરીને બોલાવી હચિન્સન તરફથી આવેલો પત્ર તેણે મંગાવ્યો પણ એ વિષે તેમાં કંઇપણ લખેલું નહોતું. ફ્રાંક્લિને કહ્યું "આપ કહો છો તેમ હોઇ શકે નહીં. મુખત્યારની નિમણુક કાયદામંડળી કરે છે. એ સાથે ગવર્નરને કંઇ સંબંધ નથી. આપ મહેરબાની કરી મારી નિમણુકની સનંદ જોશો તો જણાશે કે મને કાયદામંડળીએ નિમ્યો છે." એમ કહીને પોતાની સનંદ ખીસ્સામાંથી કાઢી ફ્રાંક્લિને આગળ ધરી, અને તે જોવાને હિલ્સબરોને કહ્યું. તેણે તે હાથમાં લીધી પણ તે વાંચ્યા વગર ગુસ્સામાં કહ્યું કે કાયદામંડળી એકલી મુખત્યાર નિમે એ બરાબર નથી. જે મુખત્યારને કાયદામંડળી તથા ગવર્નરે મળીને નિમેલો નહીં હોય તેને અમે સાંભળવાના નથી. ફ્રાંક્લિને કહ્યું કે "મુખત્યારને નિમવામાં ગવર્નરની સંમત્તિની કંઇ જરૂર નથી. મુખત્યારને રૈયતનું કામ કરવાનું છે; ગવર્નરનું કરવાનું નથી. સબબ કાયદામંડળીમાંના પોતાના પ્રતિનિધિઓની મારફતે રૈયત મુખત્યાર નિમી શકે છે. આ પ્રમાણે વહિવટ અત્યાર સુધી ચાલતો આવ્યો છે અને તેમાં વાંધાભરેલું જણાયું નથી." હિલ્સબરોને સમજાવવાને ફ્રાંક્લિને ઘણું ઘણું કહ્યું પણ એ તો નહીં સમજવાનો ઠરાવ કરીનેજ બેઠેલો હતો. હિલ્સબરોના અપમાનકારક શબ્દ અત્યાર સુધી ફ્રાંક્લિન સહનશીલતાથી સાંભળી રહ્યા હતા, પણ જ્યારે તેને જણાયું કે મસાચ્યુસેટની કાયદામંડળીનું અપમાન કરવાના ઇરાદાથીજ તે હઠ કરી બેઠો છે ત્યારે ફ્રાંક્લિને ઠાવકું મોં રાખીને કહ્યું કે "મારી નિમણુક તમે કબુલ રાખો કે નહીં એ કંઇ અગત્યનું નથી. કારણ કે હાલનો કારભાર જોતાં સંસ્થાનોને મુખત્યારોથી કંઇ ફાયદો થાય એમ મને લાગતું નથી."

મુખત્યારની નિમણુક ગવર્નરની સંમત્તિથી થવી જોઇએ એવો વિચાર હિલ્સબરોએ બતાવ્યો તે નવલ હતો. અને સંસ્થાનોને નુકશાન

કરતો હતો. જો એનો અમલ થાય તો રૈયતને પોતાની હકીકત રાજા કે પ્રધાન આગળ લાવવાનો કંઇ સાધન રહે નહીં, કારણ કે ગવર્નરો લોકપ્રિય માણસોની નિમણુક મંજુર કરેજ નહીં, અને પોતાને ફાવતા, માણસોની નિમણુક કરાવે અને એવા માણસોથી રૈયતનું કંઇ ભલું થાય નહીં. લોર્ડ હિલ્સબરોએ બોર્ડ ઓફ ટ્રેડ પાસે ઠરાવ ઠરાવ્યો કે જે મુખત્યારની નિમણુક ગવર્નરની સંમતિથી થઇ ન હોય તેને સાંભળવો નહીં. કાયદા-મંડળીઓએ આ ઠરાવનો અમલ ન કરતાં પોતાની પસંદગીના માણસો મોકલવાનો વહિવટ જારી રાખ્યો. હિલ્સબરોના કારભારમાં મુખત્યારોને રૂબરૂમાં સાંભળવામાં આવતા નહીં, તેથી અરજીઓ મોકલી તથા સભાસદોને ખાનગી રીતે મળી મુશીબતે બને તેટલો પ્રયત્ન મુખત્યારો તરફથી કરવામાં આવતો હતો.

એલિગેની પર્વતની પશ્ચિમે આવેલા જંગલોમાં સંસ્થાનો સ્થાપવાને ફ્રાંકિલન ૨૦ વર્ષથી સૂચના કર્યા કરતો હતો. એ ભાગમાં સંસ્થાનો થવાથી ઇન્ડિયન લોકો દૂર જશે, અને વેપાર રોજગાર અને સહિસલામતી વધશે એ ફ્રાંકિલનની મુખ્ય દલીલો હતી. આખરે ૧૭૭૧ માં એક કંપનીએ આ કામ ઉઠાવી લેવાનું માથે લીધું અને જમીનને માટે સરકારને અરજી આપી. કંપનીના ડાયરેકટરોમાં ફ્રાંકિલન પણ હતો. કંપનીની અરજી અભિપ્રાય માટે બોર્ડ ઓફ ટ્રેડ તરફ મોકલવામાં આવી; એ બોર્ડના પ્રમુખ લોર્ડ હિલ્સબરોએ કંપનીને જમીન આપવી નહીં જોઇએ એવો અભિપ્રાય આપ્યો અને તેમ કરવામાં કેટલાંક નજીવાં અને ભૂલભરેલાં કારણ બતાવ્યાં. ફ્રાંકિલને તરતજ એક ચોપાનિયું લખી હિલ્સબરોની દલીલો-નો રદીઓ આપ્યો. ૧૭૭૨ ના જુલાઇમાં આ અરજ પ્રીવિકાઉન્સીલ આગળ આવી ત્યારે હિલ્સબરોનો અભિપ્રાય અને ફ્રાંકિલનનો રદીઓ સાથે વંચાયાં અને બોર્ડ ઓફ ટ્રેડનો અભિપ્રાય નામંજુર કરી અરજદારોના માગવા પ્રમાણે જમીન આપવાનો ઠરાવ થયો. આથી હિલ્સબરોને એટલું ખોટું લાગ્યું કે પોતાના હુદ્દાનું તેણે રાજીનામું આપ્યું. હિલ્સબરોની જગો લોર્ડ ડાર્ટમથને મળી. આ ગૃહસ્થ સ્ટાંપ આકટ રદ કરવાની તરફેણમાં હતો અને અમેરિકા તરફ સારી લાગણી ધરાવતો હતો. ફ્રાંકિલનની સાથે એ દોસ્તીદાવો રાખતો હતો અને એવું કહેવાયછે કે ફ્રાંકિલનની ભલામણથી તેને એ જગો મળી હતી. અમેરિકાના મુખત્યારોના સંબંધમાં હિલ્સબરોએ કરેલો હુકમ ડાર્ટમથે તુરતજ રદ કર્યો અને તેમની નિમણુક કાયદેસર

ગણી તેમની ભેટ લેવા લાગ્યો. તે કહેતો કે અમેરિકનો સબુરી રાખશે અને તોફાન કર્યા વગર છાનામાના બેશી રહેશે તો તેમની ફરિયાદોની થોડા વખતમાં હું દાદ અપાવીશ. સંસ્થાનોના મુખત્યારોને તે વખતોવખત પોતાની રૂબરૂ બોલાવતો અને કોઈ કોઇ કામમાં તેમની સલાહ લેતો.

નવા પ્રધાનને ફ્રાંકિલન પહેલવહેલો મળવા ગયો ત્યારે તેણે મસાચ્યુસેટની કાયદામંડળીએ રાજા તરફ મોકલાવેલી અરજી તેમના હાથમાં મૂકી. ગવર્નરનો પગાર અત્યારસુધી કાયદામંડળી મંજુર કરીને આપતી હતી; પરન્તુ ચાલતા રિવાજ વિરૂદ્ધ ગવર્નર હચીન્સને પોતાનો પગાર સરકાર તરફથી લેવા માંડ્યો. આ નવી રીતથી કાયદામંડળીની કંઇ પણ સત્તા ગવર્નર પર રહે એમ નહોતું. કાયદામંડળીની કંઇપણ દરકાર રાખ્યા વગર હવેથી ગવર્નર ગમે તે કરી શકે; પ્રજા ખુશ રાખવા તેને હવે કંઇ કારણ રહ્યું નહીં. પોતાનો પગાર આપનારની મરજીને આધિન રહીને ચાલે એટલે તેને કંઇ ધાસ્તી રહે નહીં. ગવર્નરનો પગાર મંજુર કરવાનો હક જાય તો તેની સાથે પોતાનો મહત્વનો હક જાય છે એ મસાચ્યુસેટની કાયદામંડળીના જાણવામાં હતું. આ નવી પદ્ધતિની સામે થવાને તેઓએ કેટલાક ઠરાવ કર્યા અને દાદ મેળવવા રાજાને અરજી કરી. આ અરજ ફ્રાંકિલને કાયદામંડળીના મુખત્યાર તરીકે, લોર્ડ ડાર્ટમથના હાલમાં આપી. આ અરજીના સંબંધમાં તેને ફરીથી મળવા ફ્રાંકિલન ગયો ત્યારે ડાર્ટમથે કહ્યું કે તમારી મરજી હોય તો અરજી આગળ રવાના કરવાને માટે હરકત નથી, પણ મારી સલાહ માનો તો થોડો વખત સબુરી રાખો તો સારૂં. હાલ આટલો ઝઘડો ચાલી રહ્યો છે તેમાં વળી આથી વધારે થશે અને તમારાપર સરકાર વધારે ખીજવાશે માટે બીજી બાબતોનો કંઇ ફડચો થાય ત્યાં સુધી આ અરજી એમને એમ રહેવા દો તો સારૂં. ફ્રાંકિલને જવાબ આપ્યો કે કાયદામંડળીએ પુખ્ત વિચાર કરીને ઠરાવ કરી આ અરજી મોકલાવી છે. હવે એના સંબંધમાં એમનો વિચાર બદલાય એમ મને લાગતું નથી. તો પણ તમારો આગ્રહ હોય તો હું તેમને પૂછાવું અને તે કહે તો આ અરજ આગળ મોકલવાનું બંધ રાખીએ.

કાયદામંડળીએ અરજી મોકલાવ્યા પછી બોસ્ટનમાં ખબર આવી કે ગવર્નરની પેઠે ન્યાયાધિશોના પગાર પણ સરકારે આપવા માંડ્યાછે. આથી લોકો એવા ઉશ્કેરાઇ ગયા કે એક જંગી સભા મેળવી સરકારે ભરેલાં પગલાંની સામા થવાને તેમણે ઠરાવ કર્યો. સ્ટાંપ આક્ટ પસાર કર્યો ત્યારથી

અમેરિકનોની સ્વતંત્રતા લઇ લેવાને સરકારે કરેલાં કામને સખ્ત શબ્દોમાં તેમણે વખોડી કાઢ્યાં, અને પોતાના ઠરાવની નકલો દરેક શહેરમાં મોકલી, સભાઓ ભરી એવા ઠરાવ કરવાને બધે કાગળો લખ્યા. બોસ્ટનના શહેરીઓના ઠરાવનું ચોપાનિયું ફ્રાંકિલનને મળ્યું ત્યારે તેણે પ્રસ્તાવના સાથે તે લંડનમાં ફરીથી છપાવ્યું અને વહેંચાવ્યું. પ્રસ્તાવનામાં ફ્રાંકિલને સંસ્થાનોની સ્થિતિ, તેમની ફરિયાદો, સરકારની બેદરકારી વગેરે બાબતો અસરકારક રીતે વર્ણવી છે. કાયદામંડળી ફરીથી મળી ત્યારે તેમને પણ બોસ્ટનના શહેરીઓ જેવા ઠરાવ કર્યા અને એક બીજી અરજી ઘડી કાઢી સરકારમાં રજુ કરવા ફ્રાંકિલન તરફ મોકલાવી. ફ્રાંકિલન તરત લોર્ડ ડાર્ટમથને મળ્યો અને કહ્યું કે હવે બેઠી રહેવામાં ફાયદો નથી. માટે મહેરબાની કરી આ અરજી તથા પ્રથમ આપેલી અરજી રાજા આગળ રજુ કરો. ફ્રાંકિલનના કહેવા પ્રમાણે કરવા ડાર્ટમથે વચન આપ્યું.

આ અરસામાં પ્રસિદ્ધ કરેલાં ફ્રાંકિલનનાં બે લખાણ ઘણાં ખુબીદાર છે.

અમેરિકન ફરિયાદો ટાયલારૂપે લખવામાં આવે તો ઘણા જણ વાંચે એ સંભવિત નહોતું. તેથી ઊંડા મર્મવાળાં અને આકર્ષક નામવાળાં લખાણ ફ્રાંકિલને લખવા માંડ્યા. એક નિબંધનું નામ **"મોટું રાજ્ય નાનું કરવાના નિયમો"** રાખવામાં આવ્યું હતું. ઇંગ્લાંડની સરકારે અમેરિકાના સબંધમાં છેલ્લાં પાંચ સાત વર્ષમાં કરેલાં ગેરવાજબી કામના વીસ ભાગ પાડી, મોટું રાજ્ય નાનું કરવાના નિયમ તરિકે તે ફ્રાંકિલને આ નિબંધમાં આપ્યાં છે. આ લખાણનો ઉદ્દેશ એવું બતાવવાનો હતો કે અમેરિકાની ફરિયાદો સાંભળવામાં નહીં આવે તો ઇંગ્લાંડ અમેરિકા ખોઇ બેસશે. બીજા લખાણનું નામ **"પ્રુશિયાના રાજાનો ઢંઢેરો."** રાખ્યું હતું. આ ઢંઢેરામાં પ્રુશિયાનો રાજા જાહેર કરેછે કે અમારા વડીલો હેજીસ્ટ, હોર્સા વગેરેએ ઇંગ્લાંડમાં સંસ્થાન સ્થાપ્યાં હતાં અને એ સંસ્થાનવાળા લોક હવે આબાદ અને પૈસાદાર થયા છે, અને અમારે પૈસાની જરૂર છે તેથી હુકમ કરવામાં આવે છે કે અમારી તીજોરી ભરવાને સદરહુ અમારી રૈયત—ઇંગ્લાંડના લોકો—પર કર નાખવામાં આવે છે. જે કારણો બતાવી ઇંગ્લાંડે અમેરિકાપર કર નાખ્યો હતો તે કારણો આ ઢંઢેરામાં હસવું આવે એવી રીતે ગંભીરાઇથી ફ્રાંકિલને વર્ણવેલાં છે.

આ બંને લખાણોથી ઘણી અસર થઇ. તમામ વર્તમાનપત્રોમાં એ છપાયાં, અને હજારો માણસોના વાંચવામાં આવ્યાં. જો કે એ નનામાં

પ્રસિદ્ધ થયાં હતાં તોપણ તે લખનાર ફ્રાંકિલન છે એ વાત તુરતજ જણાઈ. અમેરિકા પક્ષને આ લખાણથી જેટલો આનંદ થયો તેટલો દરબારી પક્ષને ગુસ્સો લાગ્યો. દરબારી પક્ષને ધાસ્તી લાગી કે આવાં લખાણથી લોકોના મનમાં સરકારે કરેલાં કામ વિષે ખોટો વિચાર પેદા થશે અને અમેરિકનોની જક વધશે. આવાં મર્મવાળાં લખાણ લખી શકે એવા પુરૂષ તરફ હવેથી તેઓ અણગમો દેખાડવા લાગ્યા અને કોઇ રીતે તેનું કાટલું કાઢવાને તજવીજ કરવા લાગ્યા.

---

# પ્રકરણ ૨૩ મું.

## લંડનમાં અભ્યાસ અને ખાનગી જીંદગી.

ફ્રાંકિલનનું લંડનનું ઘર—સેલી ફ્રાંકિલનનુ મી. બાખ સાથે લગ્ન—જમાઇને આપેલી શીખામણ—દોહિત્રનો લાડ નહીં લડાવવા પોતાની પત્નીને આપેલી શીખામણ—ફ્રાંકિલનની લોકોપયોગી કામ કરવા તરફ વૃત્તિ—પાસિફિક ટાપુઓમાં ખોરાક અને જાનવરો મોકલવા કરેલી હીલચાલ—અંગ્રેજી ભાષાની અનિયમિત જોડણી વિષે વિચાર—કુદરતનું અવલોકન—મદિરાની બાટલીમાં ડુબેલી માખી જીવતી થઈ—આ સબંધમાં ફ્રાંકિલને જણાવેલા વિચાર—ધુણી ન થાય એવો ચૂલો—વિજળીના સળીઆ સબંધી કમિટીમાં મેમ્બર—ફ્રાંકિલનના મિત્ર—નીતિનું બીજગણિત—આયર્લાંડની મુસાફરી-પાણીપર તેલની અસરનો પ્રયોગ—ફ્રાંકિલનનાં લખાણો.

---

"ફ્રાંકિલન બેન્જામિન એસ્કવાકર, ફિલાડેલ્ફિયાનો એજંટ, ક્રેવન સ્ટ્રીટ, સ્ટ્રેન્ડ." આ પ્રમાણે ૧૭૭૦ ની ડાયરેકટરીમાં ફ્રાંકિલનનો હેવાલ આપેલો છે. એની સાથે એનો પૌત્ર વિલિયમ ટેમ્પલ ફ્રાંકિલન રહેતો હતો. એ છોકરો આગળપર સારો નિવડે એવો જણાતો હતો. બચપણથી દાદા સાથે તે મોટો થયો હતો, અને દાદાના ઘડપણના આધાર તરિકે દાદા પાસે રહી તેનું મન રંજન કરતો હતો.

ન્હાના ટેમ્પલ શિવાય સેલી ફ્રાંકિલન નામે એક સગાની દીકરી ફ્રાંકિલન સાથે રહેતી હતી. તેને કેળવણી આપવાનું ફ્રાંકિલને માથે લીધું હતું. ૧૭૭૩ માં કોઇ પૈસાદાર ખેડુત સાથે તેનું લગ્ન કરવામાં આવ્યું. ફ્રાંકિલનના ઘરધણીની દીકરી મીસ સ્ટિવન્સન, દાકતર હ્યુસન નામના એક

પ્રખ્યાત શસ્ત્રવૈદ્ય સાથે પરણી હતી. આ સુખી જોડાપર તથા તેમના બાળકોપર ફ્રાંક્લિન ઘણી મમતા રાખતો.

અમેરિકામાં ઘર આગળ જે જે બીના બનતી તે ફ્રાંક્લિનની સ્ત્રી પોતાના પત્રોમાં વિગતવાર તેને જણાવતી હતી. નવું ઘર બંધાવવાનું કામ કયાં સુધી આવ્યું હતું, ઓરડાઓમાં સામાન કેવો કઈ જગાએ ગોઠવ્યો હતો એ વગેરે બાબતો સવિસ્તર તે લખી જણાવતી હતી. ફ્રાંક્લિન લંડન ગયા પછી તેની દીકરી સેલીનું, રિચર્ડ બાખ નામના વેપારીએ માંગું કર્યું હતું. કન્યાને વર પસંદ હતો; સાસુને પણ કંઇ વાંધા જેવું લાગતું ન હતું. ફ્રાંક્લિનની શી મરજી છે તે એક પત્રમાં પુછવામાં આવ્યું હતું. કેટલીક સમજુતી કરી ફ્રાંક્લિને પણ પોતાના તરફથી સંમતિ આપી હતી. તેથી આ જોડાનાં લગ્ન ફ્રાંક્લિનની ગેરહાજરીમાં ૧૭૬૭ ના અકટોબરમાં ફિલાડેલ્ફિયામાં થયાં હતાં. ફ્રાંક્લિનની સ્ત્રી એકલી હોવાથી જમાઇ તથા દીકરીને પોતાની સાથે આઠ વર્ષ સુધી તેણે રાખ્યાં. અમેરિકાની નવાઇઓ ફ્રાંક્લિનની સ્ત્રી હમેશ તેને મોકલાવતી. જે ફળ માત્ર અમેરિકામાંજ થતાં તેના કંડિયા ભરીને તે મોકલાવતી. " નંબર ૭ ક્રેવન સ્ટ્રીટ, સ્ટ્રેન્ડ"માં આપવાનાં પારસલ દરેક વહાણ સાથે આવતાં અને તેમાં નવાઇ નવાઇની ખાવાની ચીજો આવતી. ફ્રાંક્લિનના ખપ કરતાં જે વધારે આવતું તે પોતાના અંગ્રેજ મિત્રોને તે ભેટ તરિકે મોકલાવતો.

મી. બાખ ૧૭૭૧ માં ઇંગ્લાંડ આવ્યો ત્યારે ફ્રાંક્લિને તેને પહેલવહેલો જોયો. અમેરિકામાં સરકારી નોકરી મેળવવાનો તેનો વિચાર હોવાથી સસરો નોકરી અપાવશે એવી આશાએ તે આવ્યો હતો. પોતાના સગાઓને સરકારી નોકરી અપાવવા ખટપટ કરવી એ હાલનો અમેરિકા તથા સરકારનો સંબંધ જોતાં ફ્રાંક્લિનને ઠીક લાગ્યું નહીં તેથી તેણે મી. બાખને સલાહ આપી કે નોકરીને માટે ફાંફાં મારવા કરતાં સ્વતંત્ર ધંધો કરવામાં વધારે ફાયદો છે. અહીંથી અમેરિકા જઇ ત્યાં દુકાન ઉઘાડો અને માત્ર રોકડેથી વેપાર કરી ધંધામાં પ્રમાણિકપણું અને ઉદ્યોગ રાખજો એટલે તમને ફતેહ મળ્યા વગર રહેશે નહીં. મી. બાખે સસરાની સલાહ માની અને તેના કહેવા પ્રમાણે કરવાથી ધંધામાં ફતેહ પામ્યો.

સેલી ફ્રાંક્લિન અને મી. બાખને થોડા વખતમાં એક છોકરો થયો. આ છોકરાને તેની દાદી ઘણાં લાડ લડાવતી અને દરેક પત્રમાં ફ્રાંક્લિનને તેના વિષે કંઇ લખતી, દાદીના લાડથી ઘણાં છોકરાં નઠોર થઇ જાય

છે. ન્હાના ફ્રાંકિલનની મા તેને કંઇ વાંક માટે મારે ત્યારે વચમાં નહીં પડવાને ફ્રાંક્લિને એક પત્રમાં પોતાની સ્ત્રીને શિખામણ આપેલી છે, અને છોકરાં કેમ બગડે છે તે સંબંધમાં એક વાત કહેલી છેઃ—"એક છોકરો રસ્તામાં ઊભો ઊભો રડતો હતો, એટલામાં બીજા છોકરાએ તેની પાસે આવીને પુછ્યું કે કેમ રડે છે? પેલા છોકરાએ જવાબ દીધો કે મને એક પૈસાનું દહીં લેવા મારી માએ મોકલ્યો હતો, પણ મારાથી પ્યાલો ભાગી ગયો છે અને દહીં ઢળી ગયું છે તેથી મારી મા મને મારશે. બીજા છોકરાએ કહ્યું "જા જા નહીં મારે." પેલાએ કહ્યું "ના જરૂર મારશે." બીજા છોકરાએ કહ્યું "શું ત્યારે તારે દાદી નથી કે"?

દસ વરસ ફ્રાંકિલન ઇંગ્લાંડમાં રહ્યો તે દરમિયાન પણ લોકોપયોગી અને પરોપકારનાં કામ કરવા તરફ હમેશ તે વૃત્તિ રાખતો. જો કોઇ દવાખાનું તેના જોવામાં આવતું તો તરત ફિલાડેલ્ફિયામાં તેણે સ્થાપેલું દવાખાનું તેને યાદ આવતું અને તેને ઉપયોગી થાય એવા નિયમો, સૂચનાઓ અને કાગળ મેળવીને ફિલાડેલ્ફિયા દવાખાનાના વ્યવસ્થાપકોને તે મોકલતો. ફિલાડેલ્ફિયા દવાખાનામાં વૈદકને લગતાં પુસ્તકોનો સંગ્રહ કરવાનો વ્યવસ્થાપકોનો વિચાર છે એમ તેને ખબર પડવાથી પોતાની પાસે એક વૈદકનું પુસ્તક હતું તે તેણે ભેટ તરિકે મોકલાવ્યું અને બીજા ગૃહસ્થોને મળીને તેમની પાસે પણ પુસ્તકો ભેટ મેળવી મોકલાવ્યાં. પેન્સિલ્વેનિયામાં રેશમ તૈયાર કરવાનો રોજગાર દાખલ કરવાને ઇંગ્લાંડથી તેણે પુષ્કળ માહિતી મોકલાવી અને એક મંડળી ઊભી કરાવી, એ નવો રોજગાર ત્યાં ચાલુ કરાવ્યો. પહેલવહેલું તૈયાર થએલું રેશમ સર જૉન પ્રિંગલેની મારફતે તેણે રાણીને ભેટ આપ્યું. એ ભેટ સ્વીકારવામાં આવી એટલુંજ નહીં પણ રાણીએ પોતાને પહેરવાના પોષાકમાં તે ઉપયોગમાં લીધું. હારવર્ડ કોલેજ માટે એક દૂરબીનની જરૂર છે એમ ખબર પડવાથી ફ્રાંકિલને તે પેદા કરી મોકલાવી આપી. પોતાના તરફથી વખતોવખત પુસ્તકોની ભેટ તે એ કોલેજ તરફ મોકલતો. જુવાન અમેરિકનો ઇંગ્લાંડમાં કાયદા વગેરેનો અભ્યાસ કરવા આવતા તેમને તે ઘણી મદદ કરતો અને વાલી તરિકે તેમની સંભાળ રાખતો.

પરોપકાર કરવાની ઘણી સારી તક ફ્રાંકિલનને ૧૭૭૧ માં મળી. એ વરસના જુનમાં કેપ્ટન કૂક દુનિયાની મુસાફરી કરી પાછો આવ્યો હતો. ફ્રાંકિલનના મિત્રમંડળમાં કેપ્ટન કૂકે કરેલી નવી શોધોની વાત નીકળતાં

એક જણે કહ્યું કે પાસિફિક ટાપુઓમાં એક શૂરવીર જાતના લોક રહે છે પણ એ બિચારાઓના દેશમાં અનાજ નથી; મરઘાં બતકાં નથી અને કુતરાં શિવાય કોઇ પ્રકારનાં ચોપગાં પ્રાણી નથી; ઇંગ્લાંડ જેવા સુધરેલા દેશની ફરજ છે કે તેમને એ વસ્તુઓ મોકલાવી આપી તેમનું ભલું કરવું જોઇએ. આ વિચાર ફ્રાંકલિનને પસંદ પડવાથી તેણે તરતજ કહ્યું કે એ ચીજો એ પ્રદેશમાં પહોંચાડવાને એક વહાણ મોકલવામાં આવે તો હું ઘણી ખુશીથી સારી રકમ મદદ તરિકે આપીશ. ઉઘરાણું કરી જરૂરીયાત ચીજો લઇને વહાણ મોકલવાનો વિચાર બધાને પસંદ પડયો. મી. એલેક્ષેન્ડર-ડાલીમ્પલ નામનો એક નાવિક ત્યાં હાજર હતો તેણે કહ્યું કે એ મુસાફરીમાં ત્રણ વર્ષ લાગશે અને આશરે પંદર હજાર પાઉન્ડથી વધારે ખર્ચ થશે નહીં. જો વહાણ મોકલવાનું નક્કી કરતા હો તો હું નાખુદા તરિકે જવા ખુશી છું. તમામ હકીકતવાળી એક વિજ્ઞાપના ફ્રાંકલિને તૈયાર કરી અને તેના ટુંકામાં પણ અસરકારક શબ્દોમાં જણાવ્યું કે આ યોજનાને મદદ કરવી એ ઇંગ્લાંડ જેવા વેપારી દેશના સ્વાર્થની વાત છે; કારણ કે પ્રદેશોમાં સુધારો થવાથી ઇંગ્લાંડની બનાવટની ચીજોની ત્યાં જરૂર પડશે અને તે પૂરી પાડવામાં ઇંગ્લાંડનો વેપાર રોજગાર વધશે.

આ યોજનાનો અમલ થવા જેટલા પૈસા થોડા વખતમાં ભેગા થઇ શકયા પણ જરૂરીઆત ચીજો એ પ્રદેશમાં મૂકી આવવાને એક ખાસ વહાણ મોકલવાને બદલે કેપ્ટન કૂક ફરીથી શોધની મુસાફરીએ જવાનો હતો તેની સાથે એ ચીજો મોકલવાની ગોઠવણ કરવામાં આવી. ઘણી જાતનાં ઉપયોગી પ્રાણીઓનાં જોડાં, અનાજ વગેરે, કેટલાએક ટાપુઓમાં કેપ્ટન કૂકે પહોંચાડયાં. અને આ પ્રમાણે શરૂ થએલું શુભ કામ પાછળથી પાદરી વગેરે પરોપકારી લોકોએ ઉપાડી લેવાથી એ પ્રદેશના લોકોને ઘણો ફાયદો થયો.

અંગ્રેજી ભાષાની અનિયમિત જોડણી વિષે ડાક્તર ફ્રાંકલિન ઘણી વખત ફરિયાદ ઉઠાવતો અને હાસ્યમાં કહેતો કે જેઓ એ ભાષાની જોડણીમાં ભૂલ કરે છે તેઓ જ ખરી જોડણી કરે છે. કારણ કે તેઓ અક્ષરોને તેમના ઉચ્ચાર પ્રમાણે વાપરે છે. એ કહેતો કે "ટફ" શબ્દ Tuf લખ્યાથી ચાલે એમ છે ત્યારે Tough લખવાની શી જરૂર છે? "બો" શબ્દ Bo લખવાથી ચાલે એમ છે ત્યારે Beau શા માટે લખવું જોઇએ? વગેરે વગેરે.

કુદરતનું અવલોકન કરવાનો પોતાનો ન્હાનપણનો શોખ ડાક્તર

ફ્રાંક્લિનને મોટપણમાં પણ કાયમ રહ્યો હતો. હવા, પવન, અજવાળું શરદી વગેરે બાબતોનાં કારણો શોધી કાઢવામાં તે ઘણો વખત ગાળતો. શ્વાસોશ્વાસથી હવા બગડે છે એ શોધી કાઢવાનું મ ન ડાક્તર સ્મૉલ નામનો વિદ્વાન ફ્રાંક્લિનને આપે છે. તાજી હવા ઘરો, શાળાઓ, દવાખાનાંઓ વગેરેમાં છૂટથી દાખલ થાય એવી રીતે ગોઠવણ રાખવાની કેટલી બધી જરૂર છે એ બાબતપર લાગતા વળગતાઓનું તે વારંવાર ધ્યાન ખેંચતો. હાઉસ ઓફ્ કોમન્સના મકાનમાં વધારે હવા અને અજવાળુ લાવવાની ગોઠવણ ચાલતી હતી તેમાં ફ્રાંક્લિનનો અભિપ્રાય પુછવામાં આવ્યો હતો. ફ્રાંક્લિનની આખી જીંદગીમાં, ઈંગ્લાંડમાં કાઢેલા દશકામાં તેણે તત્વજ્ઞાન સંબંધી એટલા શોધો અને અખતરા કરેલા છે કે તેમનું વર્ણન કરતાં પુસ્તકનાં પુસ્તક ભરાઇ જાય. કોઇ પણ ચીજ નકામી કે નજીવી તે ગણતો નહીં. દરરોજની સાધારણ બાબતોમાં પણ તેના મનનું સમાધાન થાય ત્યાં સુધી તે તપાસ કર્યા કરતો. હરેક બાબતનું કારણ જાણવાની તે જીજ્ઞાસા રાખતો અને તે પોતાની મેળે શોધી કાઢી આનંદ પામતો. સાંભળેલી અજાયબ જેવી વાતો કેટલે દરજ્જે ખરી છે તે એ જાતે તપાસી જોતો. એક દિવસ જમતી વખતે, મદિરા દારૂની બાટલી ઉઘાડી પ્યાલામાં દારૂ કાઢતાં બાટલીમાં ડુબી મૂએલી ત્રણ માખી પ્યાલામાં પડેલી તેના જોવામાં આવી એ બાટલી ઘણા માસપર વર્જીનિયામાં ભરવામાં આવી હતી. કોઇ ઠેકાણે તેના સાંભળવામાં આવ્યું હતું કે દારૂમાં ડુબી મૂએલી માખી સૂરજના કિરણથી જીવતી થાય છે, તેથી આ વખતે તે ખરૂં છે કે ખોટું એ અજમાવી જોવાને તેણે વિચાર કર્યો. ચારણીમાં પ્યાલો ખાલી કરી માખીને તેણે ગાળી કાઢી અને પછી ચારણી તડકે મૂકી. ત્રણ કલાકમાં બે માખી જીવતી થઇ હોય એમ હાલવા લાગી. થોડો વખત આમ તેમ ફરી પાંખો અને પગ સાફ કરી એ માખી બરાબર જીવતી થઇ ઉડી ગઇ. ત્રીજી તો સાંજ સુધી મૂએલીજ રહી તેથી તેની આશા છોડી તે ફેંકી દેવામાં આવી.

ઉપરના બનાવની નોંધ લેતાં ફ્રાંક્લિન લખે છે કે "ગમે તે વખતે જીવતો કરી શકાય એવી રીતે માણસને ડુબાવી રાખવાની કળા હાથ લાગી જાય તો કેવું સારૂં !! સો વરસ પછી અમેરિકાની દશા કેવી થશે તે જોવાની મને ઘણી ઉત્કંઠા છે, તેથી જો એ કળા હાથ લાગે તો મોતથી મરવાના કરતાં મદિરાના પીપમાં કેટલાએક મિત્રો સાથે ડુબી મરવાનું અને સો વરસ પછી મારા વહાલા દેશના સૂર્યના તાપથી જીવતા થવાનું હું પસંદ કરૂં !!"

લંડનમાં કોયલાની ધુણીના ગોટેગોટા થતા હોવાથી, ધુણી અંદર ને અંદર સમાઇ જાય એવો ચૂલો બનાવવાનો વિચાર ફ્રાંકિલનને મુઝયો હતો. ૧૭૭૨ માં તેણે એવા એક ચૂલો બનાવી પોતાના ઘરમાં અજમાવી જોયો હતો. તેનું પરિણામ તેના ધારવા કરતાં પણ વધારે સારૂં થયું હતું. તેથી આ ચૂલાનું વર્ણન લખી તેણે છાપવાનો વિચાર કર્યો હતો. પણ રાજકીય કામમાંથી પછીથી વખત ન મળવાથી કંઇ થઇ શક્યું નહોતું. ફ્રાંકિલનની યોજના ઉત્તર ઇંગ્લાંડમાં કારખાનાનાં ધૂમાડિયાં બનાવવામાં ૧૮૪૦ માં કામ લાગી હતી.

વિજળી સબંધી કરેલી શોધોથી ફ્રાંકિલનનું નામ શાસ્ત્રીય વર્ગમાં એટલું જાણીતું થયું હતું કે ૧૭૬૯ માં સેન્ટપોલના દેવળના રક્ષણાર્થે વિજળીના સળીઆ મૂકવાની સૌથી સરસ રીત નક્કી કરવાને નિમાયલી કમિટીમાં એનું નામ હતું. વળી દારૂ ગોળાના ભંડારના રક્ષણાર્થે એવીજ યોજના નક્કી કરવાને ત્રણ વર્ષ પછી નિમાયલી વિદ્વાનોની કમિટીમાં પણ તે હતો. કમિટીનો રિપોર્ટ ફ્રાંકિલને લખ્યો અને અણીવાળા સળીઆ મૂકવાને ભલામણ કરી. એક જણ શિવાય બધા સભાસદોએ ફ્રાંકિલનની સૂચના મંજુર રાખી. જૂદા પડેલા વિદ્વાને બૂઠા સળીઆ રાખવાને ભલામણ કરી અને એ સબંધમાં ઘણો વાદવિવાદ ચાલ્યો, પણ આખરે ફ્રાંકિલનની ભલામણ સરકારે પસંદ કરી અને અણીવાળા સળીઆ દારૂ ગોળાના ભંડારોપર અને બકિંગહામના સરકારી મહેલપર મૂકાવ્યા.

ફ્રાંકિલનને મુસાફરી કરવાનો ઘણો શોખ હતો. દર વરસે ફુરસદનો વખત જોઈ તે ફરવા નીકળી પડતો અને બે ત્રણ મહિના ફરી તબિયત સુધારતો. એના મિત્રોની સંખ્યા દિન પ્રતિદિન વધતી જતી હતી. મોટા મોટા ઉમરાવો તેની સોબત કરવામાં માન સમજતા. કોઇને ઘેર થોડા મિત્રોનું જમણ હોય તોપણ તેમાં ફ્રાંકિલન તો હમેશ ખરો. લંડનની મોસમમાં સારા સારા લોક પ્રગણામાંથી આવી લંડનમાં રહેતા, ત્યારે અઠવાડિયામાં ૭ દિવસ ફ્રાંકિલનને મિત્રોને ઘેર જમવા જવું પડતું. કેટલાએક વિદ્વાન અને ઉદાર વિચારના ધર્મગુરૂઓ સાથે ફ્રાંકિલનને ઘાડી દોસ્તી થઈ ગઇ હતી. આ પૈકી મુખ્ય, દાક્તર પ્રાઇસ, દાકતર પ્રિસ્ટલી અને દાક્તર શિપલી હતા.

દાક્તર પ્રિસ્ટલીએ એક વખત ફ્રાંકિલનને પુછ્યું કે અમુક કાર્ય

કરવું કે ન કરવું એ વિષે તમને સંદેહ પડે ત્યારે તમે શું કરો છો? આ સવાલનો ફ્રાંક્લિનને આપેલો જવાબ તેનું નીતિનું બીજગણિત કહેવાય છે. તેણે કહ્યું કે હું એક કાગળ લઇ તેમાં બે ખાનાં પાડું છું અને પછી અમુક કાર્યની તરફેણ અને વિરૂદ્ધની દલીલો એ ખાનાંમાં લખી કાઢું છું. બે ચાર દિવસ સુધી વિચાર કરી એ પ્રમાણે દલીલોની હું નોંધ કરૂં છું, અને પછી બન્ને બાજુની દલીલોના દોકડા મુકું છું. જેના સરખા દોકડા આવે તે દલીલો છેકી નાખતાંજ જે બાજુના દોકડા વધારે આવે તે પ્રમાણે હું ચાલું છું. આ પ્રમાણે કરવાથી મને ઘણો ફાયદો થાય છે અને તેમાં એક દેખીતો ફાયદો તો એ છે કે મારાથી અવિચારી કામ થતું નથી.

આયર્લાંડની મુસાફરી કરવાનો વિચાર ફ્રાંક્લિનના મનમાં ઘણા દિવસથી હતો. એ વિચારનો અમલ ૧૭૭૨ માં તે કરી શકયો. આયર્લાંડના દેશદાઝવા લોકોએ તેને હર્ષથી વધાવી લીધો; તેના માનમાં ઘણાં ખાણાં આપ્યાં; લોર્ડ હિલ્સબરો ઇંગ્લાંડમાં ફ્રાંક્લિનપર આંખો કાઢતો હતો પણ આયર્લાંડમાં તે બોહોસ કરીને તેને પોતાને ઘેર લઇ ગયો અને સારી રીતે તેની પરોણાચાકરી કરી. આયર્લાંડના લોકોની ગરીબાઇથી ફ્રાંક્લિનને ઘણું આશ્ચર્ય લાગ્યું, અને તેની ખાત્રી થઇ કે આયર્લાંડના કરતાં અમેરિકાના લોકો હજાર દરજ્જે સુખી છે. આયર્લાંડથી તે સ્કોટલાંડમાં ગયો અને એ દેશમાં પોતાના મિત્રોને ત્યાં કેટલાંએક અઠવાડિયાં મજામાં કાઢી, ત્રણ માસ મુસાફરી કરી લંડન પાછો આવ્યો.

૧૭૭૩ ના ઉન્હાળામાં લોર્ડ ડિસ્પેન્સરના ગામડાના રહેઠાણમાં ફ્રાંક્લિને કેટલાંએક અઠવાડિયાં ગાળ્યાં હતાં. અહીં રહ્યો એટલો વખત પ્રાર્થના પોથીનો સાર કાઢવામાં તેણે વાપર્યો હતો. આ સાર પછીથી છપાવવામાં આવ્યો હતો; પણ કોઇ દેવળમાં તે વપરાયો નથી તેમજ ઘણો જાણીતો થયો નથી.

પવનથી હાલતા પાણીની સપાટીપર તેલ રેડવાથી પાણી હાલતું બંધ થાય છે એમ બતાવવાને ફ્રાંક્લિને જૂદે જૂદે વખતે અને જૂદે જૂદે ઠેકાણે ઘણા અખતરા કરી બતાવ્યા હતા. સર જોન પ્રિંગલે સાથે ઉત્તર ઇંગ્લાંડમાં તે મુસાફરીએ ગયો હતો ત્યારે આ અખતરો કિંવસવિક આગળ ડરવન્ટ નદીના પાણીમાં ફતેહમંદીથી તેણે કર્યો હતો. તે વખતે દાક્તર બ્રાઉનિંગ હાજર હતો અને તેના પ્રશ્નના જવાબમાં ફ્રાંક્લિને આ સબંધમાં કરેલા અખતરાનો શરૂઆતથી ઇતિહાસ કહી સંભળાવ્યો અને પાણીને

શાન્ત કરવાનો તેલમાં શો ગુણ છે તે સમજાવ્યું. ઘણી અજમાયશો કરી ફ્રાંકિલને સાબિત કર્યું કે તળાવ કે સરોવરમાં મોજાંથી પાણી હાલી ગયું હોય તો તેપર થોડું તેલ રેડવાથી પાણી શાન્ત થાય છે.

ફ્રાંકિલનનું મગજ, તેની અવલોકન શક્તિ, તેની જીજ્ઞાસા, એ બધાંથી તત્વજ્ઞાન સબંધી શોધો અને અભ્યાસ કરવાને તે ખાસ રીતે લાયક થએલો હતો અને દરરોજ કંઇ કંઇ કર્યાજ કરતો હતો. તોપણ ઇંગ્લાંડમાં દસ વરસ તે રહ્યો તે દરમિયાન આ બાબતપર તે ઘણું લખી શક્યો નથી. તે દેશના રાજકિય કામમાં તેનો એટલો વખત જતો હતો કે બીજી બાબતોપર તેની મરજી પ્રમાણે લખવા જેટલો તેને અવકાશ મળતો નહીં, તોપણ વિજળી અને તેને લગતી બાબતોપર, સરદી થવાનાં કારણપર, અને એવી બીજી બાબતોપર તેણે કેટલાક નિબંધો લખ્યા છે; અને બીજી ઘણી બાબતોપર ટુંકામાં નોટ લખી રાખી છે. એ પરથી સ્પષ્ટ રીતે જણાય છે કે તેનો ઘણો વખત વિદ્યા સબંધી કામમાં પણ જતો હશે.

ફ્રાંકિલનના વિદ્યા સબંધી લખાણોનું ફ્રેન્ચ ભાષામાં ભાષાન્તર કરી, બરબોડુબર્ગ નામના એક વિદ્વાને ૧૭૭૩ માં એક પુસ્તક પારિસમાં છપાવ્યું હતું. એ વિદ્વાને છપાવેલી આવૃત્તિમાં ફ્રાંકિલનનાં પ્રસિદ્ધ થએલાં લખાણો ટીકા સાથે આપેલાં છે. એજ વરસમાં અંગ્રેજી ભાષામાં તેની પાંચમી આવૃત્તિ પ્રસિદ્ધ થઇ.

---

## પ્રકરણ ૨૪ મું.

### હાચિન્સનના કાગળો.

૧૭૭૪.

બોસ્ટનમાં લસ્કરી દાબ—એ સબંધમાં પાર્લામેન્ટના એક સભાસદ સાથે વાતચીત—હચિન્સન વગેરેના કાગળો—મી. કશીંગને લખેલો પત્ર—હચિન્સનના પત્રો અમેરિકામાં પ્રસિદ્ધ થયા—હચિન્સન અને ઓલિવરને બરતરફ કરાવવા અરજી—ટોમસ વેટલી અને ટેમ્પલ વચ્ચે દ્વંદ્વ યુદ્ધ—પત્રો શી રીતે અમેરિકા ગયા તે બાબત ફ્રાંકિલને કરેલો ખુલાસો-ફ્રાંકિલનપર ટોમસે કરેલો દાવો—હચિન્સન અને ઓલિવરને બરતરફ કરવાની અરજી બાબત પ્રીવિ કાઉન્સીલ આગળ ચાલેલી તપાસ—અરજી સબંધી ચાલતા ગપાટાની ફ્રાંકિલને કરેલી નોંધ—પ્રીવિ કાઉન્સીલ આગળ

**ચાલેલા કામનો હેવાલ—કાયદામંડળીની અરજ નામંજુર થઇ—ડેપ્યુટી પોષ્ટમાસ્તરના હુદ્દાપરથી ફ્રાંકિલન બરતરફ થયો—કાઉન્સીલના ઠરાવથી અમેરિકામાં થયેલી અસર—હચિન્સનનું રાજીનામું.**

બોસ્ટનના લોકોને ડરાવી જકાત કાયદાને તાબે કરવા પ્રધાનમંડળે બોસ્ટન શહેરમાં ૧૭૬૮ માં લશ્કર મોકલ્યું હતું. ૧૪ મનવારો બંદરપર હારોહાર લંગર કરી પડી હતી અને બે પલટણોએ શહેરમાં ઉતરી પડાવ નાંખ્યો હતો.

૧૭૭૨ માં એક દિવસ, પાર્લામેન્ટના એક સભાસદ આગળ, ફ્રાંકિલન આ સબંધમાં વાત કરતો હતો. વાતેવાતમાં તેણે કહ્યું કે પ્રધાનમંડળ આ પ્રમાણે જોર જુલમ વાપરે છે એ બરોબર નથી, આ કૃત્ય માત્ર પ્રધાનમંડળનું છે પણ અમેરિકાનાં લોકો તો એમ જાણે છે કે આખા ઇંગ્લાંડની પ્રજાએ આ પગલું ભર્યું છે. આ પ્રમાણે ગેરસમજુત થવાથી અમેરિકામાં તોફાન થાય છે અને લોકો સામા થવાથી તેમના વિષે ઇંગ્લાંડના લોકો ખોટો અભિપ્રાય બાંધે છે. પાર્લામેન્ટના સુભાસદે કહ્યું કે તમે ખરી હકીકત જાણતા નથી. પ્રધાનમંડળે પોતાની આપખુદીથી લશ્કર મોકલ્યું નથી પણ કેટલાએક અમેરિકન શહેરીઓએ એમ જાહેર કર્યું હતું કે અમારા દેશના ભલાને માટે લોકોપર દાબ બેસાડવાને લશ્કર મોકલવું જોઇએ, તેથી તેમના માગણાપરથી મોકલ્યું છે. ફ્રાંકિલને કહ્યું કે એમ હોઇ શકે નહીં. પેલા સભાસદે કહ્યું કે મારૂં કહેવું ખરૂં છે એમ થોડા દહાડામાં પૂરાવાથી હું તમારી ખાત્રી કરીશ. થોડા દહાડા પછી એ સભાસદ ફ્રાંકિલનને ફરીથી મળ્યો અને તેના હાથમાં અમેરિકાના કેટલાક ગૃહસ્થો તરફથી આવેલા કાગળ મૂકયા. આ કાગળોનું સરનામું ફાડી નાખવામાં આવ્યું હતું. પણ તે સભાસદે કહ્યું કે તે વિલિયમ ઉવેટલી નામના એક સભાસદપર મોકલવામાં આવ્યા હતા. ઉવેટલી પ્રધાનમંડળના હાથ નીચે હુદ્દાની જગોપર હતો અને એ કાગળો પ્રધાનમંડળના જોવામાં આવવાથી તેમણે લશ્કર મોકલવાનો ઠરાવ કર્યો હતો. આ કાગળો પૈકી છ ગવર્નર હચિન્સને લખ્યા હતા; હચિન્સન અમેરિકાનો વતની હતો, હારવર્ડ કાલેજનો ગ્રેજ્યુયેટ હતો અને શરૂઆતમાં સંસ્થાનોની તરફેણમાં હતો; પણ પાછળથી હુદ્દે ચઢવાની ઉમેદથી પ્રધાનમંડળના પક્ષમાં જતો રહ્યો હતો. ચાર કાગળો એન્ડ્રુ ઓલિવર નામના મસાચ્યુસેટના બીજા એક વતની-

એ લખેલા હતા. આ માણસ મસાચ્યુસેટના લેફ્ટેનન્ટના હુદ્દાપર ચઢયો હતો. બાકીના કાગળો જકાત અને સરકારી બીજાં ખાતાંઓના કેટલાએક નોકરોએ લખેલા હતા. એ કાગળો ખાનગી નહોતા. પ્રધાનમંડળપર અસર કરવાને તે લખેલા હતા અને ઘણા માણસોમાં ફરેલા હતા. ૧૭૭૨ માં હ્વેટલી મરી ગયો ત્યારે તે સરકારી દફતરોમાં બીજા કાગળો ભેગા પડેલા હતા. આ કાગળોમાં અમેરિકાના લોકવિચારનો ખોટો ચિતાર આપ્યો હતો. સઘળા સારા માણસો તો, મૂળ દેશ અને સંસ્થાનો વચ્ચે સલાહ સંપ રાખવા ઇચ્છે છે; અમેરિકામાં ચાલતો અસંતોષ અને તોફાન કેટલાએક ફિતુરી અને રાજદ્રોહી માણસોની ઉશ્કેરણીથી થયાં છે, અને જો લશ્કર મોકલી સરકાર જબરાઇ વાપરવામાં પાછા હઠે નહીં તો તરત લોકો શરણ થશે એમ એ કાગળોમાં જણાવ્યું હતું. આ કાગળો વાંચ્યાથી ફ્રાંકિલનની ખાત્રી થઇ કે મારા દેશના કેટલાક ખુશામતિયાએ જ ઉંધું વાળ્યું છે. એ કાગળોની નકલો લેવામાં આવે નહીં, છપાવવામાં આવે નહીં અને જોવાને તેઓ પાછા લાવી આપવામાં આવે તો અમેરિકાના ફ્રાંકિલનના મિત્રોને તે બતાવવા મોકલવાને પેલા સભાસદે ફ્રાંકિલનને રજા આપી. ૧૭૭૨ના ડિસેમ્બરમાં ફ્રાંકિલને એ પત્રો, મસાચ્યુસેટ કાયદામંડળીની પત્રવ્યવહાર કમિટીના પ્રમુખ મી. કશીંગને મોકલાવ્યા અને તેને જણાવ્યું કે "હું ધારૂં છું કે મારે તમને ખબર આપવી જોઇએ કે મારા હાથમાં કેટલાક કાગળો આવ્યા છે, જે આપણી હાલની ફરિયાદોનું મૂળ હોય એમ મને લાગે છે. એ કાગળો મને શી રીતે મળ્યા તે જણાવવાની મને છૂટ નથી; વળી મેં વચન આપ્યું છે કે એ કાગળોની નકલો કરવામાં આવશે નહીં અને તે છપાવવામાં આવશે નહીં પણ આખા સંસ્થાનમાં નામિચા પુરૂષોને જોવા હોય તો તે બતાવવાની છૂટ છે. મેં આપેલું વચન તમે પાળશો એવા ભરોંસાથી એ અસલ કાગળો જેવા મળ્યા છે તેવા હું તમારાપર બીડું છું. એ કાગળો કોના લખેલા છે તે અક્ષરોપરથી જણાશે. તેમની વર્તણુંક ઉઘાડી પડશે એ તેમને કદાચ ગમશે નહીં, પણ જો તેઓ સારા માણસો હશે અથવા સારા માણસો હોવાનું ડોળ રાખતા હશે તો તેઓ કબુલ કરશે કે સઘળા સારા માણસો સંસ્થાનો અને મૂળ દેશ વચ્ચે સલાહ અને સંપ રાખવાને ઇચ્છે છે; અને એ મતલબ કંઇ અંશે પાર પાડવાને તેમના દેશી ભાઇઓ તેમનું પ્રમાણિકપણું અને દેશદાઝ ખરેખર કેવાં છે એ જાણે તો તેથી તેમણે દિલગીર થવું ન જોઇએ. મારે કબુલ કરવું

જોઇએ કે આ દેશ આપણા ઉપર આપખુદીથી વર્તે છે તેથી મને થએલો ગુસ્સો ઘણે દરજ્જે નરમ પડયો છેઃ કારણ કે મારી ખાત્રી થઇ છે કે આપણા જ લોકોમાંથી વજનદાર ગણાતા કેટલાએકની સલાહ, સૂચના અને માગણીથી સરકારે ભૂલાવો ખાઇ આપખુદી ચલાવવા માંડી છે. હું ધારૂંછું કે તમને પણ એમજ લાગશે; પણ મેં આગળ કહ્યું છે તેમ એ કાગળો પ્રસિદ્ધ કરવાની મને છૂટ નથી. તમને હું એટલી રજા આપુંછું કે એ કાગળો તમે જોઇ પત્રવ્યવહાર કમિટીના બીજા સભાસદોને બતાવજો. વળી બોડોઇન, પીટ્સ, ચોન્સિ, કુપર અને વિન્થોપ અને તમને યોગ્ય લાગે તેવા બીજા ગૃહસ્થોને બતાવજો. તમારા કબજામાં કેટલાક મહિના એ કાગળો રાખી મારા તરફ પાછા મોકલજો."

એ કાગળો અમેરિકા પહોંચ્યા પછી ઘણા જણને બતાવવામાં આવ્યા હતા. જૉન આડમ્સ નામનો બારિસ્ટર જ્યાં જતો ત્યાં તે કાગળો લઇ જતો અને જે માગે તેને બતાવતો. એ કાગળોની વાત થોડા વખતમાં આખા દેશમાં ફરી વળી. એ કાગળોની એટલી માગણી થવા લાગી કે, તેમની નકલો લેવાની ઘણી જરૂર છે માટે મહેરબાની કરી નકલો કરી લેવાની રજા મેળવો, એમ પત્રવ્યવહાર કમિટીએ ફ્રાંકિલનને વિનંતિ કરી. એ પત્રો જોઇએ તેટલો વખત રાખવાની અને જેને જોઇએ તેને બતાવવાની પરવાનગી ફ્રાંકિલન મેળવી શક્યો, પણ નકલો લેવાની પરવાનગી મળી નહીં. જુન મહિનામાં કાયદામંડળી મળી ત્યારે સભાસદોએ એ પત્રો સંબંધી એટલી આતુરતાથી પડપુછ કરવા માંડી કે બારણાં બંધ કરી એ પત્રો કાયદામંડળી આગળ વાંચવાનું ઠરાવવામાં આવ્યું. એ કાગળો વાંચવામાં આવ્યા પણ નકલ કરી લેવાનો પ્રતિબંધ હતો ત્યાં સુધી કંઇ આગળ તજવીજ થઇ શકી નહીં. થોડા વખતમાં "ઈંગ્લાંડથી છેલ્લી ટપાલ સાથે આવેલી" કહેવામાં આવતી એ પત્રોની છાપેલી નકલો બહાર પડી. એ નકલોનું ચોપાનિયું દરેક સંસ્થાનમાં ફરી વળ્યું અને કેટલીએક નકલો ઈંગ્લાંડ પણ ગઈ.

કાયદામંડળીએ કાગળોની વાત જાણ્યા પછી એવો ઠરાવ કર્યો કે રાજાને અરજી કરી, હચિન્સન અને ઓલિવરને બરતરફ કરવાનું માગણું કરવું. અરજી તૈયાર થઈ ત્યારે ફ્રાંકિલન તરફ મોકલવામાં આવી. ફ્રાંકિલને તે લોર્ડ ડાર્ટમથને આપી અને જેમ બને તેમ વહેલી રાજા આગળ

રજુ કરવાને તેને વિનંતિ કરી, ડાર્ટમથે જવાબમાં જણાવ્યું કે રાજાની મુલાકાત લેવાની મને તક મળશે ત્યારે તરતજ હું તે તેમની હજુર રજુ કરીશ. આ પ્રમાણે કહ્યા છતાં ઘણા વખત સુધી એ અરજી એમની એમ એની ઑફિસમાં પડી રહી.

એવું બન્યું કે અમેરિકામાં બહાર પડેલી પેલા કાગળોની નકલો થોડા વખતમાં લંડન આવી પહોંચી અને બધાં વર્તમાનપત્રોમાં છપાઈ, તેથી એ કાગળો અમેરિકા શી રીતે ગયા એમ તરતજ પડપુછ થવા લાગી. મૈયત ઉવેટલીના ભાઇ ટામસપર કેટલાએક જણને વહેમ આવ્યો; કારણ કે મૈયતનો વારસો તેને મળ્યો હતો. પણ એ બિચારે એ પત્રો કદી જોયાજ નહોતા. તેનો વહેમ જૉન ટેમ્પલપર હતો. કારણ કે મૈયતના કાગળપત્રો જોવાને તેણે તેની પાસે પરવાનગી માગી હતી. ટામસ એમ ધારતો હતો કે ટેમ્પલને મેં મારા ભાઇના કાગળપત્રો જોવા દીધા તે વેળા આ કાગળો તે લઇ ગયો હશે; પણ આ વાત ખરી નહોતી. તેથી પરિણામ એ થયું કે ટામસ અને ટેમ્પલ વચ્ચે દ્વન્દ્વ યુદ્ધ થયું અને તેમાં ટામસ ઉવેટલી ઘાયલ થયો. એ બે વચ્ચે ફરીથી યુદ્ધ થવાનું છે એમ ફ્રાંકલિનના જાણવામાં આવતાં તેને લાગ્યું કે હવે વચમાં પડવાની મારી ફરજ છે. તેણે તરતજ વર્તમાનપત્ર દ્વારા લખી જાહેર કર્યું કે કાગળો અમેરિકા મોકલવાની જોખમદારી મારે માથે છે; એ કાગળો ટામસને તેના ભાઇ તરફથી મળ્યા નથી એટલે તે કોઇને આપી શકે અથવા ટેમ્પલ જેવો કોઇ તેની પાસે લઇ શકે એ શકય નથી. આ પ્રમાણે ખરી હકીકત બહાર આવી એટલે હવે દાક્તર ફ્રાંકલિનનું ભુંડું બોલાવા લાગ્યું. એક તરફથી ટામસ ઊવેટલીના મિત્રો એમ કહેવા લાગ્યા કે જ્યારે એ ખરી વાત જાણતો હતો ત્યારે તે પહેલેથી જાહેર કરી બન્ને વચ્ચે થતું યુદ્ધ તેણે શા માટે અટકાવ્યું નહીં? બીજી તરફથી પ્રધાન-મંડળના આશ્રિતો, એ કાગળો મેળવીને અમેરિકા મોકલવામાં તેણે લીધેલા ભાગ માટે તેને ગાળો દેવા લાગ્યા. પહેલા આરોપના સંબંધમાં એટલું કહેવું બસ છે કે યુદ્ધ પૂરૂં થયું ત્યાં સુધી એ વિષે ફ્રાંકલિનને કંઇ ખબર જ નહોતી. જ્યારે તેને ખબર પડી ત્યારે બહાર પડી ખરી હકીકત જાહેર કરી ટામસ અને ટેમ્પલને દોષમુક્ત કરી તેમના કજીઆનો તેણે અંત આણ્યો. એટલા માટે ખરૂં જોતાં ફ્રાંકલિનને સાબાશી ઘટે છે. બીજા આરોપને વિષે કંઇ કહેવાની જરૂર નથી. પોતાનો સ્વાર્થ સાધવાને

ફ્રાંક્લિને એ પત્રો મોકલ્યા નહોતા. પોતાની ફરજ તરિકે, પોતાના દેશની સેવા અર્થે તેણે તે મોકલ્યા હતા. વળી એ કાગળો મેળવવામાં કંઈ અ-ઘટિત ઉપાય તેણે વાપર્યો નહોતો.

ટોમસ હ્વેટલી ઉપર ફ્રાંકિલને કેટલેક પ્રકારે ઉપકાર કર્યો હતો. અમેરિકામાં જમીન મેળવવામાં તેણે તેને સારી મદદ કરી હતી. કાગળોના સંબંધમાં પણ ફ્રાંકિલને બહાર પડી ખરી હકીકત જાહેર કર્યાથી તે દોષ-મુક્ત થયો હતો. આ બધું ભૂલી જઈ ટોમસે ફ્રાંકિલનપર એકદમ દાવો બાંધ્યો; અને પોતાના ભાઇના કાગળો લઇ અમેરિકા મોકલાવી ફ્રાંકિલને નફો મેળવ્યો છે એમ જાહેર કરી નફાના પૈસા પોતાને અપાવવા માગણી કરી. ફ્રાંકિલને જવાબ આપ્યો કે કાગળો મને મળ્યાં તે વખતે તે પર કંઇ સરનામું નહોતું અને એ કાગળોની અસ્તિત્વની મને ખબર નહોતી. એ મોકલવાથી મને કંઈ નફો મળ્યો નથી. આ દાવો આખરે માંડી વાળવામાં આવ્યો હતો.

કાગળો અમેરિકા શી રીતે ગયા એ વિષે ફ્રાંકિલને વર્તમાનપત્રદ્વારા ખુલાસો કર્યા પછી ૧૪ દહાડે તેને નોટીસ મળી કે રાજાએ તેની અરજી પ્રિવિ કાઉન્સીલ તરફ મોકલાવી છે અને તેની સુનાવણી કાઉન્સીલ આગળ ત્રણ દિવસ પછી થવાની છે માટે તેણે હાજર થવું. તારીખને દિવસે ( ૧૪ જાયુઆરી ૧૭૭૪ ) ફ્રાંકિલન મી. બોલન નામના વકીલને લઇને હાજર થયો. અરજી વંચાયા પછી ફ્રાંકિલનને પુછવામાં આવ્યું કે આ અરજીના સંબંધમાં તમારે કંઇ જાહેર કરવાનું છે. ફ્રાંકિલને જવાબ દીધો કે મી. બોલન અરજદારો તરફથી તકરાર કરશે. મી. બોલન બોલવા જતો હતો એટલામાં તેને કાઉન્સીલના સભાસદોએ અટકાવ્યો ને કહ્યું કે તમે કાયદા મંડળીના વકીલ નથી તેથી અમે તમને સાંભળી શક્તા નથી. આ વખતે ફ્રાંકિલનને જણાયું કે હચિન્સન અને ઓલિવર તરફથી પ્રખ્યાત બારિસ્ટર વેડરબર્નને રોકવામાં આવ્યો છે અને તે બોલવાને તૈયાર થઇ રહેલો છે. અરજીના ટેકામાં ફ્રાંકિલને કાગળોના નકલો રજુ કરી. વેડરબર્ને વાંધો ઉઠાવ્યો કે એ કાગળો કાયદામંડળીને શી રીતે મળ્યા, કોના કોના હાથમાં આવ્યા છે, અને કોને લખેલા છે એ વાત જણાવ્યા વગર નકલો વાંચી શકાય નહીં. ચીફ જસ્ટીસનો પણ આવો અભિપ્રાય હતો. આ વખતે ફ્રાંકિલન ઉભો થઇને બોલ્યો કે સામા પક્ષ તરફથી બારિસ્ટર લાવવામા આવનાર છે એમ અમને ખબર નહોતી; કાયદાની બારિકીનો

સવાલ આ અરજના સબંધમાં ઉઠે એમ અમને લાગતું નહોતું હું તો એમ ધારતો હતો કે અરજીમાં લખેલી હકીકતનો આપ સાહેબો જાતેજ નીકાલ કરશો. પણ બારિસ્ટરની તકરારો સાંભળવી હોય તો અમારા તરફથી બારિસ્ટર કરવાની અમને તક મળવી જોઇએ. આ અરજ મંજુર કરી ત્રણ અઠવાડિયાં સુધી સુનાવણી મુલતવી રાખવામાં આવી.

ફ્રાંકિલન લખે છે કે " હવે ગામમાં એવી વાત ચાલી છે કે કાઉન્સીલ આગળ વેડરબર્ને મને ઘણી ગાળો દીધી હતી. પણ આ પ્રમાણે હજી સુધી થયું નથી. વેડરબર્નનો એવું કરવાનો ઇરાદો હતો અને તે તેણે જણાવ્યો પણ હતો. વળી મેં ઘણે ઠેકાણેથી એમ સાંભળ્યું છે કે પ્રધાનમંડળ અને દરબારીઓ, મેં કાગળ મોકલાવ્યા તેથી મારાપર ઘણા ગુસ્સે થયા છે. મને કજીઓ સળગાવનાર કહેવામાં આવે છે અને વર્તમાનપત્રોમાં મારી નિન્દા કરવામાં આવે છે. મને એવી સૂચના આપવામાં આવે છે કે મને કેદ કરી, મારા કાગળ પત્ર છિનવી લઇ, ન્યુગેટ કેદખાનામાં પૂરી રાખવાનો છે, મને પાકે પાયે ખબર મળી છે કે મારી જગો લેઇ લેવાનો ઠરાવ કરવામાં આવ્યો છે, અને તેનો અમલ અરજીની સુનાવણી થઇ રહ્યા પછી કરવાનો છે, કારણ કે મારી નિન્દા કરી મને કાઢી મૂકવામાં આવે એટલે મને અન્યાય થયો છે એમ કોઇ કહે નહીં. અરજીનું પરિણામ કેવું આવવાનું છે એ પણ કેટલાક જાણે છે; પ્રથમ સુનાવણી પૂર્વે મને કેટલાએક જણ કહેતા હતા કે અરજી નામંજુર કરવાની છે, કાયદામંડળીને ઠપકો આપવાનો છે અને ગવર્નરને માન આપવાનું છે. આ હકીકત શી રીતે એ લોકોને જણાઇ એ કહી શકાતું નથી. કદાચ એ તેમની માત્ર અટકળ હશે."

કાયદામંડળી તરફથી મી. ડન્નિંગ અને મી. લી નામના બે પ્રખ્યાત બારિસ્ટરો ફ્રાંકિલને રોક્યા. નિમેલી મુદ્દતે ફરીથી અરજીની સુનાવણી થઇ. તે વખતે જે રીતે કામ ચાલ્યું તેનો હેવાલ દાક્તર ફ્રાંકિલને નીચે પ્રમાણે આપેલો છે.

" મને આગળથી ખબર મળેલી હતી એમ છતાં હું માનતો નહોતો કે કાઉન્સીલ આગળ જે કામ હતું તે છોડી, જે માણસ આરોપી તરિકે આવ્યો નહોતો, અને તેથી પોતાના બચાવની કંઇ પણ તૈયારી વગરનો હતો, તેવા માણસપર બીજી બાબતના સબંધમાં ભળતોજ આરોપ રાખી, વેડરબર્નને બોલવા દેવામાં આવશે. તોપણ આજ પ્રમાણે થયું અને

ઘણુંકરીને એ પ્રમાણે કરવાનો આગળથી ઠરાવ કર્યો હશે, કારણ કે જેમ જમવાને નોતર્યા હોય તેમ સઘળા દરબારીઓ ત્યાં હાજર હતા અને કાઉન્સીલના સભાસદોમાંથી, કોઇ દહાડો નહીં આવેલી એટલી ૩૫ જણની મોટી સંખ્યા હાજર હતી અને એ સિવાય બીજા શ્રોતા ઘણા હતા."

"સુનાવણી શરૂ થતાં, અરજી સાથે મોકલેલો લોર્ડ ડાર્ટમથપર મેં લખેલો કાગળ વાંચવામાં આવ્યો. પછી અરજી વાંચવામાં આવી, પછી કાયદામંડળીના ઠરાવો વાંચવામાં આવ્યા, અને પછી કાગળો વાંચવામાં આવ્યા. કાગળો વિષે વેડરબર્ન વાંધા ઉઠાવવાનો છે એમ પહેલી સુનાવણી વખતે કહેવામાં આવ્યું હતું પણ આ વખતે તેણે કંઇ વાંધો ઉઠાવ્યો નહીં, પછી આપણા બારિસ્ટરે ભાષણ શરૂ કર્યું અને જે બાબતોપર બોલવા નક્કી કર્યું હતુ તેપર સારી રીતે બોલ્યો. ફક્ત મી. ડર્નિંગને ફેફસાનો રોગ થએલો હોવાથી તેનો અવાજ જેવો જોઇએ તેવો મોટો નીકળી શક્યો નહીં. પછી વેડરબર્ને સામા પક્ષ તરફથી ભાષણ કર્યું. શરૂઆતમાં તેણે છેલ્લાં દશ વરસનો પ્રગણાનો ઇતિહાસ આપ્યો અને તેમાં પ્રગણાના લોકોને પુષ્કળ ગાળો દીધી અને ગવર્નરનાં વખાણ કર્યાં. પણ તેના ભાષણનો સૌથી સરસ ભાગ તો તમારા એજન્ટ સામે હતો. એક કલાક સુધી મુંગે મોઢે મારે તેની ગાલો સાંભળવી પડી. પણ કોઇએ વેડરબર્નને એમ કહ્યું નહીં કે એ તો અરજી પહોંચાડનાર નોકર છે; આ અરજી સાથે તેની વર્તણૂકનો કંઇ સંબંધ નથી. કાગળો મેળવવામાં અને મોકલવામાં તેણે કંઇ ખોટું કર્યું હશે તો પણ આ કોર્ટ આગળ તેનો ઇન્સાફ થવાનો નથી; એ સંબંધનું કામ બીજી કોર્ટ આગળ ચાલે છે. કાઉન્સીલ આગળ જે અરજ હતી તેની સાથે સંબંધ વગરની બાબતોપર નહી બોલવાને કોઇએ વેડરબર્નને કહ્યું નહી. એથી ઉલટું ઘણા સભાસદો મારાપર પડતી ગાળોથી જાણે ખુશી થતા હોય એમ બતાવતા લાગ્યા હતા. વેડરબર્નના ભાષણનો આ ભાગ એવો સારો ગણાય છે કે દરેક ઠેકાણે મારૂં વગોણું પ્રસિદ્ધ કરવાને તે છપાવવામાં આવ્યો છે. જે ઘણો નઠારો ભાગ હતો તે છાપતી વખતે કાઢી નાખવામાં આવ્યો છે, એટલે આબેહુબ જે બન્યું હતું તેની સાથે સરખાવતાં છાપેલી હકીકત ઘણી વાંધા ભરેલી નથી. આ સાથે હું એક નકલ તમારા તરફ મોકલાવું છું. મારા મિત્રો મને સલાહ આપે છે કે મારે તેનો જવાબ લખી છપાવવો જોઇએ, તેથી મેં તે તૈયાર કરવા માંડયો છે."

" મી. ડનિંગે જવાબ આપ્યો એટલે કામ પૂરૂં થયું. તેની તબીઅત સારી ન હોવાથી અને ઘણો વખત ઉભો રહી તે થાકી જવાથી તેનો અવાજ એટલો ધીમો નીકળતો હતો કે તેનું બોલવું બરાબર સાંભળી શકાતું નહી. જે મારા સાંભળવામાં આવ્યું તે ઠીક બોલવામાં આવ્યું હતું પણ તેથી કંઇ અસર થઇ નહીં. "

" કાઉન્સીલે તેજ દિવસે રિપોર્ટ કર્યો. આ સાથે તેની નકલ હું તમને મોકલું છું. તમને માલમ પડશે કે એમાં અરજદારો તથા તેમની અરજીને સખ્ત રીતે વખોડી કાઢવામાં આવી છે."

ઇનસાફના આ ફારસના પરિણામથી આશ્ચર્ય પામવા જેવું કંઇ નથી. કાઉન્સીલે રીપોર્ટ કર્યો કે ખોટા અને ભૂલભરેલા આરોપોથી ધારાધ કાયદા મંડળીએ કરેલા ઠરાવોનું પરિણામ આ અરજ છે. એ અરજ આધાર વગરની, ત્રાસદાયક, અને નાલેસી ભરેલી છે. અને એ અરજી કરવાનો ઉદ્દેશ પ્રગણામાં ચાલતાં તોફાન અને અસંતોષ વધારવાનો છે. રાજાએ આ રિપોર્ટ પસંદ કર્યો અને અરજ નામંજુર કરી.

બીજે દિવસે ફ્રાંકલિનને હુકમ મળ્યો કે તમને અમેરિકાના ડેપ્યુટી પોષ્ટમાસ્તરની જગોપરથી બરતરફ કરવામાં આવ્યા છે. કાઉન્સીલ આગળ ચાલેલા કામની પદ્ધતિથી તેમજ આગળથી મળેલી ખબરથી ફ્રાંકલિન આ અપમાનને માટે તૈયાર થઇ રહ્યો હતો, એટલે તેને આથી કંઇ આશ્ચર્ય લાગ્યું નહીં. તેની હવે ખાત્રી થઇ કે સરકારને રૈયતની અરજીઓ ગમતી નથી, તેથી હવે દેશમાં શાન્તિ થવી અશક્ય છે. ફરિયાદો જાણ્યા વગર દાદ આપી શકાય નહીં. ફરિયાદો શું છે તે જાણવાને અરજીઓ લેવી જોઇએ. રૈયતે અરજી કરવી એ સરકારનું અપમાન કર્યા બરોબર ગણાય છે અને અરજી પહોંચાડનારને ગુન્હેગાર તરીકે સજા કરવામાં આવે છે એટલે હવે અરજીઓ મોકલવામાં કંઈ ફાયદો નથી. ફ્રાંકલિન તરફ સરકારે કરેલી વર્તણુંકથી તેને મનમાં ખોટું તો લાગ્યું પણ તે સહનશીલતાથી ખમી રહ્યા. તેનું અંતઃકરણ તેને કહેતું કે તેં કંઈ ખોટું કર્યું નથી, માત્ર ઇમાનદારીથી તારા દેશની સેવા બજાવી છે. આ તેને મોટો દિલાસો હતો.

આ બનાવની હકીકત અમેરિકા પહોંચી ત્યારે લોકોના મનમાં સરકાર તરફ ઘણો તિરસ્કાર ઉત્પન્ન થયો અને જ્યાં ત્યાં ફ્રાંકલિનની વાહવાહ થઇ રહી. ઠેકાણે ઠેકાણે વેડરબર્ન અને હચિન્સનનાં પુતળાં કરી

બાળવામાં આવ્યાં. હચિન્સનથી પોતાનો તિરસ્કાર ખમી શકાયો નહીં તેથી જગોનું રાજીનામું આપી તે ઇંગ્લાંડ જતો રહ્યો. ત્યાં સરકારે તેને જુજ પેન્શન આપ્યું પણ તેથી તેનું ગુજરાન બરાબર થઇ શકતું નહીં. થોડાં વરસ દુઃખમાં દહાડા કાઢી તે ઇંગ્લાંડમાં કયાંય ખુણે ખોચરે મરી ગયો તે કોઇએ જાણ્યુંએ નહીં. ફ્રાંકલિનને પોષ્ટમાસ્તરની જગોપરથી દૂર કર્યા પછી, દેશ દાઝના અમેરિકનોએ પોતાના પત્રો ટપાલ મારફતે મોકલવાનું બંધ કરી ખાનગી રીતે મોકલવાની ગોઠવણ કરી લીધી. ફ્રાંકલિનના વખતમાં સરકારને પોષ્ટઓફીસમાંથી વરસ દહાડે ત્રણ હજાર પાઉન્ડની ઉપજ થતી હતી તેમાં એકંદર ઘણો ઘટાડો થઇ ગયો.

હચિન્સનના કાગળો ફ્રાંકલિન જેના તરફથી મેળવી શકયો હતો તેનું નામ હજીપણ કોઈ જાણતું નથી. ભરોંસાની વાત છૂપી કેમ રાખવી એ ફ્રાંકલિન સારી રીતે જાણતો હતો. એ ગૃહસ્થે પોતાનું નામ બહાર પાડવા ના કહ્યાથી પોતાના ખાસ મિત્રોને પણ ફ્રાંકલિને તે જણાવ્યું નહોતું.

---

## પ્રકરણ ૨૫ મું.

### અમેરિકા પાછા જવું.

૧૭૭૪—૭૫.

અમેરિકા પાછા જવાનો ઠરાવ કરી તે થોડો વખત બંધ રાખવાનાં કારણ—મી. કિવન્સિના પુત્રનું અમેરિકાથી લંડન આવવું—ફ્રાંકલિનની પત્નીના મરણની ખબર—ફ્રાંકલિનની પત્નીના ગુણ—સંસ્થાનોની પહેલી કોંગ્રેસે રાજા તરફ મોકલેલી અરજી—ગેલોવેની દરખાસ્તના સંબંધમાં ફ્રાંકલિનના વિચાર—ફ્રાંકલિને વર્તેલું ભવિષ્ય—લોર્ડ ચેથામની મુલાકાત—ફ્રાંકલિનના વિચાર જાણવાને પ્રધાનમંડળે ચલાવેલી છૂપી તજવીજ—મીસીસ હો,—દાક્તર ફોધર ગીલ અને ડેવિડ બાર્કલિ સાથે ફ્રાંકલિનને થએલી વાતચીત ફ્રાંકલિને તૈયાર કરેલી સમાધાનની સરતો—લોર્ડ હોની મુલાકાત—લોર્ડ ચેથામે પાર્લામેન્ટમાં કરેલી દરખાસ્ત—ફ્રાંકલિન વિષે લોર્ડ ચેથામનો અભિપ્રાય—ફ્રાંકલિનની દૃઢતા—ઘેર પાછા જવું.

---

હવેથી ફ્રાંકલિને પ્રધાનોને મળવાનું બંધ કર્યું ને થોડા વખતમાં લંડનથી ઉપડી જવાનો વિચાર કર્યો. મસાચુસેટ સંબંધી કાગળ પત્રો તેણે

મી. આર્થર લીને સોંપી દીધા પણ એ ગૃહસ્થ થોડા માસ યુરોપખંડની મુસાફરીએ જવાનો હોવાથી તે પાછો આવે ત્યાંસુધી અમેરિકા પાછા જવું બંધ રાખવું એ ફ્રાંકિલનને ઠીક દીઠું. વળી એવામાં ખબર આવી કે બધાં સંસ્થાનોની કોંગ્રેસ થોડા વખતમાં મળવાની છે; તે મળી શા ઠરાવ કરે છે તે જણાય ત્યાં સુધી ફ્રાંકિલને ઇંગ્લાંડમાંજ રહેવું એમ તેના મિત્રોએ આગ્રહ કર્યો. ફ્રાંકિલને ઉત્તર લખ્યો કે "મારે અહીં રહેવું એ જોખમ ભરેલું છે એમ ઘણા જણ કહે છે. જો કંઇ અકસ્માતથી લશ્કર અને બોસ્ટનના લોકો વચ્ચે મારામારી ઉઠે તો હું ધારૂંછું કે મને તરત પકડવામાં આવશે; કારણ કે બંને દેશ વચ્ચે ગેરસમજુત કરાવનાર હુંજ છું એમ પ્રધાનમંડળ બોલેછે; મારા કાગળ પત્રો જાપ્તામાં રાખવાને મને ઘણા જણ સલાહ આપે છે; વળી આ દેશ છોડી જવાને પણ ઘણા જણ સૂચના કરે છે. તોપણ કોંગ્રેસનું પરિણામ જણાય ત્યાં સુધી અહિ રહેવાની મેં હિમ્મત ધરી છે; કારણ કે હું અહીં હોઉં તો ઉપયોગી થઇ પડું એવી બાબત કદાપિ નીકળી આવે એમ કેટલાએક કહે છે. હું નિરપરાધી છું એમ મારી ખાત્રી છે. બહુ કરશે તો શકપરથી મને કેદમાં નાખશે. તોપણ મારાથી બનશે ત્યાં સુધી એવો પ્રસંગ હું નહીં આવવા દઉં, કારણ કે એમ થાય તો મારે ઘણું ખર્ચ સોસવું પડે, ત્રાસ ખમવો પડે અને મારી તંદુરસ્તીને જોખમમાં નાંખવી પડે.

આ વરસના નવેમ્બર માસમાં જોશિયા કિવન્સિ નામનો બોસ્ટનનો પ્રખ્યાત બારિસ્ટર લંડનમાં આવ્યો. બ્રિટિશ સરકારનાં આપખુદી પગલાં થવામાં મસાચ્યુસેટમાં જોશિયા કિવન્સિની બરોબરી કરે એવો કોઇ નહોતો. આગળ જણાવેલા ફ્રાંકિલનના મિત્ર કિવન્સિનો તે છોકરો હતો. એના આવવાથી ફ્રાંકિલનને એક મનપસંદ સોબતી મળ્યો. અમેરિકામાં જે જે બીના બની હતી, તેની ખાત્રી લાયક માહિતી ફ્રાંકિલનને તેની સાથે વાતચીત કરવાથી મળી. બન્નેના વિચાર એવા મળતા હતા કે તેમની વચ્ચે થોડા વખતમાં ગાઢી પ્રીતિ બંધાઇ. કિવન્સિએ પોતાના પિતાને ૧૭૭૪ ના નવેમ્બરની ૨૭ મી તારીખે લખેલા એક પત્રમાં તે લખે છે કે "દાક્તર ફ્રાંકિલન અંતઃકરણથી ખરો અમેરિકન છે; એનાપર ભરોંસો રાખો, માત્ર જકાતના કરમાંથી મુક્ત થઇ બેસી રહે એવા સાંકડા વિચારનો તે નથી. પૂર્ણ સ્વતંત્રતા મેળવવાનો તેનો વિચાર છે. આ વિષયપર સ્પષ્ટ રીતે ચોખ્ખા શબ્દોમાં અને હિમ્મતથી તે વાત કરે છે. અને અમેરિકા સ્વતંત્ર

થશે એમ મારી પેઠે એને પૂર્ણ આશા છે." ક્રિન્સિ ચાર માસ ઈંગ્લાંડમાં રહ્યો તે દરમિયાન હરરોજ ફ્રાંકલિનને તે મળતો. લોર્ડ નોર્થ, લોર્ડ ડાર્ટમથ અને બીજા પ્રધાનોએ તેને મળવાની ઇચ્છા દેખાડવાથી તેમને પણ તે મળતો હતો. અને તેમની તથા પાર્લામેન્ટના બીજા સભાસદોની સાથે, પોતાના મિત્ર સાથે જેવી છૂટ અને દૃઢતાથી બોલે તેવી રીતે બોલીને પોતાના દેશની વર્તણુક અને હકનો તેણે બચાવ કર્યો હતો.

દશ વરસના વિયોગ પછી ઘેર જઇ પોતાની પત્નીને થોડા વખતમાં મળવાની આશામાં ફ્રાંકલિન હતો એવામાં એ ભલી બાઇ દેવલોક પામ્યાની માઠી ખબર તેને મળી. તેને લકવાનું દરદ એકાએક થઇ તેનાં ગાત્ર એવાં જડ થઇ ગયાં હતાં કે પાંચ દિવસના મંદવાડમાં તે મરી ગઇ. સહેજ સાજ બિમારી કેટલાએક મહિનાથી ચાલતી હતી પણ એકાએક આવું પરિણામ આવશે એમ કોઇ ધારતું નહોતું. ફ્રાંકલિન સાથે પરણેલી જીંદગી એ બાઇએ ૪૪ વરસ ભોગવી હતી. એટલી લાંબી મુદતમાં કોઇ દહાડો એમને અણબનાવ થયો નહોતો. ગરીબ અવસ્થામાં તેમજ શ્રીમન્તાઇ આવી ત્યારે એક સરખી રીતે તે પોતાના પતિની સેવામાં તત્પર રહી હતી. પતિનું કામ તે એવી રીતે ઉપાડી લેતી કે પતિને તેને લીધે ઘણો અવકાશ મળતો. પતિના પૈસાની તે એવી કરકસર અને ડહાપણથી વ્યવસ્થા કરતી કે એ સંબંધમાં પતિને કાળજી રાખવી પડતી નહોતી. એ બાઇના ભલા ગુણોને લીધેજ ફ્રાંકલિન દસ વરસ ઇંગ્લાંડમાં રહી દેશ સેવા કરી શકયો હતો. આ ભલી બાઇને પતિના વિયોગમાં મોત આવ્યું એ ખરેખરી દિલગીરીની વાત છે.

ફ્રાંકલિનની ગેરહાજરીમાં તેની સ્ત્રી સાથે ચાલેલો પત્રવ્યવહાર, બન્ને બાજુએ પ્રીતિથી ભરપૂર છે, અને એ બે જણને એક બીજાપર કેટલો વિશ્વાસ અને મમતા હતા તેની સાબીતી આપે છે. ઇંગ્લાંડમાં રહ્યો ત્યાં સુધી ફ્રાંકલિન વખતોવખત પત્નીનું સુખ વધારે અથવા તેને ઉપયોગી થઇ પડે એવી ચીજો મોકલ્યા કરતો હતો. એના ડહાપણપર ફ્રાંકલિનનો એટલો ભરોંસો હતો કે પોતાની ગેરહાજરીમાં ઘરનો બધો વહિવટ તેને સોંપ્યો હતો. એક સ્ત્રીને લખેલા પત્રમાં ફ્રાંકલિન લખે છે કે "કરકસરથી પૈસાદાર થવાય છે; એ ગુણ હું મારી મેળે મેળવી શકયો નહોતો. મારે સારે નશીબે મારી પત્નીમાં એ ગુણ હતો અને તેથી મારી શ્રીમન્તાઇનું કારણ એ બાઇજ હતી."

અમેરિકામાં પહેલી કોંગ્રેસ મળી તે સમયમાં ઈંગ્લાંડમાં પાર્લામેન્ટની નવેસર ચુંટણી થઇ હતી. નવી પાર્લામેન્ટમાં અમેરિકા વિરૂદ્ધ વિચારના સખસોની સંખ્યા પહેલાં કરતાં વધારે હતી. ઈંગ્લાંડ સાથે સલાહસંપ કરવાના ઇરાદાથી બધાં સંસ્થાનોની કોંગ્રેસે એક મતે છેવટની એક અરજી રાજા તરફ મોકલવાનો ઠરાવ કર્યો. આ અરજી ઘણી નમ્રતા ભરેલા શબ્દોમાં લખેલી હતી અને તેમાં અમેરિકન ફરિયાદોને દાદ આપવાને વિનંતી કરી હતી. રાજાને આ અરજ પહોંચાડવા સારૂ તે સંસ્થાનોના મુખત્યારો તરફ ઈંગ્લાંડ મોકલવામાં આવી. આ અરજ ફ્રાંક્લિનને ૧૭૭૪ ના ડિસેમ્બર માસમાં પહોંચી કે તરતજ બધા મુખત્યારોને તેણે બોલાવ્યા ને હકીકત સમજાવી. પણ લી અને બોલન શિવાયના બીજા મુખત્યારોએ એવું જણાવ્યું કે અમારા સંસ્થાન તરફથી અમને કંઇ ખબર મળી નથી તેથી આ અરજના સંબંધમાં અમે ભાગ લઇ શકતા નથી. ફ્રાંક્લિન લી અને બોલન એ ત્રણ જણ લોર્ડ ડાર્ટમથની ઓફીસમાં અરજી લઇને ગયા અને તે રાજાને આપવા તેને વિનંતિ કરી. એક દિવસ એ અરજ પોતાની પાસે રાખી વાંચ્યા પછી, લોર્ડ ડાર્ટમથે કહ્યું કે હું એ રજુ કરીશ. થોડા દિવસ પછી તેણે ફ્રાંક્લિનને જવાબ મોકલ્યો કે અરજી રાજાએ રાખી છે અને તે પાર્લામેન્ટ આગળ રજુ કરવામાં આવશે. આ અરજી આખરે પાર્લામેન્ટ આગળ રજુ કરવામાં આવી પણ એ તરફ ખાસ ધ્યાન ખેંચવામાં આવ્યું નહોતું. હજારો કાગળો, વર્તમાનપત્રો, ચોપાનિયાં વગેરે ભેગી તે પણ મૂકવામાં આવી હતી. ફ્રાંક્લિને અરજ કરી કે અમને પાર્લામેન્ટ આગળ ઉભા રહી અમારી તકરાર કહેવા રજા આપો. પણ તે પ્રમાણે કરવા દેવાને ના પાડવામાં આવી. જ્યારે અરજી વાંચવામાં આવી ત્યારે તેનાપર પાર્લામેન્ટમાં ભારે તકરાર ચાલી અને ઘણા મતે તે નામંજુર કરવામાં આવી. તકરાર ચાલતી હતી તે વખતે કેટલાક સભાસદોએ અમેરિકનોપર ગાળોનો વરસાદ વરસાવો મૂક્યો હતો. લોર્ડ સેન્ડવિચે કહ્યું કે અમેરિકનો એવા બાયલા છે કે તોપના ધડાકાથી વિખરાઇ જશે. કેટલાંએકે કહ્યું કે અમેરિકનોની ફરિયાદ મનકલ્પિત છે; જો તેઓ હઠ છોડી ન દે તો લશ્કરના જોરથી તેમને નરમ કરવા જોઇએ.

પહેલી કોંગ્રેસ મળી હતી ત્યારે ગેલોવે નામના પેન્સિલ્વેનિયાના સભાસદે ગ્રેટબ્રિટન અને સંસ્થાનોને એકત્ર કરવાને એક યોજના દરખાસ્ત તરીકે મૂકી હતી. પણ તે એટલી ના પસંદ પડી હતી કે તેની નોંધ લેવાનું

પણ માંડી વાળવામાં આવ્યું હતું. આથી ગેલેવેને એટલું ખોટું લાગ્યું કે પોતાની યોજના તેણે છપાવી અને કોંગ્રેસે કરેલાં કામપર અઘટીત ટીકા સાથે તે પ્રસિદ્ધ કરી. એક નકલ તેણે ડાક્તર ફ્રાંક્લિનને મોકલાવી. ફ્રાંક્લિને તેને જવાબ આપી જણાવ્યું કે એકત્ર થવાનો વિચાર કરો તે પહેલાં કેટલીએક બાબતોનો નિર્ણય થવો જોઇએ. આ બાબતોમાંની મુખ્ય નીચે પ્રમાણે છે. પાર્લામેન્ટને સંસ્થાનોપર કર નાખવાનો હક છે એવો કાયદો કર્યો છે તે રદ થવો જોઇએ; સંસ્થાનોપર કર પડે એવા પાર્લામેન્ટે કરેલા સઘળા કાયદા રદ થવા જોઇએ; સંસ્થાનોના કાયદા તથા બંધારણમાં ફેરફાર કરે એવા કાયદા પાર્લામેન્ટે કર્યા છે તે રદ કરવા જોઇએ; વેપાર રોજગારને પ્રતિબંધક કાયદા રદ થવા જોઇએ; નૌકા સંબંધી કાયદામાં સુધારો થવો જોઇએ. આ બધું થયા પછી એકત્ર થવાનો વિચાર કરો તો હરકત જેવું નથી. તો પણ મારો પોતાનો અભિપ્રાય તો એવો છે કે ગ્રેટબ્રિટન સાથે હાલના કરતાં વધારે સંબંધ થવાથી અમેરિકાને ફાયદો થવાનો નથી.

એક વરસથી ફ્રાંક્લિને ભવિષ્ય વર્ત્યું હતું કે સંસ્થાનોના સંબંધમાં હાલની રાજનીતિમાં પ્રધાનમંડળ મચ્યું રહેશે તો બન્ને દેશ વચ્ચે લડાઇ થશે અને અમેરિકા સ્વતંત્ર થઈ ઇંગ્લાંડથી છૂટું પડશે. પ્રધાનોની રાજનીતિ બદલાવવાને ફ્રાંક્લિને પોતાનાથી બન્યું તેટલું કર્યું હતું. લિબરલ પક્ષના કેટલાએક :સભાસદો જેઓ ફ્રાંક્લિનના જેવા વિચારના હતા તેઓના જાણવામાં આ વાત હોવાથી, તેઓ તેની સલાહ પુછતા અને તેને મદદ કરતા. સરકારની રીત નાપસંદ કરનારા આવા વીરપુરૂષો પૈકી લોર્ડ ચેથામ એક હતો. ફ્રાંક્લિનની પેઠે તેની ખાત્રી થઇ હતી કે જો ઇંગ્લાંડ પોતાની હઠ છોડશે નહીં તો સંસ્થાનો ખોઇ બેસશે; તેથી આવો પ્રસંગ નહી આવવા દેવાને પાર્લામેન્ટમાં પોતાનાથી બને એટલી જીકર કરી પ્રધાનોના વિચાર ફેરવવાને તેણે ઠરાવ કર્યો. ૧૭૭૪ ના અગષ્ટમાં ફ્રાંક્લિન કેન્ટમાં મી. સારજન્ટને ત્યાં ગયો હતો. તે વેળા લોર્ડ ચેથામ તરફથી તેને પત્ર આવ્યો કે મારૂં રહેઠાણ, હેઇઝ, તમે આવ્યા છો ત્યાંથી થોડેજ દૂર છે. માટે મહેરબાની કરી મારે ઘેર પધારજો. બીજે દિવસે ફ્રાંક્લિનને તેડવા લોર્ડ ચેથામ તરફથી લોર્ડ સ્ટેનહોપ આવ્યો અને તેને હેઇઝ લઇ ગયો.

સ્વાભાવિક રીતે અમેરિકન બાબતોપર વાત નીકળી. લોર્ડ ચેથામ બોલ્યો કે મસાચ્યુસેટને માટે હાલ સખ્ત કાયદા કરવામાં આવ્યા છે તે હું

નાપસંદ કર્યું; એ પ્રગણાના લોકો તરફ હું ખાસ લાગણી ધરાવું છું. હું આશા રાખું છું કે એ લોકો હિમ્મત નહીં હારતાં પોતાના હક જાળવવાને એકત્ર રહી લડત ચલાવશે. ફ્રાંકિલને જવાબ દીધો કે મારી ખાત્રી છે કે તેઓ દૃઢ રહેશે. એ પછી અમેરિકનોની ફરિયાદોનાં સ્વરૂપ તથા કારણો, પાર્લામેન્ટે અમેરિકનોના હક ડુબાવવાને કરેલી કોશીશો, અને કાયદા વગેરે-પર, ફ્રાંકિલન સવિસ્તર બોલ્યો. તેણે વળી કહ્યું કે પ્રધાનો આંખો મીંચીને પગલાં ભરે છે તેથી સંસ્થાનિકો ખુલ્લી રીતે સામા થયા વગર રહેશે નહીં. ફ્રાંકિલને ખુલ્લે દિલે કરેલી વાતથી લોર્ડ ચેધામ ઘણો ખુશ થયો અને ફુરસદ મળે ત્યારે ફરીથી આવવાને તેને વિનંતી કરી.

સંસ્થાનો સાથે ચાલતી તકરારોનું સમાધાન કરવાને પ્રધાન મંડળે છૂપા જાસુદો ફ્રાંકિલન તરફ મોકલી તેનો વિચાર જાણી લેવાની હવે તજ-વીજ ચલાવવા માંડી.

એક દિવસ ફ્રાંકિલન રોયલ સોસાઇટીની એક સભામાં ગયો હતો ત્યાં મી. રેપર નામના એક સભાસદે એક બાઇની સાથે તેનું ઓળખાણ કરાવ્યું ને કહ્યું કે એ તમારી સાથે સેતરંજ રમવા ઇચ્છે છે. એ બાઇ લોર્ડ હોની બેન હતી. ફ્રાંકિલન સેતરંજનો શોખીન હતો અને વળી આ બાઇ મોટા ઘરની હતી તેથી તેણે રમવા હા પાડી. ફ્રાંકિલનના સ્વપ્નામાંએ નહોતું કે રમવા શિવાય બીજા ઉદ્દેશથી તેનું ઓળખાણ કરવામાં આવ્યું હશે. એક દિવસ નક્કી કરી તે તેને ઘેર રમવા ગયો, અને થોડાક દાવ રમીને ફરીથી જવાનો વાયદો કરી પાછો આવ્યો.

કહેવા પ્રમાણે થોડા દિવસ પછી તે ફરીથી ગયો અને પહેલાંની માફક રમ્યો. રમત પૂરી થયા પછી લોર્ડ હોની બેને ગણિતપર વાત કાઢી; ગણિતપરથી રાજકીય બાબતોપર વાત ગઇ અને આખરે તેણીએ પુછ્યું કે “ ગ્રેટબ્રિટન અને સંસ્થાનો વચ્ચે ચાલતા કજીઆનું શું પરિણામ આવવાનું છે? હું આશા રાખું છું કે લડાઇ નહીં થાય.”

ફ્રાંકિલન—“ એક બીજાને ભેટીને બન્નેએ મિત્રાઇ કરવી જોઇએ. લડાઇથી કોઇને ફાયદો થવાનો નથી, બન્નેને નુકશાન થશે.”

મીસીસ હો—હું વારંવાર કહું છું કે આ કજીઓ પતાવવાને સરકાર તમને રાખે તો સારૂ. તમે કરી શકો એવું કોઇથી થવાનું નથી. તમને નથી લાગતું કે આ થઇ શકે એવું છે?

ફ્રાંકિલન—બેશક થઇ શકે; પણ બન્ને પક્ષ સમાધાન કરવાને રાજી હોવા

જોઇએ. લડવા જેવી કંઇ બાબત નથી. બે ચાર ડાહ્યા માણસો અર્ધા કલાકમાં પતાવી શકે એવી થોડી બારીક બાબતો છે. મારે માટે તમારો અભિપ્રાય સારો છે તેથી હું તમારો ઉપકાર માનું છું. પણ આવા સારા કામમાં પ્રધાનો મને ભેળવે એ સંભવિત નથી. એતો મને ગાળો દેવાનું પસંદ કરશે.

મીસીસ હો—ખરેખર એતો તમારી તરફ એવી શરમભરેલી રીતે વર્ત્યા છે કે એઓમાંના કેટલાક પોતાના વર્તનથી હવે શરમાય છે.

આ વાત પ્રસંગ જોઇને કાઢવામાં આવી હતી તેથી ફ્રાંકિલનને કંઇ શક આવ્યો નહીં. એ બાઇએ ફરીથી આવવા આગ્રહપૂર્વક કહ્યાથી તેણે ફરીથી જવા વચન આપ્યું.

એ અરસામાં ડાક્તર ફોધર ગીલ અને ડેવિડ બાર્કલિએ તેની પાસે આવી કહ્યું કે સંસ્થાનોના કજીઆએ ગંભીર સ્વરૂપ પકડયું છે માટે મેહેરબાની કરી તમે સમાધાન કરવાની કંઇ તજવીજ કરો તો સારૂ. એ કામ તમે કરી શકશો એવું બીજા કોઇથી થવાનું નથી. સમાધાન કરવાને તમારાથી જેટલું બને તેટલું કરવાની તમારી ફરજ છે. ફ્રાંકિલને જવાબ આપ્યો કે પ્રધાનોની મરજી સમાધાન કરવાની હોય એમ જણાતુ નથી. મેંતો મારાથી બન્યું એટલું અત્યાર સુધીમાં કર્યું છે પણ પ્રધાનોએ ન ગણકારતાં સંસ્થાનોને સામા થવાને ઉશ્કેરણી મળે એવાં કામ કર્યાં છે. સંસ્થાનોપર જોર જુલમ કરી તેમને તાબે કરવાનું બહાનું શોધતા હોય એવી રીતે પ્રધાનો તેમને સામા થવાને કારણ મળે એવાં વર્તન કરે છે. પેલા બે ગૃહસ્થોએ કહ્યું કે પ્રધાનોની મરજી એવી નથી. સમાધાન કરવાને તેઓ ખરેખર ઇચ્છે છે અને એ ધારણા પાર પાડવાને તમારા તરફથી વાજબી સરતો તેઓ સ્વીકારશે. આ બાબતપર વિચાર કરી તમારા ધ્યાનમાં આવે અને સંસ્થાનો સ્વીકારે એવી હકીકત અમને લખી આપો. થોડો વખત આનાકાની કરી ફ્રાંકિલને એક મુસદ્દો તૈયાર કરવાનું કબુલ કર્યું અને તે જોવાને થોડા દિવસ પછી આવવાને તેમને કહ્યું.

ફ્રાંકિલને ૧૭ કલમોનું કરારપત્ર લખી તેમાં અમેરિકનો જે જે ફરિયાદો કરતા હતા તે દૂર કરવાના ઉપાય બતાવ્યા. બોસ્ટન બંદરમાં નાશ કરેલી ચહાની કિમ્મત આપવાને તેણે કબુલ કર્યું. પણ પાર્લામેન્ટે કરેલો ચહાપર જકાતનો કાયદો અને મસાચ્યુસેટ વિરૂદ્ધ કરેલા કાયદા રદ કરવાનું માગણું કર્યું; વળી એવું માગણું કર્યું કે સઘળા કાયદા સંસ્થાનો-

ની કાયદામંડળી તરફથી થવા જોઇએ; જકાત વગેરે કરો સંસ્થા
ઉઘરાવ્યા હોય તેની ઉપજ સંસ્થાનોની તીજોરીમાં જવી જોઇએ; શા
વખતે સંસ્થાનો પાસે કંઈ પૈસો માગવો ન જોઇએ; સંસ્થાનોની કા
મંડળીની સંમત્તિ વગર સંસ્થાનોમાં લશ્કર મોકલવું ન જોઇએ; ન્યાયાધિ
ગવર્નર વગેરે અધિકારીઓના પગાર કાયદામંડળી તરફથી મળવા જે
અને સારી ચાલ ચાલે ત્યાંસુધી તેમને નોકરી પર રાખવા જોઇએ.
શિવાય બીજી ઘણી બાબતો ફ્રાંકિલને તૈયાર કરેલા કરારપત્રમાં હતી
તે પૈકી મુખ્ય આ હતી.

દાક્તર ફૉધર ગીલ અને મી. બાર્કલિ આવ્યા ત્યારે ફ્રાંકિલને ક
પત્રનો મુસદ્દો તેમને બતાવ્યો અને દરેક કલમ તેમને સમજાવી. તેં
ઘણીખરી કલમો પસંદ કરી નહીં તોપણ કંઇ થઇ શકે એવું છે કે
તે જોવાને એ મુસદ્દો પ્રધાનોને બતાવવાની ફ્રાંકિલન પાસે રજા મ
ગમે તેને બતાવો તેમાં મારા તરફથી કંઇ હરકત નથી એમ ફ્રાં
જવાબ આપવાથી મી. બાર્કલિએ પોતાને હાથે તેની બે નકલો કરી લ

મીસીસ હોને વચન આપ્યા પ્રમાણે મળવા જવાનો હવે વ
આવ્યો. ફ્રાંકિલન તેને ત્યાં ગયો અને ઓરડામાં દાખલ થયો કે
મીસીસ હોએ કહ્યું કે મારો ભાઇ તમારૂં ઓળખાણ કરવા ઇચ્છે છે,
કહો તો તેને બોલાવું. ફ્રાંકિલને ઘણી ખુશી સાથે હા કહી એટલે
માણસ દોડતો જઇ લોર્ડ હોને બોલાવી લાવ્યો. તેણે આવીને ફ્રાંકિલ
ઘણાં ઘણાં વખાણ કરી કહ્યું કે તમારી સાથે ઓળખાણ કરવાનો
મુખ્ય ઉદ્દેશ એ છે કે અમેરિકન મામલાની આવી દશા થઇ છે
બન્ને દેશ વચ્ચેના વાંધાનો નીકાલ થઇ શકે એવી બાબતમાં તમારો
અભિપ્રાય છે તે જાણું. આ પછી એ બે જણ વચ્ચે લાંબા વખત
આ બાબતપર વાતચીત ચાલી. આખરે લોર્ડ હોએ કહ્યું કે ત
વિચાર કાગળપર લખીને મને આપો તો ફરીથી મળીએ ત્યારે અ
તેપર વિચાર કરીએ. પોતાના વિચાર કાગળપર લખી ફરીથી મળ
કહી ફ્રાંકિલને રજા લીધી.

કોંગ્રેસ તરફથી જે કાગળપત્રો આવતા તે બધા ફ્રાંકિલન
ચેથામને બતાવતો. કોંગ્રેસના કામ તરફ એ મહાન્ પુરૂષ ઘણો સં
બતાવતો અને કહેતો કે અસલના વખતના ગ્રીક અને રોમન લો

પછી આવી રાજકીય સભા બીજી કોઇ થઇ નથી. અમેરિકાનું અંતઃકરણથી ભલું ચહાનાર લોર્ડ ચેથામ હતો. થોડા વખતમાં પાર્લામેન્ટમાં અમેરિકાના સબંધની એક દરખાસ્ત તે રજુ કરવાનો હોવાથી તે વખતે હાજર રહેવા તેણે ફ્રાંક્લિનને ખબર મોકલાવી.

નક્કી કરેલે વખતે ફ્રાંક્લિન લોર્ડ હોને મળ્યો, પણ તેને આપવા કહેલા પોતાના લેખી વિચાર તૈયાર થઇ શકયા નહોતા. લશ્કરના ઉપરી તરિકે પોતાને અમેરિકા મોકલવાનો હતો તે વાત ફ્રાંક્લિનને જણાવા લોર્ડ હોએ કહ્યું કે આને બદલે મને સમાધાન કરવાને અમેરિકા મોકલે તો સારૂ. બાર્કલિએ કરેલી ફ્રાંક્લિનના મુસદ્દાની નકલ પછીથી તેણે પોતાના ખિસામાંથી કાઢીને કહ્યું કે આ સરતો એવી સખ્ત છે કે તે પાર્લામેન્ટ કબુલ રાખે નહીં. તમે જરા ઢીલું મૂકી બીજો મુસદ્દો કરી લાવો તો ઠીક. ફ્રાંક્લિને ઉત્તર આપ્યો કે એમાંથી મારાથી કંઇ કાઢી શકાય એવું નથી. એમ છતાં લોર્ડ હોને ખોટું લાગે નહીં એટલા માટે બીજો મુસદ્દો કરી લાવવા તેણે કબુલ કર્યું. કોન્ગ્રેસે રાજાને કરેલી અરજી પરથી ફ્રાંક્લિનને બીજો મુસદ્દો તૈયાર કરી લોર્ડ હોને મોકલાવ્યો અને આ બન્ને મુસદ્દા લોર્ડ હોએ પ્રધાનો અને બીજા વજનદાર રાજકીય પુરૂષોને બતાવ્યા.

એ પછી થોડા દિવસે ફ્રાંક્લિનને ખબર મળી કે લોર્ડ ચેથામ પાર્લામેન્ટમાં એક દરખાસ્ત રજુ કરવાનો છે અને તે રજુ થાય તે દહાડે ફ્રાંક્લિન પાર્લામેન્ટમાં હાજર રહે એમ તે ચહાય છે. પાર્લામેન્ટમાં ઉમરાવના ભાઇઓ અથવા મોટા પુત્ર શિવાય બીજાને દાખલ કરવામાં આવતા નહીં. પણ ફ્રાંક્લિનને લોર્ડ સ્ટેન્હોપે પોતાની સાથે લઇ જઇ દાખલ કરાવ્યો. બોસ્ટનથી લશ્કર પાછું બોલાવી લેવાને લોર્ડ ચેથામે દરખાસ્ત કરી. લોર્ડ ચેથામ અને તેને ટેકો આપનાર લોર્ડ કેમ્ડને કરેલાં ભાષણોમાં અમેરિકનોની તરફેણમાં સારા વિચાર દર્શાવવામાં આવ્યા હતા; પણ એ દરખાસ્ત વધુ મતે રદ ગઇ. અમેરિકા સાથે સમાધાન કરવાને ચેથામના મનમાં જે વિચાર હતા તે તેણે લખીને ફ્રાંક્લિનને આપ્યા ને કહ્યું કે આવી મતલબનો એક ખરડો કરી હું પાર્લામેન્ટમાં રજુ કરવાનો છું. આ વિચારો ઠીક હતા પણ તેટલાથી સંસ્થાનિકો સંતોષ પામે એમ ફ્રાંક્લિનને લાગ્યું નહીં. લોર્ડ ચેથામે કહ્યું કે એ ખરૂં છે પણ પાર્લામેન્ટ અને સંસ્થાનો બન્નેએ હઠ પકડી છે એટલે હાલ વચલો રસ્તો પકડયા વગર સમાધાન થઇ શકે નહીં, પછીથી બાકીનું થઇ રહેશે. ૧૭૭૫ ના ફેબ્રુઆ-

રીની પહેલી તારીખે લોર્ડ ચેધામે પોતાનો ખરડો પાર્લામેન્ટમાં રજુ કર્યો અને તે મંજુર કરાવવાને છટાદાર ભાષણ કરી ઘણી દલીલો બતાવી, પરંતુ પ્રધાનો અને તેમના પક્ષવાળાઓએ તેની સામે વાંધો ઉઠાવ્યો અને આખરે આ ખરડો વધુ મતે રદ્દ કરવામાં આવ્યો. આ ખરડો રજુ થયો તે વખતે પણ લોર્ડ સ્ટેન્હોપની મદદથી ફ્રાંક્લિન પાર્લામેન્ટમાં દાખલ થઇ શક્યો હતો.

તકરારની વખતે લોર્ડ સેન્ડવિચે, ફ્રાંક્લિન ઉભો હતો તે તરફ નજર કરી કહ્યું કે મને લાગતું નથી કે આ મુસદ્દા ચેધામ જેવા અંગ્રેજ ઉમરાવના હાથનો હોય. મને લાગે છે કે એ મુસદ્દો કરનાર મારી સામે ઉભેલો, પેલો આ દેશનો કટ્ટો દુશ્મન છે. આના જવાબમાં ચેધામે કહ્યું કે "એ મુસદ્દો મારા હાથનો છે. જે ગૃહસ્થ તરફ મારા ઉમરાવ મિત્રે ઇસારો કર્યો છે તે ગૃહસ્થ અમેરિકન બાબતોમાં બાહોશ છે. તેના જ્ઞાનને માટે આખા યૂરોપમાં આપણા બોઇલ અને ન્યુટનના બરોબરીઆ તરિકે તે માન પામેલો છે અને આખી અંગ્રેજી પ્રજા નહીં પણ આખા મનુષ્ય વર્ગની શોભા તરિકે પ્રસિદ્ધ થએલો છે. જો આ વખતે હું મુખ્ય પ્રધાન હોઉં તો ખરેખર આવી અગત્યની બાબતમાં તેની સલાહ લીધા વગર રહું નહીં."

ફ્રાંક્લિન ધારતો હતો કે હવે સમાધાનની ભાંજગડો મને ત્રાસ આપશે નહીં. પણ એક બે દિવસમાં દાક્તર ફોધરગીલ અને મી. બાર્કલિ ફરીથી આવ્યા અને તેને એક કાગળ આપી કહ્યું કે એક મોટા માણસે તમારા મુસદ્દામાંથી કેટલીક બાબતો પસંદ કરી છે અને કેટલીક વાંધાભરેલી જણાવી છે, તે આ વાંચવાથી જણાશે. ફ્રાંક્લિને ટુંકામાંજ કહ્યું કે અમારા સંસ્થાનોના બંધારણમાં હાથ ઘાલવાનો પાર્લામેન્ટ હક રાખવા માગે છે એટલે કંઇ થવાનું નથી. કારણ કે એ હક અમે આપીએ તો, અમને પાર્લામેન્ટ મરજીમાં આવે તેમ ગરદન મારે, પેલા ગૃહસ્થોએ કહ્યું કે ગમેતેમ કરીને સમાધાન કરવું એ અમેરિકાના લાભની વાત છે; કારણ કે એમ નહીં કરો તો ગ્રેટબ્રિટન અમેરિકાનાં બંદરો બાળી નાખી શરણ થવાની ફરજ પાડશે. આ સાંભળી ફ્રાંક્લિન રાતોપીળો થઇ ગયો, અને બોલી ઉઠ્યો કે "મારે જે થોડી ઘણી મિલકત છે, તે સ્થાવર ધરો છે; તેમને જોઇએ તો ભલે એ બાળી નાંખે: એ મિલકત ખોવાની ધાસ્તિથી પાર્લામેન્ટ જે હક માગેછે તેની સામે થવામાં હું પાછો હઠીશ નહીં. આ દેશ અમારૂં જે નુકશાન કરવા ધારતો હશે તે કરતા પહેલાં તેણે વિચાર

કરવો જોઇએ; કારણ કે વહેલા કે મોડા અમને થએલું નુકશાન વ્યાજ સાથે અમને આપવાની એ દેશને અમે ફરજ પાડીશું.” છુપા જાસુદો મોકલી ભાંજગડો ચલાવવામાં પ્રધાનોનો ગમે તેવો ઇરાદો હશે પણ આટલી વાત તો ખરી છે કે ફ્રાંકલિન પોતાના કર્તવ્યથી એક તસુ પણ ડગ્યો નહી દસ વરસથી તેણે અમેરિકા જોયું નહોતું. અમેરિકામાં જે બનતું તેની લેખી હકીકત મળતી તેપરથી પોતાના દેશમાં બનતી હકીકત તેના જાણવામાં આવતી. અમેરિકામાં ને જાતે હોય ને જેવો જુસ્સો આવે તેવો આવવાને તેને પ્રસંગ નહોતો પણ પોતાના દેશના હક જાળવવાને જેટલી દ્રઢતા તે બતાવી શક્યો તેટલી તેની જગોએ બીજો કોઇ ભાગ્યેજ બતાવી શક્યો હોત.

આ એકંદર બીનાઓથી ફ્રાંકલિનને ધાર્યું હતું તેના કરતાં વધારે વખત તેને ઇંગ્લાંડમાં રહેવું પડયું હતું હવે વધારે વખત ખોટી થવાને તેને કંઇ કારણ ન હોવાથી ૧૭૭૫ ના માર્ચની ૨૧ મી તારીખે તે ઉપડયો, અને મે ૫ મીએ ફિલાડેલ્ફિયા આવી પહોંચ્યો. મુસાફરીનો વખત બન્ને દેશ વચ્ચે સમાધાન અને સલાહ કરવાને થએલી ભાંજગડનો હેવાલ લખવામાં અને દરિયાની ઉષ્ણતા માપવાના પ્રયોગો કરવામાં તેણે કાઢયો હતો.

---

## પ્રકરણ ૨૬ મું.

### અમેરિકામાં રાજકીય ઉથલપાથલ.

૧૭૭૫–૭૬.

કોંગ્રેસનો સભાસદ નિમાયો—કોંગ્રેસમાં ચાલેલું કામ—લશ્કરી બચાવને માટે તૈયારીઓ—રાજાને અરજી—સંરક્ષણ કમિટીના સભાસદ તરિકે ફ્રાંકલિન પેન્સિલ્વેનિયાના બચાવની તૈયારીઓ કરવામાં મદદ કરે છે—એકત્ર થવાની યોજના ઘડી કાઢે છે—કોંગ્રેસમાં કરેલી સેવાઓ—કોંગ્રેસે નિમેલી કમિટીના સભાસદ તરિકે જનરલની છાવણીમાં કેમ્બ્રીજ જાયછે—પરદેશ સાથે છુપો પત્રવ્યવહાર રાખવા નિમાયલી કમિટીના સભાસદ તરિકે કામ—કોંગ્રેસ તરફથી કેનેડે જાય છે—સ્વતંત્રતા જાહેર કરવાનો ઠરાવ—વાર્તાઓ—પેન્સિલ્વેનિયાનું રાજ્યબંધારણ સુધારવાને નિમાયલી કમિટીનો પ્રમુખ—એક કાયદામંડળી રાખવા બાબત તેના વિચાર—સંસ્થાન દીઠ એકમત આપવાના રિવાજ સામે થવું—લોર્ડ હો સાથે પત્રવ્યવહાર

**અને તેની ભેટ—ફ્રાન્સના દરબારમાં અમેરિકાનો એલચી નિમાયો-કોંગ્રેસને નાણું ધીરે છે.**

---

સંસ્થાનોની બીજી કોંગ્રેસ ૧૦ મી મેએ ફિલાડેલ્ફિયામાં મળવાની હતી; ફ્રાંક્લિન અમેરિકામાં આવ્યો તેને બીજે દિવસે પેન્સિલ્વેનિયાની કાયદામંડળીએ એકમતે તેને પોતાના પ્રતિનિધિ તરિકે કોંગ્રેસનો સભાસદ ચૂંટી કાઢયો. આ વખતે લેક્ષિંટન અને કોનકોર્ડ આગળ થએલા યુદ્ધની ખબરથી આખા દેશમાં ઘણો ગભરાટ થઇ રહ્યો હતો. આ યુદ્ધમાં અગ્રેસરપણું કરનાર બ્રિટિશ લશ્કર હતું. ન્યુ ઈંગ્લાંડના ખેડુતો એથી એવા ઉશ્કેરાઇ ગયા હતા કે હથિયાર લઇ લડાઇની જગાએ દોડી ગયા હતા; આખા દેશમાં દરેક ઠેકાણે લોકો ગુસ્સાના આવેશમાં આવી ગયા હતા અને એક અવાજે લડાઇ કરવાનો પોકાર કરતા હતા. બીજી કોંગ્રેસ મળી તે વખતે ગ્રેટબ્રિટન અને અમેરિકા વચ્ચેનો સંબંધ જૂદાજ પ્રકારનો થયો હતો. બ્રિટિશ લશ્કરે આપખુદીથી અમેરિકાની જમીનપર અમેરિકનોનું લોહી પાડયું તેથી, જે થોડા અમેરિકનો રાજાના પક્ષમાં રહ્યા હતા, ને સમાધાનની આશા રાખતા હતા તે પણ કંટાળી ગયા. દરેક વિચારવંત માણસને સ્પષ્ટ જણાયું કે હવે અણીનો વખત આવ્યો છે, અને સ્વતંત્રતા મળે છે કે હમેશની ગુલામગીરીમાં રહેવું પડે છે એ લડીને નક્કી કરવાનું છે. આખી પ્રજાનો અને કોંગ્રેસનો મોટો ભાગ એવા વિચારનો હતો કે એકદમ લડાઇ કરવી, કારણ કે બેશી રહે હવે કંઇ વળવાનું નથી એટલુંજ નહીં પણ ઉલટો વિશેષ જુલમ ગુજરે છે. આ વિચારના માણસોમાં ફ્રાંક્લિન અગ્રેસર હતો; તોપણ કેટલાએક માણસ એવા બીકણ હતા કે, સ્વદેશાભિમાની છતાં ઇંગ્લાંડ જેવા બળવાન દેશ સાથે લડવામાં કંઈ માલ નથી એમ કહેતા હતા. વળી કેટલાક માણસ કેવળ સ્વાર્થને લીધે લડાઇ કરવાની વિરૂદ્ધ હતા.

કેટલાએક દિવસ જોસભેર તકરારો ચાલ્યા પછી, એવો નિર્ણય કરવામાં આવ્યો કે પાર્લામેન્ટે ગેરકાયદે કરેલાં જુલમી કાયદાનો જબરજસ્તીથી અમલ કરવાના ઇરાદાથી ગ્રેટબ્રિટને લડવાની પહેલ કરી છે, માટે સંસ્થાનિકોએ બચાવની તૈયારી કરવી જોઇએ. સ્વતંત્રતાના મિત્રોને આવોજ નિર્ણય કરાવવો હતો, કારણ કે હવે લશ્કર ઉભું કરવાને અને લડાઇની તૈયારીઓ કરવાને તેઓને છુટ થઇ. આ બાબતમાં જીત મેળવ્યા

પછી સામા પક્ષ સાથે સલાહસંપ રાખવાને સ્વતંત્રતાના મિત્રોએ એ પક્ષની એક દરખાસ્ત મંજુર થવા દીધી એ દરખાસ્ત એવી હતી કે અંગ્રેજી રાજ્ય એવું ઇનસાફી છે કે સંસ્થાનિકોની ખરી હકીકત તેમના જાણવામાં આવે તો પોતાના વિચાર અમલમાં લાવવા લશ્કરથી દબાણ કરે નહીં, માટે રાજા તરફ બીજી અરજ મોકલી હકીકત જાહેર કરવી જોઇએ. એકદમ લડાઇ કરવાની તરફેણમાં જે પક્ષ હતો તેને આ દરખાસ્ત વાજબી લાગી નહીં. એક તરફ હથિયાર લેવાનો ઠરાવ કરવો અને બીજી તરફ અરજી કરવાનો ઠરાવ કરવો એ એક બીજાથી એવાં વિરૂદ્ધ કામ છે કે અરજી કરવાથી કંઇ ફાયદો થશે નહીં એમ તેમનો અભિપ્રાય હતો. તોપણ અરજી કરવામાં કંઇ ગેરફાયદો તેમને જણાયો નહીં. કારણ કે તેમ કરવાથી લડાઇની તૈયારીઓ કરવાનું બંધ રહેવાનું નહોતું; વળી જેમ પ્રથમની અરજી તિરસ્કારની સાથે કાઢી નાખવામાં આવી હતી તેમ આ પણ કાઢી નાખવામાં આવશે એમ તેમની પૂર્ણપણે ખાત્રી હતી. એક વાર અરજી નામંજુર કરી અપમાન કર્યા પછી ફરીથી અરજી મોકલવી એ કોંગ્રેસના મોભાને ખાંપણ લગાડનારૂં છે એમ તેઓ જાણતા હતા; પણ અંદર અંદર સંપ રહે અને ઐક્યતા જળવાઇ રહે તેટલા સારૂ આટલું નમ્યું આપવું જરૂરનું છે એમ તેઓને ભાસ્યું.

અરજીનો મુસદ્દો તૈયાર કરવાને નિમેલી કમિટીમાં ફ્રાંક્લિન હતો. એ પરથી એમ જણાય છે કે અરજી કરવાની વિરૂદ્ધમાં તે નહીં હોય, તો પણ અરજી કરવાની તરફેણમાં તે હતો એમ કહેવાને પણ કંઇ આધાર નથી. એક મિત્રને તેણે આ અરસામાં લખ્યું હતું કે “ સંસ્થાનો સાથે મૈત્રીભાવ જાળવી રાખવાને ગ્રેટબ્રિટનને એક વધારે તક આપવા સરકારને નમ્રતા ભરેલી એક બીજી અરજ મોકલવાનું મહા મુશીબતે મંજુર થયું છે. આ તકનો એ દેશ સારો ઉપયોગ કરે એમ મને લાગતું નથી તેથી હું તો એમજ નક્કી કરી બેઠોછું કે તેના હાથમાંથી સંસ્થાનો ગયા બરોબર થયું છે. ”

અરજી તૈયાર કરનાર અને અરજી મોકલવાની તરફેણમાં જાણવા લાયક રીતે ભાગ લેનાર જોન ડિકિન્સન હતો. એણે દેશની એવી સેવા કરી હતી કે એને ખુશ કરવા માટેજ અરજી મોકલવાની દરખાસ્ત મંજુર કરવામાં આવી હતી. અરજી ઘણીજ નમ્રતા ભરેલી રીતે લખેલી હતી. અને જ્યારે તે મંજુર થઇ ત્યારે ડિકિન્સને ખુશ થઇ કહ્યું કે “ મેહેર-

બાન પ્રમુખ સાહેબ, આ અરજીમાં ફક્ત એકજ શબ્દ એવો છે કે જે હું પસંદ કરતો નથી. એ શબ્દ કોંગ્રેસ છે." એ સાંભળીને વર્જીનિયાનો સભાસદ મીં૦ હેરિસ બોલ્યો કે "પ્રમુખ સાહેબ, એ અરજીમાં ફક્ત એકજ શબ્દ એવો છે કે જે હું પસંદ કરૂં છું. એ શબ્દ કોંગ્રેસ છે."

ફ્રાંકલિનને કોંગ્રેસમાં કામ કરવું પડતું હતું તે ઉપરાંત પેન્સિલ્વેનિયાની કાયદામંડળીએ નિમેલી સંરક્ષણ કમિટીના પ્રમુખ તરિકે ઘણી મહેનતનું કામ કરવું પડતું. આ કમિટી પચીસ ગૃહસ્થોની હતી. સિરબંદી લશ્કર જ્યારે જ્યારે જોઇએ ત્યારે બોલાવવાનો, તેમનો પગાર અને ખોરાકી આપવાનો, અને પ્રગણાના લશ્કર માટે જોઇએ તેટલી તૈયારી કરવાનો અધિકાર આ કમિટીને આપેલો હતો. ખર્ચ કરવા કમિટીના હાથમાં ૩૫ હજાર પાઉન્ડની રકમ આપી હતી. કમિટીનું કામ ઘણું જોખમભરેલું અને મહેનતનું હતું. આઠ માસ સુધી લાગલગટ આ કામમાં ફ્રાંકલિને મહેનત કરી સવારના છ વાગ્યાથી તે સંરક્ષણ કમિટીમાં કામ કરતો, અને નવ વાગ્યા સુધી ત્યાં કામ કરી કોંગ્રેસમાં જતો તે ત્યાં સાંજના ચાર વાગ્યા સુધી કામ કરતો. સંરક્ષણ કમિટીએ ખાસ રીતે કરવાનું કામ શેહેરનું રક્ષણ થાય એવી યોજના કરવાનું હતું. ડિલાવર નદીમાં લડાઇનાં વહાણ તૈયાર રાખી તથા દુશ્મનો આવે તો તેમને અટકાવવાની યોજનાઓ કરી કમિટીએ ઘણી ઝડપથી પોતાનું કામ કરી નાંખ્યું અને એ કામ એવું સારૂં કર્યું કે બ્રેન્ડીયાઇનની લડાઇ પછી દુશ્મનનું લશ્કર ચઢી આવ્યું ત્યારે બે માસ સુધી તેને દૂરને દૂર રહેવું પડયું.

આ પ્રમાણે ફ્રાંકલિન ઘણા કામમાં રોકાયલો હતો તે દરમિયાન સંસ્થાનોને એકત્ર થવાની યોજના તેણે ઘડી કાઢી, ને કોંગ્રેસમાં ૨૧ મી જુલાઇએ રજુ કરી. તે વખતે એ યોજના અમલમાં આવી નહી કારણ કે ઘણા જણનો અભિપ્રાય એવો હતો કે હજી એકત્ર થવાનો વખત આવ્યો નથી. આગળપર જ્યારે એ વખત આવ્યો ત્યારે ફ્રાંકલિનની યોજના ઘણી ઉપયોગી થઇ પડી હતી. જે યોજના આખરે મંજુર કરવામાં આવી હતી તેમાં અને ફ્રાંકલિનના યોજનામાં જોકે કેટલીએક બાબતોમાં ફેર હતો, તોપણ અમેરિકાના હાલના રાજ્યબંધારણના ધોરણને ફ્રાંકલિનની યોજના ઘણી મળતી હતી. દરેક સંસ્થાનમાં ૧૬ થી ૬૦ સુધીની વયના માણસોના પ્રમાણમાં, કર નાંખવાનો હતો અને કોંગ્રેસમાં સભાસદ મોકલવાના હતા, અને દરેક સભાસદનો એકમત ગણવાનો હતો. આ યોજ-

નાની બધી બાબતો જોતાં તેથી સંસ્થાનોએ પોતાની સ્વતંત્રતા જાહેર કર્યા જેવી અસર થતી હતી. સંસ્થાનોના માગણા પ્રમાણે સરતો બ્રિટિશ સરકાર કબુલ કરે નહીં તો એ યોજના પ્રમાણે હમેશ ચાલવાનું હતું.

બ્રિટિશ સરકારે પોષ્ટઓફિસની ગોઠવણ કરી હતી તે આ વખતની ઉથલપાથલ અને ગરબડને લીધે તુટી ગઈ હતી. કોંગ્રેસે પોષ્ટઆફિસ સબંધી નવી ગોઠવણ કરી અને વરસ દહાડે એક હજાર ડોલરના પગારથી ફ્રાંકિલનને પોષ્ટમાસ્તર જનરલ નિમ્યો. જ્યાં જરૂર લાગે ત્યાં ઓફિસો ઉઘાડવાનો તથા જોઇએ તેટલા માણસો રાખવાનો અધિકાર ફ્રાંકિલનને આપી આખું ખાતું તેના હાથ તળે મૂકવામાં આવ્યું.

કેટલાએક મહિના સુધી કોંગ્રેસમાં ઘણુંકરીને લશ્કર સબંધી વિચાર ચાલતો હતો. લશ્કર તૈયાર કરી રાખવાનું કામ ખાસ જરૂરનું હતું. જૂદી જૂદી બાબતોપર વિચાર કરવાને જૂદી જૂદી કમિટીઓ નિમાઈ હતી. ફ્રાંકિલન વૃદ્ધ થયો હતો અને એને માથે બીજાં ઘણાં કામ હતાં તોપણ આ પૈકીની કેટલીએક કમિટીઓમાં તે સભાસદ હતો અને જુવાન માણસના કરતાં પણ વધારે ચાલાકી અને ઉમંગથી કામ કરતો હતો દારૂગોળા અને લડાઇનાં હથિયાર મેળવવા નિમેલી એક છૂપી કમિટીમાં તે સભાસદ હતો. દારૂ તૈયાર કરવાનાં સાધન અમેરિકામાં ઘણાં થોડાં હતાં. પરદેશના વેપારીઓ સાથે છૂપા કરાર કરી, સરકાર ન જાણે એમ છૂપી રીતે દારૂ ગોળા મંગાવવાની ગોઠવણ કમિટીએ કરી લીધી, અને કિમ્મતના બદલામાં તમાકુ અને એવો બીજો માલ મોકલવા માંડ્યો.

કોંગ્રેસે લશ્કર ઉભું કરવાનો ઠરાવ કરી, સેનાધિપતિ અને બીજા અમલદારોની નિમણુંકો કરી અને એ કામમાંથી મુક્ત થયા પછી મહેસુલ સબંધી વિચાર કરવા માંડ્યો. બે લાખ ડોલરની ચલણી નોટો તેઓએ કાઢી. જનરલ વોશિંગટને સેનાધિપતિનો હુદ્દો લીધો તે પહેલાં બોસ્ટન આગળ બ્રિટિશ લશ્કરને ઘેરા ઘાલવા કોંગ્રેસે ઉભા કરેલા લશ્કરની મુદ્દત પુરી થવા આવી હતી. તેથી નવું લશ્કર ઉભું કરવાનું કામ નવા સેનાધિપતિને માથે પડ્યું. આ કામમાં તેને મદદ કરવા કોંગ્રેસે દાક્તર ફ્રાંકિલન ટામસ લિન્ચ અને બેન્જામિન હેરિસનને સેનાધિપતિની છાવણીમાં મોકલ્યા. આ ત્રણે જણે કેટલાક દિવસ સેનાધિપતિની છાવણીમાં રહી તેની સાથે મસલત કરી, એવી યોજના કરી કે સેનાધિપતિ તેથી ખુશી થયો અને ધારેલી મતલબ પાર પડી.

લશ્કર સબંધી ગોઠવણો પૂરી કર્યા પછી કોંગ્રેસે પરદેશો સાથે સધિ-

કરવા તરફ લક્ષ પરોવ્યું. ઈંગ્લાંડ, આયર્લાંડ, અને યુરોપના બીજા ભાગોમાં અમેરિકા સાથે દિલસોજી ધરાવનાર મિત્રો સાથે પત્રવ્યવહાર રાખવા અને મિત્રાઇ ધાડી કરવા છૂપો પત્રવ્યવહાર ચલાવનાર કમિટી નવેમ્બરની ૧૭ મી તારીખે નિમવામાં આવી. યૂરોપમાં ફ્રાંકલિને મેળવેલો અનુભવ, તેનું બોહોળું પિછાન, અને યૂરોપના લોકના વિચાર અને વલણનું જ્ઞાન, આ કમિટીમાં તેને ઘણું ઊપયોગી થઇ પડયું. ભરોંસાલાયક સુજ્ઞ પુરૂષોને તેણે પત્રો લખ્યા ને યૂરોપમાં અમેરિકાની હિલચાલ સબંધી કેવો મત બંધાયો છે, કોનું વલણ અમેરિકાને સહાય કરવા તરફ છે, કયા દેશમાંથી તુરત સહાય મળે એમ છે, વગેરે બાબતોની પડપુછ કરવા માંડી. હોલન્ડમાં મી. ડુમાસ નામના ગૃહસ્થનું ફ્રાંકલિને ઓળખાણ કર્યું હતું. આ ગૃહસ્થને પોતાના દેશના દરબારમાં રહેતા યૂરોપના બીજા દેશોના એલચીઓ સાથે ઘણો ઘાડો નાતો હતો. તેથી તેની મારફતે એ એલચીઓમાંથી કયા દેશવાળા અમેરિકાના તરફેણમાં છે અને અમેરિકાને મદદ કરવા ખુશી છે તે જાણી લેવા ફ્રાંકલિને ડુમાસને પત્ર લખ્યો, અને અમેરિકા તરફથી એ બાબત ખટપટ કરવાનું તેને અમેરિકાની છૂપી નોકરીમાં રાખવા જણાવ્યું. આર્થર લી લંડનમાં હતો તેને પણ એજ મિસલનો પત્ર ફ્રાંકલિને લખ્યો. ફ્રાન્સમાં દાક્તર ડુબર્ગને પણ એ તજવીજમાં રહેવા સૂચવ્યું. આ બધા પત્રો પહોચાડવાને ખાસ ખેપીઓ મોકલવામાં આવ્યો. કારણ કે સાધારણ ટપાલમાર્ગે એ પત્રો મોકલવા સહિસલામત ગણાતું નહોતું.

ડુમાસ, લી, અને ડુબર્ગને લખેલા પત્રોના જવાબ આવી પહોંચ્યા તે પહેલાં ગુપ્ત પત્રવ્યવહાર કમિટીએ ફ્રાન્સ સાથે કોલકરાર કરી ફ્રાન્સની મદદ મેળવવા એક એલચી મોકલવાનો ઠરાવ કર્યો. સિલાસ ડીન નામનો એક અનુભવી માણસ તેમણે પસંદ કર્યો. ડીને ફ્રાન્સ જઇ શું શું કરવું એ બધું વિગતવાર ફ્રાંકલિને તેને લખી આપ્યું, ને પોતાના મિત્રોપર તેને ઓળખાણના કાગળ આપ્યા. ફ્રાંકલિને આપેલી સૂચનાઓમાં નીચેની મુખ્ય હતી. ફ્રાન્સમાં વેપારી તરીકે તેણે રહેવું અને માલ ખરીદવો; અમેરિકાના મિત્રો સાથે ઘાડો સબંધ રાખવો. ફ્રાન્સના મુખ્ય પ્રધાન સાથે મુલાકાતનો પ્રસંગ આવે ત્યારે તેને કહેવું કે કોંગ્રેસને જરૂર પડતો લડાઇનો સામાન ત્યાં મળતો નથી તેથી યુરોપના કોઇ દેશની મારફતે તે મેળવવા મને મોકલ્યો છે, બીજા દેશો કરતાં ફ્રાન્સની મિત્રાઇ કોંગ્રેસ વધારે પસંદ કરે છે અને તેથી હું ફ્રાન્સ આવ્યો છું. અમેરિકન સંસ્થાનો જેવા સ્વતંત્રતાને

માટે લડતા દેશને મદદ કરવાથી ફ્રાન્સની અને તેમની ગાઢી દોસ્તી થશે અને તેમના વચ્ચેનો વેપાર વધશે. પચીસ હજાર માણસના લશ્કરને જોઇએ તેટલાં કપડાં અને હથિયાર અમને આપો. તેની કિમ્મત વેપાર શરૂ થયે કોંગ્રેસ આપશે. ડીનને તુરત માલ લેવા પૈસા જોઇએ તેની ગોઠવણમાં કોંગ્રેસે ચાળીસ હજાર પાઉન્ડ કિમ્મતની તમાકુ અને ચોખા, તેની આગળ ચઢાવી રવાના કર્યા. ડીનને જે કામે મોકલ્યો હતો તે ગુપ્ત રાખવાને બનતી તજવીજ કરવામાં આવી. "ટીમોથી જોન્સ" નામના વેપારીનું નામ ધારણ કરી ડીને વેપારી તરીકે પોતાના પત્ર લખવાના હતા. તેના પત્રની બીજી બાજુએ દેખાય નહીં એવી સાહી વડે તેણે મુદ્દાનો પત્રવ્યવહાર ચલાવવાનો હતો. એપ્રિલમાં તે ઉપડયો ને જુનમાં ફ્રાન્સ આવી પહોંચ્યો; ડીનને મોકલ્યાની વાત ઘણો વખત ગુપ્ત રહી નહિ. તે ફ્રાન્સમાં આવ્યા પછી થોડા વખતમાં બધાને જાહેર થઇ ગયું કે અમેરિકાની કોંગ્રેસ તરફથી એલચી તરીકે તે આવેલો છે.

કોંગ્રેસની ગુપ્તમંડળી આ પ્રમાણે ડીન વગેરેને મોકલવાની ગોઠવણ કરવામાં રોકાઈ હતી તે વખતે લોકોનું ધ્યાન કેનેડામાં ચાલતી બાબતોમાં રોકાયું હતું. ઝગડો શરૂ થયો ત્યારથી બીજાં સંસ્થાનો સાથે સામેલ રહેવાને કેનેડાને લલચાવવાને ઘણો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. કોંગ્રેસમાં પ્રતિનિધિ મોકલવાને પણ ભલામણ કરવામાં આવી હતી. કેનેડા સાથે એકત્ર થવાની આશા રાખવામાં આવતી હતી પણ તે આખરે સફળ થઇ નહીં. કેનેડાના લોકો અને અંગ્રેજી સંસ્થાનિકો વચ્ચે વખતોવખત તકરારો ચાલ્યા કરતી હતી. તે ઉપરાંત દેશાભિમાન અને ધર્માભિમાનથી બન્નેનાં મન ઊંચાં થએલાં હતાં. લડાઇના પહેલાં વર્ષમાં સંસ્થાનિકોનું લશ્કર કેનેડામાં હતું, ત્યારે અમેરિકનોની તરફેણમાં કેનેડાના લોકોનો એક ભાગ હતો પણ તે ધીમે ધીમે ઓછો થઇ આખરે અદૃશ્ય થઇ ગયો.

કિવબેક આગળ મોન્ટગોમેરીએ હાર ખાધી તે દિવસથી કેનેડામાં અમેરિકનોનું તદ્દન પડી ભાગ્યું; ઇંગ્લાંડથી વધારે લશ્કર આવી પહોંચ્યું અને તે અમેરિકન લશ્કરને હરાવી તેનો જડમૂળથી નાશ કરશે એવી ધાસ્તિ રહેવાનો વખત આવ્યો આ પ્રસંગે કેનેડાના લોકોને રાજ્યબંધારણ નક્કી કરવામાં મદદ કરવા અને લશ્કર સબંધી ગોઠવણ કરવા કોંગ્રેસે દાક્તર ફ્રાંકિલન, સેમ્યુઅલ ચેઝ અને ચાર્લ્સ કેરોલ એ ત્રણ જણને કમિશનર નિમી મોકલ્યા.

કમિશનરો ૧૭૭૬ ના માર્ચની ૨૦ મી તારીખે ફિલાડેલ્ફિયાથી ઉપડ્યા. પરંતુ રસ્તા ખરાબ હોવાથી એપ્રિલ આખર પહેલાં મોન્ટરિયલ આવી પહોંચ્યા નહીં. આ મુસાફરીમાં ખરાબ રસ્તાને લીધે કમિશનરોને ઘણાં દુઃખ સહન કરવાં પડયાં હતાં. એમ છતાં તેમની મહેનતનું કંઇ સારૂં પરિણામ આવ્યું નહીં. અંગ્રેજી લશ્કરના પ્રમાણમાં અમેરિકન લશ્કરની સંખ્યા ઘણી થોડી હતી. ક્વિબેકની હાર પછી અમેરિકન લશ્કરે પાછા હઠવાનું શરૂ કર્યું હતું. આવી સ્થિતિમાં કેનેડાના લોકો નવું રાજ્યબંધારણ નક્કી કરી સંસ્થાનિકોની સાથે સામેલ થવાનું જોખમ વોહોરે એ સંભવિત નહોતું. આ મુસાફરીમાં સહન કરેલી હરકતો અને અથડામણથી ફ્રાંક્લિનનું શરીર ઘણું લથડી ગયું. મોન્ટરિયલમાં પંદર દિવસ રહી તે પાછો વળ્યો અને જુન માસમાં ફિલાડેલ્ફિયા આવી પહોંચ્યો. ઘર છોડતા પહેલાં કાયદામંડળી અને સંરક્ષણ કમિટીમાં ફ્રાંક્લિને રાજીનામું મોકલાવ્યું હતું; કારણ કે કેટલો વખત ગેરહાજર રહેવાનું થશે તે એના જાણવામાં નહોતું વળી જેની ફરજ બજાવી શકાય નહીં એવા જાહેર હુદ્દાપર કાયમ રહેવું એ બરાબર નથી એમ તેનો મત હતો. આ બન્ને સબંધી કામમાંથી મુક્ત થએલો હોવાથી ઘેર પાછા આવ્યા પછી બધો વખત કોંગ્રેસના કામકાજમાં રોકવાને ફ્રાંક્લિનને સવડ મળી.

આ વખતે એક ઘણો અગત્યનો સવાલ કોંગ્રેસ આગળ આવ્યો હતો કેટલોએક વખત થયાં વર્તમાનપત્ર, ચોપાનિયાં, જાહેર ભાષણો અને ખાનગી વાતચીતમાં સ્વતંત્રતાનો સવાલ ઘણો ચર્ચાતો હતો. પ્રજાનો મોટો ભાગ સ્વતંત્ર થવાને આતુર થઇ રહ્યો હતો. આખરે વર્જીનિયાની મંડળીએ એ સવાલ કોંગ્રેસમાં ઉપાડવાને પોતાના પ્રતિનિધિઓને સૂચના કરી. તે સૂચનાની રૂએ રિચર્ડ હેન્રી લી નામના પ્રતિનિધિએ ઇંગ્લાંડથી સ્વતંત્ર થયાનું જાહેર કરવાનો ઠરાવ કરવાને કોંગ્રેસમાં દરખાસ્ત કરી. આ દરખાસ્તના સબંધમાં જબરો તકરાર અને વાદવિવાદ ચાલ્યાં અને કોંગ્રેસના મુખ્ય મુખ્ય સભાસદોએ પોતાના વિચાર જણાવ્યા. સ્વતંત્રતા જાહેર કર્યા વગર છૂટકો નથી એમ બધાનો મત હતો. પણ કેટલાએકનું માનવું એવું હતું કે હજી તેમ કરવાનો વખત આવ્યો નથી. વિરૂદ્ધ પક્ષનો અગ્રેસર જૉન ડિકિન્સન હતો. એ પક્ષની દલીલોનો રદીયો જૉન આડમ્સ અને બીજાઓએ સંતોષકારક રીતે આપ્યો. આખરે દરખાસ્ત મંજુર થઇ. સ્વતંત્રતાના જાહેરનામાનો ખરડો તૈયાર કરવાને જેફરસન, આડમ્સ, ફ્રાંક્લિન, શરમન

અને લિવિંગસ્ટન એ પાંચ જણની કમિટી નિમવામાં આવી. જેફરસને ખ-રડો તૈયાર કર્યો અને તેમાં ફ્રાંકિલન અને આડમ્સે થોડો સુધારો કર્યા પછી કમિટી તરફથી તે કોંગ્રેસમાં રજુ કરવામાં આવ્યો. ત્રણ દિવસ સુધી એનાપર વાદવિવાદ ચાલ્યો અને ૪ થી જુલાઇએ તે મંજુર થયો. તે દિવસથી યુનાઇટેડ સ્ટેટ્સ ( એકત્ર થએલાં સંસ્થાનો ) સ્વતંત્ર પ્રજા છે એમ જાહેર કરવામાં આવ્યું.

આ બાબતને લગતી ફ્રાંકિલનના સબંધમાં એક વાત જેફરસન લખી ગયો છે. જેફરસને તૈયાર કરેલો ખરડો કોંગ્રેસમાં વંચાયા પછી, તેનાપર તકરારો ચાલી તેમાં ફેરફાર અને કાપકુપ થતી જોઇ જેફરસનને ધાસ્તી લાગી કે વખતે તેમાં એટલો ફેરફાર થઇ જશે કે અસલનું કંઇ રહેશે નહીં. જેફરસન લખેછે કે "હું ફ્રાંકિલનની પાસે બેઠો હતો. મારા ખરડામાં ફેરફાર થતો જોઇ મને લાગણી થાય છે એમ તેણે જણાવ્યું. તેણે મને કહ્યું કે જાહેર સભામાં વાદવિવાદ સારૂ રજુ કરવા પડે એવા ખરડા તૈયાર કરવાનું કામ બને ત્યાં સુધી માથે નહીં લેવાને મેં નિયમ કર્યો છે. જે બીનાપરથી મને બોધ મળ્યો છે તે હું તમને કહી સંભળાવું છું. જ્યારે હું મજુર તરીકે છાપવાનું કામ કરતો હતો ત્યારે મારો એક સોબતી ટોપીઓ બનાવવાનું કામ શીખી રહી પોતાની દુકાન શરૂ કરવાની તૈયા-રીમાં હતો. દુકાનપર ટાંગવાનું યોગ્ય હરફ લખેલું પાટીયું તેને તૈયાર કરા-વવાનુ હતું. **જૉન ટોમ્સન, ટોપીઓ બનાવનાર, ટોપીઓ બનાવે છે અને રોકડે પૈસે વેચે છે** એ શબ્દો તેણે લખ્યા અને તેની સાથે ટોપીનુ એક ચિત્ર પણ કઢાવ્યું. પાટીયું તૈયાર કરાવતા પહેલાં ઉપરનો મુસદ્દો મિત્રોને બતાવી તેમનો અભિપ્રાય તેણે લેવા માંડ્યો. જે માણસને એ મુસદ્દો પ્રથમ બતાવવામાં આવ્યો તેણે કહ્યું કે **ટોપીઓ બનાવનાર** એ શબ્દ નકામા છે કારણ કે તેના પછી **ટોપીઓ બનાવે છે** એ શબ્દો છે તે પરથી તમે ટોપીઓ બનાવનાર છો એમ જણાશે. એ શબ્દ કાઢી નાખવામાં આવ્યા. બાજા મિત્રે કહ્યું કે **બનાવે છે** એ શબ્દની કંઇ જરૂર નથી કારણ કે ટોપીઓ કોણે બનાવી છે તે જાણવાને તમારાં ઘરાક દરકાર રાખશે નહી; ટોપીઓ સારી હશે અને તેમને પસંદ આવશે તો તેઓ રાખશે, પછી તે ગમે તેની બનાવેલી હોય. આ શબ્દ કાઢી નાખ-વામાં આવ્યો. ત્રીજા મિત્રે કહ્યું કે **રોકડે પૈસે** એ શબ્દ નકામા છે કારણ કે આ ગામમાં કંઇ ઉધારે વેચવાનો રિવાજ નથી. એ શબ્દ

કાઢી નાખવામાં આવ્યા હવે જૉન ટૉમ્સન ટોપીઓ વેચે છે એકલા શબ્દ રહ્યા કોઇ બીજા મિત્રે કહ્યું શું ટોપીઓ વેચે છે? અરે ભાઇ તમે મફત આપી દેવાના છો એમ કોણ આશા રાખે છે? એ શબ્દની શી જરૂર છે? એ શબ્દ કાઢી નાખવામાં આવ્યો ને તેની સાથે ટોપીઓ એ પણ કાઢી નાખવામાં આવ્યો. કારણ કે ટોપીની આકૃતિ ચિતરેલી હતી. આખરે જૉન ટોમ્સન અને ટોપીની આકૃતિ એટલુંજ તેણે તૈયાર કરેલા મુસદ્દામાં કાયમ રહ્યું."

વળી એક બીજી રમુજી વાત સ્વતંત્રતાના જાહેરનામાપર સહી કરતી વખતે ફ્રાંકલિને કહેલી કહેવામાં આવે છે હેનકાકે કહ્યું કે "આપણે બધાએ એકત્ર રહેવું જોઇએ; જૂદી જૂદી બાજુએ ખેચાખેંચ ન કરતાં બધાએ એક બાજુએ લટકવું જોઇએ." ફ્રાંકલિને જવાબ દીધો કે "ખરેખર આપણે બધાએ સાથે લટકવું જોઇએ. કારણ કે જો એમ નહીં કરો તો હું ખાત્રીથી કહું છું કે આપણે જૂદા જૂદા (ફાંસીએ) લટકવાનો વખત આવશે."

સ્વતંત્રતા જાહેર કરવાનો ઠરાવ કરતા પહેલાં આશરે બે માસપર કોંગ્રેસે ભલામણ કરી હતી કે જે સંસ્થાનોમાં કાળાનુસાર રાજ્યબંધારણમાં ફેરફાર કરવાની જરૂર હોય તેમણે પોતાના પ્રતિનિધિઓની મારફતે કરાવી લેવો. આ ભલામણને અનુસરીને પેન્સિલ્વેનિયાના પ્રતિનિધિઓ પોતાના પ્રગણાનું રાજ્યબંધારણ નક્કી કરવા જુલાઇ માસમાં ભેગા થયા હતા; ફ્રાંકલિનને આ સભાએ પ્રમુખ નિમીને બે માસ સુધી મસલત કરી હતી. ફ્રાંકલિનને કોંગ્રેસમાં જવું પડતું ત્યારે આ સભાના તે ભાગ લઇ શકતો નહીં. નવું રાજ્યબંધારણ નક્કી કરવામાં ફ્રાંકલિને કેટલો ભાગ લીધો હતો તે બરાબર જણાયું નથી; પરંતુ એવું ધારવામાં આવે છે કે જે તત્વપર તે નક્કી કરવામાં આવ્યું હતું તેને તેની સંમતિ હતી. આગળપર જ્યારે આ બંધારણમાં ફેરફાર કરવાનો વિચાર ચાલ્યો હતો ત્યારે ફ્રાંકલિને આ બંધારણની તરફેણમાં લડત ચલાવી હતી એ વાત ઉપરની અટકળને ટેકો આપે છે. નવા બંધારણમાં અધિકારનાં સ્થાન ક્રમ પ્રમાણે આપવાનું ઠરાવ્યું હતું અને મત આપવાનો હક, છાપખાનાની સ્વતંત્રતા, અને મનમાનતો ધર્મ પાળવાની છૂટ એ ત્રણને વધારે ઉદાર પાયાપર મૂક્યાં હતાં.

નવા રાજ્યબંધારણમાં એક સૌથી અગત્યનો ફેરફાર એ કરવામાં

આવ્યો હતો કે રાજ્યમંડળીની બે શાખાને બદલે એક શાખા રાખવી. આ ફેરફાર કરવાનું સૂચવનાર ફ્રાંક્લિન હતો. પેન્સિલ્વેનિયામાં જાગીરદારનો અમલ હતો ત્યારે પ્રજાના પ્રતિનિધિઓએ પસાર કરેલા અગત્યના અને સારા કાયદા ગવર્નર અને તેની કાઉન્સીલ નામંજુર કરી તેનો અમલ થવા દેતી નહીં. વળી ઈંગ્લાંડ જેવા દેશમાં પણ પ્રજાના પ્રતિનિધિઓએ પસંદ કરેલી વાત, ઉમરાવમંડળ પોતાના સ્વાર્થને લીધે ઘણી વાર મંજુર કરતા નહીં. એ બન્નેનો વિચાર કરતાં ફ્રાંક્લિનનો અભિપ્રાય એવો થયો કે બે જૂદી કાયદામંડળીઓ રાખવા કરતાં બધા એક જ સભામાં ભેગા મળે અને કાયદા કરે તો લોકોનું હિત વધારે સચવાય. વળી નીચલી સભા અને ઉપલી સભા એવી બે રાખવાથી પદ્ધિયા ઉત્પન્ન થતા ભેદને લીધે પ્રજાસત્તાક રાજ્યના મુખ્ય મુદ્દા સ્વતંત્રતા અને સરખાપણાને પણ ધોકો લાગે. આ એકતરફી દલીલોથી એટલી અસર થઇ હતી કે પ્રમુખ તરીકે ફ્રાંક્લિને કરેલા ટુંકા ભાષણથી સભાએ તે મંજુર કરી એકજ સભા રાખવાનું નવા રાજ્યબંધારણમાં ઠરાવ્યું એ વિચાર ગમે તેવો ભુલભરેલો હતો તોપણ તેની તરફેણમાં ફ્રાંક્લિને જે દૃષ્ટાંતો આપ્યાં છે તે બતાવી આપે છે કે એનામાં સાદા અને અસરકારક દૃષ્ટાંતો આપી પોતાના શ્રોતાઓના મનપર અસર કરવાની અજબ જેવી શક્તિ હતી. બે શાખાવાળી કાયદામંડળીને તે સામસામા જોડેલા અને એક બાજુના વિરૂદ્ધ ખેંચતા બે ઘોડાની ગાડીને સરખાવે છે વળી એક શરીર અને બે માથાવાળા સાપનું દૃષ્ટાંત તે આપે છે. "એ સાપને તરસ લાગવાથી ઝરા તરફ પાણી પીવા તે જતો હતો. રસ્તામાં એક વાડ ઓળંગતા વચમાં એક છોડ નડયો. એક માથાએ એ છોડની જમણી બાજુએ જવાનું પસંદ કર્યું ને બીજા માથાએ ડાબી તરફ જવાનું પસંદ કર્યું. રકઝકમાં એટલો બધો વખત ગયો કે કઇ બાજુએ નીકળવું એ નક્કી થતા પહેલાં બિચારો સાપ તરસથી તરફડાને ત્યાંને ત્યાંજ મરી ગયો.

એકજ રાજ્યસભા રાખવાના વિચાર સામે ઘણા પ્રવિણ લેખકોએ મજબુત વાંધો ઉઠાવ્યો છે. ફ્રાન્સમાં ટરગો અને રોશે ફોકોલ્ડ જેવા મોટા માણસોએ તેને ટેકો આપ્યો હતો અને તેનો પ્રયોગ પણ કરી જોયો હતો. પણ તે અમલમાં લાવતાં એવા માઠા પરિણામ આવ્યાં કે તેનું કોઇ અનુકરણ કરવા ચહાય નહી. અમેરિકામાં પણ એ વિચાર હવે ભૂલભરેલો લાગે છે. આટલું થયા છતાં પણ હાલ ઈંગ્લાંડમાં ઉમરાવોની સભા કાઢી

નાખવા મોટા મોટા રાજ્યતત્વવેત્તાઓ તૈયાર થયા છે એ ફ્રાંકિલનને કંઇ ઓછું માન નથી.

કોંગ્રેસ પહેલવહેલી મળી ત્યારે એવો ઠરાવ થયો હતો કે દરેક સંસ્થાન ગમે તેટલા પ્રતિનિધિઓ મોકલે તોપણ દરેક સંસ્થાનનો મત એક ગણાય. કોઇ સંસ્થાનના પ્રતિનિધિઓમાં અમુક બાબતપર એકમત ન હોય તો જે તરફ વધારે સંખ્યા હોય તે પ્રમાણે તે સંસ્થાન તરફથી એકમત આપવામાં આવતો. આ પ્રમાણે નાનાં મોટાં દરેક સંસ્થાનોને એક સરખી રીતે એક મત આપવાનું ઠરાવ્યું હતું તે, ફ્રાંકિલન પસંદ કરતો નહીં. સ્વતંત્રતા જાહેર થયા પછી એકત્ર થએલાં સંસ્થાનોને માટે નવા રાજ્યબંધારણનો ખરડો કરવામાં આવ્યો તેમાં પણ દરેક સંસ્થાને એક એક મત આપવાનો જુનો ધારો કાયમ રાખવામાં આવ્યો હતો. આ સામે ફ્રાંકલને સખ્ત લડાઇ ચલાવી અને એ ધારો ઘણો ગેરવાજબી છે એમ વાંધો ઉઠાવ્યો. એકમતના ધારાથી નાના ને મોટા દરેક સંસ્થાનને સરખી સત્તા રહે છે. શરૂઆતમાં આ ધારો કદાચ ઉપયોગી હશે પણ હવે જ્યારે દરેક સંસ્થાન કેટલી યોગ્યતા અને મહત્વનું છે એ નક્કી થઇ શકે એમ છે ત્યારે એ ધારો કાયમ રાખવો એ બરાબર નથી એમ ફ્રાંકિલનનો અભિપ્રાય હતો પોતાના મતમાં ફ્રાંકિલન એટલો દૃઢ હતો કે એ બાબત પેન્સિલ્વેનિયાનું રાજ્યબંધારણ નક્કી કરવાને મળેલી સભામાં તેણે દરખાસ્ત મૂકી કે જો સંસ્થાન દીઠ એકમતનો ધારો ફેરવવામાં ન આવે તો આપણે સંસ્થાનોની એકત્રતામાં સામેલ રહેવું નહી. તે વખતનો બારિક પ્રસંગ જોતાં સર્વ સંસ્થાનોએ હળીમળીને રહેવું જોઇએ, નહીં તો બધાનો નાશ થશે એવા ડહાપણભરેલા વિચારથી તેણે પોતાની દરખાસ્ત પાછળથી પાછી ખેંચી લીધી ને તે મંજુર કરાવવાને તુરત કંઇ પ્રયત્ન કર્યો નહી. આગળપર શાન્તિ થયા પછી નવું બંધારણ નક્કી થયું ત્યારે ફ્રાંકિલનના મત પ્રમાણે સુધારો કરવામાં આવ્યો હતો.

આ વખતે લંડનમાં પાર્લામેન્ટ ઉઘાડતી વખતે રાજાએ કરેલા ભાષણ પરથી જણાવ્યું કે તેનો વિચાર એવો છે કે કેટલાક અધિકારીને ખાસ નિમી, અમેરિકા મોકલવા અને જે અમેરિકનો પોતાની વર્તણુંકનો પશ્ચાતાપ કરી રાજાને આધિન થવા ઇચ્છતા હોય તેમને માફી આપવાનો તેમને અધિકાર આપવો. પાર્લામેન્ટની એ બેઠકમાં મુખ્ય પ્રધાન લોર્ડ નોર્થે અમેરિકન સંસ્થાનો સાથે વેપાર અને બીજો સર્વ સબંધ બંધ કરવાનો

ખરડો રજુ કર્યો હતો તેમાં પણ રાજાએ કરેલા ભાષણમાં બતાવેલો વિચાર પાર પાડવાને અધિકારીઓ નિમવાની કેટલીએક કલમો રાખવામાં આવી હતી. ૧૭૭૬ ની વસંત ઋતુમાં જનરલ વોશિંગ્ટનના હાથ નીચેનું અમેરિકન લશ્કર ન્યુયોર્ક છાવણી નાખી પડ્યું હતું ત્યાં જનરલ હો જુન માસમાં હેલીફાકસથી આવી પહોંચ્યો હતો અને તેના આવ્યા પછી થોડા વખતમાં તેનો ભાઇ લોર્ડ હો યૂરોપથી લશ્કરનો કાફલો લઇને આવ્યો. આ બે ભાઇઓને માફી આપનાર અધિકારીઓ નિમવામાં આવ્યા હતા. લોર્ડ હો આવ્યો કે તરત તેણે પોતાની સત્તા અને કામનું વિગતવાર જાહેરનામું, અને તે પ્રસિદ્ધ કરવાની ભલામણનો પત્ર જનરલ વોશિંગ્ટન તરફ મોકલાવ્યાં. એ જાહેરનામામાં જે લોકો રાજાને શરણ થાય તેમને માફી આપવામાં આવશે એમ જણાવવામાં આવ્યું હતું. જનરલ વોશિંગ્ટને આ વેળા લખેલો પત્ર કોંગ્રેસ તરફ મોકલાવ્યો. કોંગ્રેસમાં એ સબંધમાં કંઇ તકરાર ઉઠી નહી. જાહેરનામું અને તે સાથે આવેલો પત્ર છપાવવાનો હુકમ કરવામાં આવ્યો કે જેથી જેના મનમાં આશા હોય કે રાજા તરફથી ન્યાય મળશે, તેમની ખાત્રી થાય કે આપણી સ્વતંત્રતાનું રક્ષણ આપણી બહાદુરીથીજ થવાનું છે.

લોર્ડ હોએ ફ્રાંકલિનને ખાનગી પત્ર લખી તેનાં ઘણાં વખાણ કરી વિનંતી કરી કે બન્ને દેશના વાંધાનો નિકાલ થાય તો સારૂં. ફ્રાંકલિને વિનયપૂર્વક જવાબ લખ્યો કે હું દિલગીર છું કે જે કામે આપ આવ્યા છો તેમાં પાર પડવાની આશા નથી. પ્રધાનોની વર્તણુંક અને વિચારપર કેટલીએક ટીકા કરી ફ્રાંકલિને એ પત્રમાં જણાવ્યું કે " બ્રિટિશ રાજ્યરૂપી ખુબસુરત અને ઉમદા ચીનાઇ પ્યાલો ભાગે નહી એટલા માટે અંતઃકરણ પૂર્વક અને ખંતથી મેં મહેનત કરી હતી; કારણ કે હું જાણતો હતો કે જો એ પ્યાલો એક વખત ભાગશે તો આખામાં જે કિમ્મત અને મજબુતી છે તે કકડાઓમાં રહેશે નહીં ને એકવાર ભાગ્યા પછી ફરીથી તે સંધાશે નહીં. આપ નામદારને યાદ હશે કે આપની બહેનને ઘેર લંડનમાં સમાધાન થશે એવી આશા આપે મને આપી હતી ત્યારે મારી આંખમાંથી કેવા હર્ષનાં આંસુ નીકળ્યાં હતાં !! કમનશીબે એ આશાઓ સફળ થઇ નહીં એટલુંજ નહીં પણ જે આફત આવતી બંધ પાડવાને હું પ્રયત્ન કરતો હતો તેના મૂળ તરીકે હું ગણાવા લાગ્યો. મારા તરફ આવી રીતે વગર પાયે ગેરસમજુત થવા લાગી ત્યારે મારો દિલાસો એજ હતો

કે એ દેશમાં ઘણા ડાહ્યા અને સારા માણસો મારી સાથે હજી દોસ્તીનો હક રાખે છે તેઓની પેઠે લોર્ડ હોની પણ મારાપર મમતા છે."

સમાધાન કરવાની ભાંજગડમાં કંઈ કરવા જેવું જણાયું નહીં તેથા લૉંગ ટાપુની લડાઈ થઈ અને જનરલ સુલીવાન કેદ પકડાયો. લોર્ડ હોના વહાણપર તેને લઇ જવામાં આવ્યો ને ફરી નહીં લડવાની પ્રતિજ્ઞાપર છોડી દેવામાં આવ્યો. તેની સાથે લોર્ડ હોએ મોઢેથી ખબર મોકલી કે કોંગ્રેસના કેટલાક સભાસદોને ખાનગી રીતે મળવાની અને તેમની સાથે વાતચીત કરવાની મારી મરજી છે; તેમની મરજીમાં આવે તે જગો અને વખત તે નક્કી કરે. કોંગ્રેસે ફ્રાંકિલન, જૉન આડમ્સ અને એડ્વર્ડ રટલેજને પોતાના તરફથી પ્રતિનિધિ નિમી મોકલ્યા. ૧૧ મી સપ્ટેમ્બરે તેઓ લોર્ડ હોને મળ્યા. લોર્ડ હોએ તેમને કહ્યું કે કોંગ્રેસની કમિટી તરીકે હું તમને ગણી શકું નહી. સલાહ કરવાને અને વિરોધ ભાગવાને કોઇપણ ખાનગી ગૃહસ્થને મળવાનો મને અધિકાર છે. કમિટીના મેમ્બરોએ કહ્યું કે અમને જે રીતે તમારે ગણવા હોય તે રીતે ગણો. તમારે શું કહેવાનું છે તે માત્ર અમારે સાંભળવાનું છે. તોપણ અમે કોંગ્રેસના સભાસદ છીએ અને તે સભા તરફથી આવ્યા છીએ માટે અમે તો તે નાતાથી આવ્યા છીએ એમ ગણીએ છીએ. આ મુલાકાત થઇ રહ્યા પછી ત્રણે જણ પાછા ગયા ને કોંગ્રેસને જાહેર કર્યું કે સલાહ કરવાને લોર્ડ હોને કંઇ અધિકાર હોવાનું જણાતું નથી. જે લોકો શરણ થઇ માફી માગે તેમને માફી આપવાનોજ માત્ર તેને અધિકાર છે. બર્કના કહેવા પ્રમાણે "લશ્કર લઇને સમાધાન કરવાનો" આ છેલ્લો પ્રયત્ન હતો. એવો પ્રયત્ન સફળ થાય નહીં એ ઉઘાડ છે અને તે વાત પ્રધાનોના જાણવા બહાર પણ નહીંજ હોય.

અમેરિકન સંસ્થાનોએ પોતાની સ્વતંત્રતા જાહેર કર્યા પછી સ્વતંત્ર સત્તા તરીકે બીજા દેશો સાથે પોતાનો સંબંધ કરવાની તજવીજ ચલાવવા માંડી હતી. ગુપ્ત રીતે ફ્રાન્સ સાથે કોલકરાર કરવાની, અને લડાઇમાં કામ લાગે એવો સરસામાન મેળવવાની તજવીજ ક્યારનીએ થઇ ગઇ હતી. હવે એ તજવીજો ઉઘાડી રીતે કરવા માંડી. બીજા દેશો તરફથી મદદની કોંગ્રેસને ઘણી જરૂર હતી. બદલામાં નફા ભરેલો વેપાર મદદ કરનાર દેશ સાથે ખુલ્લો કરવાની તેમને સવડ હતી. ફ્રાન્સની સરકાર સાથે પ્રથમ ગોઠવણ કરવાની તજવીજ કરવામાં કંઇ થવાનો સંભવ હતો, કારણ કે ફ્રાન્સ સાથેની છેલ્લી લડાઇમાં ઇંગ્લાંડે ફ્રાન્સને જે સખ્ત સરતો કબુલ

કરાવી હતી તે ફ્રાન્સના મનમાં હજી સાલતી હતી. એવું માનવામાં આવતું હતું કે ઊંચા થએલા મનવાળું ફ્રાન્સ, ઇંગ્લાંડ અને તેનાં સંસ્થાનો વચ્ચે ચાલતો ઝઘડો, ઇંગ્લાંડનું જોર ઓછું કરવાને કામ લેવાની તક જવા દેશે નહીં. આ અનુમાનનો લાભ લેવાને કોંગ્રેસે વખત જવા દીધો નહીં. ફ્રાન્સનાં દરબારમાં અમેરિકાનું કામ કરવાને ફ્રાંક્લિન, સીલાસ ડીન અને આર્થર લીને એલચી નિમવામાં આવ્યા ને સંધીનો મુસદ્દો, કામ કરવાની યાદી અને અધિકારના ખરડા તૈયાર કરી આપવામાં આવ્યા. સીલાસ ડીન તો આગળથી ફ્રાન્સ ગએલો જ હતો. આર્થર લી ઇંગ્લાંડમાં હતો. ફ્રાંક્લિને મુસાફરીની તૈયાર કરવા માંડી. અકટોબર માસની ૨૬ મી તારીખે, વિલિયમ ટેમ્પલ ફ્રાંક્લિન અને બેન્જામિન ફ્રાંક્લિન બાખ નામના પોતાના બે પૌત્રો સાથે ફ્રાંક્લિને ફિલાડેલ્ફિયા છોડયું. એક રાત ચેસ્ટર રહી બીજે દિવસે " રિપ્રિસલ " નામના લડાઇના વહાણમાં તેઓ ફ્રાન્સ તરફ ઉપડી ગયા.

પોતાના દેશના કામમાં ફ્રાંક્લિનને કેટલી ખંત હતી અને સારૂ પરિણામ આવવાની તેને કેટલી ખાત્રી હતી તેના ઉદહરણ તરીકે એટલું કહેવું બસ થશે કે ફિલાડેલ્ફિયા છોડતા પહેલાં તેણે પોતાનો તમામ પૈસો ભેગો કરી ત્રણ ચાર હજાર પાઉન્ડની રકમ કોંગ્રેસને ધીરી હતી.

---

# પ્રકરણ ૨૭ મું.

## ફ્રાન્સના દરબારમાં એલચી.

૧૭૭૬–૧૭૭૭.

ફ્રાન્સ તરફ મુસાફરી—નાન્ટઝ આવી પહોંચ્યો—પારિસ જઇ પેસે ગામમાં મુકામ કર્યો—ફ્રાન્સમાં મળેલો આવકાર—તેના નામની અસર—તેની છબીઓ, પુતળા અને ચિત્રો—કાઉન્ટ ડી વરગેનની મુલાકાત—ફ્રાન્સ દરબાર તરફથી પૈસાની મદદ—અમેરિકામાં લડાઇનો સામાન મોકલ્યો—સામાન માટે કન્ટ્રાક્ટ—યૂરોપનાં રાજ્યો સાથે કોલકરાર કરવાની વિરૂદ્ધ ફ્રાંક્લિનનો અભિપ્રાય—લોર્ડ સ્ટોરમન્ટ—અમેરિકન લશ્કરમાં નોકરી માટે પરદેશી અમલદારોની અરજ—લફે—અમેરિકા સાથે કોલકરાર કરવામાં ફ્રાન્સની ઢીલનાં કારણો—એ બાબતમાં કાઉન્ટ ડી વરગેનની મુલાકાત—વેપાર અને દોસ્તીનો કોલકરાર...મદદ કરવાના કોલકરાર—ફ્રાંક્લિન અને

એલચીમંડળના બીજાઓની રાજા સાથે મુલાકાત.

---

ડિલાવર ભુશીરથી ત્રીસ દિવસની મુસાફરી કર્યા પછી ' રિપ્રિસલ" વહાણુ લોયર નદીના મુખ આગળ આવી પહોંચ્યું. દરિયાની ઉષ્ણતા માપવાને ફ્રાંક્લિને ઇંગ્લાંડથી અમેરિકા આવતાં જે અખતરા કરી જોયા હતા તે આ મુસાફરીમાં ફરી કરી જોયા. પ્રથમ જે માલમ પડયું હતું તેજ પ્રમાણે આ વખતે પણ તેને જણાયું. રસ્તામાં કોઇ કોઇવાર અંગ્રેજી લડાઇનાં વહાણુ મળતાં, પરંતુ બને ત્યાં સુધી લડાઇ કર્યા વગર ફ્રાન્સના કિનારા તરફ હંકારી જવાને કમાનને હુકમ હતો. તે ધારણા પાર પાડવા માટે ચાલાકી વાપરી તેણે પાછળ પડનારાને ચુકાવ્યા ને મુસાફરી દરમિયાન લડાઇ કરવાનો પ્રસંગ આવવા દીધો નહી. કિનારે પહોંચતા પહેલાં બે દિવસપર તેણે માલ ભરેલાં બે અંગ્રેજી વહાણો પકડયાં ને તે પોતાની સાથે લઇ લીધાં.

વહાણુ નાન્ટઝ બંદર જવાનું હતું પરંતુ પવન સામો હોવાથી ત્યાં સુધી જઇ શકયું નહિ; કિવબેરન અખાતમાં ચાર દિવસ રોકાયા બાદ ફ્રાંક્લિન અને તેનાં પૌત્રો ઓરે નામના નાના ગામડામાં ઉતર્યા. ત્યાંથી પગ રસ્તે ૭૦ માઇલની મુસાફરી કરી ડિસેમ્બરની ૭ મી તારીખે તેઓ નાન્ટઝ આવી પહોંચ્યા.

ફ્રાંક્લિન ફ્રાન્સમાં આવવાનો છે એમ કોઇ જાણતું નહોતુ. કારણ કે તેની નિમણુંકની ખબર આગળથી મોકલવામાં આવી નહોતી. તોપણુ આટલે દૂર તે સરકારી મહત્વના કામે નિમાયા વગર આવે નહી એમ લોકોએ અટકળ કરી અમેરિકાના મિત્રો તેના આવવાથી ઘણા ખુશી થયા અને આનંદથી તેને ભેટયા. તેના માનમાં એક મોટું ખાણું આપવામાં આવ્યું. મુસાફરીમાં થાકી ગએલો હોવાથી ફ્રાંક્લિન મી. ગ્રેયલના એક એકાંત બંગલામાં થોડા દિવસ વિશ્રાંતિ લેવા રહ્યો. પરંતુ અહીં પણ અમેરિકાના સમાચાર જાણવા અને તેને મળવા લોકોની ઠઠ ભરાતી. નાન્ટઝથી કોંગ્રેસના પ્રમુખને તેણે નીચે પ્રમાણે પત્ર લખ્યો.

" અમને મુસાફરીમાં ઘણા દિવસ લાગ્યા નથી, પરંતુ તોફાન નડવાથી મને ઘણી નબળાઇ લાગે છે; દરરોજ મારી તબિયત સુધરતી જાય છે અને થોડા દિવસમાં હું પારિસ જવાને શક્તિમાન થઇશ એમ લાગે છે. અહીંની સરકાર કોંગ્રેસ તરફનાં એલચીને ખુલ્લી રીતે માન્ય કરવાને ખુશી

છે કે નહીં એ જાણ્યા વગર મારૂં અહીં આવવાનું પ્રયોજન ઉઘાડું પાડવું મેં દુરસ્ત ધાર્યું નથી. મી. ડીન તરફ કમિટીના કાગળો લઇ ખાસ કાસદ મોકલ્યો છે, તેની સાથે અમારૂં નિમણુંકપત્ર પણ મોકલ્યું છે કે જેથી તે અહીંની સરકારનો ભાવ જોઇ મને ખબર આપશે. અહીંના લોકો એમ ધારે છે કે હું કોલકરાર કરવા આવ્યો છું. મને જે લોકો મળવા આવે છે તેમના બોલવા ચાલવાપરથી અને મારા તરફની તેમની સભ્યતાપરથી હું ધારૂં છું કે તેઓ એ વાતથી ઘણા ખુશી છે. ''

નાન્ટઝમાં આઠ દહાડા રહી, ફ્રાંકિલન પારિસ જવા નીકળ્યો. રસ્તામાં એક વીસીમાં તેણે મુકામ કર્યો હતો ત્યાં તેને ખબર પડી કે રોમ-રાજ્યની પડતીનો પ્રખ્યાત ઇતિહાસકર્તા ગિબન પણ ત્યાંજ ઉતરેલો છે, ફ્રાંક્લિન એને ઓળખતો નહોતો તોપણ સલામ સાથે કહેવડાવ્યું કે આજ સાંજે ભેગા જમીશું ગિબને ઉત્તર વાળ્યો કે હા. ફ્રાંક્લિનને માટે વિદ્વાન તરીકે મને ઘણો ઊંચો અભિપ્રાય છે પરંતુ અમારા રાજાની બળવાખોર પ્રજા તરીકે હું તેની સાથે વાત કરવા ખુશી નથી. આના જવાબમાં ફ્રાંક્લિને લખ્યું કે '' આપના રાજ્યમતને લીધે આપ મને મુલાકાતનો લાભ આપી શકયા નથી તોપણ ઇતિહાસકર્તા અને સદ્દગૃહસ્થ તરીકે આપને માટે મારો એટલો ઊંચો અભિપ્રાય છે કે આપ મહાન્ રાજ્યોની પડતીના ઇતિહાસો લખો છો તેમાં જ્યારે ઇંગ્લાંડની પડતીનો ઇતિહાસ લખવાનો વારો આવે—મારી ખાત્રી છે કે એ વખત જલદી આવશે—ત્યારે જે હકીકત મારી પાસે છે તે આપને લખવાના સાધન તરિકે હું ઘણી ખુશીથી આપીશ.'' ૨૧ મી ડિસેમ્બરે ફ્રાંકિલન પારીસ શહેરમાં આવી પહોંચ્યો. મી. ડીન ત્યાંજ હતો અને મી. લી બીજે દિવસે આવી પહોંચ્યો. તેથી આ એલચીમંડળ પોતાનું કામ એકદમ શરૂ કરવાને શક્તિમાન થયું. ફ્રાંકિલને પારિસ પાસે પેસે નામના ગામમાં લેરે ડી શેમન નામના અમેરિકાના એક દૃઢ મિત્રને ત્યાં પોતાનો મુકામ કર્યો, ને જ્યાં સુધી ફ્રાન્સમાં રહ્યો ત્યાં સુધી ત્યાંજ રહ્યો. ફ્રાંક્લિન પારિસમાં આવ્યો છે એ વાત તરતજ આખા યુરોપમાં પસરી ગઇ. ત્રીસ વર્ષ પહેલાં તેણે વિદ્યુત સબંધી કરેલી શોધોથી સુધરેલા દેશોમાં વિદ્વાન અને તત્વવેત્તા તરીકે તેનું નામ જાણીતું થએલું હતું. તેના શાસ્ત્ર સબંધી લખાણોના ઘણી ભાષાઓમાં તરજુમા થયા હતા. તેનું ''ગરીબ રિચર્ડ '' અને બીજાં પરચુરણ લખાણો જે સાદી અને સહેલી ભાષામાં દુનિયાદારીને લગતાં ડહાપણ ભરેલાં વચનોથી ભરપુર છે તેનાં પણ

ભાષાન્તર થયાં હતાં. ઈંગ્લાંડમાં રહી તેણે કરેલી દેશ સેવા, પોતાના દેશના હકની લડત કરવામાં તેણે બતાવેલી હિમ્મત અને ખંત, પાર્લામેન્ટ આગળ તેણે આપેલી જુબાની, અને પ્રધાનોએ તેના તરફ કરેલું ગેરવર્તન, આખા યુરોપમાં સર્વ ઠેકાણે જાણીતાં થયાં હતાં; અને તત્વવેત્તા અને વિદ્વાન તરીકે તેને મળેલી કીર્તિ ઉપરાંત દેશ દાઝ્ઝ અને પરોપકારી પુરૂષ તરીકે પણ મળી ચૂકી હતી. પહેલા નંબરનો એક ફ્રેંચ ઇતિહાસ લખનાર તેના વિષે નીચે પ્રમાણે લખી ગયો છે.

" ફ્રાન્સમાં ફ્રાંક્લિનના નામથી થએલી અસરથી એમ કહી શકાય કે દરબાર સાથે નહીં તોપણ ફ્રેંચ જેવા સ્વતંત્ર લોક સાથે તેણે પોતાના આગમનનું પ્રયોજન કયારનુંએ સફળ કરી નાખ્યું હતું. રાજકીય રીતભાતના નિયમ પ્રમાણે તે પ્રધાનોને ઘણી વખત મળી શકતો નહી પરંતુ રાજતંત્ર ચલાવવામાં સહાયભૂત સર્વ અધિકારીઓના સમાગમમાં તે રહેતો. જાણે અસલી વખતનો કોઇ પ્રજ્ઞ ઋષિ આધુનિકોને પોતાના દાખલાથી બોધ આપવાને જન્મ લઇને આવ્યો ન હોય એવો તે લાગતો. જે પ્રજાસત્તાક રાજ્યના પ્રતિનિધિ તરીકે તે આવ્યો હતો તે રાજ્ય જાણે દેહ ધરીને ઉભું ન હોય એમ તેની છાપ વાગી હતી. તેના જેવાજ તેના દેશ બાંધવો સદ્‌ગુણી હશે અને તેના જેવીજ અસરકારક અને આકર્ષક તેમની મુખમુદ્રા હશે એમ લોકો માનવા લાગ્યા. પેસેમાં જે ઘરમાં તે રહેતો હતો તેમાં તેની મુલાકાતનો જેને લાભ મળે તે ખરો નશીબદાર ગણાવા લાગ્યો. આ પુજ્ય બુઢા કાકાનો ફોશીઅન જેવો દેખાવ અને સોક્રેટીસ જેવો વિચાર હતો. રાજદરબારી લોકો તેના ગૌરવથી ચકિત થતા ને તેને પાકો રાજ્યનીતિજ્ઞ માનતા. જુવાન અમલદારો અમેરિકામાં નામ કાઢવાની ઉત્કંઠાથી આતુર થઇ, અમેરિકનોની લશ્કર સબંધી સ્થિતિના સવાલ તેને પુછતા; અને જ્યારે મરદાઇ ભરેલા ખુલ્લા મનથી અને ભવિષ્યને માટે કાળજીથી તે અમેરિકનોની હાર થએલી જણાવતો અને પોતાનો દેશ જોખમ ભરેલી સ્થિતિમાં આવી પડેલો હોવાનું કહેતો ત્યારે એ ઉછરતા પ્રજાસત્તાક રાજ્યના સિપાઇઓને મદદ કરવાની આતુરતા તેમનાં અંતઃકરણમાં પેદા થતી."

" ઉપર પ્રમાણે વર્ણન કર્યા પછી, ફ્રાન્સ દરબાર સાથે કોલકરાર કરવામાં ફ્રાંક્લિને કરેલા કામનો ઇતિહાસ આપવાની જરૂર રહેતી નથી. ફ્રાંક્લિનના સદ્‌ગુણ અને કીર્ત્તિ તેને માટે કોલકરાર ચલાવી રહ્યાં હતાં.

તેને આવ્યાને બીજું વર્ષ પૂરૂં થયું નહોતું એટલામાં સર્વની ખાત્રી થઇ કે ફ્રાંક્લિનના દેશભાઇઓને લશ્કર અને અરમારની મદદ આપવા ના કહેવું શક્ય નથી."

ફ્રાંક્લિનના ડોકાની છાપવાળા ઘણી જાતના અને જૂદા જૂદા કદના ચાંદ ફ્રાન્સમાં બનાવવામાં આવ્યા હતા અને તે દુકાને દુકાને વેચાતા હતા. વીંટીપર બેસાડવાને, તપખીરની દાબડીપર જડવાને અથવા એવી રીતનો બીજો ઉપયોગ કરવાને એ ચાંદ ખુશીથી ફ્રેંચ લોકો ખરીદ કરતા. વળી પ્રવિણ ચિત્રકારો તેનાં ચિત્ર તૈયાર કરી સંખ્યાબંધ વેચી શકતા. એકંદરે ફ્રાંક્લિનપર લોકો એવા ફીદા થઇ ગયા હતા કે તેના પ્રત્યેની પોતાની પ્રીતિ બતાવવામાં કંઇ કચાશ રાખતા નહીં.

ફ્રેન્ચ સરકાર આગળ મૂકવાનો વેપારના કોલકરારનો ખરડો કોંગ્રેસે પોતાના એલચીઓને તૈયાર કરી આપ્યો હતો. વળી તેમને એવી સૂચના આપી હતી કે તેમણે એકત્ર થએલાં સંસ્થાનોના ખરચે ફ્રેન્ચ સરકાર માર-ફતે લડાઇનાં વહાણ તૈયાર કરાવી મોકલવાં; પૈસા ઉછીના લેવા; લડાઇમાં જરૂર પડે એવો સામાન મેળવી મોકલવો; ફ્રાન્સની સરકારની પરવાન-ગીથી અમેરિકાના વાવટા નીચે વહાણો તૈયાર કરાવી મોકલાવી દેવાં; ફ્રા-ન્સના દરબારમાં બીજા દેશોના એલચી હોય તેમની મારફતે તેમના દેશનું વલણ કેવું છે તે જોવું; એકત્ર થએલાં સંસ્થાનોની સ્વતંત્રતા અને રાજ્ય-સત્તા તેમની પાસે કબુલ કરાવવી અને એવા દેશો સાથે મિત્રાચારી અને વેપારના કોલકરાર કરવા. ખરચખુટણને માટે જરૂર પડતો પૈસો અમેરિકન માલનાં વહાણ વખતોવખત મોકલી પૂરો પાડવાને ગોઠવણ કરવામાં આવી હતી.

ફ્રાન્સના પ્રધાનમંડળમાં પરદેશ સંબંધી કામનો પ્રધાન કાઉન્ટ ડી-વરગેન હતો. ૨૮ મી ડિસેમ્બરે વરસેલના મહેલમાં તેણે અમેરિકન એલચી-ઓની મુલાકાત લીધી. તેમને આદરપૂર્વક આવકાર આપી તેણે તેમની સાથે છૂટથી અને ખુલ્લા મનથી વાત કરી. એલચીઓએ કોલકરારનો ખરડો તેની આગળ મૂકી આગમનનું પ્રયોજન કહી સંભળાવ્યું. વર-ગેને એલચીઓને કહ્યું કે તમે આ રાજ્યમાં રહેશો ત્યાં સુધી આ સર-કાર તમારૂં સંરક્ષણ કરશે એ વાતની ખાત્રી રાખજો. તમે જે વાત કહી છે તેપર આ સરકાર ધ્યાન આપશે; ફ્રાન્સ અને ગ્રેટબ્રિટન વચ્ચે હાલ જે કોલકરાર જારી છે તેને અનુસરીને અમારા બંદરમાં તમને વહાણ

લાવવાની અને વેપાર કરવાની છૂટ આપી શકાય તેટલી આપવામાં આવશે. અમેરિકામાં હાલ કેવી રીતનો મામલો છે તેનું ટુંકામાં બ્યાન લખી આપવા વરગેને એલચીઓને છેવટે કહ્યું ને આ પ્રમાણે આ મુલાકાત પૂરી થઇ. આ હેવાલ તૈયાર કરી થોડા દિવસમાં મોકલવામાં આવ્યો. પરન્તુ તેનો કંઇ જવાબ મળ્યો નહીં. અમેરિકનોનો ઉઘાડી રીતે પક્ષ લે તો ઈંગ્લાંડ સાથે તરત લડાઇ કરવી પડે તેથી ફ્રેંચ સરકાર એકદમ સ્પષ્ટ જવાબ આપવા તૈયાર નહોતી. કાઉન્ટ વરગેને, એલચીઓને સલાહ આપી કે તમારે સ્પેનના એલચી કાઉન્ટ ડી અરન્ડાને મળવું અને તેની સરકારનો શો વિચાર છે તે જાણી લેવું. જો સ્પેન અને ફ્રાન્સનો એક વિચાર થાય તો પછી તમારૂં કાર્ય ઘણું સુલભ થશે. એલચીઓ આ સલાહ પ્રમાણે તેને મળી હકીકત કહી આવ્યા. કાઉન્ટ ડી અરન્ડાએ વચન આપ્યું કે હું તમારી અરજી મારી સરકાર તરફ મોકલાવી આપીશ; મને આશા છે કે મારી સરકાર ફ્રાન્સની સરકાર સાથે મળીને ચાલશે.

આ પ્રમાણે ઉપરથી ઢીલું દેખાડયા છતાં ફ્રેંચ સરકારનો અંદરખાનેથી અમેરિકનોને પૂર્ણ મદદ કરવાનો ઠરાવ થયો હતો. બોમારશે નામના માણસને દશ લાખ લીવર આપી અમેરિકન લોકોને ખાનગી રીતે લડાઇનો સામાન પૂરો પાડવાની તજવીજ તેમના તરફથી ક્યારનીયે કરવામાં આવી હતી. ફ્રાન્સ આ પ્રમાણે અમેરિકન લોકોને મદદ કરે છે એ વાત ઇંગ્લાંડના જાણવામાં આવે નહીં એટલા માટે આ મદદ એવી રીતે આપવામાં આવી હતી કે તેનો કોઇને શક પણ આવે નહીં. બોમારશેને આપેલા પૈસાવડે તેણે લડાઇમાં ઉપયોગમાં આવે એવો સામાન જથાબંધ ખરીદ કરી દીધો હતો અને જાણે વેપારને માટે દુકાન કાઢી હોય તેમ એ સામાન અમેરિકન સંસ્થાનોને ઉધારે વેચવા માંડ્યો હતો. મી. ડીન સાથે કરેલી ગોઠવણ પ્રમાણે આ સામાન તે અમેરિકા મોકલાવતો. કોંગ્રેસે એના બદલામાં તમાકુ અને બીજી અમેરિકન પેદાશ મળે ત્યારે મોકલવાની હતી. ફ્રાંકલિન ફ્રાન્સ આવ્યો તે પહેલાં આ ગોઠવણથી સંખ્યાબંધ સામાન જૂદાં જૂદાં વહાણોમાં અમેરિકા રવાને થઇ ગયો હતો અને ઘણોખરો સહિસલામત પહોંચી ગયો હતો. કોંગ્રેસે માગેલાં વહાણ ફ્રેંચ દરબારે આપવા કબુલ કર્યું નહીં. પરન્તુ ખાનગી રીતે એલચીઓને જણાવ્યું કે અમેરિકન સંસ્થાનોને જોઇતી ચીજો ખરીદી કરવાને તેમને વીસ લાખ લીવર ધીરવામાં આવશે. એલચીઓને એવું જણા-

વવામાં આવ્યું હતું કે આ રકમ અમેરિકાના કેટલાક મિત્રો તરફથી ખાનગી રીતે ધીરવામાં આવે છે અને સલાહશાન્તિ થતા પહેલાં તે પાછી માગવામાં આવશે નહીં. પણ ખરેખરી રીતે આ રકમ ફ્રાન્સના રાજાની તીજોરીમાંથી લેવામાં આવી હતી અને ત્રણ માસે પાંચ લાખ લીવર, એ પ્રમાણે નિયમસર હપ્તેથી આપવામાં આવી હતી. આ પૈસાથી એલચીઓ લડાઈનાં હથિયારો અને બીજો સરસામાન જરૂર પડે તેમ ખરીદ કરી અમેરિકા મોકલાવ્યા જતા હતા. તેઓએ એક વહાણ આમસ્ટરડામમાં અને એક નાન્ટઝમાં બનાવરાવ્યું. આ બધી ગોઠવણ ઘણીજ ગુપ્ત રીતે ચાલતી હતી; તોપણ અંગ્રેજી એલચી લોર્ડ સ્ટોરમન્ટે ઠેકાણે ઠેકાણે બાતમીદારો રાખેલા હોવાથી અમેરિકાને મળતી મદદની તેને ધીમે ધીમે ખબર પડવા લાગી. અમેરિકનોને ફ્રાન્સમાંથી મદદ મળે નહીં એવી ગોઠવણ કરવાને તેણે ફ્રેન્ચ દરબારને લખી જણાવ્યું. તેના લખાણને જાણે માન અપાતું હોય એવું બતાવવાને અમેરિકા એલચીઓએ તૈયાર કરાવેલાં વહાણ પકડાવવાને અને અટકાવવાને ફ્રેંચ દરબારે હુકમ કાઢ્યા. તોપણ અમેરિકનોએ અંગ્રેજી વહાણોને પકડી લાવી ફ્રાન્સના બંદરમાં વેચવાનું જારી રાખ્યું. આથી અંગ્રેજ એલચીએ પ્રથમ કરતાં ભારે વાંધો ઉઠાવ્યો. તે પરથી કાઉન્ટ વરગેને અમેરિકન એલચીઓને કાગળ લખ્યો કે આ પ્રમાણે કરશો તે ચાલશે નહીં. કારણ કે ઇંગ્લાંડ સાથે અમારા કોલકરારની બાધ આવે એવું કંઈ પણ વર્તન તમને કરવા દેવામાં આવશે નહીં. ફ્રાન્સના દરબારનું ખરૂં વલણ કેવું છે તે એલચીઓ જાણતા હતા તેથી આવો ઉપર ઉપરનો દેખાડો કરવાના હુકમોથી તેઓ ડરી ગયા નહીં. જે જે સામાન તેમને મળી શકતો તે અમેરિકા મોકલાવવાનું તેમણે જારી રાખ્યું. ફેર માત્ર એટલોજ પડયો કે હવે આગળના કરતાં વધારે સાવધગીરી અને ગુપ્તપણું રાખવા માંડયું.

ફ્રાન્સમાં કામ કરવામાં મુખ્ય ફ્રેંકલિન અને ડીન હતા. યુરોપના બીજા દેશોને અરજ કરવા અને તેમની મદદ માગવા એલચીઓને કોંગ્રેસે અધિકાર આપેલો હતો તેની રૂહએ એ કામ કરવા આર્થર લીને તેમણે પ્રથમ સ્પેન અને પછી પ્રુશિયા જવા રવાના કરી દીધો હતો. આ કામગીરીમાં રોકાવાથી તેને ઘણો વખત ફ્રાન્સની બહાર ને બહાર રહેવું પડયું હતું. પરદેશોની મદદ માટે આજીજી કરવાનું ફ્રાંકલિન પસંદ કરતો નહીં. એ વાત કોંગ્રેસનાં કાઢવામાં આવી હતી ત્યારે તે તેની સામે થયો હતો.

બીજા દેશના રાજ્યકર્તા પોતાની મેળે મદદ કરવાનું કહેતા આવે ત્યાં સુધી વાટ જોવી એમાંજ અમેરિકાનો મોભો રહેલો છે એમ ફ્રાંકલિન ધારતો હતો. પરન્તુ ઘણા જણનો વિચાર એથી ઉલટો હોવાથી યૂરોપના જૂદા જૂદા દેશમાં મદદ માગવાને એલચીઓ અથવા મુખત્યારો વખતો વખત મોકલવાનું મંજુર થયું હતું. આવી રીતે કરેલી અરજીઓનું કંઈ સારૂં પરિણામ આવેલું જણાતું નથી. ફ્રાંકલિનને ફ્રાન્સમાં આવ્યાને થોડાં અઠવાડિયાં થયાં નહોતાં એટલામાં સ્પેનના દરબાર જોડે કોલકરાર કરી મદદ માગવા જવાને કોંગ્રેસે તેને અધિકાર આપી એલચી નિમ્યો. પણ આ કામ મી. લીને તે પહેલાં સોંપેલું હોવાથી અને સ્પેન દરબાર મદદ કરવાને તૈયાર હોય એવુ નહીં જણાયાથી ત્યાંનું એલચીપણું કબુલ કરવાને ફ્રાંક્લિને ના પાડી. અને કોંગ્રેસનું સમાધાન થાય એવી રીતે ના પાડવાનાં કારણો લખી જણાવ્યાં.

આ અરસામાં ફ્રાન્સના દરબારમાં રહેલા અમેરિકન એલચીઓને એવી ખબર પડી કે દરિયાપર કેદ પકડેલા અમેરિકન કેદીઓપર ઇંગ્લાંડમાં ઘણો જુલમ ગુજારવામાં આવે છે. કેટલાએક અમેરિકન કેદીઓને આફ્રિકા અને એશિયામાં આવેલાં બ્રિટિશ સંસ્થાનોમાં મોકલી દેવામાં આવ્યા હતા અને કેટલાએકોને જબરજસ્તીથી લશ્કરમાં દાખલ કરી તેમના દેશીઓ સામે લડવાની ફરજ પાડવામાં આવી હતી. અમેરિકનોએ પકડેલા કેટલાએક અંગ્રેજી કેદીઓને તે વખત એક અમેરિકન વહાણમાં ફ્રાન્સ લાવવામાં આવ્યા હતા તેમને બદલે તેમના જેટલા અમેરિકન કેદીઓનો બદલો કરવાને એલચીઓએ લોર્ડ સ્ટોરમન્ટને પત્ર લખ્યો. આ પત્રનો તેણે કંઈ જવાબ લખ્યો નહીં તેથી વળી બીજી વાર એલચીઓએ તેને પત્ર લખી જણાવ્યો. આ બીજા પત્રના જવાબમાં લોર્ડ સ્ટોરમન્ટે તોબ્યા ગાળ્યા શબ્દોમાં લખી જણાવ્યું કે "રાજાની ક્ષમા માગવા આવતા નહીં હોવ તો બળવાખોરોના અરજી રાજાનો એલચી લઈ શકતો નથી." આવા ઉદ્ધત અને અપમાનકારક શબ્દોવાળો કાગળ એલચીઓએ લોર્ડ સ્ટોરમન્ટને પાછો મોકલ્યો અને તેને જણાવ્યું કે ગ્રેટબ્રિટન અને યુનાઇટેડસ્ટેટ્સ જેવા બે દેશના હિતને લગતી બાબતોમાં અમે લખેલા પત્રનો અમને આવો શરમભરેલો જવાબ તમે આપ્યો છે તે, પુખ્ત વિચાર થવાને તમારા તરફ આ સાથે પરત મોકલ્યો છે. ઇંગ્લાંડના પ્રધાનો તેમના એલચીના જેટલા અવિચારી નહોતા. અમેરિકન વહાણોએ

પકડેલા કેદીઓની વધતી જતી સંખ્યાથી તેમની ખાત્રી થઈ કે દયાની ખાતર નહીં તો નિદાન સ્વાર્થની ખાતર કેદીઓનો અદલો બદલો કરવો એ લાભકારક છે.

ફ્રાંક્લિને ફ્રાન્સમાં પગ મૂકયો ત્યારથી અમેરિકાના લશ્કરમાં નોકરી લેવાની ઉમેદ ધરાવનાર હજારો લોકો કોંગ્રેસપર અને જનરલ વોશિંગ્ટન પર ભલામણના કાગળો માગવા તેની પાસે આવતા. જૂદા જૂદા દેશમાંથી અને જૂદી જૂદી ભાષાઓમાં, તેનાપર હજારો અરજીઓ આવતી; કેટલાક અરજદારો પોતાનાં પરાક્રમોનાં બાંકાં ફુંકતા; કેટલાક પોતાનાં સરટીફીકેટ મોકલતા; કેટલાક વગવાળા અને મોટી પદવીના ગૃહસ્થો તરફથી સીપારસના પત્રો લઈ આવતા; આ બધાની ઇચ્છાઓ પૂરી પાડી શકાય એમ નહોતું. એમ છતાં ચોખી ના કહે તો કદાચ કોઇને ખોટું લાગે તેથી ફ્રાંક્લિન અરજદારોની સમજુત કરતો કે અમલદારો રાખવાનો મને અધિકાર નથી; લશ્કરમાં બધી જગાઓ ભરાઇ ગઈ છે; મારી ભલામણથી નવી જગાઓ કાઢવામાં આવશે નહીં; તમે અમેરિકા જશો તો કદાચ નિરાશ થઇને પાછા આવવું પડશે. આ બાબત એક મિત્રને લખેલા પત્રમાં ફ્રાંક્લિને લખ્યું હતું કે "નોકરી માટે ઉમેદવારો તરફથી મને પત્રો ન મળ્યા હોય અથવા કોઇ મળવા ન આવ્યું હોય એવો એક પણ દિવસ જતો નથી. મને કેટલો ત્રાસ આપવામાં આવે છે તેનો તમને ખ્યાલ હોઈ શકે નહી. મારા મિત્રોને ક્યાંથીએ શોધી કાઢવામાં આવે છે અને તેમની પાસે મારાપર ભલામણો કરાવવામાં આવે છે. અરજદારો ઉપરાંત તમામ ખાતાના મોટા મોટા અધિકારી, અને ગૃહસ્થ સ્ત્રીઓ સવારથી રાતસુધી મને જંપવા દેતાં નથી." એક અરજદારને ફ્રાંક્લિને નીચે પ્રમાણે જવાબ આપ્યો હતો:—

"તમે મને પૂછો છો કે મારા ઓદ્ધાની રૂઇએ હું તમને ભલામણના પત્રો આપી મદદ કરી શકું નહીં? તમે લાયકીવાળા માણસ હશો એ વિષે મને તો સંદેહ નથી; પણ તમારી લાયકી તમે જાણો એટલે તે બીજાઓના જાણવામાં નહીં હોય એ વાત તમે ભૂલી જતા હશો ખરા, જરા વિચાર કરશો તો તમારી ખાત્રી થશે કે તમારા જેવા ગૃહસ્થ જેના વિષે હું કંઇ જાણુનો નથી તેને ભલામણનો પત્ર હું આપું તો મારી ભલામણનું કંઈ વજન રહે નહીં. મારા દેશને ઉપયોગી થવાની તમારી ઇચ્છાને માટે હું તમને સાબાશી આપું છું; અને તેના બદલામાં ઇચ્છું છું કે અમેરિકા જવા

તમે ધારેલી યોજનામાં હું તમને ઉપયોગી થાઉં તો સારૂં. અહિંના ઘણા અનુભવી અમલદારો ત્યાં જઇ અમારા લશ્કરમાં દાખલ થવાનું કહે છે. પરંતુ હું તેમને એ બાબત ઉત્તેજન આપી શકતો નથી, કારણ કે તેમ કરવા મને હુકમ નથી. વળી તેઓ ત્યાં જાય તો તેમને ક્યાં ગોઠવવા એ મુસ્કેલીનું કામ થઇ પડે. તેટલા માટે હું ધારૂં છું કે તમારે માટે સોથી ઉત્તમ વાત એ છે કે, આટલી લાંબી, જોખમભરેલી અને ખર્ચવાળી મુસાફરી ન કરતાં તમારા મિત્રોની સલાહ લઈ તમારે ઘેર રહેવું ”

તોપણ એક માણસને માટે ફ્રાંક્લિને ઘણી ખુશીથી, કંઇપણ આનાકાની વગર કોંગ્રેસને ભલામણ કરી હતી. પાછળથી માલમ પડ્યું કે આ માણસ ઘણો લાયક હતો ને તેને માટે જેજે આશાઓ બંધવામાં આવી હતી તેતે તેણે પૂર્ણ કરી. ફ્રાંક્લિન અને ડીને કોંગ્રેસને એ સંબંધમાં લખેલ એક પત્રમાં જણાવ્યું છે કે “મારકિવસ ડી લાફે નામનો ઉંચા કુળને એક જુવાન માણસ આપણા લશ્કરમાં નોકરી કરવા કેટલાક નામીચા અમલદારો સાથે પોતાના વહાણમાં અમેરિકા તરફ ઉપડી ગયો છે. અહિં તે ઘણો લોકપ્રિય છે ને સર્વની આશિષ લઇને આવેછે. અમે આશા રાખીએ છીએ કે તમારા તરફથી તેનો યોગ્ય સત્કાર થશે અને એ દેશનાં તેના કામમાં તેને કંઇ હરકત નડશે નહીં. જે માણસો તેના કામને અવિચારી ગણે છે તેઓ પણ તેના જુસ્સાનાં વખાણ કરે છે, એને તમે માન અને આદર આપશો તેથી તેના સગાં એકલાં નહીં પણ આખો ફ્રાન્સ દેશ ખુશી થશે. અને અહિં જે કામ કરવા અમે આવ્યા છીએ તેમાં મદદ મળશે પોતાની જુવાન અને ખુબસુરત સ્ત્રીને તે અહિં મૂકીને ચાલ્યો ગયો છે તેણીને ખાતર અમે આશા રાખીએ છીએ કે આપણા સેનાપતિ ઉત્સાહી લાફેના જુસ્સો એટલે દરજ્જે દાબમાં રાખશે કે ખરી જરૂરના પ્રસંગ વગર તેની જીંદગી જોખમમાં આવે એવા કામપર તેને મોકલશે નહીં.”

ફ્રાંક્લિનના આવ્યાને દસ માસ થઇ ગયા ત્યારે ફ્રાન્સ દરબારે અમેરિકન ઝઘડામાં ઉઘાડી રીતે ભાગ લેવાને મરજી દેખાડી. આ બાબતપર ફ્રાન્સના પ્રધાનોમાં એક મત નહીં હતો. કાઉન્ટ વરગેન અને કાઉન્ટ મોરિયાનો મત એવો હતો કે અમેરિકનોનો પક્ષ લઇ ઇંગ્લાંડ સાથે લડાઇ ઉભી કરવી. ટરગો અને બીજા કેટલાક પ્રધાનો ઇંગ્લાંડ સાથે લડાઇ કરવા પસંદ કરતા નહીં. ખુદ રાજાએ પણ ઇંગ્લાંડ સાથે લડાઇ કરવાની વાત ઘણી આનાકાની પછી સ્વીકારી. ૧૭૭૬ ની લડાઇઓનાં પરિણામ

એવાં ખરાબ આવ્યાં હતાં કે આવું પગલું ભરવાને કોઇને ઉત્તેજન મળે નહીં. અમેરિકન લશ્કરે કેનેડા ખાલી કરવું, લાંગટાપુ આગળ મળેલો પરાજય, વોશિંગ્ટન કિલ્લો ખોવો, ન્યુજરસે આગળ વોશિંગ્ટનના લશ્કરનું પાછું હઠવું અને કોંગ્રેસનું ફિલાડેલ્ફિયાથી બાલ્ટિમોર નાશી જવું. આ બધી વિપરીત બીનાઓપરથી યૂરોપમાં ઘણા જણા એમ અનુમાન કરતા હતા કે થોડા વખતમાં ઝઘડાનો છેડો આવશે. પરદેશો સાથે મિત્રાચારીનો સંબંધ બાંધી મદદની આશા રાખવાનો આ વખત નહોતો. અમેરિકન લોકો આખર સુધી ઝઘડામાં ટકી રહેશે, અને તેમનામાં સંપ, જુસ્સો અને નિશ્ચય છે એમ યુરોપમાં બધાના જાણવામાં નહોતું. ફ્રાન્સના પ્રધાનોને એવી બીક હતી કે વખતે અમેરિકનો ઇંગ્લાંડ સાથે સમાધાન કરી દે તો આપણી સ્થિતિ કઢંગી થાય. યુનાઇટેડ સંસ્થાનો સાથે હજી સુધી ઉઘાડી રીતે મિત્રાચારીનો સબંધ ફ્રાન્સે બાંધ્યો નહોતો તેનું મુખ્ય કારણ આ હતું.

પરન્તુ ૧૭૭૭ માં અમેરિકનોનાં નશીબ ખુલ્યાં. એ સાલમાં તેમને એટલી જીતો મળી કે ૧૭૭૬ માં થએલા પરાજય ભુસાઈ ગયા, બરગોઇનના લશ્કરના પકડાયાથી અને જનરલ વોશિંગ્ટનના હાથ નીચે પેન્સિલ્વેનિયામાં લશ્કરે બતાવેલી બહાદુરીથી યૂરોપમાં ખાત્રી થવા લાગી કે અમેરિકનો પાછા હઠવાના નથી, ને તેમનામાં તાકાત કે દઢતા કમ નથી. ૪ થી ડિસેમ્બરે બરગોઇન કેદ પકડાયાની અને જરમન ટાઉનની જીતની ખબર લઇને એક ખાસ વહાણ ફ્રાન્સ આવ્યું. એલચીઓને આ ખબર મળી કે તરત તેણે તે પ્રધાનમંડળને જણાવી બે દિવસ પછી રાજાના મંત્રી મંડળનો ચિટનિસ મી. જીરોલ્ડ, કાઉન્ટ વરગેન અને કાઉન્ટ મોરિયાના હુકમથી ફ્રાંકલિનને મળવા આવ્યો ને કહ્યું કે તમારા દેશભાઇઓએ મેળવેલી જીતને માટે અમારા દરબાર તરફથી મુબારકબાદી આપવા હું આવ્યોછું. બીજી કેટલીએક વાતચીત કર્યા પછી જીરોલ્ડે સૂચના કરી કે આ દરબાર સાથે સંધિ કરવાના સંબંધમાં હવે તમે ફરી વાત ઉપાડજો, ફ્રાંકલિને થોડા દિવસમાં એક અરજી તૈયાર કરી અને તેપર ત્રણે એલચીઓએ સહીઓ કરી કાઉન્ટ વરગેનને આપી. સંધિના કરારનો ખરડો નક્કી કરવાને એલચીઓની મુલાકાત લેવાનો કાઉન્ટ વરગેને ૧૨ મી તારીખનો દિવસ ઠરાવ્યો. એ દિવસે ફ્રાન્સ તરફથી કાઉન્ટ વરગેન અને મી. જીરોલ્ડ અને અમેરિકા તરફથી તેના એલચીઓની સભા મળી. વરગેને શરૂઆતમાં વોશિંગ્ટનની બહાદુરીનાં વખાણ કર્યાં, અને અમેરિકનોની ચઢતી થતી જોઈ પોતાની ખુશી

બતાવી. પછી મુદ્દાની વાત નીકળી. કેવી રીતના કોલકરાર કરવા અમેરિકા તૈયાર છે એમ વરગેને પુછયું. તેના જવાબમાં ફ્રાંક્લિને અમેરિકાથી આણેલો ખરડો બતાવ્યો ને કહ્યું કે એમાં જે ફેરફાર કરવો જરૂર જણાય તે અમે કરીશું. વરગેને કેટલાક ફેરફાર કરવાની બાબતો બતાવી પણ તે ઘણી મહત્વની હતી નહીં. વરગેને જણાવ્યું કે આ રાજ્ય અને સ્પેન સાથે એવો સબંધ છે કે સ્પેનને પુછયા વગર કંઇ નવી સંધિ કે સબંધ અમારાથી થાય નહીં. આ સંધિમાં સ્પેન દાખલ થવા ખુશી છે કે નહીં તે પૂછાવવાને ખાસ માણુસ આજે મોકલવામાં આવશે. ત્રણ અઠવાડિયામાં ત્યાંથી જવાબ આવ્યા પછી આ વાત નક્કી થશે.

ત્રણ અઠવાડિયાં પૂરાં થયાં નહીં એટલામાં મી. જીરોલ્ડ ફરીથી મળવા આવ્યો ને એલચીઓને જણાવ્યું કે "અમારા રાજા સાહેબે પ્રધાનમંડળની સલાહથી યુનાઇટેડસ્ટેટ્સની સ્વતંત્રતા કબુલ કરવાનો અને તેમની સાથે મિત્રાચારીનો સબંધ બાંધી મદદ કરવાનો ઠરાવ કર્યો છે, લાંબો વખત ચાલે એવા કોલકરાર કરવાને અમારી મરજી છે અને તેમ થવાને અવશ્યની વાત એ છે કે બન્ને પક્ષને સરખા હક મળવા જોઇએ કે જેથી તે ટકાવી રાખવા બન્ને પક્ષને સ્વાર્થ રહે. સંસ્થાનોની હાલની સ્થિતિનો લાભ લઇ અમે એવી શરતો કબુલ કરાવવા માગતા નથી કે જે બીજી સ્થિતિમાં તેઓ ખુશીથી કબુલ કરે નહીં, તેમની સ્વતંત્રતાને બને એટલી હરેક રીતે ટેકો આપવાનો અમે નિશ્ચય કર્યો છે: આથી કરીને કદાચ અમારે ઇંગ્લાંડ સાથે લડાઇ કરવી પડશે તોપણ તેનું ખર્ચ કે નુકસાની તમારી પાસે માગીશું નહીં, અમારે તો તમારી પાસે એટલુંજ કબુલ કરાવવું છે કે ઇંગ્લાંડ સાથે સંધિ કરીને યુનાઇટેડસ્ટેટસે પોતાની સ્વતંત્રતા છોડવી નહીં અને ઇંગ્લાંડના તાબામાં ફરી આવવું નહીં.

આખરે જણાયું કે આ કામમાં કંઇ ભાગ લેવાની સ્પેનના રાજાની મરજી નથી તેથી અમેરિકા અને ફ્રાન્સ વચ્ચેના કોલકરારની ભાંજગડ વગર વિલંબે આગળ ચલાવી, થોડા વખતમાં પૂરી કરવામાં આવી. આ કોલકરારની શરતો ઘણે ભાગે કોંગ્રેસે કરી આપેલા ખરડાને અનુસરતીજ હતી. આ પછી ફ્રાન્સના પ્રધાને મિત્રાચારીની સંધિનો બીજો ખરડો રજુ કર્યો. પહેલી કરતાં આ સંધિનો ઉદ્દેશ વધારે બહોળો હતો. ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે લડાઈ થાય તોજ તેનો અમલ થવાનો હતો. પહેલી શરત એ હતી કે અમેરિકન ઝઘડો ચાલે ત્યાં સુધી બન્ને પક્ષે એકત્ર થઇ લડવું ને

એક બીજાને મદદ કરવી. બીજી શરત એ હતી કે ઉત્તર અમેરિકામાં કંઇ અંગ્રેજી પ્રદેશ અમેરિકન સંસ્થાનો જીતી લે તો તે પ્રદેશ તેમના તાબામાં રહે. મેક્ષિકોના અખાતમાં અથવા તેની પાસેનો કંઇ પ્રદેશ ફ્રાન્સનો રજા જીતી લે તો તે તેને તાબે રહે. ગ્રેટબ્રિટન સાથે કોઇ પક્ષે બીજા પક્ષની પ્રથમ સંમતિ લીધા શિવાય સંધિ કરવી નહીં. એકત્ર થએલાં સંસ્થાનોની સ્વતંત્રતા કબુલ કરી લડાઇનો છેડો આવે એવી સંધિ થાય નહીં ત્યાં સુધી કોઇ પક્ષે લડવાનું બંધ કરવું નહીં. એકત્ર થએલાં સંસ્થાનોએ બાંહેધરી આપી કે ફ્રાન્સના તાબામાં જે અમેરિકન મુલક હાલ છે, અને હવે પછી આવશે તેને અમે આંચ આવવા દઇશું નહીં. ફ્રાન્સે બાંહેધરી આપી કે એકત્ર થએલાં સંસ્થાનોની સ્વતંત્રતા અને રાજ્યસત્તાને અમે આંચ આવવા દઇશું નહીં અને જે મુલક હાલ તેમને તાબે છે, અને હવે પછી તેમને તાબે આવશે તે રહેવા દઇશું.

આ બન્ને કરારપત્રોમાં બન્ને પક્ષ એક સરખો પદવીના હોય એવી રીતે દરેક બાબત સરખી રીતે નક્કી કરવામાં આવી હતી. વેપાર સબંધી સંધિમાં બન્ને પક્ષ એક બીજાને સરખા વેપાર કરવાના હક આપ્યા અને તેજ હક બીજા કોઇ દેશને આપવા હોય તો તેમ કરવાની છૂટ રાખી. મદદ અને મિત્રાચારીની સંધિથી, અમેરિકાની સ્વતંત્રતા ઇંગ્લાંડ કબુલ કરી સંધિ કરે ત્યાંસુધી ફ્રાન્સની મદદ અમેરિકનોને મળી. ફ્રાન્સને બદલો કંઇ જોઇતો નહોતો. સંસ્થાનો ઇંગ્લાંડથી છુટાં પડે અને ઇંગ્લાંડનું જોર નરમ પડે એટલો બદલો તેને બસ હતો. વળી અમેરિકન વેપાર અત્યારસુધી ઇંગ્લાંડ પોતાને એકલાને તાબે રાખી રહ્યું હતું અને પોતાની દોલત વધાર્યાં જતું હતું તેમાં ફ્રાન્સને હવે ભાગ મળવાનો એ જેટલે દરજ્જે ઇંગ્લાંડને નુકશાનકારક હતું તેટલે દરજ્જે ફ્રાન્સને ફાયદાકારક હતું. જીત અથવા બક્ષીસથી પ્રદેશ મેળવવાની ફ્રાન્સને લાલચ નહોતી. ઇંગ્લાંડ સાથેની છેવટની લડાઇમાં કેનેડા અને સેન્ટ લોરેન્સના અખાતમાંના ટાપુઓ ફ્રાન્સે ગુમાવ્યા હતા તે પણ પાછા મેળવવાની ફ્રાન્સને દરકાર નહોતી. ઇંગ્લાંડનું જોર નરમ કરવું એજ તેનો મુખ્ય ઉદ્દેશ અમેરિકન ઝગડામાં સામેલ થવામાં હતો.

આ બન્ને સંધિઓપર પારિસમાં ૬ ઠ્ઠી ફેબ્રુઆરી ૧૭૭૮ ને દિવસે સહીઓ થઇ, ખાસ કાસદ સાથે તે અમેરિકા મોકલવામાં આવી અને તુરતજ કોંગ્રેસે તે મંજુર રાખી. આ બનાવથી આખા દેશમાં આનંદ

આનંદ થઇ રહ્યો. વોશિંગ્ટને લશ્કરને ખુશાલી ભોગવવા એક દિવસ કરાવી મજા કરાવી. લડાઇમાં ગમે તે જોખમ આવી પડે તોપણ આખરે સ્વતંત્રતા સ્થાપન થવાનીજ એમ સૌની ખાત્રી થઇ; કેમકે આખર સુધી મદદ કરવા ફ્રાન્સે વચન આપ્યું છે અને ફ્રાન્સ જેવી બળવાન પ્રજા જીતાવી મુશ્કેલ છે એમ સૌના જાણવામાં હતું. વળી ફ્રાન્સ પોતાનું બોલ્યું પાળે એવો દેશ છે અને તેમ કરવામાંજ તેનો સ્વાર્થ અને સહીસલામતી રહેલાં છે એમ પણ સૌના જાણવામાં હતું. દરેક મ્હોંઢામાંથી ફ્રાન્સના રાજાનાં વખાણ નીકળવા લાગ્યાં. માણસ જાતના સ્વાભાવિક હકપર તરાપ મારે એવા કાયદા, રાજ્યબંધારણ અને રીતભાતથી ઉંચી થએલી ગાદીપર બેઠેલા રાજાનાં, પ્રજાસત્તાક રાજ્ય પસંદ કરનાર માણસ વખાણ કરે નહીં, તોપણ આ વખતે આવા ફ્રાન્સના રાજાનાં, ૨૦ લાખ પ્રજાસત્તાક રાજ્ય પસંદ કરનાર અમેરિકનો, વખાણ કરવા મંડી ગયા. તોપણ એટલું કહેવું જોઇએ કે અમેરિકા સાથે કરેલા કોલકરારના સબંધમાં આ વખાણ કંઇ ખોટાં નહોતાં; કારણ કે ફ્રાન્સે જે જે વચન આપ્યાં હતાં તે આખર બરોબર પુરાં કર્યાં.

૨૦ મી માર્ચે અમેરિકન એલચીઓની રાજાએ વરસેલ્સના મહેલમાં દરબાર ભરી મુલાકાત લીધી અને સ્વતંત્ર રાજ્યના પ્રતિનિધિ તરિકે તેમને બેઠક આપી. આ દરબારનું વર્ણન કરતાં એક ફ્રેન્ચ ઇતિહાસ કર્તા ફ્રાંક્લિનના સબંધમાં આ પ્રમાણે લખેછે. "તમાસો જોવાની જિજ્ઞાસાએ આવેલા ઘણા અમેરિકનો અને બીજા દેશના લોકો તેની સાથે આવ્યા હતા. તેની ઉંમર, તેનો પૂજ્ય દેખાવ, તેનો સાદો પોષાક, ને તેની જીંદગીનો જાણવા જેવો હેવાલ, લોકોનું ધ્યાન તેના તરફ ખેંચતા. હાથની તાળીઓ પડવાથી અને આનંદ દેખાડવાનાં બીજાં ચિન્હોથી, લોકોના મનનો હર્ષ પ્રદર્શિત થતો હતો......રાજાની મુલાકાત પછી પરદેશ સબંધીના પ્રધાનને મળવા ફ્રાંક્લિન જતો હતો ત્યાં રસ્તામાં તેની વાટ જોઇ ઉભા રહેલા લોકોએ તેને હર્ષથી વધાવી લીધો. પારિસમાં જ્યાં જ્યાં તે જતો ત્યાં ત્યાં એજ પ્રમાણે તેને માન મળવા લાગ્યું."

હવેથી ફ્રાંક્લિન અને અમેરિકાના બીજા એલચી, બીજા દેશના એલચીઓની પેઠે દરબારમાં જવા લાગ્યા અને તેમના બરોબરીઆ તરિકે બેસવા લાગ્યા. મેડમ કંપન કહેછે કે આ પ્રસંગે ફ્રાંક્લિન અમેરિક ખેડુતનો પોષાક પહેરતો. તેનો સાદો પોષાક, બીજા દરબારીઓના ચકચકીત પો-

પાક અને દેખાવથી જૂદો પડતો. જે દેશોએ અમેરિકાની સ્વતંત્રતા કબુલ કરી નહોતી તે દેશના એલચીઓથી સરકારી રીતે અમેરિકન એલચી સાથે સબંધ રાખી શકાતો નહીં. તોપણ ઘણા જણ ખાનગી રીતે ફ્રાંકિલનને મળતા ને તેની સાથે મિત્રાચારીનો સબંધ રાખતા. સરકારી રીતે બીજા એલચીઓ કેટલી અતડાઇ રાખતા તેનો એક રમુજી દાખલો ફ્રાંકિલન એલચી થયા પછી બન્યો હતો. રૂશિયાની રાણીનો છોકરો પારિસમાં આવ્યો ત્યારે તેણે પોતાનું અને રૂશિયાના એલચીનું નામ પોતાના કાર્ડપર લખાવી, બીજા દેશોના એલચીને ત્યાં કાર્ડ મોકલાવ્યાં. કાર્ડ વહેંચનાર ભુલથી એક કાર્ડ ફ્રાંકિલનને ત્યાં મૂકી ગયો. ફ્રાંકિલનને પહેલ વહેલું આમંત્રણ મળ્યું હતું તેથી શું કરવું તે વિષે તે ગુચવાડામાં પડયો. રીતભાત જાણનાર એક અનુભવી દરબારીની સલાહ પુછતાં તેણે કહ્યું કે તમારે ગાડીમાં બેશી રૂશિયાના એલચીના બારણા આગળ જવું ને તમારૂં નામ દરવાનની પોથીમાં લખાવવું. આ વિવેક ફ્રાંકિલન કરી આવ્યો. પાછળથી પેલો જાસુદ ગભરાટમાં ફ્રાંકિલનને ઘેર આવ્યો અને જણાવ્યું કે ભૂલથી હું કાર્ડ મૂકી ગયો હતો. તે દિવસે સાંજે લી રૌય નામનો ફ્રાંકિલન અને રૂશિયન કુંવરનો સામાન્ય મિત્ર ફ્રાંકિલનને ઘેર આવ્યો ને કહ્યું કે થએલી ભૂલથી કુંવર ઘણો દિલગીર છે. રૂશિયાએ અમેરિકાની સ્વતંત્રતા હજી કબુલ કરી નથી તેથી કુંવરથી તમને મળી શકાશે નહીં. તોપણ તેણે મને કહેવા મોકલ્યો છે કે તમારે માટે તેનો મત ઘણો ઊંચો છે. ફ્રાંકિલને જવાબ આપ્યો કે “ આવાં માન એની મેળે આવે તે મને અણગમતાં નથી તોપણ તે મેળવવાને હું ફાંફાં મારતો નથી. મારી ખુશીથી હું મળવા આવત નહીં. મને ખબર મળી કે રીતભાતના નિયમ પ્રમાણે મારે જવું જોઇએ તેથી હું ગયો હતો. જો એ મુલાકાતથી રૂશિયન એલચી ગુચવાડામાં આવ્યો હોય તો તેનો ઉપાય સહેલો છે. મુલાકાત આપવા આવનારની યાદીના પુસ્તકમાંથી તે મારૂં નામ છેકી નાખે ને હું મારે ત્યાં આવેલું કાર્ડ બાળી નાખીશ. ”

---

## પ્રકરણ ૨૮ મું.

૧૭૭૮ થી ૧૭૭૯.

### ફ્રાન્સમાં કુલ અખત્યારી એલચી તરિકે.

ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઇની તૈયારીઓ—એમ—જીરોહ—

જૉન આડમ્સ—ઇંગ્લાંડ અને અમેરિકા વચ્ચે સમાધાન કરાવવાની ઈંગ્લાંડની છૂપી તજવીજ—હટન—પુલ્ટને—હાર્ટલિ—છૂપાં—દૂત—ફ્રાંકિલનના મિત્રો—વોલ્ટરની મુલાકાત—કુલ અખત્યારી એલચી નિમાયો—તેને પાછો બોલાવવાને તેના દુશ્મનોની ખટપટ—આર્થર લી—રાલ્ફ ઇઝાર્ડ—સર વિલિયમ જોન્સ પારિસ મળવા આવ્યો—કેપટન કુકનું વહાણુ નહીં પકડવાને સમજુત—પરવાના આપવા—પોલ જોન્સ—મારક્વિસ—ડી લાફે—સર હમ્ફ્રી ડેવી—ફ્રાંકિલનનાં રાજકિય અને પરચુરણુ લખાણોની મી. વોગને પ્રસિદ્ધ કરેલી આવૃત્તિ.

---

ઇંગ્લાંડમાં ફ્રાન્સના એલચીએ પ્રધાનમંડળીને ખબર આપી કે યુનાઇટેડ સ્ટેટ્સ અને ફ્રાન્સ વચ્ચે વેપાર અને મિત્રાચારીના કોલકરાર થયા છે. આ કહેણુ લડાઇ કરવી છે એમ કહેવા બરોબર હોવાથી લોર્ડ સ્ટોરમન્ટને પારિસ છોડી પાછા આવવાનો હુકમ કરવામાં આવ્યો. ફ્રાન્સમાં લડાઇની તૈયારીઓ ક્યારનીએ કરવા માંડી હતી. ટુલોન આગળ એક કાફલો તૈયાર કરવામાં આવ્યો હતો, તે ડી. એસટીંગના સેનાપત્ય નીચે એપ્રીલ માસની અધવચમાં અમેરિકા તરફ ઉપડી ગયો. એમ. જીરોલ્ડને ફ્રાંસના એલચી તરિકે અમેરિકા મોકલવાનો ઠરાવ થવાથી તે એજ કાફલા સાથે અમેરિકા ગયો. સીલાસડીને ફ્રાંસના અમલદારો સાથે અમેરિકન લશ્કરમાં નોકરી આપવાના કરારો કરી કોંગ્રેસને એટલી અગવડમાં આણી હતી કે તેને પાછો બોલાવી લેવામાં આવ્યો હતો. તે પણુ એજ કાફલાના વહાણુમાં અમેરિકા ગયો. તેની જગોએ મી. જૉન આડમ્સની નિમણુંક થઇ હતી. ડીન ઉપડી જવાની તૈયારીમાં હતો એટલામાં જૉન આડમ્સ આવી પહોંચ્યો.

ઇંગ્લાંડના પ્રધાનોની હવે ખાત્રી થઇ કે તેમના ધારવા કરતાં વધારે લાંબો ઝગડો ચાલવાનો ને તેનું પરિણામ ગંભીર પ્રકારનું આવવાનું. થોડા વખતમાં સ્પેન ફ્રાન્સનું અનુકરણુ કરશે એમ પૂરી વકી હતી. સબબ પાર્લામેંટના મોભાને છાજે અને રાજાના હકને નુકશાન થાય નહીં એવી શરતોએ અમેરિકનો સાથે સમાધાન કરવું એ ઘણું ઇષ્ટ દેખાવા લાગ્યું. પાર્લામેંટમાં એ બાબત ખૂબ તકરાર ચાલી છેવટ એવો ઠરાવ થયો કે કોંગ્રેસ સાથે સંધિ કરવાને મુખત્યારો મોકલવા અને તેમને ભાંજગડ કરી સમાધાન કરી આવવાની સત્તા આપવી. એ અરસામાં એ ધારણા પાર

પાડવાને છૂપા દૂતો પણ મોકલવામાં આવતા હતા. એ લોકો મુખ્યત્વે કંરીને દાક્તર ફ્રાંકિલનને ફોડવાની તજવીજ કરતા. ફ્રાંસ સાથે કોલકરાર નક્કી થયા નહોતા તે પહેલાં પણ આવા પ્રકારનો એક માણસ ફ્રાંકિલન પાસે આવ્યો હતો. તેનું નામ હટન હતું. તે ઉમરે પહોચેલો અને પ્રધાનમંડળના ભરોંસાનો માણસ હતો. ફ્રાંકિલને તેને જવાબ આપ્યો કે સમાધાનની શરતો કહેવાને મને અધિકાર નથી તોપણ જે કહો તે સાંભળવાને હું તૈયાર છું. હટન લંડન પાછો ગયો અને ત્યાંથી લખ્યું કે કેવી જાતની શરતો કહેવી તેની સૂચના કરો તો મહેરબાની થશે. મને લાગે છે કે અમેરિકાને સ્વતંત્રતા સિવાય બીજી બાબતો મળી શકશે. ફ્રાંકિલને જવાબ આપ્યો કે સ્વતંત્રતા મળ્યા વગર સલાહ થવાની નથી.

હટનની પછી વિલિયમ પુલ્ટને નામનો પાર્લામેન્ટનો સભાસદ ફ્રાંકિલન પાસે ખટપટ કરવા આવ્યો. તેણે પારિસમાં વિલિયમ્સ નામ ધારણ કર્યું હતું. તેને લોર્ડ નોર્થે મોકલ્યો હતો પણ સરકારી રીત કંઇ અધિકાર આપેલો નહોતો. ફ્રાંકિલન સાથે ઘણો વખત વાત કરી ઉઠતી વખતે, તહનામાના કરારનો એક ખરડો તેણે ધર્યો. ફ્રાંકિલને તરતજ ઉત્તર આપ્યો કે એકત્ર થએલાં સંસ્થાનો પોતાની ખુશીથી ગ્રેટબ્રિટનના તાબામાં આવે એ હવે બનવાનું નથી. તમે મને જે શરતો કહો છો તે પરથી મને લાગેછે કે અમારાપર પાર્લામેન્ટની પૂર્ણ સત્તા છે એવો વિચાર પ્રધાનોના મનમાંથી હજી ગયો નથી. તેઓ એમ ધારતા હશે કે સંધિ કરી જે હકો તેઓ અમને આપે તે મહેરબાની દાખલ છે. અમેરિકામાં અમારા લોકોના વિચાર આથી કેવળ જૂદાજ છે તેથી આ શરતો પ્રમાણે અહિં કે ત્યાં કોઇ સંધિ કરવા કબુલ કરે એ કેવળ અશક્ય છે....ઈંગ્લાંડને માટે મને હજી એટલી લાગણી છે કે તેને ખાતર તથા લડાઇમાં માણસોની ખુવારી થતી અટકે તેને ખાતર તમારી પેઠે હું પણ અંતઃકરણથી સલાહ થએલી જોવાને ઇચ્છું છું. સલાહ કરવાની સૌથી સરસ રીત એ છે કે ઇંગ્લાંડે અમેરિકાની સ્વતંત્રતા કબુલ કરવી, ને પછી લડાઇ બંધ રાખવાને અમારી સાથે સંધિના કોલકરાર કરવા; ને ફ્રાન્સની પેઠે મિત્રચારી, સલાહ અને વેપાર સબંધિ જૂદી સંધિ કરવી.

ઉપરના પ્રયત્નો ફોગટ જવાથી, પ્રધાનો નિરાશ થઇ બેઠા નહીં. ડેવિડ હાર્ટલિ નામના પાર્લામેન્ટના એક બીજા સભાસદને તેમણે તેજ કામે મોકલ્યો. હાર્ટલિએ અમેરિકાના સબંધમાં સરકારે ભરેલાં પગલાં સામે

મજબુત બાંધો ઉઠાવેલો હતો. પરંતુ તેની વર્તણુંક એવી ઉમદી હતી કે બંને પક્ષ તેના પર ભરોંસો રાખતા. ફ્રાંકિલન ઇંગ્લાંડમાં હતો ત્યારે તેની અને હાર્ટલિની વચ્ચે ગાઢી દોસ્તી થઇ હતી, ને તે પત્રવ્યવહારથી ચાલુ રહી હતી. હાર્ટલિ એવો દયાળુ હતો કે ઇંગ્લાંડમાં રાખેલા અમેરિકન કેદીઓની સારી સંભાળ લેવા બાબત તે કાળજી રાખતો હતો. તેમની મુલાકાત તે લેતો હતો, તેમનું દુઃખ ઓછું કરવા ઉઘરાણાં કરતો હતો, અને પ્રધાનોને તેમના તરફથી મળી આવી તેમનો અદલો બદલો કરવાને તજવીજ કરતો હતો. ફ્રાંકલિનના વિચાર જાણવા માટે તેને મોકલવામાં પ્રધાનોએ ડહાપણ વાપર્યું હતું. હાર્ટલિએ સધામાન કરવાની કંઇ સરતો ફ્રાંકિલનને કહી નહીં પરંતુ એટલું પુછ્યું કે "સલાહ કરવા સારૂ અમેરિકા ઇંગ્લાંડને બીજા દેશો કરતાં શ્રેષ્ઠ હક આપશે કે નહીં અને ઇંગ્લાંડના દુસ્મનો સાથે ઇંગ્લાંડની જોડે રહી લડવાને બંધાશે કે નહીં? ફ્રાન્સ સાથે ઇંગ્લાંડ લડાઇ કરે તો ફ્રાન્સની સાથે રહી ઇંગ્લાંડ સામે લડવાને અમેરિકનો કૉલકરારથી બંધાયા છે કે નહીં?" પહેલા પ્રશ્નનો જવાબ ફ્રાંકિલને નકારમાં આપ્યો. બીજા પ્રશ્નના જવાબમાં કહ્યું કે ફ્રાન્સે અમારી સાથે મિત્રાચારી કરી છે એટલા માટે ઇંગ્લાંડ ફ્રાન્સ સાથે લડાઇ કરે તો તે લડાઇ ચાલે ત્યાં સુધી ઇંગ્લાંડ સાથે અમારાથી સલાહ થાય નહીં. ટુંકામાં જે જવાબ હાર્ટલિના પહેલાં આવેલા જાસુદો લઇ ગયા હતા તે તે પણ લઇ ગયો.

પારિસ છોડતી વખતે હાર્ટલિએ ફ્રાંકિલનને એક ચીઠી લખી જણાવ્યું કે "લડાઇ તોફાનનો વખત આવે ત્યારે તમારી જાતની સંભાળ રાખજો. શું બને તે કહી શકાય નહીં. માણસો ઘણા તુરંગી હોય છે." ફ્રાંકિલને જવાબમાં લખ્યું કે "તમોએ આપેલી સુચનાથી હું આભારી થયોછું. લાંબા આયુષવાળી જીંદગી હું લગભગ પૂરી કરવા આવ્યોછું, તેથી જે આયુષ બાકી રહેલું છે તેની હું દરકાર રાખતો નથી. કાપડીઆને ત્યાં લુગડાના કકડાને માટે ઘરાક માથાકોડ કરે છે ત્યારે તે કહે છે તેમ હું કહેવાને તૈયાર છું કે "એ છેડો નકામો છે માટે તે નહીં આપવા હું તકરાર કરતો નથી. તમારે જોઇએ તે આપીને એ લઇ જાઓ." મારા જેવા ઘરડા ડોસાનો સૌથી સરસ ઉપયોગ, તો એ થઈ શકે કે તેને તેના મતને માટે મારી નાખવો." એવી અફવા ચાલતી હતી કે ફ્રાંકિલનની આસપાસ છુપા દુતો ફરતા રહે છે. ઉપરની ચીઠી આવ્યા પછી ફ્રાંકિલનના એક મિ-

ત્રપર પારિસમાં નીચેની મતલબનો નનામો કાગળ આવ્યો હતો. "હાર્ટલિએ લોર્ડ કેમ્ડનને આજ સવારે ખબર કરી હતી કે અમેરિકન એલચીઓ અને તેમાં મુખ્યત્વે કરીને દાક્તર ફ્રાંકિલન ફ્રાન્સમાં ગભરાટમાં ફરે છે. ફ્રાન્સના પ્રધાનોએ તેમની પાછળ છૂપા એટલા દૂત મૂકેલા છે કે એ છૂટા ફરે છે તો પણ બાસ્ટિલમાં કેદ હોય એવી તેમની સ્થિતિ છે. તો પણ આ વાત કોઇને કરવી નહીં." આ પત્ર ફ્રાંકિલનના જોવામાં આવ્યો ત્યારે તે બોલ્યો કે "મહેરબાની કરીને તમારા મિત્રને લખો કે હાર્ટલિએ આ પ્રમાણે કહેલું નહીં હોય, કારણ કે અહિંથી કોઇએ તેને એવી ખબર આપી નથી. અમારા મનમાં તો એવો વિચાર પણ કદી આવ્યો નથી. ફ્રાન્સની દરબાર મારી પાછળ હજારો દૂતો મૂકે તેની મને કંઇ ફીકર નથી, કારણ કે ફ્રાન્સની દરબારથી છૂપું રાખવા ઇચ્છું એવું કંઇ હું કરતો નથી."

આ પછી વળી એક છૂપો દૂત મોકલવામાં આવ્યો હતો. તેણે પોતાનું ખરૂં નામ છૂપાવી ચાર્લસ ડી વિસનસ્ટિન નામ ધારણ કર્યું અને બ્રસેલ્સથી જાણે લખ્યો હોય એવો એક પત્ર દાક્તર ફ્રાંકિલન પર મોકલાવ્યો. એ પત્રમાં સમજુત અને ધમકી બન્નેના શબ્દો વાપરવામાં આવ્યા હતા; અમેરિકાનું રાજ્યબંધારણ કેવી રીતનું રાખવું બરોબર છે તે જણાવ્યું હતું. એ પત્ર લખનાર ફ્રેન્ચ લોકો માટે ઘણો હલકો વિચાર બતાવે છે ને ચેતવણી આપે છે કે તેમના મળતીઆને ફસાવ્યા વગર તેઓ રહેશે નહીં. ઇંગ્લાંડને કોઇથી જીતાય નહીં એવો દેશ તે કહે છે અને ચેતવણી આપે છે કે જો સામા થવામાં મંડયા રહેશો તો કોઇ દહાડો દમ કાઢી નાખ્યા વગર ઇંગ્લાંડ છોડશે નહીં. પાર્લામેન્ટ સંસ્થાનોની સ્વતંત્રતા કબુલ કરનાર નથી અને જો કરશે તો લોકો તે કદી માન્ય કરનાર નથી. સંસ્થાનો પર અમારો હક કોઇથી કાઢી નંખાય એવો નથી. જ્યારે જ્યારે વખત આવશે ત્યારે ત્યારે અમે અથવા અમારા વંશજો તે હક સ્થાપન કરીશું. થાક ખાવાને કદાચ થોડો વખત અમે ઉભા રહીશું, ખરા પણ ફરીથી ખચીત લડાઇ શરૂ કરીશું. આ પ્રમાણે ધમકી આપ્યા પછી એ પત્ર લખનાર કંઇ લાલચ બતાવે છે. તે લખે છે કે સંસ્થાનોને માટે નવા રાજ્યબંધારણમાં કોંગ્રેસ રાખવામાં આવશે અને તે સાત વર્ષે એક વાર બોલાવવામાં આવશે; ફ્રાંકિલન, વોશિંગ્ટન, અને આડમ્સ જેવા પ્રખ્યાત પુરૂષોને મોટા મોટા હોદ્દાઓ અથવા જીંદગી પર્યંત આસામીઓ બાંધી આપવામાં આવશે; વળી કદાચ અમેરિકાને માટે ખાસ ઉમરાવ પદવીઓ

કાઢવામાં આવશે તો તેમાં પણ તેમની સારી બુજ કરવામાં આવશે.

ફ્રાંકલિનની ખાત્રી હતી કે જો કે આ કાગળ બ્રસેલ્સથી લખેલો હતો તો પણ તે લખનાર પારિસમાં હોવો જોઇએ. વળી ફ્રાંકલિન માનતો હતો કે એ કાગળ પણ ઇંગ્લાંડના પ્રધાનોએ લખાવેલો હોવો જોઇએ તેથી તેનો જવાબ તેણે લખ્યો કે "તમે એમ ધારો છો કે ઇંગ્લાંડ અમારી સ્વતંત્રતા કબુલ કરશે એવા ભૂલભરેલા વિચારથી અમે ફુલાઇ ગયા છીએ, એથી ઉલટું અમે એમ ધારીએ છીએ કે તમારા મનમાં એમ ગુમાન છે કે અમારી સ્વતંત્રતા કબુલ કરવી એ અમારા પર મહેરબાની છે, એ મહેરબાની મેળવવા અમે ઇચ્છીએ છીએ, અને એ તમે આપો કે ન આપો તેમાં તમારૂં કંઇ હિત રહેલું છે. એ મહેરબાની તમારી પાસે અમે કદી માગી નથી. અમે તમને એટલું જ કહીએ છીએ કે અમને સ્વતંત્ર પ્રજા ગણ્યા શિવાય અમારી સાથે તમારાથી સંધિ થશે નહીં. જેમ તમારા રાજા ફ્રાન્સનો રાજા એવું નામ ઘણા વરસો સુધી નામનું રાખી રહ્યા હતા તેમ અમારા પર રાજ્ય કરવાના તમારા હકનું રમકડું તમે અને તમારા વંશજો હાથમાં રાખી ખુશી થાઓ, પણ કદી વાપરવાનો પ્રયત્ન ન કરો તો તેમાં અમારી હરકત નથી "

"લડાઇ બંધ કરવી હોય તો સૌથી સરસ રીત એ છે કે તમારે ઉઘાડે છોગે કાંગ્રેસ સાથે કોલકરાર કરવા બહાર પડવું જોઇએ. અમારા સદ્ગુણ અને ડહાપણનાં વખાણ કરવાથી, અમારી ખુશામત કરવાથી અથવા અમને લાલચો બતાવ્યાથી તમારી ધારણા પૂરી પડવાની નથી એમ તમારી ખાત્રી થશે ત્યારે તમે એજ રસ્તો પકડશો." હુદ્દાઓ, આસામીઓ અને પદવીઓ આપવાના સબંધમાં ફ્રાંકલિને પત્ર લખનારની આ જવાબમાં ધુળ કાઢી નાખી છે અને જણાવ્યું છે કે અમેરિકન લોક એવા નીચ નથી કે સ્વાર્થને ખાતર પોતાના દેશને દુશ્મનોના હાથમાં સોંપી દે.

ફ્રાન્સમાં ફ્રાંકલિનને આવ્યાને હવે અઢાર માસ થયા હતા. એ અરસામાં તેના મિત્રમંડળમાં ઘણી સંખ્યા વધી હતી. ટરગો, બફન, ડી એલેમ્બર્ટ, કોન ડોરસેટ, લા રોશે ફ્રેકોલ્ડ, લી રોય, મોરે લેટ, રેયનલ, મેબ્લી અને બીજા, રાજ્ય કારભારમાં, વિદ્વત્તામાં અને તત્વજ્ઞાતમાં પ્રવીણ માણસો સાથે તેને ઘાડી દોસ્તી થઇ હતી. ફ્રેન્ચ એકડેમીની સભામાં તે ઘણીવાર જતો હતો અને માન પામતો. વોલ્ટેર છેલ્લીવાર પારિસમાં આવ્યો ત્યારે ફ્રાંકલિનને મળવાની તેણે ખાસ ઇચ્છા બતાવી હતી. બન્ને

જણુની મુલાકાત થઈ ત્યારે વોલટેરે અંગ્રેજી ભાષામાં વાતચીત કરવા માંડી. મેડમ ડેનીસ વચમાં બોલી ઉઠી કે દાક્તર ફ્રાંકિલનને ફ્રેન્ચ ભાષા આવડે છે, તમે એ ભાષામાં વાત કરો કે તે અમારાથી પણ સમજાય. વોલટેરે જવાબ દીધો. "માફ કરો બાઈ સાહેબ. ફ્રાંકિલનની સ્વભાષાથી હું અજાણ્યો નથી એમ તેને બતાવવાનો મારા મનમાં ફાંકો છે."

ફ્રાન્સ સાથે ઉઘાડી રીતે મિત્રાચારી કરતાં પહેલાં અમેરિકન એલચીઓનું કામ જેમ ચાલતું હતું તેમ ત્યાર પછી પણ ચાલવા લાગ્યું. દર રોજ નૌકા સંબંધી ઘણું કામ કરવાનું આવતું. કેદ પકડેલાં વહાણ હવે છૂટથી ફ્રેંચ બંદરોમાં આવી શકતાં; તેમને વેચવાનું કામ એલચીઓને કરવું પડતું; વળી ફ્રાન્સ દરબાર તરફથી વખતો વખત પૈસાની મદદ મળતી હતી તે વડે તેમજ અમેરિકાથી જે માલ આવતો તે વડે વહાણો તૈયાર કરી મોકલવાનું, લડાઇનો સરસામાન ખરીદી મોકલવાનું, અને એવું બીજું કામ તડામાર ચાલતું હતું. આ બધા કામકાજમાં ફ્રાંકિલનને જૉન આડમ્સ તરફથી ખરી મદદ મળતી હતી.

હરેક જાતના લોક ફ્રાંકિલનની મુલાકાતે આવતા અને અસંખ્ય જાતની પડપુછ અને અરજીઓ કરતા. એક દિવસની નોંધનો ઉતારો નીચે આપવામાં આવ્યો છે.

"પેસે ડિસેમ્બર ૧૩, ૧૭૭૮. આજે એક માણસ મારી પાસે આવ્યો ને કહ્યું કે મેં એક એવી જાતનું યંત્ર શોધી કાઢ્યું છે કે તે કમાન, વજન, પવન, પાણી કે કશાની મદદ વગર પોતાની મેળે ચાલે છે અને એટલા બળથી કામ કરે છે કે તમાકુ કાપવાના ચાર સાંચા તેથી ચાલી શકે. એ યંત્ર મેં અજમાવી જોયું છે. તમે મારે ઘેર આવો તો તે તમને દેખાડું. તમારે જો ખરીદ કરવું હશે તો બસો લુઇ * લઇ આપીશ. આ મને માનવા લાયક લાગ્યું નહીં તોપણ તે જોવાને તેને ઘેર જવાને મે કહ્યું છે.

મોન્સિયર કોડર નામનો એક માણસ એવી દરખાસ્ત કરતો આવ્યો કે મને છસો માણસ આપો તો તેમને લઇ ઈંગ્લાંડ અને સ્કૅાટલાંડના કિનારાપર ઊતરી ગામડાં બાળી નાખું ને શહેરોને ઘેરો ઘાલું અને આ રીતે અમેરિકામાં અંગ્રેજોનું જોર નરમ પાડું. મેં આ માણસને સાબાશી આપી કહ્યું કે એ વાત હું પસંદ કરતો નથી. વળી એવા કામને માટે

* એક જાતનું ફ્રેન્ચ નાણું.

મારી પાસે પૈસા નથી અને આ દેશની સરકાર તેમ કરવાની રજા
આપે નહીં.

એક માણુસ એવી અરજ લઇને આવ્યો કે મને ઉત્તેજન આ
અને સરકારમાં મારી ભલામણુ કરો, કારણુ કે મેં એવી હિકમત બન
છે કે તે વડે લશ્કરનો સિપાઇ પોતાનાં હથિયાર, કપડાં અને ચોવિસ કલ
ચાલે એટલો ખોરાક પોતાના અંગપર સંતાડી શકે અને સાધારણુ મુસા
જેવો દેખાય. આ રીતથી કોઇ શહેરની અંદર ઘણાં માણુસ એકે
કોઇના જાણ્યા વગર દાખલ કરી શકાય અને દાખલ થયા પછી બ
ભેગા થઇ એકદમ દુશ્મનપર છાપો મારી શકે. મેં જવાબ આપ્યો કે
લશ્કરી માણુસ નથી તેથી એવી બાબતોમાં અભિપ્રાય આપી શકું ન
તમે અહિંના એ કામના અધિકારીને મળો તો ઠીક. તેણે કહ્યું કે
અહિં કોઇનું ઓળખાણુ નથી તેથી મને મુલાકાત મળી શકતી ન
મારી પાસે આવી દેખીતી અસંભવિત અને અશક્ય દરખાસ્તો દરરે
એટલી બધી આવે છે અને મારો એટલો વખત લઇ લેછે કે જો કે ત
કોઇ કદાચ ધ્યાન આપવા જેવી હોય તોપણુ હું દરેક માણુસને હવે ન
વાસવાનો ઠરાવ કરી બેઠો છું.

એક અજાણ્યા વિદ્વાન તરફથી આજે એક બીંદડી આવી છે જે
અંધારા ઓરડામાં કરેલા અખતરાઓ સહીત અગ્નિના મુળતત્વોનું વિ
ચન કરેલો ગ્રંથ છે. એ પુસ્તક ઠીક લખાએલું છે. ભાષા અંગ્રેજી છે
રૂઢી ફ્રેન્ચ લાગે છે. એ અખતરા કરી જોવાનું મને મન છે. એ શિ
અભિપ્રાય આપી શકાય નહીં."

દાક્તર ફ્રાંકિલન અને મી. આડમ્સે કોંગ્રેસને લખ્યું હતું કે ત્રણ
કીલોની જરૂર નથી: ત્રણેનું કામ એક જણ થોડે ખર્ચે સારી રીતે
શકશે. આ સૂચનાનુસાર ૧૪ મી સપ્ટેમ્બરે ફ્રાંકિલન એકલાને કુલ અખ્ત
એલચી નિમવામાં આવ્યો હતો. મી. આડમ્સ અમેરિકા પાછો ગયો. મિ.
થોડો વખત વધારે રહ્યો. એની પાસે સ્પેનના એલચી તરિકે નામનું
હતું. પણ સ્પેન દરબારમાં કરી ગયો નહોતો.

ફ્રાંકિલને જે જે સરકારી અને લોકોપયોગી કામો કર્યાં તેનો
ઇતિહાસ આ ચરિત્રમાં લખી શકાય નહીં. મુખ્ય મુખ્ય બાબતો ટુંક
વર્ણવી શકાય તે પ્રમાણે થોડી ઉપર વર્ણવી છે. તો પણ તેને બટો લ
ડવાને અને પોતાના દેશીઓમાં હલકો પાડી તેના કામમાં હરકતો ના

ઘાને કેટલાએક અદેખા લોકોએ પ્રયત્ન કર્યો હતો તેનું કંઇ બ્યાન અત્રે લખવું ચોગ્ય લાગે છે.

ફ્રાંકિલનની વિરુદ્ધ પક્ષમાં સૌનો અગ્રેસર મી. આર્થર લી હતો. આ ગૃહસ્થ વર્જીનિયામાં જન્મ્યો હતો અને રિચર્ડ હેન્રી લીનો ભાઇ હતો. ઝગડો શરૂ થતા પહેલાં થોડા વરસપર તે લંડન ગયો હતો, બારિસ્ટરની પરીક્ષામાં પાસ થયો હતો અને વકીલાત શરૂ કરી હતી તે બુદ્ધિવાન હતો, લખવામાં બાહોશ હતો અને સ્વદેશના કામમાં ઠીક ભાગ લેતો. પણ તેનો સ્વભાવ ચઢાઉ અને અદેખો હતો. કોઇનાપર તે ભરોસો રાખતો નહીં, હરીફ પસંદ કરતો નહીં અને તેના સબંધમાં આવનારને લડાવી મારતો હતો. જ્યારે ડાક્તર ફ્રાંકિલન લંડનમાં મસાચ્યુસેટના મુખત્યારની જગો પર હતો ત્યારે તે રાજીનામું આપે તો તેની જગો લેવા મી. લીની નિમણૂંક થઇ હતી કેટલાંએક કારણુસર ફ્રાંકિલનને ઇંગ્લાંડમાં વધારે રહેવું પડ્યું તેથી લી અધીરો થઇ ગયો. અને આ વખતથી ફ્રાંકિલન પ્રત્યેની તેની અદેખાઇના અંકુર ફુટયા. લીને દહેશત લાગી કે ફ્રાંકિલન મરતા સુધી જગા છોડશે નહીં તેથી તેનાપર ખોટા ખોટા આરોપ રાખી મસાચ્યુસેટની રાજ્યમંડળીના મુખ્ય મુખ્ય સભાસદોને તેણે પત્રો લખવા માંડયા. ફ્રાંકિલન દરેક અગત્યની બાબતમાં લીની સલાહ લેતો ને મિત્ર તરિકે તેને ગણુતો, સબબ લીનું આ ગેરકૃત્ય વિશેષ વખોડવા જોગ હતું. લીના આરોપથી કંઇ અસર થઇ નહીં એમ આ ચરિત્રના આગલા ભાગમાં કંઇ ઇસારો કરવામાં આવ્યો છે. જો કે તે વખતે તેથી કંઇ અસર થઇ નહીં તો પણ કેટલાએક માણસોના મનમાં પેદા થએલા વહેમ ઘણા વખત સુધી પૂરેપૂરા નીકળી ગયા નહોતા.

ફ્રાંકિલન ફ્રાન્સ આવ્યો તે પહેલાં ડીન અને લી વચ્ચે કજિયો થયો હતો. અમેરિકા સરસામાન મોકલવાની સૌથી સરસ રીત કઇ છે એ બાબત બોમારશેએ લીનો અભિપ્રાય પુછયો હતો અને તેની સલાહ પ્રમાણે કંઇ ગોઠવણ પણ કરી હતી. લી ધારતો હતો કે સરસામાન મોકલાવવામાં કારભાર કરવાનું મારે હાથ આવશે પરંતુ એટલામાં કોંગ્રેસના મુખત્યાર તરિકે ડીન પારિસ આવી પહોંચ્યો અને બધી ગોઠવણ બોમારશે સાથે તેણે બારોબાર કરી લીધી, કારણ, કે કોંગ્રેસના હુકમ પ્રમાણે એ કામ તેના એકલાના અધિકારનું હતું. આ વાત સાંભળીને પારિસ ગયો અને પોતાના કામમાં પડવાનો ડીનપર આરોપ મૂકી તેની અને બોમારશે

વચ્ચે કજિયો કરાવવાની ખટપટ કરવા માંડી પરંતુ તે ફતેહ પામ્યો નહીં ને મનમાં બળતો પાછો લંડન ગયો.

પારિસમાં કોંગ્રેસના ત્રણે વકીલો મળ્યા તે વખતે લીના મનનું વલણ આ પ્રમાણે કજિયાખોર હતું. સાત માસ લી સ્પેન અને જર્મની તરફ જવાથી ડીન અને ફ્રાંકિલને નિરાંતે કામ કર્યું. પણ ત્યાંથી પાછા આવ્યા પછી તેના વહેમી અને અદેખા સ્વભાવને લીધે તેણે કંકાસનાં બીજ રોપવા માંડયાં. તેના સહાધિકારીઓએ કરેલાં કામ માટે તેણે નાપસંદગી બતાવી, તેમણે આપેલા ઇજારામાં ભૂલો કાઢી અને બબડવા માંડયું કે તેમણે પૈસા ઉડાવી દીધા છે, મિત્રોને પૈસા ખટાવ્યા છે અને પોતે કમિશન ખાઇ ગયા છે. આટલેથીજ તે અટકયો નહીં કોંગ્રેસના સભાસદોને લખેલા પત્રોમાં પણ ડીન અને ફ્રાંકિલનના પ્રમાણિકપણા વિષે તે વહેમ બતાવવા લાગ્યો. જો કે એવા આરોપની સાબીતીમાં કંઇ પૂરાવો મળી શકતો નહોતો તો પણ માણસ જાતનો સ્વભાવ એવો છે કે તેમના મનપર આધાર વગરના ઇસારાથી પણ કંઇ અસર થયા વગર રહે નહીં. ૧૭૭૭ ના અકટોબર સુધીમાં તો કેટલાએક પત્રો કોંગ્રેસના સભાસદો પૈકી લીના ભાઇને તથા સેમ્યુઅલ આડમ્સને પહોંચી વળ્યા હતા. આ કાગળોમાં લી લખે છે કે ફ્રાન્સમાં અમેરિકાનું કામ મારા સોબતીઓની બેદરકારી અને લબાડીથી ઘોટાળામાં પડયું છે. મારા સોબતીઓ મારી સલાહ અને સૂચનાપર ધ્યાન આપતા નથી અને એમનાપર મારો કંઇ દાબ રહેતો નથી. આ પત્રોમાં લીએ વળી જણાવ્યું છે કે મને કયાં નિમવો એ વિષે કોંગ્રેસમાં સવાલ નીકળે તો મને ફ્રાન્સના દરબારમાં રખાવવા તજવીજ કરજો, કારણ કે એ દરબાર મુખ્ય છે. વળી ફ્રાંકિલનને વિયેના અને ડીનને હોલન્ડ મોકલાવી દેવાની સૂચના એ પત્રોમાં તેણે કરી છે. એક પત્રમાં લી લખે છે કે "મારી સૂચનો પ્રમાણે મને ફ્રાન્સમાં રાખવાનું અને ફ્રાંકિલન તથા ડીનને વિયેના અને હોલન્ડ મોકલવાનું થાય તો જેમને હાથે સરકારી પૈસો પડયો છે તેમની પાસે હિસાબ માગવાને મને સતા મળશે. જો એમ નહીં થાય તો એ લોકો હિસાબ આપતે નહીં અને આપશે તો ખોટો આપશે, અને જે લોકોને સરકારી પૈસાની લૂંટમાં ભાગ મળવાનો છે તેમની મદદથી ખોટાણું પકડાશે નહીં. હું કહું છું તે ગોઠવણ કરશો તો એકદમ ધારેલી મતલબ પાર પડશે અને તે આગળથી ગોઠવણ કરી છે એમ જણાશે નહીં અને સરકારનું કામ થશે." લીની ધારણા કેવી

હતી તે ઉપરના શબ્દો સ્પષ્ટ દેખાડી આપે છે, સબબ તે સબંધમાં વધારે વિવેચન કરવાની જરૂર રહેતી નથી. આ ખટપટ ઘણા માસ સુધી લીએ ચલાવી. એક વખત તેણે એવો ઇસારો કર્યો કે દાક્તર ફ્રાંકિલને "લુટફાટ કરવા એક વહાણ મોકલ્યું છે અને તેના નફામાં તેનો ભાગ છે. બીજી વખત તેણે એમ" જણાવ્યું કે ફ્રાંકિલન અને કોંગ્રેસનો ફ્રાન્સનો પારેખ મળી ગયા છે અને પૈસા ખાઇ જાય છે. આ સ્થળે કહેવાની જરૂર નથી કે આ ઇસારાઓમાં તલ માત્ર પણ સત્ય નહોતું. પોતાનો ઘોભ પૂરો કરવાને બનાવટી બુટ્ટા લી ઉડાવતો હતો. તેની ધારણામાં તે પાર પડયો નહીં તો પણ તેથી નિરાશ થઇ તે પાછો હઠયો નહીં. તેના આરોપ ગમે તેટલા જુદા હતા તો પણ કેટલાએક માણસો તે સાચા માની બેઠા. કોંગ્રેસમાં તે વખતે એટલો મતભેદ અને પક્ષાપક્ષ ચાલતાં હતાં કે સામા પક્ષને એવા આરોપ ઉઠાવી લેવા એ લાભકારક હતું.

ફ્રાંકિલના દુશ્મનોમાં મી. રાલ્ફ ઇઝાર્ડ નામનો એક બીજો મુખ્ય ઇસમ હતો. ટસ્કનિના દરબારમાં નિમાયલા કોંગ્રેસના વકીલ તરીકે તે બે વરસ પારિસમાં રહ્યો હતો, પણ ત્યાં તેને કંઇ કામ નહીં હોવાથી પાછો બોલાવી લેવામાં આવ્યો હતો. ફ્રાંકલન સાથે તેને દુશ્મનાવટ થવાનાં બે કારણ હતાં. ફ્રાન્સ સાથે મિત્રાચારીના કોલકરાર ચાલતાં હતાં તેમાં મારી સલાહ લેવી જોઇએ એમ તે ધારતો હતો. ફ્રાન્સના દરબાર સાથે તેની નિમણુંકનો કંઇ સબંધ નહીં હોવાથી ફ્રાંકિલને તેને કંઇ પુછયું નહોતું. ઇઝાર્ડને તેથી ખોટું લાગ્યું ને ફ્રાંકિલન પાસે તેણે ખુલાસો માગ્યો. ખુલાસો માગવાનો તેને અધિકાર નહીં હોવાથી ફ્રાંકિલને તેને આપ્યો નહીં. ઇઝાર્ડને આથી પોતાનું અપમાન થયું એમ લાગ્યું અને અહિંથી અદેખાઇનું બીજ રોપાયું. બીજું કારણ એ હતું કે જ્યારે ફ્રાંકિલન ફ્રાન્સમાં કુલ અખ્ત્યારી એલચી થયો ત્યારે યુરોપના બીજા દરબારોમાં કોંગ્રેસે મોકલેલા એલચી તરફ જતાં નાણાં પણ તેની મારફતે જવા લાગ્યાં. બીજા એલચીઓનો પગાર પણ તેની મારફતે અપાવા લાગ્યો. ઇઝાર્ડને ફ્રાંકિલને બાર હજાર ડોલર આપ્યા પણ ટસ્કનિના દરબારમાં જવાનો ઇઝાર્ડને પ્રસંગ આવ્યો નહીં તેથી કોંગ્રેસ તરફથી ખુલાસો આવે ત્યાં સુધી વધારે પૈસા આપવાને ફ્રાંકિલને ના પાડી. ઇઝાર્ડનો આથી મિજાજ ગયો અને તે દહાડાથી ફ્રાંકિલન સાથે તે ઉઘાડી દુશ્મનાવટ રાખવા લાગ્યો.

આ બે માણસો અને બીજા તેમના મળતીઆઓ ફ્રાંકિલન વિરૂદ્ધ

જો જે ખાતો ચલાવતા તેથી કોંગ્રેસમાં ફ્રાંકલિન વિરુદ્ધ વિચાર બંધાવા લાગ્યો. એમ થવાનું મુખ્ય કારણ એ હતું કે પોતાનો બચાવ કરવાનું કે બચાવમાં કાંઇને કંઇ લખવાનું ફ્રાંકલિનને દુરસ્ત પાડ્યું નહોતું. પોતાની સામે ચાલતાં કાવતરાંથી તે અજાણ્યો નહોતો. ફ્રાંકલિનને વખતો વખત પોતાના મિત્રો તરફથી લી અને ઇઝાર્ડના કાગળની મતલબની ખબર પડતી હતી. પોતાના પ્રમાણિકપણાપર ભરોંસો રાખી ફ્રાંકલિન બેઠી રહ્યો અને તેનાપર ગુપ્ત રીતે મૂકાતા આરોપોનો ખુલાસો કરવાની તેને આવશ્યકતા લાગી નહીં. તેની આ દેખીતી બેદરકારી અને મૌનપણાથી, અમેરિકામાં તેના વિરુદ્ધ ઉડતી વાતો ઘણા જણ સાચી માનવા લાગ્યા ને એક દિવસ એવો પણ વખત આવ્યો કે તેને પાછો બોલાવી લેવાને કોંગ્રેસમાં ઠર-ખારત રજુ થઇ. ૩૫ સભાસદો હાજર હતા જેમાંથી આઠજણે તેને પાછો બોલાવી લેવાની તરફેણમાં અને ૨૭ જણે વિરુદ્ધમાં મત આપ્યા વિરુદ્ધ મત આપનાર સત્તાવીસે જણ કંઇ ફ્રાંકિલનના મિત્ર નહોતાં. પણ તેમાંના ઘણાખરાનો અભિપ્રાય એવો હતો કે એ ગમે તેવો હશે તો પણ તેની જગોનું કામ કરવાને તેના જેવો બીજો લાયક માણસ કોઇ નથી.

પોતાના દુશ્મનો અને તેમની ખટપટના સબંધમાં ફ્રાંકિલન કેવા વિ-ચાર જણાવે છે તે જાણવા જેવા છે. લી અને ઇઝાર્ડે વિરુદ્ધતા શરૂ કર્યા પછી અઢાર માસે ફ્રાંકિલને પરદેશી કામકાજ કરનાર કોંગ્રેસની કમિટીને લખેલા એક પત્રમાં તે લખે છે કે "યુરોપના એલચીઓએ સંપસંપીને રહેવા કોંગ્રેસે આપેલી શિખામણ વાજબી છે. કજિયો નહીં કરવાને મેં તો ઠરાવજ ઠર્યો હતો અને તેથી મી. લી અને ઇઝાર્ડે તરફથી મારાપર આ-વેલા તોછડા, અપમાનકારક, અને ગુસ્સા ભરેલા કાગળોનો કંઇ પણ જવાબ નહી આપવાનો મેં નિશ્ચય કર્યો છે. મારા જાણવામાં એમ આવ્યું છે કે એ બે જણ મારા વિરુદ્ધ લાંબા લાંબા કાગળો લખે છે અને તેમ કરવાનું કારણ એમાંથી એક જણ અહિં એવું જણાવે છે કે હું તેમની વિરુદ્ધ લખું છું તેની અસર થાય નહીં માટે તેઓ મારા વિરુદ્ધ લખે છે. પણ તમે જાણો છો કે મારા એકે કાગળમાં તેમનું નામ મેં લીધું નથી." ફ્રાંકિલનના જમાઇએ એક પત્રમાં તેને ખબર આપી હતી કે કેટલાએક જણ અહિં તમારા વિરુદ્ધ વાતો ઉડાવે છે. ફ્રાંકિલને જવાબ લખ્યો કે "એથી મારે કંઇ ગભરાવાનું નથી. મારી ખાત્રી છે કે મને પ્રથમ ખબર આપ્યા વગર અને જવાબ આપવાની તક આપ્યા વગર મારાપર મૂકાતા આરોપ ન્યાયી કોંગ્રેસ સાંભળશે નહીં. મેં ગૃહસ્થોનું કંઇ નુકશાન કર્યું નથી અથવા તેમને

ખોટું લગાડવાને કંઇ કારણ આપેલું નથી તો પણ એ મારાપર દુશ્મનાઈ દાવો રાખે છે એમ હું જાણું છું. પણ મારી બોલેલી આબરૂ, આ દેશના લોકની મારા પરત્વેની સારી લાગણી અને માનવૃત્તિ, અને મારાં વખાણ, એ અદેખાસીઆ માણસોના પેટમાં સાલે છે.” બે વરસ પછી મી. હોપકિન્સન નામના એક ગ્રહસ્થને લખેલા પત્રમાં તે લખે છે કે “જે મિત્રો અને દુશ્મનોના સબંધમાં તમે લખો છો તે પૈકી ઇશ્વરનો પાડ માનવો જોઇએ કે મારે મિત્રોની કંઇ ખોટ નથી. મિત્રોની મારે મોટી ખાણ છે. ઘણા મિત્રોની સાથે મારે થોડા દુશ્મન છે તે કંઇ ખોટું નથી. દુશ્મનો આપણી ભૂલો સુધરાવે છે અને નવી કરતાં અટકાવે છે. વખાણથી ફુલાઇ જઇ ભૂલાવામાં પડતાં તે આપણને દાબી રાખે છે. તેમના અદેખાઇથી ઉભરાતા હુમલા, આપણા મિત્રોને આપણું ભલું કરવાને અને આપણી સેવા કરવાને વધારે આતુર કરે છે. હાલ બે કરતાં વધારે દુશ્મનો હોવાનું મારા જાણવામાં નથી. એક જણની દુશ્મનાઇને માટે હું જવાબદાર છું, કારણ કે મેં એનાં વખાણ કર્યાં હોત તો તે દુશ્મન થાત નહીં. બીજાની દુશ્મનાઇને માટે ફ્રેન્ચ લોકો જવાબદાર છે, કારણ કે એ લોકોએ મને બહુ માન આપ્યું અને એને થોડું આપ્યું; જે હું સહય કરી શકયો અને એનાથી સહન થઇ શક્યું નહીં. તેઓ જેટલો મને ધિક્કારે છે તેટલો બીજા મને ધિક્કારે એમ તેમનાથી થઇ શકતું નથી તેઓ દુ:ખી થાય છે. આ ગૃહસ્થો એક બીજાને ચહાય છે તેથી વધારે મારા મિત્રો મને ચહાતા ન હોત તો હું પણ દુ:ખી થાત.”

ઇંગ્લાંડના પ્રધાનોએ સમાધાન કરવાનો વિચાર હજી માંડી વાળ્યો નહોતો. ૧૭૭૮ ના મે માસમાં મી. વિલિયમ જોન્સ—જે આગળ જતાં સર વિલિયમ જોન્સ થયો અને એ નામથી પ્રખ્યાત છે તે—પારિસમાં આવ્યો. રોયલ સોસાઇટીના સભાસદ તરિકે ફ્રાંકિલન સાથે ઇંગ્લાંડમાં તેને ઓળખાણ થએલું હતું. પ્રધાનો તરફથી મુખ્ત્યાર તરિકે આવ્યો છું એમ ખુલ્લું કહ્યા વગર તેણે વાતે વાતમાં એવા વિચાર બતાવ્યા કે જે પરથી એમ સહજ અનુમાન થાય કે તેને પણ શીખવી મોકલવામાં આવ્યો છે. “ફ્રેગમેન્ટ ઓફ પોલિબિયસ” એ નામનો એક ચતુરાઇથી લખેલો નિબંધ તેણે ફ્રાંકિલનના હાથમાં મુક્યો. આથેન્સની રાજ્યવ્યવસ્થાપર પોલિબિયસે લખેલા પ્રખ્યાત પુસ્તકમાંથી જાણે ઉતારો કર્યો હોય એવી રીતે તે લખેલો હતો. કેરીઆની સાથે મિત્રાચારીવાળા ગ્રીસના ટાપુઓ સાથે આથેન્સને થએલી લડાઇની વાત તેમાં લખેલી હતી. કલ્પિત ગ્રીસની લડાઇ અને ઇંગ્લાંડ;

ફ્રાન્સ અને યુનાઇટેડ સંસ્થાનો વચ્ચે ચાલતી ખરી લડાઇની એ નિબંધમાં સરખામણી કરી છે. પરિણામ એવું આવ્યું છે કે લડાઇ થતા પહેલાં લડનાર પ્રજાઓના જે જે હક હતા તે તેમના રહ્યા પણ ફક્ત નામમાં ફેરફાર થવાથી સલાહ થઇ છે. આ પહેલાં મોકલેલાં કહેણુ કરતાં આ વખતે અમેરિકાને વધારે લાભકારક શરતો આપવા કહેવામાં આવ્યું હતુ પણ સ્વતંત્રતા કબુલ કરવાની ના પાડવામાં આવી હતી. પહેલાંની પેઠે આ ભાંજગડથી પણ ફળ થયું નહીં

મનુષ્ય વર્ગને ઉપયોગી થાય એવા કામમાં મદદ કરવાને ફ્રાંકિલન હમેશ તૈયાર હતો. કેપ્ટન કુક શોધ કરવાની મુસાફરી કરી પાછો આવવવાની તૈયારીમાં હતો ત્યારે ફ્રાંકિલને પોતાના હુદ્દાની રૂઇએ અમેરિકન વહાણોના નાખુદાઓને લખી જણાવ્યું કે કેપ્ટન કુકનાં વહાણોને પકડવાં કે લૂટવાં નહીં, પણ મનુષ્ય વર્ગના મિત્રો તરિકે તેને બનતી મદદ આપવી. આ ઉદાર કામની બુજ બ્રિટિશ સરકારે કરી. કેપ્ટન કુકની મુસાફરીનું પુસ્તક છપાયું ત્યારે તેની એક નકલ રાજાની સંમત્તિથી બોર્ડ ઓફ એડમિરલટીએ શાબાશીના પત્ર સાથે ફ્રાંકિલનને ભેટ મોકલાવ્યું. રોયલ સોસાઇટીએ કેપ્ટન કુકના માનની ખાતર પડાવેલો એક સોનાનો ચાંદ પણ ફ્રાંકિલનને ભેટ તરિકે આપવામાં આવ્યો. આવાં બીજાં પણ પરોપકારી કામ ફ્રાંકિલને કર્યાં હતાં. લેબ્રેડોરના કિનારાપર મોરોવિયન પાદરીઓનું એક સંસ્થાન હતું જ્યાં દર વર્ષે લંડનથી ખોરાક ભરીને વહાણ મોકલવામાં આવતું હતું. મી. હટનની વિનંતીપરથી ફ્રાંકિલન દર વર્ષે આ વહાણને પરવાનો આપતો, જેથી લડાઇના વખતમાં અમેરિકન વહાણ તેને પજવતાં નહીં. વેષ્ટ ઇંડિઝના દુ:ખી લોકોને માટે કપડાં અને અન્ન લઇને ડબ્લિનના કેટલાક પરોપકારી લોકોએ એક વહાણ મોકલ્યું હતું તેને પણ ફ્રાંકિલને પરવાનો આપ્યો હતો.

પોલ જોન્સ નામે એક શુરવીર લડવૈયો અમેરિકન સંસ્થાનોની ચાકરીમાં રહ્યો હતો. તેણે દુશ્મનોપર ઘણી દરિયાઇ જીતો મેળવી હતી. " "ડ્રેક" નામના અંગ્રેજી વહાણને હરાવ્યા પછી પોતાના "રેન્જર" વહાણને લઇને તે ફ્રાન્સના કિનારાપર આવી પહોંચ્યો, ત્યારે અરમાર અને જમીનપર લડે એવું લસ્કર એ બન્નેની એકત્ર ફોજ લઇને ઇંગ્લાંડના કિનારાના પ્રદેશપર હુમલો કરવા તેને મોકલવા ફ્રાન્સની સરકારે ગોઠવણ કરી હતી. માર્કિવસ ડી લાફે અમેરિકામાં ઘણી જીતો અને માન મેળવી

પાછો આવ્યો હતો તેને એ કાફલાના ઉપરી તરિકે મોકલવાનું અને તેની સાથે અમેરિકન વહાણના ઉપરી તરિકે પોલ જોન્સને મોકલવાનું ઠરાવવામાં આવ્યું હતું. પોલ જોન્સને હુકમ આપવાનું કામ ફ્રાંકિલને કર્યું હતું. નીકળવાની તયારીમાં હતા એવામાં ફ્રાન્સ સરકારે બીજી યોજના કરી, એથી ગોઠવણ ફેરવી નાખી તો પણ પોલ જોન્સ પોતાના નાના અરમાર સાથે એકલો ગયો, દુસ્મનોને મળ્યો અને તેઓપર મોટી જીત મેળવી. લૂંટમાં મળેલો પૈસો વહેંચી આપવાનું અને પોલ જોન્સ અને તેના હાથ નીચેના અમલદાર કેપ્ટન લેન્ડ વચ્ચે પડેલા વાંધાનું સમાધાન કરવાનું ગુંચવણ ભરેલું કામ ફ્રાંકિલને સંતોષકારક રીતે બજાવ્યું હતું.

સરકારી કામનો ભારે બોજો છતાં ફ્રાંકિલને પોતાનો અભ્યાસ જારી રાખ્યો હતો. ૧૭૭૯ માં તેણે પારિસની રૉયલ એકેડેમીમાં એક નિબંધ વાંચ્યો હતો. એ નિબંધ વિદ્વતાથી ભરપૂર હતો. એજ વર્ષમાં તેનાં લખાણોની એક સંપૂર્ણ આવૃત્તિ મી. બેન્જામિન વોગન નામના લંડનના ગૃહસ્થે પ્રસિદ્ધ કરી હતી. આ આવૃત્તિ એક પુસ્તકમાં બહાર પડેલી હતી પણ તેમાં બધા વિષય ક્રમાનુસાર ગોઠવેલા છે અને તેમાં જરૂર પડતી ટીકા અને ટીપ ગ્રંથકારના અભિપ્રાય લઇ આપેલી છે.

ઇંગ્લાંડ સાથે સલાહ કરવાનો વખત આવે તો તે કામ ફ્રાન્સના કુલાધિકારી મુખ્ત્યાર તરિકે ફ્રાંકિલનથી થઇ શકે એમ નહોતું માટે તેણે કોંગ્રેસને ભલામણ કરી કે એ કામને માટે અધિકાર આપીને બીજા એલચીને મોકલવો. જોન આડમ્સ અમેરિકા આવ્યો કે તરત આ કામ સારૂ તેની નિમણુક કરીને તેને પાછો મોકલવામાં આવ્યો.

---

## પ્રકરણ ૨૯ મું.

## ૧૭૮૦ થી ૧૭૮૧.

ફ્રાંન્સમાં કુલ અખ્ત્યારી એલચી તરિકે જારી—ફ્રાન્સનું ધસ્રર અમેરિકા મોકલવું ન્લાફે—યુરોપના ઉત્તર તરફના દેશોએ લડાઇમાં ભાગ નહીં લેનાર દેશનાં વહાણ નહીં પકડવા કરેલો ઠરાવ—ખાનગી વહાણોને સમુદ્રપર લૂંટફાટ કરવાની પરવાનગી આપવા સબંધી ફ્રાંકિલનના વિચાર—આડમ્સ અને વરગેન વચ્ચે ચાલેલો પત્ર—વ્યવહાર—એ સબંધમાં ફ્રાંકિલનનો અભિ·

**પ્રાય—દુસ્મનોના આક્ષેપ અને તેનો રદિયો—ફ્રાંકલિનને [illegible] વાળી ખટપટ—ફ્રાંકલિન વિષે કાઉન્ટ વરજેનનો અભિપ્રાય—તેના હુદ્દામાં અગત્યનાં કામો—કર્નલ જોન લોરેન્સ—ફ્રાંકલિન રાજીનામું આપવાનો ઇરાદો જણાવે છે—હાર્ટલિની મારફતે સલાહને માટે ઇંગ્લાંડની નવી સૂચનાઓ—ફ્રાંકલિને આપેલો જવાબ—પેસે અને ઓટીલમાં ફ્રાંકલિનના મિત્રો—મેડમ બ્રિલન અને હેલ્વેશિયસ.**

---

ફ્રાન્સ અને અમેરિકા વચ્ચે મિત્રાચારીના કોલકરાર થયા પછી એવો પ્રશ્ન ઉઠયો હતો કે અમેરિકામાં લશ્કરને મદદ કરવા ફ્રાન્સનું લશ્કર અમેરિકા મોકલવું ઇષ્ટ છે કે નહીં. કેટલાએકનો અભિપ્રાય એવો હતો કે એ પ્રમાણે કરવું ડહાપણ ભરેલું નથી ઇંગ્લાંડના લશ્કર અને ફ્રાન્સ વચ્ચે ચાલેલી છેલ્લી લડાઇમાં અમેરિકાના લશ્કરે ઇંગ્લાંડના લશ્કર સાથે રહીને સરહદના ફ્રેન્ચ સંસ્થાનિકો સાથે લડાઇ કરી હતી તેથી ફ્રાન્સનું લશ્કર અને અમેરિકાનું લશ્કર સાથે રહીને લડી શકશે નહીં એવી દહેશત રાખવામાં આવતી હતી. માત્ર નૌકાસેના અને પૈસાની મદદ ફ્રાન્સ કરે તો બસ છે એમ એ મતવાળા લોકોનું ધારવું હતું. ફ્રાન્સના પ્રધાનોનો પણ આ મત હતો તેથી બે વરસ સુધી એવી રીતની મદદજ તેમને કરી હતી. પરંતુ અમેરિકાના સંસ્થાનોમાં ઘણા જણનો વિચાર એથી ઉલટો હતો. ફ્રાન્સ સાથે પેઢીએ ઉતરતી આવેલી દુશ્મનદાવાની લાગણી આવે ભયને વખતે બહાર પડશે નહીં અને પોતાની સ્વતંત્રતા જોખમમાં નાખવાનું કોઇ પસંદ કરશે નહીં એમ તેમનું માનવું હતું. આ મત ખરો છે એમ લાફેની ખાત્રી થઇ હતી. અમેરિકામાં તેણે દોઢ વરસ કાઢયું હતું. તેની સાથે અને બીજા ફ્રેન્ચ અમલદારો સાથે સર્વ વર્ગના અમેરિકન લોક જે પ્રેમ અને મિત્રાચારીની લાગણીથી વર્ત્યા હતા તેથી તેમની ખાત્રી થઇ હતી કે ફ્રાન્સનું લશ્કર અમેરિકામાં મોકલવામાં આવે તો તેમની સાથે પણ અમેરિકનો તેવીજ લાગણીથી વર્તશે લાફેએ આ બાબત જનરલ વાશિંગ્ટન સાથે વાતચીત કરી હતી અને તેપરથી પણ તેની ખાત્રી થઇ હતી કે ફ્રાન્સનું લશ્કર અમેરિકા મોકલવામા કંઇ જોખમ વોહોરવાનો ભય રાખવા વાજબી કારણ નથી તેટલા માટે લાફેએ તેમ કરવા ફ્રાન્સના પ્રધાનોને અરજ કરી. પ્રધાનોએ થોડા વખત આનાકાની કરી પરંતુ આખરે લાફેની દલીલોથી તેમની સંપૂર્ણ ખાત્રી થઇ કે અમેરિકન અને ફ્રેન્ચ લોકો એકત્ર થઇ બીન જોખમે લડી શકશે. ૧૭૮૦ ની સાલની શરૂઆતમાં

કાઉન્ટ ડી રેશમ્બોના ઉપરીપણા નીચે ફ્રેન્ચ લશ્કર, અને કેવેલીઅર ડી હરનેના હાથ નીચે નૌકાસેના અમેરિકા મોકલવાની તૈયારીઓ કરવા માંડી.

આ કામમાં લાફેને ફ્રાંકિલન તરફથી ઘણી મદદ મળી હતી. એ બન્નેએ સાથે મળી અમેરિકન લશ્કરના ઉપયોગ માટે લડાઇનાં હથિયારો, પોષાક અને બીજા સરસામાનનો મોટો જથો મેળવ્યો હતો તે પણ લશ્કર સાથે મોકલાવી દીધો. આ શુભ ખબરની વધામણી આપવા અને ફ્રાન્સનું લશ્કર આવે ત્યારે તેનો સત્કાર કરી કેવા ઉપયોગમાં લેવું તેની જનરલ વોશિંગ્ટન અને કાંગ્રેસ સાથે ગોઠવણ કરવા લાફે આગળથી ઉપડી ગયો.

રૂશિયા સરકારની ભલામણથી ઉત્તર યૂરોપના દેશોએ લડાઇમાં ભાગ નહીં લેનાર દેશો સંબંધી કેટલાએક નિયમો કર્યા હતા તે ફ્રાંકિલનને એટલા પસંદ પડયા કે કાંગ્રેસનો મત લીધા શિવાય તે પ્રમાણે ચાલવાને અમેરિકન સમુદ્ર પર્યટન કરનાર વહાણોને તેણે હુકમ લખી મોકલ્યા. આગળ લડાઇ ચાલતી ત્યારે એવો નિયમ હતો કે સમુદ્રપર દુશ્મનનો માલ જ્યાં મળી આવે ત્યાંથી પકડી શકાય. લડાઇમાં ભાગ નહીં લેનાર દેશનાં વહાણપર એવો માલ મળે તો તે વહાણ પકડી શકાતાં ને તે સામાન વહાણ પકડનાર લઇ લઇ વહાણ તેના માલીકને પાછું આપતા. ઉત્તર તરફના દેશોએ આ નિયમ ફેરવી એવો નવીન નિયમ કર્યો કે જેના વિષે બંધી ન હોય તેવો દુશ્મનનો માલ લડાઇમાં ભાગ નહીં લેનાર દેશના વહાણમાં માલમ પડે તો તે પકડવો નહીં. આ નિયમ એવો વાજબી અને વેપારને એટલો ઉપયોગી છે કે તે મંજુર રાખવાને ફ્રાંકિલને સ્વાભાવિક રીતે કંઇ વિલંબ કર્યો નહીં. એનો અભિપ્રાય એવો હતો કે એથી પણ વધારે છૂટવાળા નિયમ થવા જોઇએ કે જેથી લડાઇના વખતમાં ધંધાદારી લોકો પોતાનો ધંધો વગર હરકતે કરી શકે અને લડાઇથી ત્રાસ ભોગવે નહીં. લડાઇમાં ભાગ નહીં લેનાર દેશનાં વહાણને તે મિત્રના ઘર સાથે સરખાવે છે અને કહે છે કે એવા ઘરમાં કદાચ દુશ્મનનો સરસામાન હોય તોપણ તેને હરકત થવી ન જોઇએ; ખેડુત, માળી અને બીજા ધંધાદારી લોકો જેઓની ઉપજીવિકા તેમની મહેનતપર છે અને જેઓ માણસ જાતનો ખોરાક પૂરો પાડવાને મહેનત કરે છે તેમને લડાઇના વખતમાં કંઇપણ હરકત ન થવી જોઇએ; તેમના નિરપરાધી અને ઉપયોગી ધંધા ચલાવવામાં તેમને કોઇ જાતની ડખલ થવી ન જોઇએ, અને વાજબી કિમ્મત આપ્યા વગર તેમની પાસેથી કંઇ લેવું નહીં જોઇએ.

ખાનગી વહાણને લડાઇની વખતે શત્રુના વેપારને હરકત કરવા યુદ્ધ સામગ્રી સાથે સમુદ્રપર ફરવાની સરકાર તરફથી રજા આપવી એ જબરાઇની ચોરી કરવાની રજા આપવા બરોબર છે એમ ફ્રાંકલિનનો અભિપ્રાય હતો. આ સંબંધમાં તેણે એક વિદ્વત્તાભરેલો નિબંધ લખ્યો છે તેમાં આ ચાલ નીતિ વિરૂદ્ધ, ઘાતકી, અને સુધરેલા દેશોએ નાપસંદ કરવા જોગ છે એમ તેણે સાબીત કરી આપ્યું છે. તે લખે છે કે "બીજા દેશના વેપારીઓપર હુમલો કરી તેમની માલમતા લઇ લઇ તેમને અને તેમના કુટુંબને પાયમાલ કરવાને, અથવા માલમતા ન આપતાં બચાવ કરવાને તેઓ યત્ન કરે તો તેમને ઠાર મારી નાખવાને, લુચ્ચા લફંગા લોકોની ટોળીઓને નોકરીમાં રાખતા પહેલાં દરેક વેપારીએ વિચાર કરવો જોઇએ કે લડાઇ વાજબી છે કે નહીં. લડાઇ વાજબી હોય કે ગેરવાજબી હોય તોપણ હાલ ખ્રિસ્તિ ધર્મ પાળનાર વેપારી આ કામ કરે છે; અમુક લડાઇ બન્ને પક્ષના સંબંધમાં વાજબી હોઇ શકે નહીં. અંગ્રેજ અને અમેરિકન વેપારી આવાં ગેરકૃત્ય કરે છે પણ તેઓ પોતાની ચોરી થાય તો તેની ફરિયાદ કરે છે અને તેમનો દાખલો લઇ ચોરી કરતાં શીખેલા સંખ્યાબંધ ઇસમોને સજા કરાવે છે." ફ્રાંકલિન એવી ભલામણ કરે છે કે દેશોદેશ વચ્ચે સંધિઓ થાય તેમાં એક એવી કલમ દાખલ કરવી જોઇએ કે સંધિકરનાર દેશ ખાનગી વહાણોને લડાઇની વખતે શત્રુના વેપારને હરકત કરવા યુદ્ધ સામગ્રી સાથે ફરવાની કોઇ વખત રજા આપશે નહીં. પ્રુશિયા અને યુનાઇટેડસ્ટેટ્સ વચ્ચે થએલા તહનામામાં આવી કલમ ફ્રાંકલિને દાખલ કરાવી હતી. ટુંકામાં કહીએ તો કોઇ તરેહની લડાઇ ફ્રાંકલિન પસંદ કરતો નહીં. કદાપિ લડાઇ કરવી પડે તો તેના મત પ્રમાણે તે એવી રીતે કરવી જોઇએ કે નિરપરાધી માણસોને તેથી કંઇ ગેરવાજબી ઇજા કે હરકત થાય નહીં. તેનો મત એવો હતો કે કોઇ તરેહની લડાઇ સારી નથી અને સલાહ ખોટી નથી.

સલાહ કરવાને ઇંગ્લાંડનું મન થાય તો તે સંબંધી કોલકરાર નક્કી કરવાને ફ્રાંકલિનની ભલામણ ઉપરથી કોંગ્રેસે જૉન આડમ્સને મોકલ્યો હતો એમ આગળ કહેવામાં આવ્યું છે. મી. આડમ્સ પારિસ આવ્યાને થોડો વખત થયો એટલામાં એવી ખબર આવી કે કોંગ્રેસે ઠરાવ કર્યો છે કે એક રૂપાના ડોલરને બદલે કાગળ ચલણી ચાલીસ ડોલરના દરે તમામ કાગળ ચલણી નાણું પાછું ખેંચી લેવું. આ ઠરાવ એવો મોઘમ હતો

કે તે માત્ર અમેરિકનોને લાગુ પાડવાનો છે કે પરદેશીઓને પણ લાગુ પાડવાનો છે તેનો ખુલાસો થતો નહોતો. ફ્રાન્સની દરબાર આ બાબત નક્કી કરવાને ઇન્તેજાર હોવાથી કાઉન્ટ ડી વરગેને મી. આડમ્સને પત્ર લખી પુછાવ્યું કે તમે અમેરિકાથી તાજા આવેલા છો તેથી આ બાબતમાં કોંગ્રેસનો ઉદ્દેશ શું છે તે જાણતા હો તો જણાવો. આડમ્સે જવાબ લખ્યો કે એ ઠરાવ કોને કોને લાગુ પાડવાનો ઉદ્દેશ છે તે હું જાણતો નથી પણ મારો સ્પષ્ટ અભિપ્રાય છે કે તે અમેરિકન અને પરદેશીઓ બધાને સરખી રીતે લાગુ પાડવો જોઇએ. આ અભિપ્રાયના ટેકામાં આડમ્સે કેટલીક દલીલો પણ પોતાના જવાબમાં બતાવી હતી. આ અભિપ્રાયથી કાઉન્ટ વરગેનને ઘણી તાજુબી લાગી. કોંગ્રેસના ઇતબારથી ફ્રેન્ચ વેપારીઓએ કોંગ્રેસની ચલણી નોટો કબુલ કરી, માલ અમેરિકા મોકલાવ્યો હતો. માલ મોકલતી વખતે તેમના સ્વપ્નામાંએ નહોતું કે આપખુદીથી નોટોની કિમ્મત ઊતારી નાખવામાં આવશે. સબબ કોંગ્રેસનો ઠરાવ તેમને લાગુ પાડવો એ અન્યાયની વાત છે એમ કાઉન્ટ વરગેનનો અભિપ્રાય હતો થોડા અઠવાડિયાં પછી આ પત્રવ્યવહાર ફરીથી ચાલ્યો ને તેમાં યુનાઇટેડ સ્ટેટ્સ અને ફ્રાંન્સની વચ્ચે થએલા કોલકરાર તથા એ બે દેશના અરસપરસના સંબંધની વાત પણ દાખલ થઇ. મી. આડમ્સે પોતાનો મત ખરો છે એમ સાબીત કરવાના જુસ્સામાં કેટલાએક શબ્દો એવા વાપર્યા કે જેથી કાઉન્ટ વરગેન અને ફ્રાન્સના રાજાને કંઇ ખોટું લાગી ગયું. કાઉન્ટ વરગેને બધા પત્ર વ્યવહારની નકલો ફ્રાંકલિન તરફ મોકલાવી અને તેને વિનંતિ કરી કે તેણે એ કોંગ્રેસ તરફ મોકલાવવી. એ નકલો મોકલાવતાં ફ્રાંક્લિને કોંગ્રેસના પ્રેસિડન્ટને નીચે પ્રમાણે લખ્યું:—

"મી. આડમ્સ એમ ધારે છે કે ફ્રાન્સ દેશનો આપણે જેટલો આભાર માનીએ છીએ તેટલો તેને ઘટતો નથી; કારણકે આપણે તેના ઓશિયાળા છીએ તેના કરતાં તે આપણો ઘણો ઓશિયાળો છે. માટે આપણી અરજીઓમાં આપણે તેને દમ બતાવવો જોઇએ. મને લાગે છે કે મી. આડમ્સનું આ પ્રમાણે ધારવું ભૂલ ભરેલું છે. આપણને ઉચિત છે કે આપણે આ દરબાર તરફ વધારે વિવેક અને નમ્રતા બતાવવી જોઇએ. અહિંનો રાજા જુવાન અને સદ્દગુણી છે અને મારી ખાત્રી છે કે તે આપણા જેવા જુલમ ખમતા દેશને મદદ કરવામાં આનંદ લે છે અને તેમાં પોતાની કીર્તિ માને છે. મને લાગે છે કે તેનો આભાર માનીને તેના આ

આનંદમાં આપણે વધારો કરવો જોઇએ. તેનો આભાર માનવો એ આપણી માત્ર ફરજ નથી પણ આપણા સ્વાર્થની વાત છે. એથી ઉલટા ચાલવું એ ગેરવાજબી છે એટલુંજ નહીં પણ આપણા હકને નુકશાનકારક છે, હું અથવા બીજો કોઇ માણસ આપણા દેશનું જેટલું ભલું ચહાતા હોઇએ તેટલુંજ મી. આડમ્સ પણ ચહાય છે. પરંતુ તેનું માનવું એવું છે કે આપણે કડકપણું અને બેપરવાઇનો દેખાવ રાખીશું તો આપણને ફ્રાન્સ તરફથી વધારે મદદ મળશે. શું કરવું એ આ પરથી નક્કી કરવાનું કામ કોંગ્રેસનું છે.”

ફ્રાંકલિન ફ્રાન્સ દરબાર સાથે હાજીહા કરે છે એમ તેના શત્રુઓએ તેના પર આળ મૂક્યું હતું. આ હાજીહા ખરેખર કેવા પ્રકારની હતી એ ઉપર આપેલો તેના પત્રનો ઉતારો બતાવી આપે છે. એ હાજીહા માત્ર મળેલી મેહેરબાનીયો માટે ઉપકાર માનવામાં, અને જેઓની પાસે પોતાના દેશના હિતને માટે હજી ઘણાં કામ કરાવી લેવાનાં હતાં તેમને ખુશ રાખવાનો યત્ન કરવામાં સમાએલી હતી. આ પ્રમાણે કરવું ફ્રાંકલિન યોગ્ય ધારતો હતો. આપણે કબુલ કરવું જોઇએ કે એ પ્રમાણે કરવું એ નિદાન રાજ્યનીતિને અનુસરીને હતું. પરિણામ એ થયું કે તેના પર ફ્રાન્સના પ્રધાનો અને રાજા સંપૂર્ણ ભરોંસો રાખતા. તેની અરજ તેઓ સાંભળતા અને ઘણી વાર તેની સલાહ પ્રમાણે ચાલતા. પૈસા સંબંધી કોન્ગ્રેસની હાલત એવી હતી કે ફ્રાંકલિનને વારંવાર મદદ માટે ફ્રાન્સ દરબારને અરજ કરવી પડતી અને બધી અરજોમાં તેની ધારણા પૂરી પડતી. લડાઇના વખતમાં ફ્રાંકલિનપર કોંગ્રેસ હજારો હુંડીઓ લખતી તે બધીને મુદતસર તે સ્વીકારી શકતો તેનું કારણ એ છે કે તેને માગ્યા પ્રમાણે ફ્રાન્સ દરબાર તરફથી પૈસાની મદદ મળી શકતી. થોડા વખત પછી મી. જે સ્પેનની દરબારમાં એલચી નિમાયો અને મી. આડમ્સ હાલન્ડની દરબારમાં નિમાયો ત્યારે એ દેશોમાં તેઓ પૈસા મેળવી શકશે એવી આશાએ તેમનાપર મોકલેલી હુંડીઓ તેઓ સ્વીકારી શકયા નહોતા તે પણ ફ્રાંકલિનને માથે પડી. હમેશના માફક ફ્રાન્સ દરબારને અરજ કરી કોંગ્રેસની સાખ ફ્રાંકલિન જાળવી રાખતો. ઉપરાઉપરી થતાં માગણાંથી રાજાને હરકતો પડે છે એમ કહેવામાં આવતું પણ ફ્રાંકલિનને કોઇથી ના પાડી શકાતી નહીં. આ બધો પ્રતાપ ફ્રાંકલિનના સારા સ્વભાવનો અને તેના વિવેક અને વિનયનો હતો. તેના શત્રુઓ તેના આ ગુણને

આધિનતા કહેતા અને તેને માટે એવી વાત ચલાવતા હતા કે એ તો ફ્રેન્ચ લોકોની ખુશામતથી ફૂલાઇ જઇ પોતાના હુદ્દાનો ભારબોજ રાખતો નથી. વળી તેઓએ એવી વાત ચલાવી કે ફ્રાન્સના પ્રધાનો પોતાની મતલબ સાધી લેવાને તેને ખુશ રાખે છે, પણ તેઓ આખરે આપણને છેતરીને દગો દેશે. ફ્રાંકલિનની કીર્તિને બટ્ટો લગાડવાને અને ફ્રાન્સ દરબારનો અઘટિત રીતે ગેરભરોંસો ઉત્પન્ન કરાવવાને કેવળ અદેખાઇથી ચલાવેલી આ ખોટી વાતોની સાબિતીમાં તલ માત્ર પૂરાવો હતો નહીં ને સત્ય તો બીલકુલ હતુંજ નહીં. પરંતુ એનું પરિણામ એ થયું કે ફ્રાંકલિનને પાછો બોલાવી લેવાને કોંગ્રેસમાં ફરીથી પ્રયત્ન થયો. ફ્રાન્સનો યુનાઇટેડ સ્ટે-સમાંનો એલચી એમ. ડી. લા લુઝર્ને ફિલાડેલ્ફિયાથી ૧૭૮૦ના ડિસેમ્બરની ૧૫ મી તારીખે કાઉન્ટ વરગેનપર લખેલા એક પત્રમાં તે જણાવેછે કે "ફ્રાંકલિનને પાછો બોલાવી લેવાને કોંગ્રેસમાં હરેક પ્રકારની ખટપટ ચાલે છે. મસાચ્યુસેટના પ્રતિનિધિઓ હરેક રીતે તેને બોલાવી લેવાને આગ્રહ કરે છે. એ એલચીને કોંગ્રેસમાં કોઇનો ટેકો નથી; પણ બન્ને પક્ષ વાળા એમ ધાસ્તી રાખે છે કે રખેને તેની જગોએ સામા પક્ષમાંથી કોઇને નિમવામાં આવે, તેથી તે ટકી રહ્યો છે. મસાચ્યુસેટ અને સાઉથ કેરોલીનાના સંસ્થાનોના મી. લી તથા ઇઝાર્ડે ઉશ્કેરેલા કેટલાએક સભાસદો ખુલ્લી રીતે કહે છે કે હાલના એલચી કરતાં ગમે તે માણસ વધારે લાયક છે. તેઓ વળી એમ પણ કહે છે કે તેની બેદરકારીથી અને તેની આસપાસનાની ખટપટથી ફ્રાન્સમાં અમેરિકાનું સત્યાનાશ વળી ગયું છે."

ઉપરના કાગળની તારીખ પછી બે માસે કાઉન્ટ ડી વરગેને તેનો જવાબ લખ્યો તેમાં લખ્યું કે "દાક્તર ફ્રાંકલિન વિષે તમારો કોઇ અભિપ્રાય માગે તો બેધડક કહેજો કે તેના સ્વદેશાભિમાન માટે અને તેની સારી વર્તણુંક માટે અમારો ઘણો ઊંચો મત છે. આ ગુણોને લીધે, તેમજ દાક્તર ફ્રાંકલિનની સાચવટમાં અમારો ભરોંસો છે તેને લીધે, કોંગ્રેસે તેને આણી મૂકેલા પૈસા સંબંધીના હાલના ગોટાળામાં તેને મદદ કરવાને અમે ઠરાવ કર્યો છે. આ પરથી હરકોઇ માણસ દરિયાફ્ત કરશે કે તેની વર્તણુક તેના દેશને નુકશાનકારક છે કે શું અને બીજો કોઇ માણસ એના જેટલું કરી શકત કે કેમ ? જો કે દાક્તર ફ્રાંકલિનને માટે અમારો મત ઘણો ઉંચો છે તોપણ અમારે કહેવાની જરૂર પડે છે કે તેની વયને લીધે અને તેની ટાઢેકને લીધે જે કામને માટે તેને નિમ્યો છે તેને યોગ્ય ચાલાકી તેનાથી બ-

તાવી શકાતી નથી. આથી અમે ઘણા દિલગીર છીએ, કારણકે અગત્યની બાબતોમાં પોતાના વિચાર કોંગ્રેસને જણાવવા જોઇએ તે ન જણાવતાં તે છાનોમાનો બેશી રહે છે. તોપણ અમારો અભિપ્રાય એવો છે કે તેને બોલાવી લેવો એ હાલના વખતને અનુકૂળ થશે નહીં. તેના જવાથી તેની જગોએ કદાચ નવો માણસ એવો કજિયાખોર, મિજાજી, અણુસમજુ અને પોતાના દેશનું હિત ઓછું જોનાર આવે કે તેની સાથે અમારે કામ કરવું પરવડે નહીં. નવો માણસ નિમવાની ગુચવણમાંથી નીકળી જવાને કોંગ્રેસને એ રસ્તો છે કે ફ્રાંકલિનને મદદ કરવા તેની જગોનું કામ કરી શકે એવો, ડાહ્યો ખબડદાર અને વિવેકી મદદગાર આપવો" ફ્રાન્સ દરબારનો ફ્રાંક્લિનને માટે કેવો મત હતો તે આ પત્ર બતાવે છે. હાજીહા કરનાર તે હોય એવા કારણથી તેને રાખી લેવા ફ્રાન્સ તરફથી ઇચ્છા બતાવવામાં આવતી નથી. બુઢ્ઢાપણાની નબળાઇ સાથે એ મહાન્ રોગથી ફ્રાંકલિન પીડાતો હતો. સંધિવા અને પથરીના દરદથી અઠવાડિયાંના અઠવાડિયાં તેને પથારીમાં પડી રહેવું પડતું અને તનમનની મહેનતનું કામ જોઇએ તેટલી ઝડપથી તેનાથી થઇ શકતું નહીં. આટલું છતાં કોંગ્રેસે તેની મદદમાં કોઇને મોકલ્યો નહીં. બધું કામ તેને જાતે, અથવા જ્યાં લઇ શકાય ત્યાં પોતાના પૌત્રની ખાનગી મદદથી, કરવું પડતું હતું. ફ્રાંકલિનને મદદગાર આપ્યો નહોતો એ વધારે અજબ જેવું એથી લાગે છે કે મી. જે અને મી. આડમ્સને ઘણું થોડું કામ છતાં કોંગ્રેસે હુશિયાર અને કામ કરી શકે એવા મદદગારો નિમી આપ્યા હતા. આ ઉપરાંત ફ્રાંકલિનને ફ્રેન્ચ બંદરોમાં આવતાં અમેરિકન વેપારી વહાણોના સંબંધનું કામકાજ કરવું પડતું. એલચીનાં કામ સાથે સંબંધ વગરના આ કામમાં તેનો ઘ ા વખત જતો હતો. ફ્રાન્સના બંદરોમાં કોન્સલ નિમી આ કામમાંથી તેને મૂકત કરવા તેણે કોંગ્રેસને ઘણી વખત લખ્યું હતું પણ તેપર કોંગ્રેસે કંઇ ધ્યાન આપ્યું નહોતું. આ પરથી એવું અનુમાન થાય છે કે તેને પાછો બોલાવી લેવાને એના દુશ્મનોની ખટપટ છતાં, તેના હુદ્દાનાં અગત્યનાં કામ કરવાને તેની શક્તિનો કોંગ્રેસને પૂર્ણ ભરોંસો હતો. ફ્રાન્સમાં બનતી હકીકત વિષે કોંગ્રેસને વારંવાર ફ્રાંકલિન લખતો નહીં અને પૈસા સંબંધી ફ્રાન્સની મદદનાં માગણાં નહીં કરવાને તેમને કહેતો નહીં તેથી કાઉન્ટ ડી વરજેન ફ્રાંકલિનનો દોષ કાઢે છે. પરંતુ વાસ્તવિક જોતાં તે બરાબર નથી. ફ્રાંકલિક જાણતો હતો કે ફિલાડેલ્ફિયામાં ફ્રાન્સના એલચીને સર્વ હકીકત ફ્રાન્સ દરબાર તરફથી લખવામાં

આવતી હતી અને તે પ્રસંગોપાત કોંગ્રેસને ખબર આપતો હતો તેથી આ સંબંધમાં ફ્રાંકિલનને બારોબાર લખવાની કંઇ ખાસ જરૂર રહેતી નહી. બીજી બાબતોમાં આ વખતનો ફ્રાંકિલને ચલાવેલો પત્ર વ્યવહાર એટલો લાંબો અને ઓહોળો છે કે એટલી ઉમરે બેશક તેનામાં કામ કરવાની ઘણી શક્તિ હોવી જોઇએ. એટલું કામ એની ઉમરના બીજા કોઇથી થઇ શકે નહીં.

ફ્રાન્સ દરબાર તરફથી દરવર્ષે સરેરાશ ત્રીસ લાખ લીવર કરજે ધીરવામાં આવતા હતા. ૧૭૮૧ માં ફ્રાંક્લિન ચાળીસ લાખ લીવર મેળવી શકયો અને તે ઉપરાંત સાઠ લાખ લીવર મદદ તરીકે ફ્રાન્સ દરબારે બક્ષિસ આપ્યા. આ નાણું આપ્યા પછી કોંગ્રેસના મોકલવાથી કર્નલ જૉન લોરેન્સ ફ્રાન્સમાં આવ્યો ને લશ્કરની જરૂરિયાતો બતાવી, નાણું અને લશ્કરી સામાનની મદદ માગવા લાગ્યો. ફ્રાંકિલને લોરેન્સની અરજમાં ઘણી મદદ કરી અને કંઇ ફતેહ મેળવી પણ ખરી. પરંતુ ફ્રાન્સે નાણાં સંબંધી એટલી બધી મદદ કરી હતી કે હવે સીધી રીતે વધારે થઇ શકે એમ નહોતું. તોપણ અમેરિકાને હેલન્ડમાં નાણું કરજે ધીરાવવાને એક કરોડ લીવર સુધીની રકમના વ્યાજની જામીનગીરી આપવા ફ્રાન્સે કબુલ કર્યું.

આ અરસામાં ફ્રાંકિલને પોતાના હુદ્દાનું રાજીનામું મોકલાવી, કોંગ્રેસને અરજ કરી કે તેની જગોએ બીજા કોઇની નિમણુંક કરવી જોઇએ. કોંગ્રેસના પ્રેસિડન્ટને લખેલા કાગળમાંથી લીધેલા નીચેના ઉતારામાં તેમ કરવાનાં કારણો તેણે દર્શાવેલાં છે.

"હવે મારી જાત સંબંધી કંઈ કહેવાની હું રજા લઉં છું. એ સંબંધમાં મેં કોંગ્રેસને અત્યાર સુધીમાં વધારે તસ્દી આપી નથી. મારી ઉમરનું ૭૫ મું વર્ષ પૂરૂં થઇ ગયું છે. મને ગયા શિયાળામાં સંધિવા થઇ આવ્યો હતો તેથી મારૂં શરીર લથડી ગયું છે ને જે કૌવત હું પહેલાં ભોગવતો હતો તે હજી પાછું આવ્યું નથી. મારા મનની શક્તિ નબળી પડી હોય એમ મને લાગતું નથી. કદાચ તે મને માલમ નહીં પડે. પરંતુ હું જોઊં છું કે જે ચાલાકીનો ગુણ આ દરબારમાં તમારા એલચીને અવસ્ય હોવો જોઇએ તે મારામાં ઓછો થયો છે; વળી મને લાગે છે કે આ જગોનું કામ ઘણું ભારે છે ને કામને સારૂ રાત દિવસ ઘરમાંજ બેશી રહેવું પડે છે. તમારા તરફથી આવતી હુંડીઓ લેવાને અને સ્વીકારવાને મારે ઘેરને ઘેર એટલું બધું બેશી રહેવું પડે છે કે મારાથી ખુલ્લી હવા ખાવાનુ અને કસરત કરવાનું બની શકતું

નથી. પહેલાં હું દર વર્ષે મુસાફરી કરતો તેથી મને હવા ને કસરત મળતાં અને મારી તન્દુરસ્તી ઠીક રહેતી. મારા જેવા વયોવૃદ્ધને વળી જીંદગી ટકાવી રાખવાને દેહની ઘણી જાતની સંભાળ રાખવી જોઇએ તે મારાથી કામને લીધે લઇ શકાતી નથી."

"લોકોપયોગી સરકારી કામ એક અથવા બીજી રીતે પચાસ વર્ષથી હું કરૂં છું અને મારા જાતભાઇઓ તરફથી માન ભોગવું છું તેથી હવે મારે એ સંબંધી કંઇ લોભ રહ્યો નથી. ફક્ત વિશ્રાન્તિ મેળવવાની હવે હું ઉમેદ રાખું છું. મને આશા છે કે મારી જગોએ બીજા કોઇને મોકલી મારી આ ઉમેદ કોંગ્રેસ પૂરી કરશે; મારે કહેવું જોઇએ કે તમારે ખાત્રી રાખવી કે હું રાજીનામું આપું છું તેનું કારણ એવું નથી કે જે ઉમદું કામ આપણે હાથમાં લીધું છે તેમાં ફતેહ મળવાની મને આશા નથી અથવા નોકરી કરવા પરથી ખોટું લાગી મારૂં મન ઉઠી ગયું છે. મારા રાજીનામાનાં કારણ મેં ઉપર બતાવ્યાં તે શિવાય બીજાં કંઇ નથી. વળી હાલ દરિયાની મુસાફરીનો થાક હું ખમી શકું એવી મારી સ્થિતિ નથી અને લડાઈના વખતમાં કેદ પકડવાના જોખમમાં પડવા હું માગતો નથી તેથી શાન્તિ થતા સુધી અહિંજ રહેવાનો મારો વિચાર છે. કદાચ મારૂં બાકીનું આયુષ્ય અહિંજ હું પૂરૂં કરીશ, મારી જગોએ આવનાર ગૃહસ્થને મારૂં જ્ઞાન અથવા અનુભવ કામમાં આવશે તો તેનો લાભ હું તેને ખુશીથી આપીશ, મારી સલાહ માગવામાં આવશે તો તે આપીશ અને મારા ઓળખાણ પીછાનથી તેને મદદ કરીશ."

કોંગ્રેસે તેનું રાજીનામું મંજુર કરવાને ના પાડી એટલુંજ નહીં પણ મી. આડમ્સ સાથે સંધિ કરવાના કામ સારૂ બીજા ચાર જણની નિમણુંક કરી હતી તેમાં દાક્તર ફ્રાંકિલનનું નામ પણ મુકયું. પોતાની ખુશીથી કામમાંથી મુક્ત થવાને ફ્રાંકિલને માગણું કર્યું તોપણ કોંગ્રેસે તેને તેની જગોપર કાયમ રાખ્યો એ તેનાપર કોંગ્રેસની શ્રદ્ધાનું સ્પષ્ટ લક્ષણ હતું. ફ્રાંકિલનના દુશ્મનોને જાણે આથી ઠપકો મળ્યો હોય એમ થયું. તેમની ખટપટમાં ફતેહ મેળવવાની હવે તેમને આશા રહી નહીં. કોંગ્રેસે કરેલો ઠરાવ ફ્રાંકિલને કબુલ રાખ્યો. તે લખે છે કે, "મારા બુઢાપણાની નબળાઇથી કદાચ કામને હરકત આવે એવી બીકથી હું કામમાંથી મુક્ત થવાને ઇચ્છતો હતો પણ તેઓ એમ ધારે છે કે હું હજી કામનો છું તેથી તેમના ઠરાવને હું શરણ થાઉં છું અને મારાથી બનતું કામ કરીશ."

ઇંગ્લાંડમાં રાખેલા અમેરિકન કેદીઓના સંબંધમાં ફ્રાંકલિન અને તેના મિત્ર હાર્ટલિ વચ્ચે પત્ર વ્યવહાર ચાલતો હતો. આ પત્ર વ્યવહારનો લાભ લઇ હાર્ટલિ પ્રધાનોની સંમત્તિથી વારંવાર સલાહ કરવા સંબંધી પણ લખતો હતો. મી. હાર્ટલિએ કરેલી સૂચનાઓના વલણ પરથી એમ દેખાય છે કે લોર્ડ નોર્થના જોવામાં તેના પત્રો આવતા હશે અને લોર્ડ નોર્થ એ સૂચનાઓ પસંદ કરતો હશે. ફ્રાન્સથી યુનાઇટેડ સ્ટેટ્સને જુદાં પાડી, યુનાઇટેડ સ્ટેટ્સ એકલા સાથે સલાહ કરવાનો ઇંગ્લાંડના પ્રધાનોનો વિચાર જણાતો હતો. ફ્રાન્સ સાથે થએલા કોલકરારથી આ સૂચના કેવળ ઉલટી હતી. ફ્રાન્સની સંમત્તિ વગર ઇંગ્લાંડ સાથે સલાહ નહીં કરવાને યુનાઇટેડ સ્ટેટ્સ બંધાયાં હતાં. સબબ ફ્રાન્સ સાથે મિત્રાચારી તોડીને ઇંગ્લાંડ સાથે સલાહ કરવાની વાત ફ્રાંકલિન પસંદ ન કરે એ ઉઘાડું છે. ફ્રાંક્લિને હાર્ટલિને જવાબ લખ્યો કે "તમે અમારી સાથે સલાહ કરો તે પહેલાં જેમ તમારે હોલન્ડ અને સ્કોટલંડની સાથેનો તમારો સંબંધ તોડવાની જરૂર નથી તેમ અમારે ફ્રાન્સ સાથે અમારો સંબંધ તોડવાની જરૂર નથી. ફ્રાન્સ સાથે અમારે મિત્રાચારી છે તેથી અમારી સાથે સલાહ કરવાને તમારે કંઇ હરકત જેવું નથી. આ સૂચના લોર્ડ નોર્થની હોત તો આખી દુનિયા કહેત કે તેનો ઉદ્દેશ અમને છેતરી અમારા મિત્રોથી જુદા પાડી ખરાબ કરવાનો છે. એ દેશ અમારા રક્ષણ સારૂ અમારીપર મેહેરબાનીની તરીકે લડાઇમાં પડયો છે. સબબ તેની સાથે થએલા કોલકરાર તોડવા નહીં એ અમારી ફરજ છે. સ્પષ્ટ રીતે એવી રીતનો કરાર હોય કે ન હોય તોપણ તે પ્રમાણે ચાલવાને અમે બંધાયા છીએ. કદાચ એવો કરાર ન હોય તોપણ એક પ્રમાણિક અમેરિકને એ બંધનથી ઉલટ ઇંગ્લાંડ સાથે સલાહ કરવી તેના કરતાં પોતાનો જમણો હાથ કાપી નાખવો એ બહેતર છે."

હાર્ટલિની બીજી સૂચના એ હતી કે દશ વરસ સુધી વિગ્રહ બંધ રાખવો અને એ મુદ્દતમાં કદાચ ઇંગ્લાંડ ફ્રાન્સ સાથે લડાઇ કરે તોપણ યુનાઇટેડ સ્ટેટ્સે ફ્રાન્સને મદદ કરવી નહીં. ફ્રાંકલિને જવાબ આપ્યો કે ફ્રાન્સ સાથે વિશ્વાસઘાત કરાવી અમારી સ્થિતિ તમે એવી કરાવવા માગો છો કે દસ વરસ થાક ખાધા પછી ફરી તમે વિગ્રહ શરૂ કરો ત્યારે અમારી મદદમાં કોઇ ઉભું રહે નહીં. અમે કંઇ એવા બેવકુફ નથી કે આ વાત કબુલ કરીએ.

યુનાઇટેડ સ્ટેટ્સને તેમના મિત્ર ફ્રાન્સથી જુદાં પાડવાને બ્રિટિશ

પ્રધાનોએ ઘણી રીતે તજવીજ કરી હતી. એ યુક્તિમાં તે ફાવ્યા હોત તો પછી અમેરિકાની કંઇ વિસાદ નહોતી કે ઇંગ્લાંડ સાથે એકલું ટકી રહે. ઈંગ્લાંડે માત્ર અમેરિકા એકલા સાથે ખટપટ ચલાવી નહોતી. યુનાઇટેડ સ્ટેટ્સથી જુદા પડવાને ફ્રાન્સને પણ લાલચ બતાવી હતી. પણ ફ્રાન્સનો રાજા અને તેના પ્રધાનો ફ્રાંક્લિનની પેઠે અંતઃકરણથી પોતે કરેલા કોલ-કરારને વળગી રહ્યા અને ઈંગ્લાંડને ચોખ્ખી રીતે જણાવ્યું કે જ્યાં સુધી યુનાઇટેડસ્ટેટ્સની સ્વતંત્રતા તમે કબુલ કરશો નહીં ત્યાં સુધી લડાઇ બંધ પાડવાની કે સલાહ કરવાની વાત સાંભળવામાં આવશે નહીં.

ફ્રાન્સમાં ફ્રાંક્લિનના મિત્રોની મોટી સંખ્યા હતી તે ઉપરાંત પેસેમાં તેના પાડોશનાં ઘણાં કુટુંબો સાથે તેને ઘરોબો થયો હતો. તેની સેવાચાકરી કરવાને અને તેહેનાત ઉઠાવવાને આસપાસના પાડોશીઓ એક બીજા સાથે હરીફાઇ કરતા હતા. મી. બ્રિલનના ઘરમાં તો તે જાણે ઘરનો માણસ હોય એવી રીતે હળી ગયો હતો. ઓટીલમાં મેડમ હેલ્વેશિયસ નામની વૃદ્ધ અને ભલી બાઇને ત્યાં તે ઘણીવાર બેસતો ને ત્યાંજ લીરોય, લારોશે ફોકોલ્ડ, લી વિલર્ડ અને બીજા મિત્રોને મળતો. એ બાઇ પણ વિદ્વાન ગણાતી અને વિદ્વાનોની સોબતમાંજ ફરતી હતી. "સંધીવા સાથે સંભાષણ" અને એવા બીજા ફ્રાંક્લિનના લોકપ્રિય નિબંધોમાંના ઘણાખરા પેસે અને ઓટીલમાં ભેગા થતા તેના મિત્રોની રમુજ સારૂ લખવામાં આવ્યા હતા. આવાં લખાણથી તે પોતાનું દુઃખ ભૂલી જતો અને પોતાના મિત્રોને રંજન કરતો હતો. પેસે અને ઓટીલમાં થએલી મિત્રાચારી જ્યાંસુધી ફ્રાંક્લિન ફ્રાન્સમાં રહ્યો ત્યાં સુધી ચાલી એટલુંજ નહીં પણ અમેરિકા પાછો ગયા પછી પણ તે જીવતા સુધી પત્રવ્યવહારથી જારી રહી હતી.

---

## પ્રકરણ ૩૦ મું.

### ઇંગ્લાંડે યુનાઇટેડસ્ટેટ્સની સ્વતંત્રતા કબુલ કરી.

૧૭૮૨.

સલાહ કરવાની ભાંજગડ—એ સંબંધમાં પાર્લામેન્ટમાં ચાલેલી તકરાર—પ્રધાનોમાં ફેરફાર—શી રીતે ભાંજગડ કરવી તે બાબત ફ્રાંક્લિન સાથે વિચાર કરવા ઓસવેલ્ડનું પારિસ જવું—ગ્રેનવિલનું અધિકારપત્ર ફ્રાંક્લિને ના પસંદ કર્યું—ફોક્ષ—શેલબર્નની કારકિર્દી—ફિટ્ઝ હરબર્ટ—અમેરિકા સાથેની શરતો નક્કી કરવા ઓસવેલ્ડનું આવવું—સલાહની અવ-

સ્થની અને ઇચ્છા લાયક શરતો ફ્રાંકિલને બતાવી—ભાંજગડ—સ્વતંત્રતા, હદ અને માછલાં મારવાનો હક—રાજાના પક્ષવાળાને નુકશાની અપાવવા-ની ખટપટ—લડાઇમાં અમેરિકનોને થએલા નુકશાનનો બદલો અપાવવાને ફ્રાંકિલનની દરખાસ્ત—શરતો નક્કી થઇ—સહી થઇ—કોંગ્રેસે મંજુર રાખી.

---

૧૭૮૨ ની શરૂઆતમાં સલાહ કરવાનો વિચાર બ્રિટિશ પ્રધાનોએ કરવા માંડયો. યોર્ક ટાઉન આગળ લોર્ડ કોર્નવોલિસના લશ્કરે ખાધેલી હાર, નવું લશ્કર અમેરિકા મોકલવાને પ્રધાનોની અશક્તિ, લડાઇનું ભારે ખર્ચ, હોલન્ડનું ઈંગ્લાંડ સામે થઇ અમેરિકા અને ફ્રાન્સ સાથે મળી જવું આ બધી બાબતોથી ઇંગ્લાંડમાં હવે લોકોની આંખો ઉઘડી હતી અને સલાહ કરવાને માટે પોકાર થઇ રહ્યો હતો. કોર્નવાલિસનો પરાજય થયાની ખબર ઇંગ્લાંડ આવ્યા પછી મળેલી પાર્લામેન્ટ ઉઘાડતી વખતે કરેલા રાજાના ભાષણમાં, પહેલાંના કરતાં જરા ઓછો જુસ્સો દેખાતો હતો. જો કે અમેરિકનો સ્વતંત્ર પ્રજા તરીકે પાંચ વરસથી પોતાનું સ્વાતંત્ર્ય નિભાવી રહ્યા હતા અને બે બ્રિટિશ લશ્કરોને હરાવી કેદ પકડી અંગ્રેજોના મનમાંથી જીતવાની આશા નાબુદ કરી હતી તોપણ હજી રાજા તેમના વિષે ભાષણમાં "અમારી બળવાખોર અને છેતરાયલી પ્રજા" એવા શબ્દોમાં બોલે છે. પાર્લામેન્ટ બહાર લોકોમાં ચાલેલા પોકારથી ધીમે ધીમે પાર્લામેન્ટ-પર પણ એવી અસર થઇ હોય એવાં ચિન્હ જણાવા લાગ્યાં અને પ્રધાનોના પક્ષની સંખ્યા ઓછી થતી જવા લાગી. થોડા વખત પછી જનરલ કો-ન્વેએ દરખાસ્ત કરી કે અમેરિકા સાથેની લડાઇ બંધ કરી સલાહ શાન્તિ કરવાને ઉપાય લેવા તજવીજ કરવા રાજાને અરજ કરવી. આ દરખાસ્ત પર પાર્લામેન્ટમાં બન્ને પક્ષ તરફથી ભારે તકરાર ચાલી અને આખરે પ્ર-ધાનોને એક મત વધુ મળવાથી તે દરખાસ્ત રદ થઇ અને લડાઇ ચલા-વવાનું ઠર્યું. માત્ર એકજ મત વધારે મળે એ પ્રધાનોના જોરનું લક્ષણ કહે-વાય નહીં. પ્રધાનોને રાજીનામું આપવાનો વખત આવ્યો છે એમ આ દરખાસ્ત પર પડેલા મત ઉપરથી લોર્ડ નોર્થને ખબર પડી અને તેથી તેણે રાજીનામું આપી દીધું. પ્રધાનમંડળ બદલાયું અને તેમની સાથે અમે-રિકા સંબંધી વિચાર પણ બદલાયા. નવી કાર્કિર્દિ માર્ચમાં શરૂ થઇ. માર-કિવસ ઓફ્ રોકિંગહામ મુખ્ય પ્રધાન થયો અને મી ફોક્ષ અને લોર્ડ શેલબર્ન એ મુખ્ય ઉપપ્રધાન થયા. નવા પ્રધાનમંડળે એવી સમ-

જુતથી અધિકાર લીધો હતો કે તેમના વખતમાં અમેરિકાને બીજા રસ્તે સ્વાતંત્ર્ય આપવાનું છે. આ ધારણથી તેમણે કામ શરૂ કર્યું, ફોક્ષ અને શેલબર્ન ફ્રાંક્લિન સાથે સલાહ કરવા સબંધી પત્રવ્યવહાર ચલાવવા લાગ્યા. એપ્રિલ માસમાં તેમણે મી. રિચર્ડ ઓસવોલ્ડ નામના માણસને અધિકાર આપી, ફ્રાંકિલન સાથે આ બાબત વિચાર કરવાને પારિસ મોકલ્યો. લડાઇમાં રોકાયલા સર્વ દેશ સાથે સલાહ શી રીતે કરવી એ બાબત કાઉન્ટ ડી વરગેન સાથે એજ પ્રમાણે મસલત કરવાને મી. ટોમસ ગ્રેનવિલને મોકલવામાં આવ્યો. આ પ્રમાણે ભાંજગડો ચાલી પરંતુ જ્યાં સુધી સલાહ કરવાને રાજાને અધિકાર આપવા પાર્લામેન્ટ ઠરાવ કરે નહીં ત્યાં સુધી કંઇ થઇ શકે એમ નહોતું.

કોલકરાર કરવાની ભાંજગડ ચલાવવાના સંબંધમાં ફ્રાંકિલને એવી સૂચના કરી કે ઇંગ્લાંડના ભાંજગડીઆમાંથી એક અમેરિકાના સંબંધની ભાંજગડ કરવાને અને એક યૂરોપિયન દેશોના સંબંધી ભાંજગડ કરવાને, એ પ્રમાણે બે જણ જુદા જુદા અધિકાર લઇને આવે તો સારૂ. કારણ કે એ બન્ને ભાંજગડોમાં જુદી જુદી બાબતો હોવાથી, ભાંજગડનું કામ જુદું જુદું ચલાવ્યાથી સહેલાઇથી અને જલદીથી પૂરૂં થઇ શકશે. બ્રિટિશ પ્રધાનોએ આ સૂચના માન્ય કરી પોતાના ભાંજગડીઆઓને જુદાં જુદાં અધિકાર પત્ર આપ્યાં.

મી. ગ્રેનવિલ અને મી. ઓસવોલ્ડે, કાઉન્ટ ડી વરગેન અને દાક્તર ફ્રાંકિલન સાથે ચલાવેલી મસલતમાં શરૂઆતથીજ ખાત્રી કરી કે અમેરિકનોને સ્વતંત્રતા આપવાનું નકી કરવામાં આવ્યું છે. ભાંજગડ પારિસમાંજ ચલાવવી એમ ફ્રાન્સ અને ઇંગ્લાંડના પ્રધાનોએ નક્કી કર્યું હતું. મી. ગ્રેનવિલ પારિસમાંજ રહ્યો પરંતુ મી. ઓસવોલ્ડ થોડો વખત લંડન જઈ આવ્યો. ઓસવોલ્ડની ગેરહાજરીમાં ગ્રેનવિલને મળેલા અધિકારનો અર્થ તે એવો સમજ્યો હતો કે ફ્રાન્સ અને અમેરિકા બન્ને સાથે ભાંજગડ ચલાવવાનો તેને અધિકાર છે. ફ્રાંકિલને તેની ભૂલ બતાવી ત્યારે ગ્રેનવિલ્લે કહ્યું કે જોકે મારા અધિકારપત્રમાં અમેરિકા સંબંધી કંઇ લખ્યું નથી તોપણ મારા અધિકારમાં અમેરિકાનો સમાવેશ થાય છે. આ ખુલાસો ફ્રાંક્લિને માન્ય કર્યો નહીં અને કહ્યું કે અમેરિકા સાથે ભાંજગડ કરવાનો અધિકાર સ્પષ્ટ રીતે કાગળપર મુકવામાં આવશે નહીં ત્યાં સુધી સલાહની વાત થવાની નથી. ફ્રાંક્લિનનો આગ્રહ જોઇ મી. ગ્રેનવિલ્લે પોતાનું અધિકાર પત્ર ખાસ કાસદ સાથે લંડન મોકલાવ્યું અને તેમાં એવો

સુધારો કરી પાછું મંગાવ્યું કે "ફ્રાન્સ અથવા બીજા કોઇ રાજા કે રાજ્ય સાથે" ભાંજગડ કરવાનો તેને અધિકાર છે. આથી પણ ફ્રાંક્લિન સંતોષ પામ્યો નહીં. એ અધિકારપત્ર વાંચ્યા પછી તેણે ગ્રેનવિલને કહ્યું કે "બીજા કોઈ રાજય સાથે" એવા મોઘમ શબ્દોથી, જેને રાજ્ય તરીકે તમારી દરબાર કબુલ કરતી નથી, તેની ભાંજગડ કરવાનો તમને અ-ધિકાર આપવાનો ઉદ્દેશ હોય એમ લાગતું નથી. આ ઉપરથી યુનાઇટેડ સ્ટેટ્સના સંબંધમાં ગ્રેનવિલને મળેલા અધિકાર ઉપરથી ભાંજગડ કરવાની ફ્રાંક્લિને ના પાડી.

વાજબી શરતોથી સલાહ કરવાને ઇંગ્લાંડ ખુશી છે એમ મી. ઓસ-વોલ્ડ અને મી. ગ્રેનવિલ્લે કહ્યા છતાં, આ પ્રમાણે પેચ કરવા માંડયો તેથી કાઉન્ટ ડી વરજેન અને દાક્તર ફ્રાંક્લિન નાખુશ થયા. તેમને એવો વહેમ આવ્યો કે લડાઇ ચલાવવાની ઇંગ્લાંડની ઇચ્છા છે પણ વખત લેવાને આ પ્રમાણે પ્રપંચ તે કરે છે. વેસ્ટ ઇન્ડિઝમાં ઇંગ્લાંડને આ વખતે કેટલીએક ફતેહો મળી હતી તેથી આ વહેમ દૃઢ થયો અને એ બન્ને જણને એમ લાગ્યું કે જીત મેળવવાની ઇંગ્લાંડને હજી આશા છે. આ વહેમ ખા-વાને કંઇ કારણ હતાં ખરાં પણ થોડા વખતમાં માલમ પડયું કે મુખ્ય હરકતનું કારણ તો બીજું જ હતું. એવી ખબર આવી કે માર્કિવસ ઓફ રોકિંગહામ ગુજરી ગયો છે અને પ્રધાન મંડળમાં ફેરફાર થયો છે. રોકિંગ-હામનું પ્રધાનપદું અઢી માસ ચાલ્યા પછી જુલાઇમાં આ વાત બની. અર્લ ઓફ શેલબર્ન મુખ્ય પ્રધાન થયો અને અર્લ ગ્રેન્થમ અને મિ. ટાઉન્સે-ન્ડ મુખ્ય ઉપપ્રધાન થયા. મિ. ફૉક્સ રાજીનામું આપી છૂટો પડયો. રાજી-નામું આપવાનું કારણ મિ. ફૉક્સે પાર્લામેન્ટમાં એવું જાહેર કર્યું કે હું ધા-રતો હતો કે અમેરિકાને બિન શરતે સ્વતંત્રતા આપવાની છે અને તેથી સ્વતંત્રતા આપવાને હું વચન આપી ચૂકયોછું. હવે પ્રધાન મંડળનો વિચા-ર ફર્યો હોય એમ મને લાગે છે અને તેથી રાજીનામું આપ્યા વગર મારે બીજો ઉપાય નથી. લોર્ડ શેલબર્ન જાતે પણ સંસ્થાનોના લાભમાં હતો, અને લડાઇ બંધ કરવા ઇચ્છા બતાવી, સ્વતંત્રતા કબુલ કરવાનો વિચાર દર્શાવી ચૂકયો હતો. પરંતુ નવી કાર્કિર્દીમાં સ્વતંત્રતાની વાત છેક એક બાજુ ઉપર રાખી માત્ર સલાહ કરવાના ઉદ્દેશે તેણે પ્રધાનપદું લીધું હતું અને તેથી સ્વતંત્રતાના પ્રશ્નપર તેનો વિચાર બદલાયો છે એમ ધારવામાં આવતું હતું. પાર્લામેન્ટમાં તેના પક્ષના લોકો પણ તેજ પ્રમાણે કહેતા

હતા. લોર્ડ શેલબર્ન અને મી. ફોક્ષ વચ્ચે રાજકિય બાબતોમાં પ્રથમથી જ કેટલોએક મતભેદ હતો; સલાહની ભાંજગડ પ્રથમ ચાલતી હતી તેમાં પણ તેમનો એક વિચાર નહોતો, સબબ શેલબર્નની કાર્ડિદીમાં તેની સાથે ફોક્ષથી રહી શકાય એમ નહોતું.

નવું પ્રધાનમંડળ નિમાયા પછી, સલાહ કરવાને માટે જુદીજ તરેહથી ભાંજગડ ચલાવવા માંડી; અને મી. ફોક્ષનું કહેવું ખઈ જણાયું કે જો કે પારિસમાં મોકલેલા વકીલોને ફ્રાંકિલન આગળ સ્વતંત્રતા કબુલ કરવા કહેવામાં આવ્યું હતું તોપણ સ્વતંત્રતાની વાત પહેલી કબુલ કરી ભાંજગડ ચલાવવાનો શેલબર્નનો વિચાર નહોતો. રોકિંગહામના મરણ પછી નવા પ્રધાનમંડળનો એવો વિચાર થયો હતો કે વેપારના હકોમાં અથવા પ્રદેશની બક્ષિસમાં કંઇ પણ બદલો યુનાઇટેડ સ્ટેટ્સ પાસેથી લીધા વગર સ્વતંત્રતા કબુલ કરવી નહીં એવા ધોરણે સલાહ કરવાની ભાંજગડ ચલાવવી. આવો વિચાર હોવાથી મી. ફોક્ષના તરફના અને મી. ફોક્ષની વગથી નિમાયલા મી. ગ્રેનવિલને પારિસથી પાછો બોલાવી લેવામાં આવ્યો અને તેની જગો મી. ફિટ્ઝ હરબર્ટ નામના માણસને આપવામાં આવી. ફ્રાન્સ, સ્પેન અને હોલન્ડ સાથે ભાંજગડ કરવાનો અધિકાર તેને આપ્યો અને અમેરિકા સાથે ભાંજગડ કરવાનું કામ ઓસવોલ્ડના હાથમાં રહેવા દીધું. સલાહની ભાંજગડ કરવામાં ફ્રાંકિલન સાથે બેસવાને નિમાયલા અધિકારીઓમાંથી કોઇ હજી પારિસમાં આવ્યા નહોતા. આડમ્સ હોલન્ડમાં હતો અને મી. જે સ્પેનમાં હતો. મી. જે થોડા વખતમાં આવી પહોંચ્યો. ચોથો અધિકારી મી. લોરેન્સ ઇંગ્લાંડમાં કેદ હતો ત્યાંથી થોડા વખતપર તેને લોર્ડ કાર્નવાલિસના અદલાબદલામાં છોડવામાં આવ્યો હતો. સલાહની ભાંજગડ લગભગ પૂરી થવા આવી ત્યાં સુધી તે તેમાં કંઇ અગત્યનો ભાગ લઇ શક્યો નહોતો.

શું શું કરવું એ બાબત ઓસવોલ્ડને લોર્ડ શેલબર્ન તરફથી આગળથી સૂચનાઓ મળી હતી અને તેનું અધિકારપત્ર પાછળથી આવવાનું હતું. આ પહેલાંના ત્રણ માસમાં ફ્રાંકિલનનો અને તેનો ઘણીવાર મેળાપ થયો હતો, અને તેમને સલાહ કરવાની મુખ્ય મુખ્ય બાબતોપર વાતચીત થઇ ગઇ હતી. ભાંજગડ કરવાના ખાસ ઉદ્દેશથી હવે ઓસવોલ્ડે વાત કરવા માંડી. પોતાના અભિપ્રાય પ્રમાણે જે શરતો થવી જોઇએ તે ફ્રાંકિલને કાગળપર લખી તેને બતાવીને કહ્યું કે મારા સહાધિકારીઓની

સંમત્તિ વગર કંઇ પણ ચોક્કસ વાત મારાથી કહી શકાય નહીં પરંતુ મારા ધારવા પ્રમાણે આ પ્રમાણે શરતો હોવી જોઇએ. ફ્રાંકિલનની સુચનાઓમાં બે પ્રકારની શરતો હતી. એક પ્રકારની શરતોને તે અવસ્યની શરતો કહે છે અને બીજા પ્રકારની શરતોને ઇચ્છવાલાયક શરતો કહે છે, ઇંગ્લાંડની સરકાર હમેશને માટે ચાલે એવી સલાહ કરવા ઇચ્છતી હોય તો આ બન્ને પ્રકારની શરતો તેણે કબુલ કરવી જોઇએ

અવસ્યની શરતો નીચે મુજબ હતીઃ—૧ તેર સંસ્થાનોને સર્વ પ્રકારની પૂર્ણ સ્વતંત્રતા આપવી અને ત્યાંથી ઇંગ્લાંડે પોતાનું લસ્કર પાછું બોલાવી લેવું. ૨ સ્વતંત્ર સંસ્થાનોની અને ઇંગ્લાંડના તાબાનાં સંસ્થાનોની હદ નક્કી કરવી. ૩ અસલ પ્રમાણે કેનેડાની હદ નક્કી કરી ત્યાંજ રાખવી. ૪ ન્યુફાઉન્ડલેન્ડ અને બીજી જગાઓના કિનારાપર માછલાં અને વ્હેલ જાતની માછલીઓ પકડવાની છૂટ આપવી.

ઇચ્છવા લાયક શરતો આ પ્રમાણે હતી. ૧ શહેરો બાળી નાખ્યાથી જે જે માણસોનું નુકશાન થયું હોય તેમને નુકશાની આપવી. ૨ સંસ્થાનોને હેરાન કરવામાં ભૂલ કરી છે એમ પાર્લામેન્ટમાં ઠરાવ કરીને અથવા બીજી રીતે કબુલ કરવું. ૩ સંસ્થાનોના વહાણોને ગ્રેટબ્રિટન અને આયરલાંડમાં વેપાર સંબંધી બ્રિટિશ વહાણોના જેવા અને જેટલા હકો આપવા. ૪ આખું કેનેડા પાછું આપી દેવું. ઇચ્છવા લાયક શરતો કબુલ કરવી કે નહીં એ ઇંગ્લાંડની મરજીની વાત હતી. પરંતુ ફ્રાંકિલને એવો અભિપ્રાય બતાવ્યો કે એ શરતો કબુલ કર્યા વગર યુનાઇટેડ સંસ્થાનોની રૈયતના મનનું સમાધાન થશે નહીં.

ફ્રાંકિલન અને ઓસવોલ્ડ વચ્ચે વાદવિવાદ શરૂ થયો ત્યારથી ત્રણ માસ શરૂઆતની બાબતો નક્કી કરવામાં જતા રહ્યા. ભાંજગડીઆઓએ મુખ્ય ત્રણ બાબતો નક્કી કરવાની હતી—સ્વતંત્રતા, હદ અને માછલાં પકડવાનો હક. સ્વતંત્રતા કબુલ કરવા વિષે કંઇ વાંધો રહ્યો નહોતો. હદો નક્કી કરવાની બાબત ગુંચવણ ભરેલી હતી. ઘણી તકરારો ચલાવી નકશા અને પૂરાવા જોઇ આખરે હદોનો સવાલ પણ સંતોષકારક રીતે નક્કી કરવામાં આવ્યો. ભાંજગડ લગભગ પૂરી થવા આવી હતી એટલામાં વધારે લાભકારક શરતો કઢાવી લેવાના ઇરાદાથી, ઇંગ્લાંડે હદ મુકરર કરવાનો સવાલ ફરીથી ઉઘાડયો. લડાઇના વખતમાં તેર સંસ્થાનોમાંથી રાજાના પક્ષના લોકોને દેશનિકાલ કરી તેમની માલમિલકત જપ્ત કરવામાં આવી

હતી. આ લોકોને નુકશાની અપાવવાની શરત અમેરિકા પાસે કબુલ કરાવવાનો ઇંગ્લાંડનો ઉદ્દેશ હતો. જો આ શરત કબુલ રાખવામાં આવે નહીં તો તેના બદલામાં માછલાં પકડવાનો હક રાખી લેવાનો ઇંગ્લાંડનો વિચાર હતો. રાજાના પક્ષના લોકોને માટે કંઇપણ કરવાની યુનાઇટેડસ્ટેટ્સનો વકીલોએ આશા આપી નહીં. તેઓએ એવી દલીલ બતાવી કે રાજાના પક્ષના લોકોની માલમિલકત સંસ્થાએ લઇ લીધી છે તે પાછી આપવી કે નહીં તે પ્રત્યેક સંસ્થાનની મુનસફીની વાત છે. એ બાબતમાં વચ્ચે પડવાને કોંગ્રેસને કે તેના વકીલોને અધિકાર નથી. કોલકરારમાં આવી શરત દાખલ કરાવીએ તોપણ તે સંસ્થાનોને બંધનકારક થશે નહીં. વળી એ લોકોને નુકશાની આપવી એ કંઇ ન્યાયની વાત નથી. લડાઇનું મૂળ એ લોકો છે; ગામો બળાવવામાં એ અગ્રેસર હતા. પોતાના દેશને છોડીને એ લોકોએ દેશના શત્રુ સાથે મિત્રતા બાંધી હતી. જો કોઇની પાસે નુકશાની માગવાનો તેમને હક હોય તો તેમણે કરેલા મિત્ર પાસે છે. જો એમને નુકશાન અપાવવું હોય તો ગામો વગેરે બાળી તેમણે કરેલું રૈયતનું નુકશાન પણ અપાવો. બન્નેનો હિસાબ કરાવો ને વજાવટ કરતાં જેનું લેહેણું નીકળે તે અપાવો.

આ સૂચના ઇંગ્લાંડના વકીલોને પસંદ પડી નહીં. તેમણે કહ્યું કે રાજાના પક્ષવાળાને નુકશાની અપાવવાનું કબુલ કરતાં ન હોતો, પ્રધાનોને પુછ્યા વગર અમારાથી આગળ ચાલી શકાય નહીં. આ વખતે ફ્રાંક્લિને એક નવી શરત એ આણી કે લડાઇ કરવાનું ઉઘાડી રીતે જાહેર કરતા પહેલાં ઇંગ્લાંડે અમારાં વહાણો લૂટી લીધાં છે તેનો હિસાબ કરી તેથી થએલી નુકશાનીની રકમ ઇંગ્લાંડે આપવી જોઇએ; તેણે ઓસવોલ્ડને કહ્યું કે પ્રધાનોના વિચાર સારૂ આ શરત પણ તેમના તરફ મોકલાવજો.

ફ્રાંક્લિને આ શરત આગળ મૂકી ત્યારે ઇંગ્લાંડના વકીલો જરા નરમ પડ્યા. પ્રધાનોનો અભિપ્રાય લેવા સંબંધી બોલવાનું તેઓએ હવે બંધ કર્યું. ખરૂં જોતાં પ્રધાનોનો અભિપ્રાય લેવાની તેમને કંઇ જરૂર નહોતી. તેમની નજરમાં આવે તેવી શરતો નક્કી કરવાને તેમને અધિકાર મળેલો હતો. આખરે એવું નક્કી થયું કે રાજાના પક્ષના લોકોને નુકશાની આપવા સંસ્થાનોને કોંગ્રેસે ભલામણ કરવી, પરંતુ તેની સાથે એવું પણ જાહેર કરવામાં આવ્યું કે આ ભલામણ સંસ્થાનો માનશે એમ આશા રાખી શકાતી નથી. બીજી એ શરત નક્કી થઇ કે લડાઇની પહેલાં ધીરેલું કરજ વસુલ લેવાને બેમાંથી કોઇ દેશે કાયદાની હરકત નાખવી નહીં. આ બે

છેવટની શરતો કંઇ મહત્વની નહોતી, તોપણ બ્રિટિશ શાહુકારો અને રાજાના પક્ષવાળાઓને થયેલા નુકસાન બદલ બદલો આપવાને ઇંગ્લાંડના વકીલો તે અગત્યની ગણતા હતા.

ફ્રાંકલિને સૂચના કરેલી વેપાર સંબંધીની શરત હાલની ભાંજગડમાં આણવામાં આવી નહોતી. હાલની ભાંજગડ માત્ર સલાહ થવાને અવશ્યની શરતો પૂરતી હતી. વેપાર સબંધી કોલકરાર પાછળથી કરવાનું ઠરાવ્યું હતું. આખરે ભાંજગડ એવી રીતે પૂરી થઇ કે અમેરિકન વકીલોએ આગળ મૂકેલાં માગણાંમાં જે જે અવશ્ય જરૂરનાં હતાં તે તે મંજુર રહ્યાં. સલાહની શરતોનો ખરડો નક્કી થયો અને તે પર ૧૭૮૨ ની ૩૦ મી નવેમ્બરે વકીલોની સહીઓ થઇ. કોંગ્રેસે એ ખરડો પસંદ કર્યો અને મંજુર રાખ્યો. લોકોના જાણવામાં તે આવ્યો ત્યારે સૌ તેથી ખુશ થયેલા જણાયા અને આ પ્રમાણે ફ્રાંકલિન અને તેના સહાધિકારીઓની ભાંજગડ કરવાની મહેનત સફળ થઇ.

---

## પ્રકરણ ૩૧ મું.

### અમેરિકા પાછા જવું.

### ૧૭૮૨ થી ૧૭૮૪.

ફ્રાન્સ દરબારને ખબર આપ્યા વગર સલાહની શરતો નક્કી કરી—તેનાં કારણ—વહેમ—હદો મુકરર કરવા સબંધી અને માછલાં મારવાના હક સબંધી ફ્રાંકલિન વિષે ખોટી અફવા—દેવું પતાવવાનો ઠરાવ—સ્વિડન સાથે કોલકરાર—ઇંગ્લાંડ સાથે છેવટનું તહનામું મંજુર થયું—ફ્રાંકલિનનો બોધ—પ્રાણ વિનિમયના ખરાપણાની શોધ કરવાની કમિટીમાં નિમાયો—અમેરિકા પાછા જવાની અરજ કોંગ્રેસે સ્વિકારી—તેની જગો જાફરસનને આપી—પ્રુશિયા સાથે કોલકરાર—ઘેર જવાની ફ્રાંકલિનની તૈયારી—પેસેથી હાર્વડી ગ્રેસ સુધીની મુસાફરી—સાઉધામ્ટનથી ઉપડી ફિલાડેલ્ફિયા આવવું—મુસાફરીમાં લખેલા નિબંધ—માનપત્રે.

---

અમેરિકન વકીલોએ ઇંગ્લાંડ સાથે સલાહના કોલકરાર નક્કી કર્યા તેમાં વાજબ જેવું એ હતું કે તેમ કરવામાં ફ્રાન્સ દરબારની સલાહ

બીલકુલ લેવામાં આવી નહોતી. ફ્રાન્સની સંમત્તિ વગર સલાહ નહીં કરવાને ફ્રાન્સ સાથે યુનાઇટેડસ્ટેટ્સ બંધાયાં હતાં. વળી કેંગ્રેસે વકીલોને સ્પષ્ટ સુચના આપી હતી કે આપણા ઉદાર મિત્ર ફ્રાન્સના રાજાના પ્રધાનોને ખુલ્લા મનથી દરેક બાબતની ખબર આપવી અને તેમની સંમત્તિ વગર સલાહ કરવાની ભાંજગડમાં કંઇ નક્કી કરવું નહીં." વકીલોએ નક્કી કરેલી શરતો આખરને માટે મંજુર થઇ સલાહનું તહ થયું નહોતું, તોપણ એ શરતોને ધોરણે છેવટનું તહ થવાનું હતું તેથી એ બાબત તેનણે ફ્રાન્સની સંમત્તિ લેવી જોઇતી હતી. અમેરિકા સબંધના કોલકરારની શરતો નક્કી કરી સહીઓ કરવામાં આવી તે વખતે ફ્રાન્સ અને બીજા યૂરોપિયન દેશો સાથે ચાલતી ભાંજગડમાં કંઇ ઠરે ત્યાં સુધી વાટ જોવાની અમેરિકન વકીલોની ફરજ હતી. પણ તેમ ન કરતાં, ફ્રાન્સને પુછ્યા વગર તેઓએ શરતો નક્કી કરી એટલુંજ નહીં પણ યુનાઇટેડસ્ટેટ્સની દક્ષિણ તરફની હદ ઠરાવવા બાબતની શરત તો ફ્રાન્સથી છાની રાખવાનું ઠરાવ્યું હતું.

અમેરિકન વકીલોની આ વર્તણુકથી કાઉન્ટ ડી વરગેનને ખોટું લાગ્યું. અને સલાહની શરતોપર વગર પુછ્યે સહી કર્યાની વાત તેના જાણવામાં આવી ત્યારે તો તેને ગુસ્સો આવ્યો. અમેરિકન વકીલોએ ભેગા મળી તેના મનનું સમાધાન કરવા કંઇ ખુલાસો કર્યો નહીં પણ આ કામ ડાક્તર ફ્રાંકિલનને માથે નાખ્યું. ડાક્તર ફ્રાંક્લિને ફ્રાન્સ દરબારનો ગુસ્સો નરમ પાડવાને પોતાનાથી બનતી તજવીજ કરી. નક્કી કરેલી શરતોમાં ફ્રાન્સને કંઇ વાંધો કાઢવા જેવું નહોતું. માત્ર વગર પુછ્યે કર્યું તેથી લાગણીની બાબત રહી હતી એટલે તેમના મનનું સંપૂર્ણ સમાધાન કરી શકાય એ શક્ય નહોતું.

અમેરિકન વકીલોએ ફ્રાન્સથી છૂપી રીતે શરતો નક્કી કરી તેનું કારણ એટલુંજ હતું કે તેમને ફ્રાન્સ વિષે કંઇ વહેમ આવ્યો હતો. તેમના સમજવામાં એમ આવ્યું હતું કે ફ્રાન્સ લડાઇથી કંટાળ્યું છે, અને ગમે તે શરતોથી ઈંગ્લાંડ સાથે સલાહ કરાવી દેવાને ઇચ્છે છે. કાઇન્ટ ડી વરગેન અને ફિલાડેલ્ફિયાનો ફ્રેન્ચ એલચી હતો અને માછલાં પકડવાના હક સબંધી અમેરિકનોનાં માગણાંમાં મધ્યમતા રાખવાની અમેરિકનોને સલાહ આપતા હતા. વળી રાજાના પક્ષના લોકોને નુકશાની આપવાનું કબુલ કરવાને તેમણે સલાહ આપી હતી. અમેરિકા સાથે સંતોષકારક સલાહ થાય ત્યાં સુધી લડાઇ ચલાવવાને ફ્રાન્સ બંધાયું હતું. સલાહની શરતો નક્કી કરવામાં અમેરિકા

મોટાં મોટાં માગણાં કરે તો તે ઈંગ્લાંડ કબુલ રાખે નહીં અને લડાઈનો છેડો આવે નહીં એવા વિચારથી ગમે તે રીતે સલાહ કરાવી દેવાને ફ્રાન્સ ઇચ્છે છે એમ અમેરિકન વકીલોના મનમાં વહેમ ભરાયો હતો. આ વહેમને ટેકો મળવાનું કારણ એ થયું કે ભાંજગડ ચાલતી હતી એ અરસામાં કાઉન્ટ ડી વરગેનનો ચીટનીસ એમ. ડી. રેનીવલ, બે ત્રણ વખત લંડન જઇ આવ્યો હતો. મી. જેને આ પરથી વધારે વહેમ પડયો કે ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે અમેરિકા વિરૂદ્ધ કંઇ ખટપટ ચાલી રહી છે. આ વહેમ આધાર વગરનો હતો. એમ. ડી. રેનીવલ સ્પેન સાથે કરવાના લહનામા સબધી ખુલાસા લેવા ઈંગ્લાંડ ગયો હતો. અમેરિકા સબંધી બાબતોમાં વાતચીત કરવાને તેને સ્પષ્ટ મનાઇ કરવામાં આવી હતી.

અમેરિકન વકીલો ફ્રાન્સ ઉપર વહેમાયા છે એમ ઇંગ્લાંડના વકીલોના જાણવામાં આવ્યું ત્યારે તેમણે એ તકનો લાભ લઇ, અમેરિકા અને ફ્રાન્સ વચ્ચે તુટ કરાવવાનો લાગ સાધવા માંડયો. માછલાં પકડવાના હક સબંધી ફિલાડેલ્ફિયાના ફ્રેન્ચ એલચીના ચીટનીસે લખેલા એક પત્રમાં અમેરિકનોના હક કંઇ નથી એમ તેણે લખ્યું હતું. આ પત્ર ઇંગ્લાંડના વકીલોએ મેળવી અમેરિકન વકીલોને બતાવ્યો. આ પત્ર સરકારી રીતે લખેલો નહોતો. માત્ર ચીટનીસના ખાનગી વિચાર તેમાં દર્શાવેલા હતા તોપણ તે વખતની લાગણીમાં અમેરિકન વકીલોના મનપર તેથી કંઇ અસર થઇ અને વહેમ વધ્યો.

અમેરિકન વકીલોએ ફ્રાન્સને ખબર આપ્યા વગર કોલકરારની શરતો કરી તેનું કારણ ઉપર પ્રમાણેની આસપાસની હકીકતપરથી તેમના મનમાં ઉત્પન્ન થએલો વહેમ હતો. પરન્તુ વાસ્તવિક જોતાં ફ્રાન્સપર આવો વહેમ રાખવાનું કંઇ કારણ નહોતું. પહેલેથી તે આખર સુધી ફ્રાન્સ દરબારે અમેરિકા સાથે કરેલા કોલકરાર પ્રમાણિકપણે પાળ્યા હતા.

સલાહના કોલકરારની શરતો નક્કી થયા પછી થોડા વખતમાં અમેરિકામાં એવી ગપ ચાલી હતી કે દાકતર ફ્રાંકિલન હદ અને માછલાં પકડવાના હક સબંધી કંઇ આગ્રહ રાખતો નથી, અને આ હકો છોડી દઇને તે સલાહ કરવાની ખુશી બતાવે છે. આ ગપની ખબર બોસ્ટનના દાક્તર કુપરે ફ્રાંકિલનને આપી અને તેણે જણાવ્યું કે એથી તમારૂં નામ હલકુ પડે છે. હદ નક્કી કરવાની અને માછલાં મારવાની બાબતો ફ્રાંકિલને અવશ્યની શરતોમાં મૂકી હતી અને ભાંજગડમાં શરૂઆતથી તે આ-

પર સુધી તેની વકીલાત કરી હતી તેથી આ ગપની વાત સાંભળીને એને ઘણું માઠું લાગ્યું. દાક્તર કુપરના પત્રનો ઉતારો સામેલ રાખીને ફ્રાંક્લિને બીજા વકીલોને તરતજ આ બાબતપર પત્ર લખ્યો કે "કોલકરારની શરતો નક્કી કરાવવાના માનમાં મારા સહાધિકારીઓને તેમના મિત્રો જે ભાગ આપે તે વિષે મારો કંઇ વાંધો નથી. પણ મારી જીંદગીના પચાસ વરસ ભરોંસાના સરકારી હુદ્દાઓનાં કામ કર્યા પછી મારે હવે એટલોજ લોભ બાકી રહ્યો છે કે મારી ઘોરમાં જતાં સુધી પ્રમાણિકપણાની મારી છાપ ખોવી નહીં. તેટલા માટે મારા ઉપર મૂકાયલા રાજ્યદ્રોહના આરોપનો રદીઓ આપ્યા વગર મારાથી બેસી રહેવાતું નથી. આ કામમાં હું કેવી રીતે વર્ત્યો છું તેના તમે સાક્ષી છો. તમને અને મારા બીજા સહાધિકારીઓને આ પત્ર મોકલી હું ઇનસાફ માગું છું. મારી ખાત્રી છે કે મારા ઉપર મૂકાયલા આરોપની અસર નાબુદ થાય એવા દાખલા આપી તમે મને વેળાસર ઇનસાફ આપશો." મી. જેએ જવાબ આપ્યો કે "કોલકરારમાં હદ અને માછલાં મારવા સબંધી જે હક આપણને મળ્યા છે તે મેળવવા વિરૂદ્ધ તમે હતા એમ માનવાને મને કંઇ કારણ નથી. ભાંજગડની દરમિયાન આ બન્ને બાબતોની તમે સારી હિમાયત કરી હતી અને મારા અભિપ્રાય પ્રમાણે એ હકો મેળવવામાં તમારી જ મદદ હતી."

સલાહના કોલકરારની ભાંજગડ ચાલતી હતી તે દરમિયાન ૧૬ મી જુલાઇએ ફ્રાંક્લિને, ફ્રાન્સ પાસેથી યુનાઇટેડસ્ટેટ્સે ઉપાડેલી રકમોનો હિસાબ કરી તે અદા કરવાનો કરાર નક્કી કર્યો. ત્રીસ લાખ લિવર મિત્રાચારી થતા પહેલાં અને સાઠ લાખ લિવર મિત્રાચારી થયા પછી ફ્રાન્સે આપ્યા હતા તે બક્ષીસ તરિકે ગણતાં બાકી એક કરોડ એંસી લાખ લિવર કરજ તરિકે લીધેલા નીકળ્યા. આ કરજની રકમ પાંચ ટકાના બ્યાજ સાથે ૧૭૮૮ ના જાનેવારીની પહેલી તારીખે પાછી આપવાની હતી. આટલી મોટી રકમ એકી વખતે આપવાનું યુનાઇટેડસ્ટેટ્સથી બની શકે નહીં એમ હોવાથી, દર વરસે ૧૫ લાખ લિવર પ્રમાણે બાર હપ્તાથી એ રકમ લેવા ફ્રાન્સના રાજાએ કબુલ કર્યું. ઇંગ્લાંડ સાથે સલાહ થાય ત્યાર પછી ત્રણ વરસે પહેલો હપ્તો શરૂ કરવાનું ઠરાવવામાં આવ્યું. સલાહ થતા પહેલાં બ્યાજની જે રકમ થાય તે છોડી દેવાને પણ ફ્રાન્સના રાજાએ ઉદારતાથી કબુલ કર્યું. આ ગોઠવણ યુનાઇટેડસ્ટેટ્સને ઘણી લાભકારક અને સવડ ભરેલી હતી. એ ગોઠવણ કરાવવાનું માન દાક્તર ફ્રાંક્લિનને ઘરે છે.

સલાહના કોલકરારપર સહીઓ થઇ તે પહેલાં થોડા માસપર પારિસ ખાતેનો સ્વિડનનો એલચી કાઉન્ટ ડી ક્રુઝ ફ્રાંકિલનને મળવા આવ્યો અને કહ્યું કે અમારા રાજા કોંગ્રેસ સાથે મિત્રાચારી બાંધવા તૈયાર છે અને તેની ગોઠવણ કરવાનો મને અધિકાર આપ્યો છે. ગ્રેટબ્રિટને સંસ્થાનોની સ્વતંત્રતા કબુલ કરી તે પહેલાં પોતાની મેળે સંસ્થાનો સાથે મિત્રાચારી બાંધવાની ઇચ્છા દેખાડવામાં સ્વિડન પહેલું હતું. કાઉન્ટ ડી ક્રુઝે કહેલી વાત ફ્રાંકિલને કોંગ્રેસને જણાવી અને કોંગ્રેસે તે પસંદ કરી, સ્વિડન સાથે કોલકરાર નક્કી કરવા ફ્રાંકિલનને અધિકાર આપ્યો. થોડા માસમાં કોલકરાર નક્કી કરી પારિસમાં તે પર કાઉન્ટ ડી ક્રુઝે અને ફ્રાંકિલને સહીઓ કરી.

સલાહ કરવાને જે શરતો વકીલોએ નક્કી કરી હતી તે ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં પસંદ આવી નહીં, અને તે પર ખૂબ તકરારો ચાલી, આખરે લોર્ડ શેલબર્નને રાજીનામું આપવાનો પ્રસંગ આવ્યો. શેલબર્ન પછી જે પ્રધાનમંડળ અધિકારમાં આવ્યું તેમણે શરતોમાં ફેરફાર કરાવી ઇંગ્લાંડની પ્રજાને રૂચે એવી છેવટની સલાહ કરવાનો વિચાર રાખ્યો હતો. વેપાર સબંધી અરસપરસ છૂટ આપવાને કેટલીએક નવી શરતો બતાવવામાં આવી હતી, પરંતુ તે બન્ને પક્ષ કબુલ રાખે એવી રીતે નક્કી થઇ શકી નહીં. છેવટ પ્રથમની ભાંજગડમાં નક્કી થએલી શરતો પ્રમાણે તહનામું લખાયું અને તેપર ૧૭૮૩ના સપ્ટેમ્બરની ૩જીએ સહીઓ થઇ. તેજ દિવસે ઇંગ્લાંડ, ફ્રાન્સ અને સ્પેન વચ્ચે નક્કી થએલી શરતો પ્રમાણે બીજું તહનામું લખાયું અને સહીઓ થઇ. તહનામાં બન્ને દેશની સરકારે મજુર રાખ્યાં અને આ પ્રમાણે અમેરિકામાં થએલી ઉથલ પાથલનું છેવટ આવ્યું અને યુનાઇટેડ સંસ્થાનો ઇંગ્લાંડથી સ્વતંત્ર થયાં. આ પ્રસંગે ફ્રાંકિલને તેના મિત્ર ચાર્લસ ટોમ્સનને લખેલો પત્ર તેના દેશી ભાઇઓએ હમેશ યાદ રાખવા જેવો છે.

"ઇશ્વરનો આભાર માનો કે જે મોટા અને જોખમ ભરેલા ઝગડામાં આપણે પડયા હતા તેનો આ પ્રમાણે લાભકારક નિવેડો આવ્યો છે. હું ધારતો નહોતો કે આ વખત આવતા સુધી હું જીવીશ. શાન્તિનાં થોડાં વરસનો આપણે સારો ઉપયોગ કરીશું તો આપણું કૌવત પાછું આવશે અને વધશે. આપણી આગળપરની સહીસલામતી આપણા સંપ અને સદ્ગુણપર આધાર રાખે છે. ગ્રેટબ્રિટને જે ખોયું છે તે પાછું મેળવવાને લાંબા

વખત સુધી ને તકની વાટ જોશે જો તહનામાની શરતો પ્રમાણિકપણે પાળે એવો આપણો દેશ છે એમ દુનિયાની આપણે ખાત્રી કરીશું નહીં; જો આપણું દેવું આપવામાં આપણે ગેરકાળજી કરીશું; જેમણે આપણી સાથે મિત્રાચારી રાખી આપણને મદદ કરી છે તેમને જો આપણે કૃતઘ્ન થઇ શું તો આપણી સાખ અને સાખ ની મળતું કૌવત જતાં રહેશે અને આપણાપર ફરીથી તરાપ મારવાને દુશ્મનોને ઉત્તેજન મળશે; માટે આપણે સાવધ રહેવું જોઇએ, અને આપણે સહીસલામત છીએ એવા ભૂલાવામાં પડી મોજમજામાં પૈસા ઉડાવી ગરીબ અને નબળા થવું જોઇએ નહીં. અંદર અંદરના કજીયા અને મતભેદથી આપણે લડી મરવું ન જોઇએ; સરકારી દેવું આપવામાં આપણે પછાત રહીએ અને ખાનગી દેવું વધારીએ એવું શરમભરેલું કામ થવું જોઇએ નહીં, લશ્કરી કવાયત અને કેળવણી લેવામાં આપણે પછાત રહેવું ન જોઇએ; જરૂર પડે ત્યારે તરત ઉપયોગમાં આવે એવાં લડાઇનાં હથિયાર જથાબંધ સંગ્રહ કરવામાં આપણે પાછળ પડવું ન જોઇએ કારણ કે આ પ્રમાણે થવાથી દુશ્મનને હિમ્મત આવે છે અને મિત્રોની હિમ્મત જતી રહે છે. વળી લડાઇ કરવાનો પ્રસંગ આવે નહીં એવી તૈયારીઓ કરવામાં જે ખરચ થાય તે લડાઇ ચલાવવામાં જે ખરચ થાય તેના કરતાં હમેશ ઓછું થાય છે."

આ વખતે ફ્રાન્સમાં "પ્રાણવિનિમય" * ના ચમત્કાર તરફ લોકોનું ધ્યાન એટલું બધું ખેંચાયું હતું કે તેના ખરાખોટાપણા વિષે શાસ્ત્રીય રીતે તપાસ કરાવવાનું સરકારને યોગ્ય લાગ્યું. મેસ્મરનો ચેલો અને ભાગીઓ ગેલ્સન પોતાના પ્રયોગોથી લોકોનાં ટોળેટોળાં ભેગાં કરતો હતો અને તેમને ચમત્કાર દેખાડી પૈસા કમાતો હતો. 'રોયલ એકેડેમી' અને 'ફેકલ્ટી ઓફ મેડિસીન' એ નામની બે વિદ્વાનોની સભાઓમાંથી સરકારે નવ જણની કમિટી નિમી અને આ બાબત તપાસ કરવાને તેમને હુકમ આપ્યો. આ કમિટીના અધ્યક્ષનું સ્થાન ફ્રેંકલિનને આપ્યું હતું. ૧૭૮૪ ના માર્ચથી ઓગષ્ટ સુધી કમિટીએ આ બાબત તપાસ કરી જોઇ. તેમના સમક્ષ ઘણા પ્રયોગો કરવામાં આવ્યા ને ચમત્કાર ઉપજાવે એવા બધા દાખલા તેમને બતાવવામાં આવ્યા. દાક્તર ફ્રેંકલનપર પ્રયોગ કરી જોયો પણ કંઇ અસર થઇ નહીં. પોતાની વાત ખરી કરી જોવાને ગેલ્સનને બરાબર તક આપવામાં આવી હતી. ઘણા વખત સુધી ધીરજ અને મહે-

* Animal Magnatism.

નતથી તપાસ કરી કમિટીએ રિપોર્ટ કર્યો કે "પ્રાણુવિનિમય" જેવી ભિન્ન શક્તિ હોવાનો અમારા આગળ પૂરાવો થયો નથી. જે અસર થતી બતાવવામાં આવે છે તે નબળા માણસની કલ્પનાશક્તિથી થઇ શકે એવી છે એમ અમને લાગે છે."

તપાસ શરૂ થઇ તે પહેલાં દાક્તર ફ્રાંકિલને એમ. ડી. લા. કોન્ડમિનને લખ્યું હતું કે લોકવાયકાએ ચઢેલા "પ્રાણુવિનિમય" ના સબંધમાં મારે કહેવાનું કે તેની કંઇ અસર મારાપર થાય અથવા હું જોઇ શકું ત્યાં સુધી તેની હૈયાતી વિષે મારા મનમાં વહેમ રહે છે. એવી મટેલાં દરદના દાખલા હજી મારા જોવામાં આવ્યા નથી. ઘણાં દરદ એવાં હોય છે કે જે પોતાની મેળે મટી જાય છે અને આવે પ્રસંગે માણસ પોતે છેતરાય છે અને બીજાને છેતરે છે. મારા લાંબા આયુષ્યમાં મેં ઘણા ઉપાય જોયા છે. અને તેથી બધાં દરદ મટાડવાના કામમા આ નવા ઉપાયને માટે જે મોટી મોટી આશાઓ રાખવામાં આવી છે તે આખરે ખોટી ઠરશે એમ મારા અનુભવથી મને લાગે છે. તોપણ જ્યાંસુધી આ ભ્રાન્તિ ચાલશે ત્યાં સુધી તેથી ફાયદો જ થશે. દરેક મોટા અને પૈસાદાર શહેરમાં કેટલાએક લોક એવા હોય છે કે જેઓ હમેશ માંદા રહે છે. તેઓ દવા લેવાના એટલા બધા શોખીન હોય છે કે દવાથીજ તેમનું શરીર બગડે છે માત્ર વૈદ્યની આંગળીથી અથવા તેમની સામે ધરી રાખેલા લોઢાના સળીઆથી દરદ મટે છે એમ આ લોકોના માનવામાં આવે અને તેઓ દવા લેતા બંધ થાય તો કદાચ તેમને ફાયદો થવાનો સંભવ છે. પણ આ ફાયદો શા કારણથી થયો એ બાબત તેઓ ભુલાવામાં રહેવાના."

મી. જે અમેરિકા પાછો જવાથી તેની જગોએ મી. જાફરસનની નિમણુંક થઇ હતી. યૂરોપના મુખ્ય મુખ્ય દેશો સાથે મિત્રાચારીના કોલકરાર કરવાને ફ્રાંકિલન, આડમ્સ, અને જાફરસન એમને કોંગ્રેસે નવીન અધિકારપત્ર આપ્યું. ત્રણે જણે મળીને પારિસના દરબારમાં જે પરદેશી એલચી હાજર હતા તેમને પત્ર લખી કોંગ્રેસની ઇચ્છા જણાવી. પ્રુશિયા ડેન્માર્ક, પોર્ટુગલ અને ટસ્કનીએ કોલકરાર કરવાની વાત પસંદ કરી અને શરતો નક્કી કરવાને પોતપોતાના એલચીઓને અધિકાર આપ્યો; પરંતુ પ્રુશિયા શિવાય બીજા દેશો સાથે છેવટ કરાર નક્કી થયા નહીં તોપણ તેઓએ યુનાઇટેડસ્ટેટ્સ સાથે મિત્રાચારી દેખાડી, બીજા દેશોનાં વહાણની પેઠે એ દેશનાં વહાણોને પણ પોતાના બંદરોમાં આવજા કરવાની છૂટ આપી.

ઈંગ્લાંડ સાથે તહનામું થયા પછી ફ્રાંકિલનપર કુલ અખત્યારી એલચી તરિકે કામનો બોજો ઓછો થયો હતો, પરંતુ પત્રવ્યવહાર ચલાવવા સબંધીનો બોજો જેવોને તેવોજ ભારે રહ્યો હતો. લડાઈના વખતમાં અમેરિકન લશ્કરમાં રહેલા ફ્રેન્ચ અમલદારોનાં સગાંસાગવાં તેમના વિષેની ખબરઅંતર હમેશ ફ્રાંકિલનને પુછાવતા. રાજકિય બાબતો સબધી અને શાસ્ત્રીય બાબતો સબંધી જુદા જુદા લેખકો પોતાનાં લખાણુ તેના તરફ મોકલી અભિપ્રાય મંગાવતા; અમેરિકામાં વસવા જવા ઇચ્છનાર લોકો યૂરોપના સર્વ દેશમાંથી તેની સલાહ પુછતા. અને એ દેશમાં જવાથી શા ફાયદા છે, કયા સંસ્થાનમાં જવું વધારે ફાયદાકારક છે, કયો ધંધો વધારે સારી રીતે ત્યાં કરી શકાય એવો છે વગેરે હજારો બાબતો સબંધી પડપુછ કરતા. દરેક માણુસને જુદો જુદો જવાબ આપવાની માથાકુટ પડે નહીં અને અમેરિકા વિષે સૌને માહિતી થાય એટલા માટે ફ્રાંકિલને "અમેરિકા વસવા જવા ઇચ્છનારાઓ માટે માહિતી" એ નામનું એક નાનકડું પુસ્તક લખીને છપાવ્યું અને તેની લહાણી કરી. એ પુસ્તકનાં જર્મન અને બીજી ભાષાઓમાં ભાષાન્તર થયાં. કેટલાએક લોકો નજીવી અને હસવા લાયક બાબતોપર તેને પત્ર લખી ત્રાસ આપતા. એક વર્તમાનપત્રમાં એવી ખબર છપાઇ હતી કે દાક્તર ફ્રાંકિલન પાસે જલંધરનો રામબાણ ઉપાય છે. તરતજ આ વાત આખા દેશમાં પ્રસરી અને ફ્રાંકિલનપર એ દવા જાણુવાને ઉત્સુકો તરફથી સેંકડો પત્રો આવવા લાગ્યા.

મસાચ્યુસેટ સંસ્થાનના નોરફોક પ્રગણામાં ૧૭૭૮ માં એક નવું ગામ સ્થાપન થવાથી તેનુ નામ ફ્રાંકિલન પાડવામાં આવ્યું હતું. આ સાલ પછી ફ્રાંકિલનનું નામ ઘણાં ગામ, સ્થળો ને જગાઓને આપવામાં આવ્યું હતું. તેર સંસ્થાનોમાં હાલ એકે સંસ્થાન એવું નથી કે જેમાં ફ્રાંકિલન નામનું એક પણુ ગામ હોય નહીં. ઓહિઓમાં ૧૯ ગામ છે. ફ્રાંકિલન નામનાં વીસ પ્રગણાં છે. યુનાઇટેડસ્ટેટ્સના નકશામાં ફ્રાંકિલન નામ ૧૨૬ વાર આવે છે.

અમેરિકા જઇ બાકીનું આયુષ્ય પોતાના કુટુંબ સાથે ગાળવાની ઇચ્છા ફ્રાંકિલનને એટલી બધી હતી કે કામમાંથી મુક્ત કરવાને કોંગ્રેસને વારંવાર તે અરજ કરતો. તેની નોકરી વગર ચાલી શકે એવું નથી એમ કોંગ્રેસને લાગવાથી આ અરજ અત્યાર સુધી સ્વીકારવામાં આવી નહોતી. પહેલાં તેનો વિચાર પારિસમાંજ રહેવાનો હતો, પછી ઇટાલી અને જર્મ-

નીમાં મુસાફરી કરવા જવાનો વિચાર કર્યો હતો. પરંતુ તેના રોગથી અને ઘડપણની નબળાઇથી તે એવો અશક્ત થઇ ગયો હતો કે બધા વિચાર પડતા મૂકી આખરે તેણે અમેરિકા જવાનો વિચાર કર્યો.

આખરે કોંગ્રેસે ફ્રાંક્લિનની અરજ સ્વીકારી. ૧૭૮૫ ના માર્ચની ૭ મીએ "ઓનરેબલ બેન્જામિન ફ્રાંક્લિન"ને અમેરિકા પાછા આવવાની પરવાનગી આપવાનો ઠરાવ થયો. અને ૧૦ મી માર્ચે તેની જગોએ ટોમસ જાફરસનની નિમણુંક થઇ.

ફ્રાંક્લિનને ફ્રાન્સમાં સાડા આઠ વરસ ગુજાર્યા હતાં. એ મુદતમાં ઘણાં અગત્યનાં રાજ્યદરબારી કામો કરવામાં તે રોકાયો હતો. સ્વતંત્રતાના વીર તરિકે તે બધે પંકાયો હતો. તત્વવેત્તા અને પ્રજ્ઞ પુરૂષ તરિકે આખા યૂરોપમાં તે માન પામ્યો હતો. વિદ્વાન વર્ગમાં એના જેવું માન કોઇને મળ્યું નથી. મિત્રોમાં એના જેટલી ચહાયના બીજા કોઇપર ભાગ્યેજ રખાઇ હશે. તેને જવાનો વખત આવ્યો જાણી સૌ દિલગીર થવા લાગ્યા, ને છેલ્લી વારની તેની ભેટ લઇ તેના પ્રત્યે માન અને હેતની લાગણી દર્શાવવા લાગ્યા. ફ્રાન્સના દરબારીઓ તેના વખાણ ગાવા લાગ્યા. કાઉન્ટ ડી વરગેને જણાવ્યું કે "રાજા સાહેબ તમારા પ્રત્યે ઘણું માન ધરાવે છે અને તમારા દેશની ઉમદા સેવા તમે બજાવી છે તેના બદલામાં તમારી યોગ્ય બુજ થશે એમ આશા રાખે છે. હું આશા રાખુ છું કે આપ મને ભૂલી નહીં જાઓ અને ખચીત માનશો કે હું ખરા દિલથી તમે સુખી રહો એમ ઇચ્છું છું." નૌકાસેના ખાતાના પ્રધાને ફ્રાંક્લિનને લખ્યું કે "મને થોડા કલાકપરજ ખબર પડી છે કે તમે ઉપડવાની તૈયારીમાં છો-જો આગળથી મને ખબર પડી હોત તો સરકારી વહાણ તમને પહોચાડવાને ખાસ રીતે મોકલાવવાની ગોઠવણ કરવાને રાજાને હું ભલામણ કરત અને એવી રીતે તમને તમારે દેશ પહોંચાડત કે ફ્રાન્સમાં તમે કરેલી સેવાઓથી તમે કેટલી લોકપ્રિયતા મેળવી છે અને રાજા સાહેબ તમારે માટે કેટલું માન ધરાવે છે એ તે પરથી જણાઇ આવત."

ફ્રાંક્લિનનું શરીર એવું નબળું થઇ ગયું હતું કે તેનાથી ગાડીમાં બેસી રસ્તાની અથડામણ ખમી શકાય એમ નહોતું. પેસેથી હાવર્ડી ગ્રેસ સુધી જવાને રાણીની ખાસ બેસવાની ગાડી તેને આપવામાં આવી હતી. એ ગાડીમાં સુખેથી તે મુસાફરી કરી શકયો અને છઠ્ઠે દહાડે હાવર્ડી ગ્રેસ આવી પહોંચ્યો. ત્યાં ત્રણ દિવસ રહી, તે સાઉધામ્ટન ઉપડી ગયો કારણ કે

અમેરિકા જવાનું વહાણ ત્યાંથી ઉપડવાનું હતું. સાઉથામ્ટનમાં બિશપ શિપલી, બેન્જામિન વેગન અને ઇંગ્લાંડમાંના બીજા મિત્રો તેને મળ્યા અને તેને ઘણે વરસે જોઇને ખુશ થયા. તેનો છોકરો વિલિયમ પણ ઘણે વરસે તેને અહિં મળ્યો. સાઉથામ્ટનમાં ચાર દિવસ રહી ફ્રાંકલિન ફિલાડેલ્ફિયા જવા નિકળ્યો. મુસાફરીમાં અવકાશ મળે તે બિશપ શિપલીના ઘરમાં ઘણા વરસપર લખવા શરૂ કરેલું આત્મચરિત્ર આગળ લખવામાં ગાળવાને બિશપ શિપલીએ ફ્રાંકલિનને સૂચના કરી હતી. તોપણ આ મુસાફરીમાં આત્મ ચરિત્રની હકીકત લખતાં ફ્રાંકલિને નૌકાશાસ્ત્ર, ધુમાડિયાં અને ચૂલા એ ત્રણ બાબતોપર ન્હાના ન્હાના નિબંધ લખ્યા. એ અજબ જેવું ડોસાની તંદુરસ્તી મુસાફરીથી એટલી સુધરી હતી કે ઘણી સહેલાઇથી થોડા વખતમાં એ ત્રણે નિબંધો તેણે લખી કાઢયા. ૪૮ દિવસની મુસાફરી પછી ૧૪મી સપ્ટેમ્બરે તે ફિલાડેલ્ફિયા બંદરે આવી પહોંચ્યો. તેને વધાવી લેવા લોકોની ઠઠ બંદરપર ભેગી મળી હતી. હુરરેની ગર્જના અને તાળીઓના અવાજ સાથે લોકો તેના ઘર સુધી તેને પહોંચાડી આવ્યા.

બીજે દિવસે ફિલાડેલ્ફિઆની રાજ્યસભાએ તેને જાહેર રીતે માનપત્ર આપ્યું. સહીસલામત ઘેર આવ્યા બાબત તેને મુબારકબાદી આપ્યા પછી, માનપત્રમાં આ પ્રમાણે લખેલું હતું:-"અમારી ખાત્રી છે કે અમે જે કહીએ છીએ તેમાં આખા દેશની લાગણી આવી જાય છે કે તમે કરેલી દેશસેવા એવી છે કે એકલો આ જમાનો તમારો આભાર માનશે એટલુંજ નહીં પણ અમર કીર્તિ સાથે તમારૂં નામ હમેશને માટે ઇતિહાસમાં નોંધાશે." આવીજ મીસલનાં માનપત્ર અમેરિકન ફિલોસોફિકલ સોસાઇટીએ તથા પેન્સિલવેનિયા યુનિવર્સિટી અને બીજી સભાઓ તરફથી તેને આપવામાં આવ્યાં. દરેક માનપત્રને ઘટતો ટુંકામાં ફ્રાંકલિને જવાબ આપ્યો ; જણાવ્યું કે મેં મારી ફરજ શિવાય બીજું કાંઇ કર્યું નથી.

---

## પ્રકરણ ૩૨ મું.

## પેન્સિલ્વેનિયાનો પ્રમુખ.

### ૧૭૮૫ થી ૧૭૯૦.

મુસાફરીથી તંદુરસ્તીમાં થએલો સુધારો—પેન્સિલ્વેનિયાની રાજ્યમંડળમાં સભાસદ—પેન્સિલ્વેનિયાનો પ્રમુખ—પેન્સિલ્વેનિયાની આબાદી—ફ્રાંકલિન.

ઘર સંસારી સ્થિતિ—યુનાઇટેડસ્ટેટ્સનું રાજ્યબંધારણ સુધારવા ફિલાડેલ્ફિયામાં મળેલી સભામાં નિમાયો—ફ્રાંક્લિનની ભાષણ કરવાની રીત—સભામાં દરરોજ પ્રાર્થના કરવાની દરખાસ્ત—આખર અવસ્થામાં ધર્મ સબંધી વિચારો—માનના હુદ્દેદારોએ પગાર નહીં લેવા બાબત ફ્રાંક્લિનના વિચાર—કાન્સ્ટિટ્યુશન—સભામાં છેવટનું ભાષણ—ઉગતા સૂર્યનું ચિત્ર—ફિલાડેલ્ફિયામાં ઉત્સવ—કટલર પાદરીની નિત્યનોંધમાંથી ફ્રાંક્લિનની મુલાકાત સબંધી લખાણનો ઉતારો—હિસાબ નક્કી કરવા તરફ અને ફ્રાંક્લિનનો ઉપકાર માનવા તરફ કોંગ્રેસનું દુર્લક્ષ—ફ્રાંક્લિનનો ઉદાર વિચાર—દુર્લક્ષનો ખુલાસો—ગ્રીક અને લેટિન ભાષા શીખવા સબંધી વિચારો—જીંદગીના છેલ્લા વરસમાં કરેલાં કામ.

---

દરિયાની લાંબી મુસાફરીથી ફ્રાંક્લિનની તંદુરસ્તી ઘણી સુધરી હતી. તેના પ્યારા ફિલાડેલ્ફિયામાં ૮૦ વરસની ઉમરે તે જુવાન માણસની પેઠે પગે ચાલી શકતો હતો. તેના ગાલપર લાલી આવી હતી; તેની આંખોમાં તેજ આવ્યું હતું; તેનો અવાજ ચોખ્ખો થયો હતો અને કૌવતવાન આનંદી માણસની પેઠે તે વાતચીત કરી શકતો હતો.

ફ્રાંક્લિને ફ્રાન્સ છોડયું ત્યારે તેનો વિચાર તેનું બાકીનું આયુષ્ય વાનપ્રસ્થ અવસ્થામાં કાઢવાનો હતો; પરંતુ તેનું ધાર્યું થયું નહીં. તેને આવ્યા ને થોડા દહાડા થયા એટલામાં પેન્સિલ્વેનિયાની રાજ્યમંડળીનો તે સભાસદ નિમાયો અને લોકોનો આગ્રહ જોઇ તે જગો કબુલ કરવાની તેને ફરજ પડી. બધા સભાસદોની ચુંટણી થયા પછી રાજ્યમંડળી મળી ત્યારે ફ્રાંક્લિનને પ્રમુખ તરિકે પસંદ કરવામાં આવ્યો. પેન્સિલ્વેનિયામાં પ્રમુખનો હુદ્દો બીજાં સંસ્થાનોના ગવર્નર જેટલો હતો. રાજ્યમંડળીમાં ૭૭ સભાસદ હતા તે પૈકી પહેલે વરસે ૭૬ જણાએ ફ્રાંક્લિનને પ્રમુખ નિમવાની તરફેણમાં પોતાના મત આપવા અને માત્ર એક જણે તેની વિરૂદ્ધ મત આપ્યો. પ્રમુખની ચુંટણી દર વરસે થતી હતી પરંતુ કાયદા પ્રમાણે એક માણસ ત્રણ વરસ સુધી પ્રમુખ તરિકે ચુંટી કઢાવીને લાયક ગણાતો. જો કે પહેલે વરસે ફ્રાંક્લિનની વિરૂદ્ધમાં એક મત હતો તોપણ બીજે અને ત્રીજે વરસે સર્વાનુમતે તે પ્રમુખ નિમાયો હતો. આટલી મોટી ઉમરે પણ એ જગોનું કામ કરવાને તેની લાયકી વિષે મત આપનારાઓનો કેવો અભિપ્રાય હશે તેનો ખ્યાલ આ પરથી થઇ શકે છે.

ફ્રાંકલિનના પ્રમુખપણા નીચે પેન્સિલ્વેનિયામાં સુખ શાન્તિમાં ઘણો વધારો થયો હતો. ઈંગ્લાંડનાં વર્તમાન પત્રોમાં વારંવાર એવી હકીકત આવતી હતી કે ઇંગ્લાંડથી છૂટા પડયા પછી સંસ્થાનોમાં ગરીબાઇ અને દુઃખ વધ્યાં છે. આ વાત ખરી નહોતી. સંસ્થાનોની સ્થિતિ પહેલાં કરતાં દિવસે દિવસે વધારે આબાદ થતી જતી હતી. સ્થાવર મિલકતની કિમ્મત ઘણી વધી ગઇ હતી. શહેરોમાં ઘરોની કિમ્મત ચાર ગણી વધી હતી. પાક પુષ્કળ થતો હતો તો પણ ખેડુતોને પહેલાં કરતાં વધારે કિમ્મત ઉપજતી. પરદેશથી આવતો માલ બીલકુલ પોસાતો નહીં. મજુરોને સારી રોજી અને પુષ્કળ કામ મળતાં. આવી આબાદ સ્થિતિમાં ફ્રાંકલિન પ્રમુખનો હુદ્દો ભોગવતો હતો. એ હુદ્દા સબંધી કામનો બોજો બહુ નહોતો પરંતુ એટલા લોકોની તેને મુલાકાત લેવી પડતી અને એટલા પત્રોના જવાબ લખવા પડતા કે એ બે કામમાં તેનો બધો વખત રોકાતો.

ઘરસંસારી સ્થિતિમાં ફ્રાંકલિન આ વખતે સુખી હતો. તેનો પૈસો ફિલાડેલ્ફિયામાં ઘરો લેવામાં તેણે રોકયો હતો ને તેની સારી આવક આવતી હતી. તેનું ઘર તેની સ્રીની દેખરેખ નીચે વીસ વરસપર બંધાવવાનું શરૂ કર્યું હતું, તેમાં જે કામ અધુરૂં રહ્યું હતું તે હવે તેણે પૂરૂં કરાવી લીધું. એ ઘર ત્રણ મજલાનું હતું. પહેલો મજલો ફિલોસોફિકલ સોસાઇટીની સભાઓ ભરવાના કામમાં લેવામાં આવતો હતો. બીજે મજલે ફ્રાંકલિનનું પુસ્તકાલય રહેતું અને ત્રીજે મજલે તેને અને તેના કુટુંબના માણસોને રહેવાની સોઇ કરેલી હતી. તેના કુટુંબના માણસોમાં તેની દીકરી, જમાઇ અને તેમનાં છ છોકરાં હતાં. એક મિત્રને લખેલા પત્રમાં ફ્રાંકલિન લખે છે કે "૨૭ વરસ સુધી પરદેશમાં નોકરી કર્યા પછી આખરે મારે મારા ઘરમાં રહેવાનો વખત આવ્યો છે. મારે રહેવાને માટે 'મારૂં ઘર ઘણી સારી રીતે ઘણા વરસપર મેં બંધાવ્યું હતું પરંતુ તેનો ઉપભોગ કરવાનો વખત હમણાંજ આવ્યો છે. મારા ઘરમાં મારી સંભાળ લેવાને મારી વહાલી પુત્રી અને જમાઈ, અને મને આનંદ આપવાને તેમનાં પ્યારાં ૬ બાળકો, મારી સાથે રહે છે. તેમની અને મારા મિત્રોની સોબતમાં હું આનંદમાં દહાડા કાઢું છું." આ સુખના દહાડામાં યુરોપમાં કરેલા મિત્રોને ફ્રાંકલિન વિસરી ગયો નહીં. તેમની સાથે નિયમિત રીતે પત્રવ્યવહાર ચલાવી તેણે સબંધ જારી રાખ્યો. મિત્રોના સબંધમાં જેવી લાગણી અને ભાવ જુવાનીમાં હતો તેવો એક સરખી રીતે આખર સુધી ફ્રાંકલિનનામાં કાયમ રહ્યો હતો.

સ્વાતંત્ર્યની લડાઇ પૂરી થયા પછી યુનાઇટેડસ્ટેટ્સની રાજ્યવ્યવસ્થા સુધારવાની ઘણી જરૂર હતી. લડાઇના વખતમાં કોંગ્રેસથી કામ નભ્યું હતું. પરંતુ સલાહ અને આબાદીનો વખત આવ્યા પછી બધાં સંસ્થાનોનું એકત્રપણું કદી ન તૂટતાં સચવાઇ રહે. બધાં સંસ્થાનોના લોકોના મનમાં મિત્રભાવનો વધારો થાય, અને સ્થાનિક સબંધનો રાગ લોભ ભૂલી જઇ સૌ એકંદર આખા રાજ્યના કાયદાની વાતપર લક્ષ આપે એવી રીતનો ચાલુ રાજ્યબંધારણમાં ફેરફાર થવો અવશ્યનો છે એમ ઘણા જણનો મત હતો. સુધારાની જરૂરની વાત પ્રથમ ૧૭૮૦ માં એલેકઝાન્ડર હેમિલ્ટન નામના ગૃહસ્થે ઉપાડી હતી અને સુધારાની બાબતો નક્કી કરવા સંસ્થાનોના મુખત્યારોની એક સભા બોલાવવા દરખાસ્ત પણ કરી હતી. આ દરખાસ્ત છ વરસ સુધી ગરચાયા પછી આખરે ૧૭૮૭ના મે મહિનાના બીજા સોમવારે ફિલાડેલ્ફિયામાં સંસ્થાનોના મુખત્યારોની સભા ભરવાનું નક્કી કરવામાં આવ્યું. આ સભામાં પેન્સિલ્વેનિયા તરફથી નિમાયલા મુખત્યારોમાં ફ્રાંક્લિન હતો. સભાએ ચાર માસ સુધી રાજ્યસુધારણાની બાબતપર વિચાર કર્યો. ફ્રાંક્લિનની ઉમર આ વખતે ૮૨ વરસની હતી. અને પેન્સિલ્વેનિયાના પ્રમુખ તરિકે તેને બીજું કામ કરવું પડતું હતું તોપણ તે નિયમિત રીતે સભાની બેઠકોમાં હાજર થતો અને જે કામ ચાલતું તેમાં તન મનથી ભાગ લેતો. ફ્રાંક્લિને આ સભામાં કરેલાં ભાષણ તે ઘેરથી લખી લાવતો અને સભામાં પોતે વાંચતો અથવા બીજા પાસે વંચાવતો. ફ્રાંક્લિન હમેશ ટુંકામાં પણ મુદ્દાસર અને સ્પષ્ટતાથી બોલતો. તેની ભાષણ કરવાની રીત એવી હતી કે શ્રોતાઓના મનપર અસર થયા વગર રહે નહીં. વક્તૃત્વમાં પ્રવિણ હોવાનું ફ્રાંક્લિન ડોળ રાખતો નહીં. કંઇ ખાસ કારણ વગર તે કોઇ સભામાં બોલતો નહીં અને જ્યારે બોલતો ત્યારે ટુંકામાં, ઘણી સાદી ભાષામાં, અને સાદી રીતે બોલતો.

સભા મળ્યાને પાંચ અઠવાડિયાં થયાં પણ કોઇ બાબતપર નિર્ણય થઇ શક્યો નહીં. મુદ્દાની બાબતોમાં મતભેદ એટલો બધો પડતો હતો કે તકરારો કરવામાંજ દરેક બેઠકે બધો વખત જતો. ફ્રાંક્લિને આ વખતે એવી દરખાસ્ત મૂકી કે સભામાં દરરોજ પરમેશ્વરની પ્રાર્થના કરવી અને પછી કામ ચલાવવું. તે બોલ્યો કે "ગ્રેટબ્રિટન સાથે ઝઘડો શરૂ થયો ત્યારે આપણે ઇશ્વરની મદદ માગવા દરરોજ આ હોલમાં પ્રાર્થના કરતા. પ્રભુ-

એ આપણી પ્રાર્થના સાંભળી આપણી ધારણા તે વખતે પાર પાડી. એ ઝઘડામાં જેઓએ ભાગ લીધો છે તેમના જોવામાં ઇશ્વરકૃપાના ઘણા દાખલા આવ્યા હશે. આજ આ સભામાં નિર્ભયપણે બેસીને આપણું ભવિષ્યનું રાજકિય સુખ સ્થાપન કરવાના ઉપાયો યોજવાને ભેગા મળવાની આપણને તક મળી છે તે એ પરમ કૃપાળુ પ્રભુનો પ્રતાપ છે. શું એ આપણા બળવાન્ મિત્રને આપણે ભૂલી ગયા છીએ? અથવા એની મદદની હવે જરૂર નથી એમ આપણે ધારિયે છીયે? મેં લાંબો આવરદા ભોગવ્યો છે; જેમ જેમ મારી ઉમર મોટી થતી જાય છે તેમ તેમ મારી વધારેને વધારે ખાત્રી થતી જાય છે કે મનુષ્ય વર્ગનાં કામકાજ ઇશ્વર ચલાવે છે. જો એક ચકલી સરખી પણ તેની જાણ વગર જમીનપર પડતી નથી તો શું તેની મદદ વગર એક આખા દેશનો અભ્યુદય થઇ શકે?.........તેટલા માટે હું દરખાસ્ત કરૂં છું કે દર બેઠકે કામ શરૂ કરતા પહેલાં આપણે ઇશ્વરની પ્રાર્થના કરી, આપણું કામ સહેલું કરવાને તેની મદદ માગવી, અને પ્રાર્થનામાં ધર્મગુરૂ તરિકે કામ કરવા શહેરના કોઇ પાદરીને બોલાવવો." ત્રણ ચાર સભાસદો શિવાય બીજા કોઇને સભામાં પ્રાર્થના કરવાની આવશ્યકતા લાગી નહીં તેથી ફ્રાંકલિનની દરખાસ્ત રદ થઇ.

આખર અવસ્થામાં ફ્રાંકલિનના ધર્મ સંબંધી વિચારો કેવા થયા હતા તેનો કંઇ ખુલાસો ઉપર જણાવેલી દરખાસ્તથી થાય છે. ફ્રાંકલિનના મરણ અગાઉ પાંચ અઠવાડિયાં પર યેલ કોલેજના પ્રમુખ ડાક્તર સ્ટાઇલ્સે તેના ધર્મ સબંધી વિચારો તેને પૂછી જોયા હતા. ફ્રાંકલિને જવાબ દીધો કે આ જગતના કર્ત્તા એક ઇશ્વરને હું માનું છું. તેની પ્રજાપાલનદીર્ઘદૃષ્ટિથી તે જગત્‌નું રાજ્ય ચલાવે છે. તેની પ્રાર્થના કરવી જોઇએ. તેનાં છોકરાં એટલે આપણા જાતિભાઇઓનું ભલું કરવું એ તેની પ્રાર્થના કરવાનો સૌથી ઉત્તમ રસ્તો છે; માણસનો આત્મા અમર છે; અને આ જીંદગીમાં કરેલાં પુણ્ય પાપ પ્રમાણે હવેની જીંદગીમાં ઇનસાફ મળવાનો છે. સર્વ ખરા ધર્મનાં આ મૂળતત્ત્વો છે એમ હું માનું છું અને તમારી પેઠે જે પંથમાં તે માલમ પડે તે પંથને હું માનું છું."

ફ્રાંકલિનનો મત એવો હતો કે પ્રજાસત્તાક રાજ્યમાં સરકારી માનના હુદ્દા ભોગવનારાઓએ પોતાની નોકરીના બદલામાં પગાર લેવો ન જોઇએ. રાજ્યકારભારમાં સુધારો કરવાને નિમાયલી સભા આગળ આ

બાબતપર તેણે કરેલા ભાષણમાં કહ્યું હતું કે "મનુષ્ય વર્ગના કામકાજ પર બે મનોવિકાર ઘણી અસર કરે છે. આ બે કીર્તિલોભ અને દ્રવ્યલોભ છે. કંઇ કામ કરવાને માણસને પ્રવૃત્ત કરવામાં આ મનોવિકારોમાંનો દરેક ઘણી અસર કરી શકે છે. પરંતુ એકજ ધારણાથી એ બન્ને ભેગા થાય ત્યારે તો ઘણા જણ પર તેથી અતિશય અસર થાય છે. જેથી માન મળે અને તેની સાથે પૈસો પણ મળે એવી નોકરી આવા માણસોની આગળ ધરવામાં આવે તો તે લેવાને મહેનત કરવામાં તેઓ કંઇ બાકી રાખશે નહીં. ગ્રેટબ્રિટનમાં આવી નોકરીઓ છે તેથી એ દેશના રાજ્યકારભારમાં ઘણું તોફાન થાય છે. જગો મેળવવાની હરીફાઇથી પક્ષ બંધાય છે અને તેથી દેશમાં તડ પડે છે, રાજ્યસભામાં ગડબડાટ થઇ રહે છે અને કોઇ કોઇ વાર મિથ્યા અને નુકશાનકારક લડાઇઓ વહોરવી પડે છે, અથવા નીચું જોવું પડે એવી શરતો કબુલ કરી સલાહ કરવી પડે છે. ખટપટ કરી એક બીજાની નિન્દા કરી, જૂઠું બોલી અને તકરારો કરી કેવી જાતના માણસો જગાઓ મેળવી શકે છે? ડાહ્યા અને મર્યાદશીલ માણસો, સ્વસ્થતા અને શાન્તિ ચહાનાર માણસો જેઓ ભરોંસાને ખરેખરા પાત્ર છે તેઓને જગાઓ મળવાની નહીં. ધુસણીઆ અને ખટપટી માણસો જેઓ પોતાની ધારણા પાર પાડવામાં ગમે તે કરી શકે એવા હોય છે તેઓને જગાઓ મળે છે. આવા માણસો તમારા રાજ્યમાં પેસી જશે અને તમારા પર રાજ્ય કરનારા થશે. એ લોકો પણ જંપીને બેસવા પામશે નહીં કારણ કે તેમના હાર પામેલા હરીફો તેમના જેવીજ ધારણાથી તેમના જેવીજ રીતે તેમના કારભારમાં હરકતો નાખશે, તેમના કામ પાસ થવા દેશે નહીં અને લોકોમાં તેમને અપ્રિય કરશે." ફ્રાંકલિનનું કહેવું એવું હતું કે ખરા દેશહિતૈષી પુરૂષોએ, માત્ર નિર્વાહના સાધન સારૂ જોઇએ તે કરતાં વધારે પૈસાની આશા રાખ્યા વગર દેશસેવા કરવી જોઇએ. દેશસેવા કરવાનો આનંદ અને દેશસેવા કરવાથી લોકોમાં મળતું માન, મહેનતનો પૂરતો મોં બદલો છે. પેન્સિલ્વેનિયાના પ્રમુખ તરિકે ફ્રાંકલિનને ત્રણ વરસ સુધી જે લવાજમ મળ્યું તે લોકોપયોગી કામો કરવામાં તેણે ખર્ચ્યું. એમાંની એક પાઇ તેણે ઘરમાં મૂકી નહીં. તેની પચાસ વરસની એકંદર જાહેર નોકરીમાં પગાર તરિકે કે બીજી રીતે જે પૈસા તેને મળ્યા હતા તે, તેને થએલા ખરચ કરતાં ઘણા ઓછા હતા. પૈસાના લોભ વગર માત્ર દેશનું ભલું કરવાની ઇચ્છાથી ફ્રાંકલિને સ્વદેશ ભક્તિ થઇ શકે એવા ભરોંસાના હુદ્દા માથે લીધા હતા.

સભામાં જૂદાં જૂદાં પ્રકારની સૂચનાઓ સંસ્થાનોના મુખત્યારોએ રજુ કરી હતી તેપર પુષ્કળ વાદવિવાદ ચાલી આખરે "કાન્સ્ટિટ્યુશન" એ નામનો નવી રાજ્યવ્યવસ્થાનો ખરડો તૈયાર થયો અને તેપર સર્વ મુખત્યારોની સહીઓ થઈ. "કાન્સ્ટિટ્યુશન"ની ઘણી કલમો બધાં સંસ્થાનોને સંતોષ થાય એવી રીતે મંજુર કરાવવાનું માન ફ્રાંકલિન અને વોશિંગ્ટનને ઘટે છે. સભાનું કામ પૂરૂં થઇ રહ્યા પછી ખરડાપર સહીઓ થવાની હતી તે વખતે ફ્રાંકલિને કરેલું ભાષણ ઉદારવૃત્તિ, વ્યવહારીક સારી સમજ અને નરમાશને માટે ઘણું વખણાએલું છે. એ ભાષણના છેવટના ભાગમાં તે બોલ્યો હતો કે "આ કાનુનોપર હું સહી કરૂં છું તેનું કારણ એ છે કે એથી સારા કાનુન થવાની હું આશા રાખતો નથી. એ કાનુનોની ખામીઓ વિષે મારો અભિપ્રાય હતો તે સામાન્ય ભલાને માટે હું છોડી દઉં છું. મારા અભિપ્રાયનો એક પણ શબ્દ મેં બહાર પાડયો નથી. એ અભિપ્રાય આ હોલમાં જન્મ્યો હતો અને આ હોલમાં તેનું મરણ થશે. આપણામાંનો દરેક જણ પોતે લીધેલી હરકત પોતાના સંસ્થાનને જાહેર કરે અને તેને ટેકો આપે એવો પક્ષ ઉભો કરવા મહેનત કરે તો આ કાનુનોને બધાં સંસ્થાન તરફથી સંમત્તિ મળે નહિ અને આપણી ખરી અથવા દેખાતી એકયતાથી, આપણને અંદર અંદરમાં તથા બીજા દેશો સાથે આપણા સબંધમાં જે ફાયદા થવાના તે થાય નહીં. દરેક દેશમાં રાજ્ય તરફથી પ્રજાને સુખ થવાનું અને થએલું સુખ ટકી રહેવાનું જોર તે રાજ્યની સરસાઇ વિષે પ્રજાના સામાન્ય અભિપ્રાય ઉપર અને રાજ્ય કરનારાઓના ડહાપણ અને પ્રમાણિકપણા ઉપર આધાર રાખે છે. તેટલા માટે હું આશા રાખું છું કે આપણા પોતાની ખાતર અને આપણા વંશજોની ખાતર જ્યાં આપણું ચાલે ત્યાં આ કાનુનો મંજુર થવાને આપણે એકમતથી અને ખરા અંતઃકરણથી મહેનત કરીશું. અને એ કાનુનો પ્રમાણે સારી રીતે રાજ્યવહિવટ ચાલે એવું કરવાને આપણે આગળપર ધારણા રાખીશું. આ વખતે મારાથી કહ્યા વગર રહેવાતું નથી કે આ સભામાંના કોઇ સભાસદના મનમાં આ કાનુનો વિષે કંઇ વાંધો રહ્યો હોય તો તે હુંજ ભૂલતો હઇશ એમ ધારી, આ કાનુનોપર પોતાની સહી કરી, આપણી એકદિલી બતાવી આપવી જોઇએ."

કાનુનોપર સહીઓ થતી હતી તે વખતે ફ્રાંકલિને પોતાની પાસે બેઠેલા સભાસદોને કહ્યું કે અધ્યક્ષની ખુરશી પાછળ સૂર્યનું ચિત્ર કાઢેલું છે તેની સામે વાદવિવાદ ચાલતી વખતે હું જોતો હતો ત્યારે મારાથી સમ-

જાતું નહોતું કે એ ચિત્ર ઉગતા સૂર્યનું છે કે આથમતાનું છે. પણ હવે આ છેવટની વખતે મને જણાય છે કે એ ઉગતા સૂર્યનું છે, આથમતાનું નથી.

સભામાં કાનુનોપર સહીઓ થયા પછી સભાના પ્રમુખ જનરલ વોશિંગ્ટને એ ખરડો કોંગ્રેસ તરફ મોકલાવ્યો અને કોંગ્રેસે તેની એક એક પ્રત વિચાર થઇ મંજુર થવા દરેક સંસ્થાન તરફ મોકલાવી. એ ખરડો નવ સંસ્થાનો મંજુર કરે તો તેનો અમલ કરવો એમ ઠર્યું હતું. ૧૭૮૮ના જુનની ૨૮ મી તારીખ સુધીમાં દસ સંસ્થાનોએ તે મંજુર કર્યો. આ દિવસની યાદગીરીમાં ફિલાડેલ્ફિયામાં ઘણી ધામધૂમ કરવામાં આવી. સર્વ ધંધાદારી લોકો તરફથી મોટો વરઘોડો કાઢવામાં આવ્યો; મોટી મિજબાની કરવામાં આવી અને ખુલી હવામાં જેમ્સ વિલ્સને ૨૦ હજાર માણસોને ઉપદેશકારક ભાષણ કર્યું. એ વરઘોડામાં છાપખાનાનો ધંધો ગાડાપર છાપખાનું ગોઠવીને બતાવવામાં આવ્યો હતો. ફ્રાંકલિને આ પ્રસંગને ઉચિત જોડેલી એક રમુજી કવિતા એ ગાડાપરના છાપખાનામાં છપાતી અને જેમ ગાડું આગળ ચાલતું તેમ લોકોમાં વહેંચવામાં આવતી.

આ અરસામાં ફ્રાંકલિનનો દેખાવ અને તેની રહેણી કરણી કેવાં હતાં તેનું આબેહુબ વર્ણન કટલર નામના એક પાદરીની નિત્યનોંધમાં કરેલું છે. આ ગૃહસ્થને ફિલાડેલ્ફિયા જવું થવાથી ફ્રાંકલિનની મુલાકાત લેવા તે તેને ઘેર ગયો હતો. ૧૭૮૭ના જુલાઇની ૧૩મી તારીખની તેની નોંધમાંથી નીચેનો ઉતારો લીધેલો છે—

"દાક્તર ફ્રાંકલિન માર્કેટ સ્ટ્રીટમાં રહે છે. અમે મળવા ગયા ત્યારે કેટલાએક ગૃહસ્થો અને બે ત્રણ સ્ત્રીઓ સાથે શેતુરના એક મોટા ઝાડ તળે બાગમાં ઘાસપર તે બેઠો હતો. મી. ગેરીએ મને ઓળખાવ્યો ત્યારે તેણે પોતાની ખુરશી ઉપરથી ઊઠી મારો હાથ પકડયો, અને મને જોઇને આનંદ પામ્યાનું જાહેર કર્યું. આ શેહેરમાં ભલે આવ્યા એમ કહી તેની પાસે બેસવાને તેણે મને કહ્યું, તેનો અવાજ ધીમો હતો પણ તેનો ચહેરો પ્રકાશવાળો, નિખાલસ અને ખુશનુમા હતો. તેનાપર આણેલા કાગળ મેં તેને આપ્યા. એ કાગળો વાંચ્યા પછી તેણે ફરીથી મારો હાથ પકડયો, અને મારાં વખાણ કરી પાસે બેઠેલા ગૃહસ્થો સાથે મારું ઓળખાણ કરાવ્યું. એ ગૃહસ્થોમાંના ઘણાખરા રાજ્યકારભારના નવા કાનુનો નક્કી કરવા મળેલી સભાના સભાસદો હતા."

"પછી અમે વાતો કરવા મંડી ગયા અને અંધારું થતા સુધી વાતો

માં અને વાતોમાં મજામાં વખત ચાલ્યો ગયો. ચહાનું ટેબલ ઝાડ નીચે ગોઠવવ માં આવ્યું હતું. દાકતર ફ્રાંકિલનની એકપૂરી દુહિતા મી. બાખની પત્નિએ બધાને ચહા કાઢી આપી. તે બાઇ સાથે તેનાં ત્રણ છોકરાં હતાં. એ છોકરાં એમના દાદા સાથે ઘણાં હળી ગયેલાં જણાતાં હતાં. ફ્રાંકિલને તરતજ આવેલી કંઇ અજાયબ જેવી વસ્તુ મને જોવા કહ્યું. એ વસ્તુ જોઇને તે ઘણો ખુશ થયે હતો. એ અજાયબ જેવી વસ્તુ, શીસામાં રાખી મૂકેલો બે મોઢાંવાળો સાપ હતો. શહેરથી ચાર માઇલ છેટે ડિલાવર અને સ્કયુલકિલ નદીઓના સંગમ પાસેથી એ સાપ પકડવામાં આવ્યો હતો. તે દસ ઈંચ લાંબો હતો, પ્રમાણમાં જાડો હતો, તેનાં બન્ને માથાં સંપૂર્ણ હતાં, અને જડબાના છેડાથી ૩/૪ ઇંચ નીચે શરીરને વળગેલાં હતાં એ સાપ પૂરેપૂરો વધેલો હતો એમ ફ્રાંકિલનને લાગ્યું. આ વાત મને પણ સંભવિત લાગી. વળી તેણે કહ્યું કે સાપની એવી એક જાત થાય છે, આ કંઇ વિલક્ષણ ચીજ નથી. એનું સ્વરૂપ સંપૂર્ણ છે, તે મોટી ઉંમરનો છે, અને એવો સાપ છેલ્લી લડાઇને વખતે લેક ચેમ્પલેન આગળ જણાયો હતો તેથી સાપની એવી એક જાત હોવી જોઇએ. તેણે વળી મને કહ્યું કે જો આ સાપ છોડવાવાળી જમીનપર ચાલતો હોય અને એક માથું કોઇ છોડવાની એક બાજુએ જવાને ઇચ્છે અને બીજું માથું બીજી બાજુએ જવાને ઇચ્છે અને એકે માથું પાછું વળે નહીં અથવા બીજાને નમ્યું આપે નહીં તો એ બિચારાની કેવી દશા થાય! એ સાપને અમેરિકા સાથે તેણે સરખાવ્યો હતો તે વખતે સભામાં બનેલી કંઇ હસવા જેવી વાત પછી તે મને કહેવા જતો હતો; સભામાં જે કામ ચાલે તે ગુપ્ત રાખવાનું છે એ વાત આ વખતે તે ભૂલી ગયો હોય એમ જણાતું હતું. પરંતુ એ વાત તેને યાદ દેવડાવ્યાથી તેણે એ વાત બંધ કરી અને તેથી જે વાત તે કહેવા જતો હતો તે હું સાંભળવા પામ્યો નહીં."

"અંધારૂ થયા પછી અમે ઘરમાં ગયા. તેનો પુસ્તકસંગ્રહ અને અભ્યાસ કરવાની જગો એકજ ઓરડામાં છે. તે મને બતાવવા તે લઇ ગયો. એ ઓરડો ઘણો મોટો અને સારો શણગારેલો છે. ચોપડીઓથી ભરેલાં કબાટોથી ભીંતો ઢંકાઇ ગઇ છે. વળી ઓરડાની ૩/૪ લંબાઇમાં ચાર એકાંત બેઠકો એવીજ રીતે પુસ્તકોથી ભરેલી છે. હું ધારૂં છું કે આવું મોટું ખાનગી પુસ્તકાલય અમેરિકામાં બીજું નહીં હોય. માણસના શરીરની નસો અને ધોરી નસોમાં લોહી કેવી રીતે ફરે છે તે બતાવનારૂં કાચનું

એક યંત્ર તેણે અમને બતાવ્યું......બીજી અજાયબ જેવી વસ્તુ, કાગળો અથવા બીજા લખાણની નકલો લેવાનું એક પ્રેસ હતું. એક આખા કાગળની નકલ, અસલના જેવી સાફ અને અસલને જરાપણ બગાડયા વગર એ પ્રેસવડે બે મિનિટમાં તૈયાર થાય છે. એ પ્રેસ તેણે પોતે શોધી કાઢેલું છે અને ઘણું ઉપયોગી જણાય છે. હાથ પહોંચી શકે નહીં એટલી ઊંચી અભરાઇઓ ઉપર ચોપડીઓ મૂકવાને અથવા ઉતારવાને તેણે બનાવેલો હસ્તકૃત હાથ તેણે અમને બતાવ્યો. પંખાવાળી તેની મોટી આરામ ખુરશી પછી તેણે અમને બતાવી. જ્યારે તે એ ખુરશીપર વાંચવાને બેસે છે ત્યારે પગને જરા હલાવીને માખો ઉડાડે છે અને પવન નાખે છે. આ શિવાય બીજી નાની નાની પોતાની બનાવેલી ઘણી અજબ જેવી અને ઉપયોગી વસ્તુઓ તેણે મને બતાવી. તેના ઘરની અભરાઇઓપર યૂરોપના પ્રખ્યાત પુરૂષોનાં માટીનાં અને મીણનાં બાવલાં, ચાંદ અને પુતળાંનો મોટો જથો ગોઠવેલો છે."

"જે ચીજ મને દેખાડવાની ફ્રાંકિલનની ખાસ ઇચ્છા હતી તે વનસ્પતિશાસ્ત્રનું એક મોટું પુસ્તક હતું. એના પુસ્તકાલયમાં બધા કરતાં એ પુસ્તક જોઇને હું ઘણો ખુશી થયો. એ પુસ્તક એટલું મોટું હતું કે નીચેના ખાનાપરથી ઊંચકીને ટેબલપર મૂકતાં ફ્રાંકિલનને ઘણી મહેનત પડી. ઘરડાં માણસને પોતાની શક્તિ બતાવવાની ઇચ્છા હોય છે તે પ્રમાણે વૃદ્ધ છતાં તેનામાં હજી કેટલું કૌવત રહ્યું છે એ બતાવવાને તેણે પોતે એ કામ કર્યું ને કોઇની મદદ લીધી નહીં. એ પુસ્તકમાં લિનિયસનું આખું વનસ્પતિશાસ્ત્ર હતું અને દરેક છોડવાના ભાગના આબેહુબ રંગેલાં ચિત્ર હતાં. એ પુસ્તક જોઇને હું તો દિંગ થઇ ગયો અને ફ્રાંકિલન પણ મારા જેવો ખુશી દેખાતો હતો. એ પુસ્તક જોવામાં અમે આશરે બે કલાક ગાળ્યા. એ વખતે બીજા ગૃહસ્થો બીજી ચીજો જોવામાં રોકાયા હતા. ફ્રાંકિલન વનસ્પતિશાસ્ત્રમાં પ્રવીણ નથી. ન્હાનપણમાં પોતે એ શાસ્ત્રનો અભ્યાસ કરેલો નહીં હોવા બાબત તે દિલગીરી બતાવવા લાગ્યો. પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસમાં ફ્રાંકિલન આનંદ માને છે. તેણે પોતાના અંતઃકરણથી ઇચ્છા બતાવી મને કહ્યું કે તમે શરૂ કરેલી રીત જારી રાખજો. આ શાસ્ત્ર તરફ અમેરિકામાં હાલ ધ્યાન આપવામાં આવતું નથી પણ હું આશા રાખું છું કે યૂરોપના દરેક દેશમાં જેટલી હોંશથી તેનો અભ્યાસ થાય છે તેટલીથી અમેરિકામાં પણ આગળ જતાં થશે. આ એકજ પુસ્તક જોવામાં મને ત્રણ મહિના લાગે એમ હતું. જો કે તે વધારે વખત સુધી જોવાને તેણે મને

કહ્યું તોપણ તેને કંટાળો આવશે એવી ધાસ્તિથી મેં તે બંધ કર્યું."

"વાતચીતમાં તત્વજ્ઞાનના વિષયોપર અને મુખ્યત્વે કરીને પદાર્થ
જ્ઞાનશાસ્ત્રપર બોલવાને તે વધારે ઉત્સુક જણાતો. આ મને ઘણું
આવ્યું; કારણ કે તેની વાતચીત મારા એકલા સાથે ચાલતી હતી.
વિષયપર તેના બહોળા જ્ઞાનથી હું ઘણો ખુશી થઇ ગયો. તે વયોવૃદ્ધ
છતાં તેની યાદદાસ્તશક્તિ સારી હતી અને તેનું મગજ ચોખ્ખું અને ર
હતું. તેની રીતભાત સરળ હતી અને તેની આસપાસનો બધો
સુખ અને સ્વતંત્રતાનો હતો. જેમ શ્વાસોશ્વાસ લેવાનું સ્વાભાવિક
પોતાની મેળે થાય છે તેમ તેનામાં ઉલ્લાસ વૃત્તિ સાથે ટોળમાં બો
અસાધારણ શક્તિ સ્વાભાવિક હતી. ફરીથી મળવાને તેણે મને
પૂર્વક કહ્યું હતું પણ હું થોડા દહાડા રહેવાનો હોવાથી મારાથી તે
શક્યું નહીં. દસ વાગે રજા લઇને હું મારે ઉતારે ગયો."

પેન્સિલ્વેનિયાના પ્રમુખ તરીકે ફ્રાંક્લિનનું ત્રીજું વરસ ૧૭
અકટોબર માસમાં પૂરૂં થયું. આ પછી કોઇ સરકારી ઓદ્ધો તેણે
નહોતો, તોપણ અગત્યની બાબતોમાં વારંવાર તેની સલાહ પૂ
આવતી હતી. અધુરૂં મુકેલું આત્મચરિત્ર લખવામાં તેણે હવે થોડો
રોકવા માંડયો.

ફ્રાંક્લિને લાંબા વખત સુધી પોતાના દેશની પ્રમાનદારીથી
બજાવી તે કોંગ્રેસે રીતસર ઠરાવ કરી લક્ષમાં લેવી જોઇતી હતી.
તેમ કર્યું નહીં એટલુંજ નહીં, પણ ફ્રાન્સમાં તેણે ખર્ચેલા પૈસાનો (
પણ તેની સાથે નક્કી કર્યો નહીં. હિસાબ નક્કી કરવા તરફ કોંગ્રેસે
વેલી બેપરવાઇથી ફ્રાંકિલનને જરા માઠું લાગ્યું હતું. ફ્રાન્સ છોડતા
કોંગ્રેસે મોકલેલા હિસાબ તપાસનાર મી. બારકલેને ફ્રાંક્લિને પોતાનો
હિસાબ બતાવ્યો હતો. બારકલેની તપાસણીમાં ફ્રાંક્લિનના હિસાબમ
છ સેંટની * ભૂલ નીકળી હતી. એ હિસાબ જેવો હતો તેવો નક્
વાને બારકલે તૈયાર હતો પરંતુ ફ્રાંક્લિને એવી ઇચ્છા બતાવી કે
કેટલીએક બાબતોનું ખર્ચ છે જે વાસ્તવિક રીતે આ હિસાબમાં
જોઇએ, પરંતુ તેમ કરવાનો તમને અધિકાર આપેલો નથી માટે અ
હિસાબ કોંગ્રેસ તરફ મોકલવો. તે ઉપરથી ફ્રાંકલિને આપેલો હિસાબ
ને તેવો કોંગ્રેસ તરફ મોકલવામાં આવ્યો હતો. ફ્રાંક્લિને ફિલાડેલ્ફિયા

* ત્રણ આનાની.

પછી પહેલું કામ એ કર્યું કે એ હિસાબ છેવટ નક્કી કરવા પોતાના પૌત્રને કોંગ્રેસ તરફ ન્યુયોર્ક મોકલ્યો. પરંતુ તેને એવું કહેવામાં આવ્યું કે, જો કે મી. બાર્કલેએ બધી બાબતો તપાસી છે તોપણ ફ્રાન્સમાંથી કેટલાએક દાખલા આવવાની જરૂર છે તેથી તે આવતા સુધી કંઈ થઇ શકશે નહીં. ફ્રાંક્લિને ઘણો વખત વાટ જોઇ પણ કોંગ્રેસ તરફથી કંઇ જવાબ મળ્યો નહીં તેથી આ બાબતપર આખરે તેણે કોંગ્રેસના પ્રમુખને એક પત્ર લખ્યો અને વિનંતિ કરી કે હિસાબ નક્કી કરવાનું કામ જેમ બને તેમ વહેલું હાથમાં લઇ નિવેડાપર લાવવાની મહેરબાની કરવી. આ પત્રમાં ફ્રાંક્લિનને લખ્યું કે "એ હિસાબ ત્રણ વરસ થયાં કોંગ્રેસ આગળ પડયો છે. આજ સુધીમાં કોઇપણ રકમ વિષે તેમનો વાંધો હોય એમ તેમના તરફથી મને જણાવવામાં આવ્યું નથી. પરંતુ કેટલાએક વખતથી બહાર એવી વાત ચાલી છે અને વર્તમાનપત્રોમાં પણ છપાઇ છે કે મને સોંપેલા પૈસામાંથી મેં મારા કામમાં મોટી રકમો ખર્ચી છે, ને હું કોંગ્રેસના દેવામાં હોવાથી હિસાબ આપવાનું ઉડાવું છું. આથી અને મારી ઉમર એટલી થઇ છે કે હવે વધારે વખત જીવવાની મને આશા નથી તેથી હું અરજ કરૂં છું કે કોંગ્રેસે મહેરબાની કરી વગર વિલંબે હિસાબ તપાસવાનું કામ હાથમાં લેવું અને તેમનાથી સમજાય નહીં અથવા તેઓ મંજુર કરી શકે નહીં એવી કંઇ બાબત તેમાં માલમ પડે તો તે મને જણાવવી, મારાથી બની શકે તેવો ખુલાસો કરવાની અથવા કારણ બતાવવાની મને તક આપી, હિસાબ આખરને માટે નક્કી કરી લેવો. હું આશા રાખું છું કે મારી અરજ નિધામાં લઇ લોકોના સંતોષને માટે કોંગ્રેસ આ કામ જલદી હાથમાં લેશે."

આ પત્રની સાથે ફ્રાંક્લિને કોંગ્રેસના સેક્રેટરી ચાર્લસ ટોમ્સનને એક ખાનગી પત્ર મોકલાવ્યો હતો અને તેમાં પોતે સહન કરેલા પૈસા સબંધી નુકશાન જણાવ્યાં હતાં. સ્ટાંપ આકટ અને એવાં બીજાં ઇંગ્લાંડની પાર્લમેન્ટની આપખુદીનાં કામની સામે થવાથી દર વરસે ત્રણસેં પાઉન્ડના પગારની પોષ્ટમાસ્તરની જગો તેણે ખોઇ હતી. ફ્રાન્સ જતા પહેલાં તેણે લગભગ ત્રણ હજાર પાઉન્ડ કોંગ્રેસને ધીર્યા હતા, અને ફિલાડેલ્ફિયાના સંરક્ષણની ગોઠવણો કરવામાં અને કેનેડા જવામાં ઘણો વખત ખોયો હતો. ફ્રાન્સમાં તેને ખર્ચ જતાં દર વરસે ચોખ્ખા પાંચસો પાઉન્ડ આપવા ઠરાવ્યા હતા અને દર વરસે ખરચ સાથે હજાર પાઉન્ડનો સેક્રેટરી આપવાને કહ્યું હતું. તેને સેક્રેટરી આપવામાં આવ્યો નહીં તેથી તેના પૌત્રને પોતાની સાથે આઠ વરસ રાખી સરકારી કામ તેને તેની પાસે કરાવવું પડયું હતું

અને તેને વધારે કેળવણી આપવાનું બની શક્યું નહોતું. ફ્રાન્સમાં તેને માત્ર એલચી તરીકે કામ કરવું પડ્યું નહોતું પરંતુ કોન્સલર, કોંગ્રેસના સાહુકારનું, નોકા ખાતાના જડજનું અને એવાં બીજાં વધારાનાં કામો કરવાં પડ્યાં હતાં. તેની પર ફ્રાન્સમાં કામનો બોજો એટલો નાખવામાં આવ્યો હતો કે તંદુરસ્તી માટે હમેશની માફક દર વરસ મુસાફરીએ તેનાથી જવાયું નહોતું અને ઓફિસમાં ને ઓફિસમાં બેસી રહેવું પડવાથી સંધિવા જેવું દુઃખદાયક દરદ વહોરવું પડયું હતું. આ બધી વાતો લક્ષમાં લઇ કોંગ્રેસે તેને કંઇ જાગીર કે વર્ષાસન બાંધી આપવું જોઇતું હતું અને તેના કુટુંબના ગુજરાનની ગોઠવણ કરવી જોઇતી હતી. પરંતુ તેવું કંઇ કર્યું નહીં એટલુંજ નહીં પણ તેની સાથે હિસાબ કરી તેનું વ્યાજબી લેણું પણ કોંગ્રેસે આપ્યું નહીં એ ખરેખર દિલગીરીની વાત છે. ફ્રાંકલિન જેવો મહાન્ પુરૂષ અનેક સંકટ વેઠી, જાત સુખ તજી, મહેનત કરી દેશ સેવાઓ કરી આવ્યો અને કોંગ્રેસે તેને શાબાશી આપવાનો ઠરાવ સરખોએ ન કર્યો એ અજબ જેવી વાત છે. તે પોતે કેટલો ઉદાર વિચારનો માણસ હતો તે તેણે ટામ્સનને લખેલા પત્રના છેવટના ભાગ પરથી સ્પષ્ટ જણાય છે. " આ પત્રમાં મેં તમને જે લખ્યું છે તે એક મિત્ર તરીકે ખાનગી રીતે લખ્યું છે, કારણ કે મારે જાહેર રીતે કંઇ ફરિયાદ કરવી નથી. કોંગ્રેસ મારી સાથે આવું કઠોર વર્તન કરશે અને મને શાબાશી પણ આપશે નહીં એમ મને આગળથી જણાયું હોત તોપણ તેથી દેશસેવા કરવાનો મારો ઉત્સાહ કંઇ ઓછો થાત નહીં. જેના સભાસદો વારંવાર બદલાય છે એવી સભાઓનો સ્વભાવ કેવો હોય છે તે હું જાણું છું; જેઓ પાક તૈયાર થયા પછી આવે છે તેઓને પાક તૈયાર કરનારની મહેનતનો ખ્યાલ હોતો નથી અને એવી મહેનતનો બદલો આપવાને તેઓ પોતાની ફરજ સમજતા નથી એ પણ હું જાણું છું; વળી મારા જેવો નોકર દૂર દેશ હોય ત્યારે એક બે અદેખા અને અદાવતિયા માણસો યુક્તિથી વારંવાર તેનું ભુંડું બોલે તેથી ન્યાયી, નિખાલસ અને પ્રમાણિક માણસોના મનમાંથી પણ ઉપકારની લાગણી ઘસાઇ જવાનો સભવ છે એ પણ હું જાણું છું, તેથી આ વિચાર મારા મનમાંથી હું બિલકુલ કાઢી નાખું છું. "

દાક્તર જરેડ સ્પાર્કસ્ એવી અટકળ કરે છે કે કોંગ્રેસ ફ્રાંકલિનની સેવાઓની બુજ કરી નહીં તેનું કારણ એ હશે કે નવા કાનુન થતા પહેલાં, જૂની કોંગ્રેસમાં સભાસદો એટલા થોડા આવતા હતા કે એ વાત રીતસર

આગળ આણી શકાઇ નહીં હોય. વળી તેનો દુશ્મન આર્થરલી આ વખતે તીજોરીખાતાપર હતો તેથી તે હિસાબ તપાસે ત્યાં સુધી કંઈ થઇ શકે તેમ નહોતું. ગમે તેમ હશે તોપણ આટલી વાત તો ખરી છે કે, આજદિન સુધી યુનાઇટેડસ્ટેટ્સ તરફ ફ્રાંકિલનનું લેણું બાકી રહેલું છે.

ચાળીસ વરસપર ફિલાડેલ્ફિયામાં શાળા સ્થાપન કરવાના કામમાં ફ્રાંકિલને જે ઉમંગ બતાવ્યો હતો તે તેની જીંદગીના છેલ્લાં વરસમાં તાજો થયો હતો. ફ્રાંકિલન કહેતો કે એ શાળામાં ગ્રીક અને લેટિન ભાષાનો અભ્યાસ એટલો વધારી દેવામાં આવ્યો છે કે એ શાળા સ્થાપન કરવાનો ઉદ્દેશ પાર પડતો નથી. એ શાળા સ્થાપન કરતી વખતે અંગ્રેજી ભાષાદ્વારે વિદ્યા અને શાસ્ત્રોનું જ્ઞાન આપવાનો ઉદ્દેશ હતો અને તે ઉદ્દેશ હાલ સરતો નથી એમ શરૂઆતથી શાળાનો ઇતિહાસ લખી તેણે જણાવ્યું. શાળાની કમિટી ઘણી વખત તેને ઘેર મળતી હતી. શાળાઓમાં ગ્રીક અને લેટિન ભાષા શીખવવાના વિષય પર એક દિવસ વાત નીકળી ત્યારે ફ્રાંકિલને કહ્યું કે એ ભાષાઓ શીખવવામાં નકામો વખત જાય છે, આગળ લાંબી બાંયના ડગલા પહેરવાનો ચાલ નીકળ્યો ત્યારે તેમ કરવાનું કારણ એ હતું કે ટાઢ પડે ત્યારે બાંય લાંબી કરી હાથ ઢાંકી શકાય. પરંતુ હવે મોજા થયાં છે એટલે લાંબી બાંયની જરૂર રહી નથી, તોપણ લાંબી બાંય રાખવાનો ચાલ રહી ગયો છે. વળી તેજ પ્રમાણે ટોપીને માટે છે. જ્યારે છત્રીઓ ન હતી ત્યારે એવી ટોપી પહેરવાનો ચાલ નીકળ્યો કે જેથી તડકામાં અને વરસાદમાં રક્ષણ થઇ શકે. પરંતુ છત્રીઓ થયા પછી એવી ટોપીની જરૂર ન છતાં તે પહેરવાનો ચાલ રહી ગયો છે. એજ પ્રમાણે લેટિન ભાષા સંબંધી છે. જ્યારે હરેક વિષયનાં પુસ્તકો એ ભાષામા લખેલાં હતાં ત્યારે એ ભાષા શાળાઓમાં શીખવવાની જરૂર હતી. પરંતુ હાલ ચાલતી ભાષાઓમાં સઘળાં પુસ્તકો મળી શકે છે ત્યારે એ ભાષાની કંઇ જરૂર રહી નથી. હવે એ ભાષા શીખવામાં વખત કાઢવો એ નકામો છે.

જીંદગીના છેલ્લા વરસમાં ફ્રાંકિલન દરદની પીડાથી ઘણું દુઃખ ભોગવતો તોપણ એવી અવસ્થામાં તે આળસુ રહેતો નહીં. એ વરસમાં આરામને વખતે તેણે લખેલા ઘણા નિબંધ વર્ત્તમાનપત્રોમાં અને ચોપાનિયામાં છપાયા હતા. કેટલાંક વર્ત્તમાનપત્રોના અધિપતિ છાપાની સ્વતંત્રતાનો અર્થ ઉંધો સમજી પોતાના પત્રમાં ખાનગી માણસોપર હુમલો કરતા હતા. તેમને "કોર્ટ ઓફ ધ પ્રેસ" એ મથાળાથી લખેલા એક લખા-

ણુમાં ફ્રાંક્લિને ઉધડા લીધા. બીજા એક લખાણુમાં નવા "કૉન્સ્ટિટ્યુશન" સામે થનાર કેટલાએક લોકોને તેણે સખ્ત ઠપકો આપ્યો. વળી કાળા લોકોની સ્થિતિ સુધારવાની એક યોજના તેણે ઘડી કાઢી. ગુલામ રાખવાનો ચાલ કાઢી નાખવા ફિલાડેલ્ફિયામાં એક સભા સ્થાપન થઇ હતી અને તેનો પ્રમુખ ફ્રાંક્લિન હતો. હબસી ગુલામોના સંબંધમાં આ સભાએ કોંગ્રેસને એક અરજી મોકલાવી હતી. આ અરજીપર ફ્રાંક્લિને સહી કરી એ તેનું છેલ્લું જાહેર કામ હતું. વળી એજ સંબંધમાં તેણે એક લખાણુ લખ્યું જે તેનું છેલ્લું જાહેર લખાણુ હતું. જેકશન નામે જ્યોર્જીઆ સંસ્થાન તરફના કોંગ્રેસના સભાસદે, હબસીઓને ગુલામ રાખવાની તરફેણુમાં એક ભાષણુ કર્યું હતું. આ ભાષણુમાં બતાવેલી દલીલોનું ચતુરાઇ અને વિનોદ ભરેલું ફ્રાંક્લિને પોતાના લખાણુમાં અનુકરણુ કરી જેકશનના વિચાર કેવા ગેરવાજબી છે એ બતાવી આપ્યું. ફ્રાંક્લિનના લખાણુમાં સિદી મહમદ ઇબ્રાહીમ પાસે આલજીઅર્સના દરબારમાં એરીકા નામના લોક ગુલામગીરી અને ચાંચીઆપણું બંધ કરાવવા અરજ કરે છે; જેકશને જે દલીલો હબસીઓને ગુલામ કરવાની તરફેણુમાં બતાવી હતી તે દલીલો યૂરોપીયન લોકોને લૂંટી લેવાની અને ગુલામ કરવાની તરફેણુમાં ફ્રાંક્લિનના લખાણુમાં સિદી ઇબ્રાહીમને મોઢે બોલાવવામાં આવી છે. ફ્રાંક્લિનના મરણુ પહેલાં વીસ દિવસપર આ લખાણુ લખેલું હતું. તોપણુ કલ્પના અને દલીલમાં તેના બીજા કોઇ લખાણુથી તે ઉતરતું નથી.

---

## પ્રકરણ ૩૩ મું.

### આખર દિવસ.

ફ્રાંક્લિનની તબિયત—જ્યોર્જ વોશિંગ્ટનને લખેલો પત્ર—તેની સાથે મિત્રાચારી—મંદવાડ અને મરણુનો હેવાલ—દાક્તર રશનો પત્ર—મીસીસ મેરી હયુસનના પત્રમાંથી ઊતારા—શબ કબરસ્તાનમાં લેતી વખતે મળેલો લોકોનો જમાવ—કોંગ્રેસે પાળેલો શોક—ફ્રાન્સમાં પાળેલો શોક—ફ્રાંક્લિનનો દેખાવ—ફ્રાંક્લિનનું વિલ—દવાખાનાને બક્ષીસ આપેલું લ્હેણું—કારીગરોને મદદ આપવાની યોજના—ફ્રાંક્લિનનો પરિવાર—મરણુ પછી મળેલાં માન—બોસ્ટનના શહેરીઓએ એના માબાપની કબર દુરસ્ત કરાવી—૧૮૫૬ માં ફ્રાંક્લિનનું બાવલું ખુલ્લું મુકતી વખતે નીકળેલો વરઘોડો—ભાષણુ—મિજબાની—ફ્રાંક્લિનનાં લખાણોની સંપૂર્ણ આવૃત્તિ.

---

આખર દિવસોમાં ફ્રાંક્લિનની લાગણી અને તબિયત કેવાં હતાં તે પ્રેસિડન્ટ વૉશિંગ્ટનને ૧૬ મી સપ્ટેમ્બર ૧૭૮૯ એ તેણે લખેલા પત્રપરથી જણાય છે. એ પત્રમાં તેણે લખ્યું કે "મારા દરદને લીધે લખવા બેસવું મને કઠણ પડે છે, તોપણ મારો જમાઇ મી. બાખ ન્યુયોર્ક જાય છે તેની સાથે તમે સાજા થયા તેની, અને તમારા કારભારમાં આપણું નવું રાજ્ય મજબૂત થતું જાય છે તેની, મુબારકબાદીનો પત્ર લખી મોકલ્યા શિવાય મારાથી રહેવાતું નથી. તમારી તંદુરસ્તી અમને બધાને ઘણી વહાલી છે. મારા પોતાના સુખને માટે તો હું બે વરસ પહેલાં મરી ગયો હોત તો સારૂં. એમ છતાં જો કે આ બે વરસ મેં ઘણાં ભારે દુઃખમાં કાઢયાં છે તોપણ હું જીવ્યો તેથી ખુશી છું કારણ કે આપણી હાલની સ્થિતિ હું જોવા પામ્યો છું. હવે હું મારૂં ૮૪ મું વરસ પૂરૂં કરવાની-તૈયારીમાં છું અને કદાચ એ વરસ પૂરૂં થશે તેની સાથે મારી જીંદગી પણ પૂરી થશે; હવે પછી ગમે તેવો જન્મારો મને મળશે તોપણ મેં જે અહીં જોયું છે તે યાદ રહી શકશે તો મારા વહાલા મિત્ર યાદ રાખજો કે તમારા પ્રત્યે હેત, માન અને પ્યાર હું રાખી રહીશ."

વૉશિંગ્ટને ઉપરના પત્રનો જવાબ ઘણા હેત અને મમતાથી લખ્યો. આ બે પ્રખ્યાત દેશદાઝવાળા પુરૂષોએ એકસરખી ઇમાનદારી અને દૃઢતાથી દેશસેવા બજાવી હતી અને તેમના વચ્ચે ગાઢી અને દિલોજાન દોસ્તીનો સબંધ થયો હતો. કાનુનો ઠરાવવા ફિલડેલ્ફિયામાં મળેલી સભામાં બેસવા વૉશિંગ્ટન આવ્યો હતો ત્યારે પ્રથમ તે ફ્રાંક્લિનને ઘેર જઇ તેને મળી આવ્યો હતો. ત્યાર પછી કોંગ્રેસના પ્રેસિડન્ટની જગોએ બેસવાને ફિલાડેલ્ફિયા થઇને તે ન્યુયોર્ક જતો હતો ત્યારે પણ ફ્રાંક્લિનને મળવા ગયો હતો.

ફ્રાંક્લિનને દરદ જારી રહ્યું તોપણ ૧૭૯૦ના એપ્રિલની શરૂઆત સુધી તેની તબિયતમાં કંઈ ઝાઝો ફેરફાર થયો નહીં. આ પછી તેને તાવ આવ્યો અને છાતીમાં દરદ થઇ આવ્યું. તેની દવા કરનાર જૉન જોન્સ તેના મંદવાડ અને મરણનો આ પ્રમાણે હેવાલ આપે છેઃ—

"પથરીનું દરદ જેનાથી તે ઘણા વરસથી રિબાતો હતો તે તેની જીંદગીના છેવટના બાર માસમાં એટલું બધું વધ્યું હતું કે તેને ઘણું કરીને બિછાનામાં પડી રહેવું પડતું. એ દરદની ભારે વેદના થઇ આવતી ત્યારે વેદના લાગે નહીં એટલા માટે અફીણનો અર્ક તે ઘણો પીતો. દરદની

પીડાની વખતે પણ તે વાંચવામાં અથવા તેનાં કુટુંબનાં માણસો સાથે અને મુલાકાતે આવનાર મિત્રો સાથે વાતચીત કરવામાં આનંદથી વખત ગાળતો. વળી કોઇકોઇ વાર તો કામ સારૂ તેની મુલાકાતે આવનાર માણસો સાથે લોકોપયોગી અથવા ખાનગી કામમાં તે ગુંથાતો. દરેક બાબતમાં તેની જીંદગીનું ખાસ લક્ષણ—ભલું કરવાનો સ્વભાવ અને તત્પરતા તે બતાવતો અને છેવટની ઘડી સુધી તેની અસાધારણ બુદ્ધિ જેવીને તેવી રહી હતી એમ જણાતું. ઘણીવાર તે રમુજી વાતો કરતો અને તેની આસપાસ બેઠેલાઓને હસાવતો."

"તેના મરણ પહેલાં સોળ દહાડાપર તેને તાવ લાગુ થયો, પરંતુ ત્રણ ચાર દહાડા સુધી તાવનાં ખાસ લક્ષણ કંઇ જણાયાં નહીં. પછી છાતીમાં દરદ થાય છે એમ તે કહેવા લાગ્યો. એ દરદ આખરે ઘણું વધી પડયું અને તેની સાથે ખાંસી અને દમ પણ થઇ આવ્યાં. આવી સ્થિતિમાં ઘણી વેદનાને લીધે તેના મ્હોંમાંથી નિસાસાનો શબ્દ નીકળી જતો ત્યારે તે કહેતો કે, મારે દરદ સહન કરવુ જોઇએ તેવી રીતે મારાથી સહન કરાતું નથી. વળી પરમાત્માએ તેને હલકી અને ગરીબ સ્થિતિમાંથી દુનિયામાં માન અને તવંગર સ્થિતિએ ચઢાવ્યો હતો અને તેનાપર ઘણી મેહેરબાની બતાવી હતી તે યાદ લાવી તે તેનો ઉપકાર માનતો અને કહેતો કે મારી ખાત્રી છે કે આ દુનિયામાં હવે કંઇ કરવાને હું લાયક નથી, માટે આ દુનિયામાંથી મને છોડાવવાને પ્રભુએ મને થતી વેદના મોકલી છે. મરણ પહેલાં પાંચ દિવસ આગમચ તેના તનમનની આવી સ્થિતિ હતી. પછી એકદમ તેનું દરદ અને દમનો આજાર તદન મટી ગયા જેવાં દેખાયાં અને તે સાજો થશે એમ જાણી તેના કુટુંબનાં માણસો ખુશી થવા લાગ્યાં. પરંતુ તેના ફેફસામાં થએલો એક ફોલ્લો એકાએક ફાટવાથી તેમાંથી ઘણું પરૂ નીકળ્યું. જ્યાં સુધી તેનામાં શક્તિ હતી ત્યાં સુધી પરૂ તે બહાર કાઢી શકયો. પણ એ શક્તિ રહી નહીં ત્યારે ફેફસાં ધીમે ધીમે ભરાઇ ગયાં અને પછી તે શાન્ત અને બેભાન થયો. તારીખ ૧૭ મી એપ્રિલ ૧૭૯૦ ની રાતના અગીઆર વાગે ૮૪ વરસ અને ત્રણ માસની લાંબી અને ઉપયોગી જીદગી ભોગવીને શાન્તપણે તે દેવલોક પામ્યો."

ફ્રાંકિલનના મરણ પછી આઠ દહાડે દાક્તર રશે દાક્તર પ્રાઇસને લખેલા પત્રમાં આ પ્રમાણે ખબર જણાવી હતીઃ—"વર્તમાનપત્રોપરથી તમને ખબર પડશે કે આપણો પ્રખ્યાત મિત્ર દાક્તર ફ્રાંકિલન ગુજરી ગયો છે.

તેની જીંદગીના મધ્ય કાળમાં જે બુદ્ધિથી તે પ્રસિદ્ધ થયો હતો તે અંતકાળ સુધી જેવીને તેવી રહી હતી. મરણના સબંધમાં તેના કુટુંબ સાથે ખુશમિજાજ અને ખુલ્લા મનથી તે વાત કરતો હતો. મરણ પહેલાં થોડા દહાડા અગાઉ તેણે બિછાનામાંથી ઉઠીને કહ્યું કે મારૂં બિછાનું સાફ કરો કે જેથી હું સારૂં દેખાય એવી રીતે મરી જાઉં. તેની દીકરીએ કહ્યું કે મને આશા છે કે તમને સારૂં થશે, અને હજી તમે ઘણાં વરસ જીવશો. ફ્રાંકલિને જવાબ દીધો કે "હું આશા રાખું છુ કે **હું નહીં જીવું"** સહેલાઇથી દમ લેવાય એટલા માટે તેને પાસુ ફેરવવાને કહેવામાં આવ્યું ત્યારે તે બોલ્યો કે "મરતા માણસથી કશું સહેલાઇથી થઇ શકતું નથી" અહીં સર્વ જાત અને વર્ગના લોકો તેના નામને માન આપવાને એકબીજાની હરીફાઇ કરે છે."

નીચેનો ઉતારો મીસીસ મેરી હ્યુસને ફ્રાંકલિનના ઇંગ્લાંડના જુના મિત્ર મી. વિનિને ફિલાડેલ્ફિયાથી તા. ૫ મે ૧૭૯૦ ને રોજ લખેલા પત્રમાંથી લીધો છેઃ—

"આપણો વહાલો, પૂજ્ય અને માયાળુ મિત્ર, જેના જ્ઞાનથી આપણું મન કેળવાતું હતું અને જેની પરોપકારવૃત્તિ આપણું દિલ ખુશ કરતી હતી તે આપણે ખોયો છે. આપણે દિલાસો એથી લેવાનો છે કે આ દુનિયામાં માણસ જાતનું ભલું થાય એવાં કૃત્ય કરવાથી, ઇશ્વરની કૃપાનો આભાર માનવાથી, ઇશ્વરે આપેલું દુઃખ ધીરજ રાખી સહન કરવાથી અને ઇશ્વરપર ભરોંસો રાખવાથી, નવા જન્મારામાં સુખ મળતું હોય તો આપણી ખોટ એ તેનો નફો છે. તેની આખરની વખતે હું તેની પાસે હતી તેથી મારા જાતિ અનુભવથી કહી શકું છું કે આખર અવસ્થાનું દુઃખ તેના હમેશના ધૈર્યથી તે શાન્ત રીતે સહન કરી રહ્યો હતો. છેલ્લાં બે વરસમાં એકંદર બે માસથી વધારે દુઃખ વગરનો ચેનનો વખત તેણે જોયો નહોતો, તોપણ તેણે કદી મ્હોં ફફડાવ્યું નહોતું કે શોચ કર્યો નહોતો. ઘણું દરદ થતું નહોય ત્યારે વાંચવામાં, લખવામાં અથવા મિત્રો સાથે વાતચીત કરવામાં તે આનંદમાં વખત ગાળતો."

"આપણા મિત્ર સાથે ગયા ઉન્હાળામાં કાઢેલો એક દિવસ હું કદી ભુલનાર નથી. હું મળવા ગઇ ત્યારે તે ઘણું દરદ થવાથી બિછાનામાં પડયો હતો. જરા દરદ ઓછું થયું ત્યારે મેં પૂછ્યું કે કંઇ વાંચ્યું ? તેણે હા કહી. મારા હાથમાં જોન્સનનું "કવિચરિત્ર" નામનું પુસ્તક આવ્યું તેમાંથી દા-

ક્તાર ફ્રાંકલિનના પ્રિય કવિ ડવોટસનનું ચરિત્ર મેં વાંચ્યું. એ વાંચનથી તેને ઊંઘ આવવાને બદલે તે વધારે જાગ્રત થયો અને તેની યાદદાસ્ત-શક્તિ એવી તાજી થઇ કે કવિ ડવોટસનની "લિરિકપોએમ્સ" માંથી ઘણી લીટીઓ તે મોઢે બોલી ગયો અને તેમની પ્રૌઢતાનાં લંબાણથી વખાણ કરવા લાગ્યો."

ફ્રાંકલિનનું શબ કબરસ્તાનમાં પહોંચાડવાની ક્રિયા એપ્રિલની ૨૧ મી તારીખે થઇ. એવી ગણતરી કરવામાં આવી હતી કે ૨૦ હજાર કરતાં વધારે માણસ તે વખતે ભેગું થયું. પાદરીઓ, શહેરનો મેયર, કાર-પોરેશનના સભાસદ, પેન્સિલ્વેનિયાની રાજ્યમંડળીના સભાસદો, ફિલોસોફિ-કલ અને બીજી ઘણી સભાઓના સભાસદો, ન્યાયાધીશો, શેઠ સાહુકાર વગેરે તમામ મંડળી કબરસ્તાન સુધી આવી હતી. શોકની નિશાની તરિકે બધાં દેવળના ઘંટ વગાડવામાં આવ્યા હતા; બંદરમાં વહાણોના વાવટા અરધા નીચે ઉતારવામાં આવ્યા હતા. જ્યારે શબને જમીનમાં મૂકવામાં આવ્યું ત્યારે તોપના અવાજ કરવામાં આવ્યા હતા; ફ્રાંકલિનને તેની સ્ત્રીની બાજુએ, ક્રાઇષ્ટચર્ચના કબરસ્તાનમાં ભૂમિદાહ કરવામાં આવ્યો. એ બન્ને ધણી ધણીઆણીની ઘોરો ઉપર સાદો સંગેમરમરનો પથ્થર મૂકેલો છે અને તેની ઉપર ફ્રાંકલિનના વસિયતનામામાં ફરમાવ્યા પ્રમાણે તેમનાં નામ અને તેમના મરણની તિથિ શિવાય બીજો કંઇ લેખ નથી.

ન્યુયોર્કમાં બેઠેલી કોંગ્રેસને ફ્રાંકલિનના મરણની ખબર પહોંચી ત્યારે મી. મડિસને દરખાસ્ત કરી અને સર્વાનુમતે ઠરાવ કરવામાં આવ્યો કે "આપણો શહેરી, જેની બુદ્ધિ મનુષ્યવર્ગને શોભા આપે એવી હતી અને જેણે પોતાની બુદ્ધિના પ્રયાસથી વિદ્યા, સ્વતંત્રતા, અને સ્વદેશની કિમતી સેવા બજાવી છે તેની યાદગીરીના માનની ખાતર બધા સભાસદોએ શો-કની નિશાની દાખલ એક માસ સુધી હાથે કાળો પટો બાંધવો." અમે-રિકન ફિલોસોફિકલ સોસાઇટીએ પોતાના એક સભાસદ દાક્તર વિલિયમ સ્મિથ પાસે ફ્રાંકલિનના સદ્‌ગુણ અને લક્ષણપર એક વ્યાખ્યાન કરાવ્યું. ફ્રાન્સની રાજ્યસભાએ પણ ત્રણ દિવસ સુધી શોક પાળવાનો ઠરાવ કર્યો અને પ્રેસિડન્ટ મારફતે કોંગ્રેસપર દિલસોજીનો પત્ર લખાવ્યો. પારિસમાં શહેરીઓ, અધિકારીઓ વગેરેએ એક જંગી સભા ભરી ફ્રાંકલિનના મરણ-ની દિલગીરી બતાવી એની સ્તુતિનાં ભાષણો કર્યાં. પારિસની જુદી જુદી વિદ્યા અને તત્વજ્ઞાનની સભાઓએ તેના મરણનો શોક બતાવવાના ઠરાવ

કર્યા, અને ઘણા પ્રખ્યાત સભાસદોએ તેની સ્તુતિનાં કાવ્ય લખ્યાં.

ફ્રાંકિલનના શરીરનો બાંધો પુષ્ટ અને મજબૂત હતો; પાછલાં વરસમાં તે જાડો દેખાતો હતો; તેની ઉંચાઇ પાંચ ફુટ અને નવ દસ ઈંચ હતી; તેની આંખો માંજરી અને તેનો ચહેરો ચપળ હતો; તે સ્વભાવે મિલનસાર, શરમાળ અને નરમ હતો; તેનો રીતભાત મન હરણ કરી લે એવી હતી; તેની સોબત નાના મોટા બધી ઉમરના અને સર્વ પંક્તિના માણસોને ગમે તેવી હતી; નિકટના મિત્રો સાથે તે છુટથી વાતચીત કરતો, પણ અજાણ્યા સખસો સાથે, તેમજ મિત્રો અને અજાણ્યાની ભેળસેળ મંડળીમાં તે થોડુ બોલતો અને કોઇ કોઇ વખત તે મૌન રાખતો; તેના બહોળા જ્ઞાનથી અને દુનિયાના અનુભવથી તેન' સાથે વાતચીત કરનારને અનુપમ લાભ થતો; વળી તેના અપૂર્વ વિચારથી, તેની વિનોદવાણીથી અને ઉદાહરણ આપવાની રીતથી તેની વાત સાંભળવાનું કદી કંટાળાભરેલું થતું નહીં.

ફ્રાંકિલનને જણાયું કે હવે મારો અંતકાળ પાસે આવ્યો છે ત્યારે તેણે તેની મીલકતનું વિલ (વ્યવસ્થાપત્ર) કર્યું હતું. જે જે માણસોના તેનાપર હક હતા તે બધાને આ વખતે યાદ લાવી તેમની યોગ્યતા પ્રમાણે રોકડ રકમ અથવા કંઇ ચીજ તેમને આપવા તેણે ઠરાવ્યું. સન ૧૭૮૮માં તેની મીલકત આશરે દોઢ લાખ ડોલરની કિમ્મતની હતી. એમાંનો $\frac{3}{4}$ ભાગ પેદાશવાળો હતો. પોતાના પુત્ર વિલિયમને ફ્રાંકિલને ઘણી થોડી મિલકત આપી અને તેમ કરવાનું કારણ એ જણાવ્યું કે, તેણે છેલ્લી લડાઇમાં મારા દેશ વિરૂદ્ધ ભાગ લીધો છે. ફિલાડેલ્ફિયામાંની તેની મિલકતનો મોટો ભાગ તેણે પોતાની પુત્રી સહારા તથા જમાઇ મી. બાખ અને તેમની પછી તેમનાં છોકરાંને આપ્યો. બહેન જેનમિકમને તેણે બોસ્ટનવાળું ઘર તથા ૬૦ પાઊન્ડનું વર્ષાશન આપ્યું. લોકો પાસે તેનું લહેણું બાકી રહ્યું હતું તે ફિલાડેલ્ફિયા દવાખાનાને તેણે આપ્યું તેમ કરવાનું કારણ તે એમ જણાવે છે કે, કેટલુંક મુદત ગયાના કારણથી મળી શકે એવું નથી, તોપણ ધર્માદા કામમાં તે વપરાવાનું છે એમ જાણીને મારા દેણદારો તે ઘરમેળે આપી દેવાને લલચાશે એમ હું ધારૂંછું. પચીસ વરસની ઉમરની અંદરના કારીગરો, ધંધો શીખવા રહેલા શાગિર્દો વગેરેને મદદ કરવા સારૂ બોસ્ટન અને ફિલાડેલ્ફિયાને તેણે હજાર હજાર પાઉન્ડ આપ્યા; અને ફરમાવ્યું કે ખાત્રી લાયક જામીન લઇને તેમાંથી—જેને જોઇએ તેને

રકમ વ્યાજે ધીરવી; પણ સાઠ પાઉન્ડ કરતાં વધારે પૈસા એક માણસને ધીરવા નહિ અને ધંધો કરવા શિવાય બીજા કોઇ કામને માટે ધીરવા નહીં. વ્યવસ્થા કરવાનું કામ એક કમિટીને સોંપ્યું હતું. આ યોજના સો વરસ ચાલે તો પાંચ ટકા લેખે વ્યાજ ગણતાં સો વરસે તેના એક લાખ એક-ત્રીસ હજાર પાઉન્ડ થાય. ફ્રાંક્લિને ફરમાવ્યું કે જો આ યોજના ફતેહમંદ નીવડે તો સો વરસ પછી તેમાંથી એક લાખ પાઉન્ડ, બોસ્ટનના શહેરીઓએ પોતાનું સુખ વધારે એવા પુલ, કિલ્લાઓ, મકાનો, ધર્મશાળાઓ, દવાખાનાં, વગેરે ઉપયોગી બાંધકામ કરવામાં ખર્ચવા; ને બાકીના ૩૧ હજાર પાઉન્ડ મુળ યોજના પ્રમાણે કારીગરોને વ્યાજે આપવા રાખવા. આ એકત્રીસ હજાર પાઉન્ડની બીજાં સો વરસ સુધી સારી વ્યવસ્થા રહે તો તેના ચાળીસ લાખ એકસઠ હજાર પાઉન્ડ થાય. ફ્રાંક્લિન કહે છે કે જો એમ થાય તો તેમાંથી ૧૦ લાખ ૩૧ હજાર પાઉન્ડ બોસ્ટનના શહેરીઓને હું આપું છું અને બાકીના ત્રીસ લાખ પાઉન્ડ મરજી પ્રમાણે લોકોપયોગી કામમાં ખર્ચવા સરકારને આપું છું.

ફ્રાંક્લિને દવાખાનાને બક્ષીસ આપેલા લહેણાથી દવાખાનાને કંઈ ફાયદો થયો નહીં. ફ્રાંક્લિનના મરણ પછી સાત વરસે દવાખાનાની વ્યવસ્થાપક કમિટીએ ઠરાવ કર્યો કે લહેણાની ઘણી રકમો જુની છે, ઘણા દેણદારોના ઠામઠેકાણાંનો પત્તો નથી અને બધી રકમો ત્રીસથી સાઠ વરસ સુધીની જુની છે અને તે કાયદેસર રીતે વસુલ કરી લેવાનો રસ્તો નથી; સબબ લહેણાના ચોપડા અને દસ્તાવેજો ઉપકાર સાથે દાક્તર ફ્રાંક્લિનની મીલકતના વ્યવસ્થાપકોને પાછા આપવા.

ફિલાડેલ્ફિયા અને બોસ્ટનના કારીગરોને મદદ કરવા ફ્રાંક્લિને મુકેલી બે હજાર પાઉન્ડની રકમથી પણ ધારેલો ફાયદો થયો નહીં. જેમને પૈસા ધીરવામાં આવ્યા હતા તેમની પાસેથી પાછા લેવાની કાળજી વ્યવસ્થાપક કમિટીએ બરોબર રાખી નહીં અને એ નાણાં લોકો તરફ ઘલાઇ રહ્યાં. પછીથી જામીન વગેરે લેવાના સખ્ત નિયમ રાખવાથી કોઇ મદદ લેવા આગળ આવતો નહીં. વળી ધીમે ધીમે મોટા પાયાપર ધંધા રોજગાર ચાલવા લાગ્યા તેથી ૬૦ પાઉન્ડની મદદ એ કંઇ આકર્ષક જણાઇ નહીં. એક માણસને ધીરવાની રકમની હદ ફ્રાંક્લિને બાંધી છે તેમાં સમયફેરને લીધે વધારો કરવો જોઇએ તેમ ન કરતાં ૬૦ પાઉન્ડની રકમને વ્યવસ્થાપક કમિટી વળગી રહી છે તેથી પણ ફ્રાંક્લિનનો ઉદ્દેશ બરોબર પાર પડયો નથી.

ફ્રાંકલિનના વંશજો વિષે બે બોલ આ સ્થળે કહેવા અયોગ્ય ગણાશે નહીં. ગવર્નર વિલિયમ ફ્રાંકલિન ૮૨ વરસની ઉમર સુધી લંડનમાં રહ્યો. રાજકીય ઉથલપાથલ પછી તે ફરીથી પરણ્યો હતો પણ એ લગ્નથી કંઇ પ્રજા મુકી ગયો નથી. સન ૧૮૧૬ માં તે મરી ગયો. તેની પહેલી સ્ત્રીનો છોકરો વિલિયમ ટેમ્પલ ફ્રાંકલિન, દાદાના મરણ પછી પોતાના પિતા સાથે ઇંગ્લાંડ રહેવા ગયો હતો. ત્યાંથી તે કદી અમેરિકા પાછો આવ્યો નહોતો. ૧૮૨૩માં પારિસમાં તે મરી ગયો.

બેન્જામિન અને ડેબોરા ફ્રાંકલિનને ફ્રાન્સિસ ફોલ્જર અને સહારા એ બે છોકરાં થયાં હતાં. ફ્રાન્સિસ ૧૭૩૨ના જુન માસમાં જન્મ્યો હતો અને ચાર વરસનો થઇ ૧૭૩૬ માં મરી ગયો હતો. સહારા ૧૭૪૪ માં જન્મી હતી અને આગળ કહેવામાં આવ્યું છે તેમ ૧૭૬૭ માં મી. બાખ સાથે પરણી હતી. તે ૧૮૦૮ માં મરી ગઇ અને મી. બાખ ૧૮૧૧ માં મરી ગયો. સહારા અને મી. બાખને આઠ છોકરાં થયાં હતાં. તેમનાં છોકરાં અને છોકરાંનાં છોકરાં મળી ૧૮૬૩ માં એકંદર એકસો દસ માણસ એ વંશમાં હયાત હતાં.

ફ્રાંકલિને પોતાની હયાતીમાં જે લોકપ્રિયતા ભોગવી હતી તે તેના મરણ પછી કંઇ ઓછી થઇ નહોતી. તેના સમકાલભવ પુરૂષોએ તેને જે માન આપ્યું હતું તે તેની પછીની પ્રજાએ પણ આપ્યું. એકત્ર થએલાં સંસ્થાનોમાં જેમ ફ્રાંકલિન નામનું ગામ ન હોય એવાં થોડાંજ પ્રગણાં હશે તેમ કોઇ ભાગ્યેજ એવું શહેર હશે કે જેમાં ફ્રાંકલિન મોહલ્લો, ફ્રાંકલિન ચોક, ફ્રાંકલિન હોટેલ, ફ્રાંકલિન બેન્ક, ફ્રાંકલિન સભા, ફ્રાંકલિન કલબ, એમાંનું કંઇ ન હોય. બધાં મોટાં શહેરોમાં તેની યાદગીરીનું કંઇને કંઇ છેજ. તેની તસવીર જ્યાં નહિ હોય એવું કોઇ ગામ ભાગ્યેજ હશે. પારિસના બાદશાહી પુસ્તકાલયમાં તેની જુદી જુદી જાતની સો કરતાં વધારે તસ્વીરો છે.

યુનાઇટેડ સ્ટેટ્સનાં મોટાં મોટાં શહેરોમાં છાપખાનાવાળાઓની મંડળીઓ ઘણી છે. એ મંડળીઓ ફ્રાંકલિનની વરસગાંઠને દિવસે ઓછવ કરે છે અને તેના ગુણ ગાય છે.

પોતાના પ્રખ્યાત શહેરીની ખુજ જાણવામાં બોસ્ટન એકકો ગણાયું છે. ૧૭૯૦માં એક નવો જાહેર ચોક એ શહેરમાં બનાવવામાં આવ્યો અને તેને ફ્રાંકલિનનું નામ આપવામાં આવ્યું. ફ્રાંકલિનના માબાપની કબરપરનો લેખ ઘસાઇ જવાથી ૧૮૨૭ માં બોસ્ટનના કેટલાએક શહેરીઓએ

તેની જગોએ નવો યાદગીરી સ્તંભ મૂકાવ્યો અને તેનાપર અસલ લેખ ફરી કોતરાવી નીચે પ્રમાણે વધારો કર્યો:—

ઉપરના લેખવાળી
આરસપાહાણની તખ્તિ કાળને લીધે ઘસાઇ જવાથી,
પ્રખ્યાત બેન્જામિન ફ્રાંકિલનની યાદગીરીને માટે
ઉંચું માન ધરાવનાર
અને
તે
બોસ્ટનમાં સન ૧૭૦૬ માં
જન્મ્યો હતો એમ નવી પ્રજાને યાદ
કરાવવાની ઇચ્છા રાખનાર
બોસ્ટનના કેટલાએક શહેરીઓએ તેનાં
માબાપની કબરપર આ સ્તંભ
ચણાવ્યો છે.
૧૮૨૭.

સન ૧૮૫૬ માં ફ્રાંકિલનનું બાવલું સિટિહૉલ આગળ ખુલ્લું મૂકવાની ક્રિયા થઇ તે વખતે જે ધામધુમ થઇ હતી તેવી તો પહેલાં કદી થઇજ નહોતી. ફ્રાંક્લિનનું બાવલું પ્રખ્યાત કારીગર હોરેશિયોગ્રીનફ પાસે તૈયાર કરાવવાની એક ગૃહસ્થે સૂચના કરી કે તરત બે હજાર માણુસોએ પોતપોતાની શક્તિ પ્રમાણે તેના ખર્ચ માટે રકમો ભરી. બાવલું તૈયાર થયા પછી તે ખુલ્લું મુકવાની ક્રિયા કરવાને ૧૮૫૬ ના સપ્ટેમ્બરની ૧૭ મી તારીખ નક્કી કરવામાં આવી. એ દિવસની ખુશાલી માટે ઘણાં અઠવાડીયાં આગળથી લોકોએ તૈયારીઓ કરવા માંડી હતી. ફ્રાંક્લિનના મા બાપની કબરપર ફુલના હાર અને આસોપાલવનાં તોરણથી શણગારવામાં આવી હતી. જે જગોએ તે જન્મ્યો હતો, જે દેવળમાં તેને બાપ્ટિઝમ આપ્યું હતું, જે ઠેકાણે તેના બાપનું સાબુ અને મિણબત્તિ બનાવવાનું કારખાનું હતું, જ્યાં તેના કાકા બેન્જામિન તથા બહેન જેનનાં ઘર હતાં—તે બધી જગાઓ શણગારવામાં આવી હતી. "ગરીબ રીચર્ડ" માંથી લીધેલાં

વાક્યો લખેલી ધજાઓ શેરીએ શેરીએ ચોઢવામાં આવી હતી. "એક આ-જ બે કાલ બરોબર છે." "જેને ધંધો છે તેને મિલકત છે." "જ્ઞાન એ સત્તા છે." "ખાલી કોથળો ઉભો રહી શકે નહી." "વખત એ પૈસો છે." એ વગેરે નીતિવાક્યો અને કહેવતો જ્યાં ત્યાં હવામાં ફરફરતાં દેખાતાં હતાં. સરકારી મકાનો, કચેરીઓ, ખાનગી ગૃહસ્થોનાં ઘર, હોટેલો, નાટકગૃહો, વગેરે સર્વ ઠેકાણે પતાકા અને તોરણો બાંધી દેવામાં આવ્યાં હતાં. ફ્રાંક્લિનની ખાનગી પ્રાર્થનાપોથીમાંના નીચેના વાક્યથી એક જણે પોતાનું ઘર શોભાવ્યું હતું:—"મારા દેશને નિમકહલાલ રહેવામાં, તેનું ભલું કરવાને સાવચેત રહેવામાં, તેના બચાવને માટે તૈયાર રહેવામાં અને તેના કાયદાને તાબે રહેવામાં, પ્રભુ મને મદદ કર." જૂદા જૂદા કદની અને આકારની હજારો પતંગો આકાશમાં ચકી રહી હતી અને ફ્રાંક્લિને કરેલા પ્રખ્યાત અખતરાનું સ્મરણ કરાવતી હતી. છાપવાના કાગળ ભરેલી ઠેલણ ગાડીનાં ચિત્રો ઠેકાણે ઠેકાણે મૂકી દેવામાં આવ્યાં હતાં અને ફ્રાંક્લિન એક વખત કેવી સાદી રીતે રહેતો હતો એ બતાવતાં હતાં. બોસ્ટનના શહેરીઓએ એક જંગી વરઘોડો કાઢ્યો. એવું કહેવાય છે કે તે પાંચ માઇલ લાંબો હતો. મોખરે બોસ્ટનનું લશ્કર હતું. તેમની પછી અગ્નિશાન્ત મંડળીનાં માણસો, બંબા વગેરે હતાં. તેમની પાછળ સરકારી અમલદારો તથા ખાનગી ગૃહસ્થોની ગાડીઓ ચાલતી હતી. વરઘોડાની ખરી ખુબી તો આ પછી હતી. જૂદા જૂદા કારીગરોએ પોતાનો ધંધો બતાવવાને ગાડાં બનાવ્યાં હતાં અને એ ગાડાંમાં નાના પાયાપર કારખાનાં ચાલતાં હતાં. શાળોપયોગી સામાન બનાવનારના ગાડામાં એક શિક્ષક અને ચોવીસ છોકરાં બેસાડવામાં આવ્યાં હતાં અને જાણે આબેહુબ ગામડાની નિશાળ ચાલતી હોય એવો દેખાવ કરવામાં આવ્યો હતો. પુતળાં બનાવનાર કંપનીના ગાડામાં હથીઆરો અને રૂપાના સામાનના ઢગલા કરવામાં આવ્યા હતા, અને વૉશિંગ્ટન અને ફ્રાંક્લિનનાં પુતળાં માણસોના ખભા ઉપર મૂકવામાં આવ્યાં હતાં. ભઠીઆરાના ગાડામાં બાર માણસો લોકોના દેખતાં રોટલા અને બિસકિટો બનાવતાં હતાં અને જેને જોઇએ તેને ઉન્હા ઉન્હા મફત ખાવા આપતાં હતાં. ખાંડ બનાવનાર બસો માણસો આઠ ઘોટાની ગાડીમાં ખાંડની ગુણો ભરીને લાવ્યા હતા. સરસામાનને લગાવવાનો પૉલીસ બનાવનાર એક જણ ચાર ઘોડાની ગાડીમાં દસ ફુટ ઊંચી એક રાક્ષસી બાટલી મૂકી લાવ્યો હતો. લોઢાના વેપારીઓ સોળ

ઘોડાની ગાડીમાં તોપો, બંધુકો, વગેરે સામાન મૂકી લાવ્યા હતા. એન્જીનો બનાવનાર મોટાં મોટાં એન્જીનો બનાવી રાક્ષસી ગાડામાં મૂકી લાવ્યા હતા. વાજાં બનાવનાર પાંચસો માણુસો કેટલીક ભભકાદાર ગાડીઓમાં અજાયબ જેવાં વાજાં મૂકી લાવ્યા હતા. એક ગાડામાં હજામની દુકાન ચાલતી હતી. બીજામાં પીપ બનાવનારનાં માણુસો પીપો બનાવતાં હતાં. છાપખાનાવાળાં પૂર્ણ ભભકાથી નીકળ્યા હતા. તેમના એક ગાડામાં ફ્રાંકલિનના વખતનું જુનું છાપખાનું ગોઠવવામાં આવ્યું હતું. " બોસ્ટન કુરન્ટ "ના જે અંકમાં પ્રસિદ્ધ કરનાર તરીકે ફ્રાંકલિનનું નામ પહેલ વહેલું બહાર પડયું હતું તે અંક એ છાપખાનામાં છાપીને તેની નકલો તેઓ લોકોમાં ઉછાળતા હતા. ફ્રાંકલિનપર કોઇએ લખેલી કવિતા એક ગાડામાં છપાતી હતી અને તેની નકલો તાજી તાજી લોકોમાં વહેંચાતી હતી. એક ગાડામાં ફ્રાંકલિનની નાની નાની છબીઓ છપાતી હતી અને લોકોમાં તેની લહાણી થતી હતી. કેટલાંક ગાડામાં વિજળી સંબંધી અખતરા કરવાનો સરસામાન ગોઠવ્યો હતો અને લોકોની ગમત સારૂ રમુજી અખતરાં થતા હતા.

ધંધાવાળાની પછવાડે મેસોનિક અને બીજી મંડળીવાળા હતા. તેમની પછી તત્ત્વજ્ઞાનીઓ, વિદ્વાનો, અને ધર્મખાતાવાળાઓની મંડળી હતી. તેમની પછવાડે શાળાઓમાં ભણતાં હજારો આનંદી ચહેરાવાળાં છોકરાં તરેહવાર પંચરંગી પોશાકમાં હારબંધ ચાલતાં હતાં.

બપોરના બે વાગે વરઘોડો બાવલાવાળી જગોએ આવી પહોંચ્યો. મી. વિનથ્રોપનું ભાષણ સાંભળવાને બાવલાની આસપાસ હજારો લોકો વિંટળાઇ વળ્યા હતા. નક્કી કરેલે વખતે હર્ષની તાળીઓની ગર્જનામાં બાવલું ખુલ્લું મૂકવામાં આવ્યું. મી. વિનથ્રોપ પોતાના ભાષણના છેવટના ભાગમાં બોલ્યો:—" જુઓ ! આપણા દેશની કળાથી તે ફરીથી આપણી આગળ આવી ખડો થયો છે ! આ શેહેરમાં ન્હાના છોકરા તરીકે જ્યાં તે ફર્યો હતો ત્યાં વારંવાર આવવાની જે ઇચ્છા તે રાખતો હતો તે પૂરી થએલી જુઓ ! જે મેદાનપર બાલ્યાવસ્થામાં તે રમતો હતો ત્યાં ફરીથી આવી ઉભો રહેલો તેને જુઓ ! જુઓ એનો પોશાક ! એ જુના વખતમાં છાપખાનાવાળા પહેરતા હતા તેવો છે. જુના વખતના તત્ત્વજ્ઞાનીઓ—જેવા કે ગેલિલિયો, કોપરનિકસ, કેપ્લર, જેઓ એની પેઠે આકાશ સાથે વાતો કરતા હતા તેઓ પણ તેમની તસ્વીરો જોશો તો એવા પોશાકમાં દેખાશે ! જુઓ એ અસલી પોશાક ! એ પોશાકમાં

એક રાજાની કાઉન્સીલ આગળ દોષારોપનો જવાબ આપવા તેને ઉભું રહેવું પડયું હતું અને એજ પોશાકમાં બીજા રાજાની કાઉન્સીલ આગળ મિત્રાચારીના કોલકરારપર સહી કરવાનું માન તેણે ભોગવ્યું હતું !

... ... ... ... ... ... ... ...

એ મહાન્ બોસ્ટોનિયનનું બાવલું આપણા શેહેરીઓની માત્ર શોભા તરીકે, અથવા તેણે કરેલી સેવાઓની માત્ર યાદગીરી તરીકે, અથવા આપણી કૃતજ્ઞતાની માત્ર નિશાની તરીકે રહે નહિ પરન્તુ તે ઉપરાંત, જે સ્ત્રી પુરૂષો અને છોકરાં તેની સામુ જુવે તેમના અંતઃકરણમાં, જે છુટ, સ્વતંત્રતા, ઐક્ય અને રાજ્યબંધારણને માટે તેણે અથાગ મહેનત કરી હતી તેનું ખરૂં ભાન કરાવે એવી ઇશ્વર પ્રત્યે મારી પ્રાર્થના છે ! ”

ક્રિયા થઇ રહ્યા પછી એ દિવસની મિજબાનીયો ખાવાને લોકો વેરાઇ ગયા. એ દિવસે બોસ્ટનમાં ખાવાપીવાની કંઇ મણા રહી નહોતી. જ્યાં ત્યાં મિજબાનીની ધામધુમ જણાતી હતી. રાત્રે શહેરમાં રોશની કરવામાં આવી હતી અને આતસબાજી છોડવામાં આવી હતી.

ફ્રાંકિલનના મરણ પછી ૬૬ વરસે આ પ્રમાણે તેના જાતભાઇઓએ તેને માન આપ્યું હતું. સિટિ કૌન્સીલના હુકમથી એ દિવસના કામનો હેવાલ છપાયો હતો તેનાં અષ્ટપેજી ૪૧૨ પાન થયાં હતાં.

ડિઝ્રાઇલીના કહેવા પ્રમાણે “ કોઇ ગ્રંથકારની યાદગિરીનું સ્મરણ રાખવાની સૌથી સરસ રીત એ છે કે તેનાં લખાણની સારી આવૃત્તિ બહાર પાડવી.” દાક્તર ફ્રાંકિલનને આ માન તેના જેવા બોસ્ટનના વતની દાક્તર જરેડ્ સ્પાર્કસે આપ્યું છે. ઇગ્લાંડ, ફ્રાન્સ, યુનાઇટેડ સ્ટેટ્સ વગેરે ઠેકાણે જાહેર પુસ્તકાલયો, વર્તમાનપત્રો, સરકારી રિકાર્ડો વગેરેમાં ઘણાં વરસ સુધી ઘણી મહેનત કરી, ફ્રાંકિલનનાં તમામ લખાણ એકઠાં કરી તેણે દસ વાલ્યુમ છપાવ્યાં છે.

---

## પ્રકરણ ૩૪ મું.

### ચરિત્રનું મનન.

દુનિયામા કોઇ માણુસ મોટો થઇ જાય છે ત્યારે બીજાઓ સ્વાભાવિ રીતે જાણવાને ઇચ્છે છે કે તે શાથી મોટો થયો. ફ્રાંક્લિનના સબંધ આ સવાલ આપણે પુછીશું તો તેની જીવનકથા પરથી આપણને જણા કે તેની ચઢતીનાં મુખ્ય કારણ તેનો ઊદ્યોગ, ખંત, અને કરકસર હત ન્હાનપણમાં તેના બાપે કહેલું સોલોમનનું વાક્ય—" તું કોઇ માણુસ ઉદ્યોગી જુવે છે ? એવો માણુસ રાજા પાસે ઉભો રહેશે, હલકા માણુ પાસે ઉભો રહેશે નહી "—તેના મનપર સજડ ઠશી ગયું હતું, અને તે લીધેજ માત્ર રાજા પાસે ઉભા રહેવાનો નહિ પણ રાજાઓ સાથે બેસી જમવાનો તેને વખત આવ્યો હતો.

ન્હાનપણમાં શાળા કે પાઠશાળામાં અભ્યાસ કરવાની તેને જોઇ તેવી તક મળી નહોતી. તોપણ જાતમહેનત અને ન્નત કેળવણીથી, પહે લી પંક્તિની પાઠશાળામાં ઊંચામાં ઊંચી કેળવણી લીધેલા માણુસ કર તેણે વધારે જ્ઞાન મેળવ્યું હતું. જ્ઞાન મેળવવાની અને અવલોકન કરવા કોઇ તક તે નકામી જવા દેતો નહીં દમડી વગર શરૂઆત કરે છતાં ૪૨ વરસની ઉમરે તે એટલો પૈસો બચાવી શક્યો હતો કે તે વ્યાજની વાર્ષિક ઉપજ સાતસો પાઉન્ડ થતી હતી. એટલી ઉમરે વધ કમાવાની તેને દરકાર રહી નહીં તેથી ધંધા રોજગારમાંથી છુટી પોતાનું જ્ઞાન વધારી શક્યો, લોકોપયોગી કામોમાં ભાગ લઇ શક્યો અ સ્વદેશની સેવા કરી શક્યો.

પોતાની મનોવૃત્તિઓને અંકુશમાં રાખવાની શક્તિ ફ્રાંક્લિનના અસાધારણ હતી. આને લીધે તે સ્વાર્થ કે ફીશીઆરીથી આડો દોરવા નહિ અને એક ચિત્ત અને એક ધારણાથી પોતાનું કામ કરી ફતેહ મેળ વતો. પોતાની મગદુર વિચારીને તે ડગલું ભરતો અને લાંબી નજર હોંચાડીને ચાલતો.

પોતાના જાતભાઇઓનું જ્ઞાન વધારી, તેમની સ્થિતિ સુધારી, ડહ પણ અને નીતિનિપુણતાનો પ્રત્યક્ષ દાખલો આપી, તથા સદ્ગુણ અ સન્માર્ગનાં તત્ત્વ તેમના મનમાં ઠસાવી, મનુષ્યવર્ગનું સુખ વધારવું એ આ

જીંદગીમાં તેની મુખ્ય ધારણા હતી. લોકોપયોગી થવું અને લોકોનું ભલું થાય એવાં કામ કરવાં એજ આ જીંદગીનું સાર્થક તે સમજતો. જનસમૂહનું સુખ વધારવાને ફ્રાંક્લિને જેટલું કર્યું છે તેટલું બીજા કોઇએ ભાગ્યેજ કર્યું હશે.

ધર્મ સબંધી બાબતમાં કોઇ અમુક પક્ષની તરફેણમાં ફ્રાંક્લિન નહોતો. કોઇ પંથની સાથે લડયા વગર બધા પંથવાળા સાથે હળીમળીને તે રહેતો. ક્વેકર્સ, ટન્કર્સ, મોરેવિયન્સ, મેથોડિસ્ટસ્, પ્રેસબિટેરિયન્સ, કેથોલિક્સ, આસ્તિકો, નાસ્તિકો, વગેરે બધા સાથે તે મિત્રાચારી ધરાવતો હતો. બધી જાતના માણસોને તે ભાઇ તરીકે ચહાતો અને તેમના ધર્મ સબંધી વિચારને લીધે કોઇને વખોડતો નહીં. અગમ્ય અને અગોચર વિષયોમાં માણસના મતભેદને તે કંઇ અગત્યતા આપતો નહી. વળી તે જાણતો હતો કે ધર્મનાં કાર્યમાં વહેમનો નાશ એક બીજાપર હુમલો કરવાથી થતો નથી, પરન્તુ જ્ઞાન અને મિત્રાચારીના વધારાથી થાય છે. તેની આખી જીંદગી ધર્માંધપણું, દુરાગ્રહ અને એવા બીજા અપ્રશસ્ત અને સંકોચિત વિચારોનો ઘટાડો કરવામાં તેણે ગાળી હતી. "ઇશ્વરે બનાવેલાં બીજાં પ્રાણીઓનું ભલું કરવું એજ ઇશ્વરની સૌથી સારી ભક્તિ છે" એ ધર્મ સબંધી તેના વિચારોનો સાર હતો અને એજ વિચાર મનમાં રાખી તેની આખી જીંદગી બીજાઓનું ભલું કરવામાં તેણે કાઢી હતી.

ફ્રાંક્લિનની જીંદગીના મુખ્ય ત્રણ ભાગ થઇ શકે. પહેલા ભાગમાં એક ધંધાદારી તરીકે તેણે કામ કર્યું, બીજા ભાગમાં તત્ત્વવેત્તા તરીકે કર્યું અને છેવટના ત્રીજા ભાગમાં રાજ્યનીતિજ્ઞ તરીકે કર્યું. એ ત્રણે ભાગમાં, એક માણસથી લોકોપયોગી કામો કરવાને જેટલું થઇ શકે તેટલું તેણે કર્યું. ગરીબ અને પૈસાદાર માણસની જીંદગીમાં મુખ્ય તફાવત એ પડે છે કે ગરીબ માણસને જે કામ મળી શકે તે કરવું પડે છે અને પૈસાદારને કયું કરવું એ બાબત કંઇ પસંદગી વાપરવાની તક મળે છે. પસંદગી વાપરવાની સ્થિતિએ પોતાની મેળે પહોંચી, પસંદગી વાપરવાનો વખત આવતા સુધી જીવનારા થોડાજ નીકળે છે. તેથી એવું બને છે કે બાપે મહેનતથી મેળવેલો અવકાશ ભોગવવાના વખતનો લાભ છોકરો ભોગવે છે. ઇતિહાસમાં આના ઘણા દાખલા મળી આવે છે. સર રોબર્ટ પીલે બાર હજાર પાઉન્ડની ઉપજ થાય એટલી મિલકત સંપાદન કરી અને બ્રિટિશ રાજ્યતંત્ર ચલાવવાનું સુખ તેના છોકરાએ ભોગવ્યું. બુઢા મેકોલેએ આફ્રિકામાંથી સોનું

મેળવ્યું અને તેના છોકરા ટામસ બેબિંગ્ટને વિદ્વતા મેળવવાનો લાભ ભોગવ્યો. ન્યાયાધિશ પ્રેસ્કોટે પોતાની આવકમાંથી જે પૈસા બચાવ્યા તે ઉપર નિર્વાહ કરી તેનો ' ફરડિનાન્ડ અને ઇસાબેલા ' નો ઇતિહાસ લખી શક્યો. કેટલાક મહાન્ પુરૂષોને ધર્મખાતામાં અથવા વિદ્યાખાતામાં જગો મળવાથી તેઓ જનસમૂહને ઉપયોગી કામો કરી શક્યા છે. ન્યુટન, કેપ્લર, ગેલિલિયો, લીબનિઝ, બેન્થામ, રિકાર્ડો, મિલ, સ્કોટ, શેલી, કારલાઇલ, વિદ્બરફોર્સ, વગેરે મહાન્ પુરૂષોમાંથી કોઇને બાપ તરફથી મિલકત મળેલી હતી, કોઇને કંઇ જગો મળવાથી તેની આવક હતી, અથવા કોઇને કોઇ બીજી તરેહની આવક હતી. ફ્રાંકિલન જેવા વિરલા પુરૂષો થોડાજ થયા છે કે જેઓ જાતમહેનતથી પોતે પૈસો પેદા કરી, પોતાની મેળે લોકોપયોગી થવાની સ્થિતિએ પહોંચ્યા છે. પોતાની કમાઇથી ૪૨ વરસની ઉમરે તે સ્વતંત્ર થયો હતો. અને તેથી કરીને ફિલાડેલ્ફિયા, પેન્સિલ્વેનિયા, સંસ્થાનો, ઇંગ્લાંડ, ફ્રાન્સ, એકત્ર થએલાં સંસ્થાનો અને આખા મનુષ્ય વર્ગની તે સેવા કરી શકયો હતો. ૪૨ વરસની ઉમરે અવકાશ ભોગવવાની સ્થિતિએ તે પહોચી શકયો એ તેની અસાધારણ કુશળતાનું લક્ષણ છે. એ અવકાશ સુખ અને મઝા ભોગવવામાં ન ગાળતાં, મનુષ્યની સેવા કરવામાં તેણે ગાળ્યો એ એની ભલમનસાઇ અને સર્વજન હિતેચ્છાનું લક્ષણ છે. એક ઠેકાણે ફ્રાંકિલન લખી ગયો છે કે " જૂદા જૂદા ધંધા, અભ્યાસ અને મઝાઓમાં ચિત્ત ન પરોવતાં, માણસવર્ગના સુખનો વધારો કરવાનો જે ધંધો લેઇ બેસે, તે એટલું બધું કરી શકે કે તેની કલ્પના પણ થઇ શકે નહી. ફ્રાંકિલન પોતે કેટલું કરી શકયો હતો એ આ વાકયનો સારો ખુલાસો કરે છે.

' જન્ટો ' જેવી ઘણી ઉપયોગી, અને આનંદી મંડળી સ્થાપી તેણે જ્ઞાનનો વધારો કર્યો.

ફિલાડેલ્ફિયા પુસ્તકાલયની તેણે સ્થાપના કરી અને તેના અનુકરણથી બીજાં હજારો પુસ્તકાલયો સ્થપાયાં.

સંસ્થાનોમાં સર્વથી ઊત્તમ પ્રતિનું વર્તમાનપત્ર તેણે પહેલવહેલું કાઢયું. એના વર્તમાનપત્રમાં લોકોની નીંદા કરવામાં આવતી નહિ, કુસંપ વધે એવાં લખાણ પ્રસિદ્ધ થતાં નહિ અને નકામાં ટાયલાં કરવામાં આવતાં નહિ. એ વર્તમાનપત્રથી પેન્સિલ્વેનિયાનું જ્ઞાન, અને અમેરિકાના છાપાનો મોભો વધ્યો.

ધંધો વધારવાને હાલના વખતમાં અવશ્ય મનાતી જાહેરખબર આપવાની રીતની ખરી પહેલ કરનાર તે હતો.

તેના " ગરિબ રિચર્ડ "થી બધા જમાનાનું ડહાપણ અને જ્ઞાન, રમુજી અને બોધકારક રીતે તેણે લોકોમાં ફેલાવ્યું.

અમેરિકામાં પોષ્ટઆફિસની ખરી પદ્ધતિ તેના વખતમાં દાખલ થઇ.

ફિલાડેલ્ફિયામાં રસ્તા સાફ કરવાની, રાત્રે ફાનસ કરાવવાની, અને જાહેર રસ્તાપર ફરસબંધી જડાવવાની પદ્ધતિ તેણે દાખલ કરાવી હતી.

શહેરો પાસે બાળવાનાં લાકડાંની તંગાશ પડવાથી લાકડાં બચે એવો ચૂલો તેણે શોધી કાઢયો.

ઘરમાં ધુણી થાય એવાં ધુમાડીઆંના ઉપદ્રવમાંથી સુધરેલી પ્રજાને તેણે મુક્ત કરી.

મકાનોમાં તાજો પવન આવે જાય એવી રીતનાં બારી બારણાં મૂકવાનો અસરકારક બોધ કરનાર તે પહેલવહેલો હતો.

સાત વરસનો અવકાશ વિજળી સબંધી શોધો કરવામાં તેણે કાઢયો અને શાસ્ત્રીય બાબતોનો અભ્યાસ કરવામાં તે એ સદીમાં તેના દાખલાથી જેટલો વધારો થયો તેટલો બીજા કશામાં ભાગ્યેજ થયો હશે.

વિજળીવાહક સળીઆની શોધ કરી, વિજળી પડવાથી થતી નુકશાનીમાંથી, જનસમૂહને તેણે હમેશને માટે બચાવ્યા.

પેન્સિલ્વેનિયામાં પહેલવહેલી જાહેર શાળા કાઢવામાં તેણે અગ્રેસર ભાગ લીધો હતો. અને ફ્રેંચ, જર્મન, સ્પેનિશ, વગેરે, મહેલ્લાઓમાં તથા વેપારનાં બંદરોમાં બોલાતી આધુનિક ભાષાઓને બદલે, ગ્રીક અને લેટિન જેવી બોલાતી બંધ થએલી ભાષાઓ શિખવવામાં એ શાળાના ફંડનો ગેર ઉપયોગ થતો હતો તે વિરૂદ્ધ મરણપર્યંત તેણે વાંધો ઉઠાવ્યો.

' અમેરિકન ફિલોસોફિકલ સોસાઇટી ' નામની વિદ્વાનોની પહેલવહેલી સભા તેણે સ્થાપી.

રસાયણી ખાતરોનો ઉપયોગ તેણે બતાવ્યો. વિલો નામનો ટોપલી બનાવવાનો વેલો અમેરિકામાં પ્રથમ તેણે દાખલ કરાવ્યો અને રેશમ બનાવવાનો ઉદ્યોગ દેશમાં તેણે ફેલાવ્યો.

લડાઇ ન કરવા સંબંધી ક્વેકરપંથના લોકોની ભૂલ તેણે ઘણે દરજ્જે દુર કરી અને ફિલાડેલ્ફિયાના સંરક્ષણને માટે જોઇતી ગોઠવણો કરી.

પેન કુટુંબવાળાના જુલમ સામે ત્રીસ વરસનો ઝઘડો તેણે ઉભો કર્યો, એ ઝઘડો ધીમે ધીમે વધીને આખરે ગ્રેટબ્રિટનના રાજા સાથે ઝઘડો થયો અને સંસ્થાનો સ્વતંત્ર થયાં.

સંસ્થાનોએ એકત્ર થવાની યોજના પહેલવહેલી તેણે તૈયાર કરી હતી. એ યોજનાનો ઘણો ભાગ આજ સુધી કાયમ છે.

સ્ટાંપ કાયદો રદ્દ કરાવવામાં અગ્રેસર ભાગ લેનાર તે હતો.

સંસ્થાનોને સ્વતંત્ર થવાને શિખવનારાઓમાં તે મુખ્ય હતો.

સંસ્થાનોને માટે, તે વખતના બ્રાઇટ, કોબ્ડન, સ્પેન્સર, મિલ જેવા માણસોના અંતઃકરણમાં સારી લાગણી પેદા કરનાર તે હતો.

દરિયાની ઉષ્ણતા માપવાની શોધ કરનાર તે હતો.

વાતાવરણનાં તોફાનની ગતિ શોધી કાઢનાર તે હતો.

ચૂલાનો ધુણી ચૂલામાં ને ચૂલામાં સમાઇ જાય તેવો ચૂલો શોધી કાઢનાર તે હતો.

રાજકિય ઉથલપાથલની શરૂઆતમાં સંસ્થાનોને ધીરજ, અને સહનશિલતાનો બોધ કરનાર તે હતો.

યૂરોપમાં તેની હાજરીથી અમેરિકાપક્ષને ઘણો લાભ થયો હતો. લી, આડમ્સ વગેરેના લડાઇખોર વલણથી ફ્રાન્સમાં થતી માઠી અસર અટકાવનાર તે હતો.

તેના સારા સ્વભાવને લીધે ફ્રાન્સ તરફથી સંસ્થાનોને પૈસા સબંધી અને બીજી ઘણી જાતની મદદ મળી હતી.

૧૭૮૭ ની કોન્વેન્સનમાં તેની સારી શિખામણ અને બોધ, સંસ્થાનોને હમેશને માટે એકત્ર કરવામાં ઘણી ઉપયોગી થઇ પડયાં હતાં.

ગુલામ રાખવાના રીવાજ સામે આખરનાં વરસોમાં તેણે જબરી લડત ચલાવી હતી.

ફ્રાંકલિને કરેલાં કામોમાં મુખ્ય મુખ્ય ઉપર પ્રમાણે છે. એટલાં બધાં કામ બીજા કોઇ એક માણસે ભાગ્યેજ કર્યાં હશે. ભલું કરવાને તેણે

કરેલા સંકલ્પને લીધે તે આટલું બધું કરી શક્યો હતો. એવું કહેવાય છે કે જેનામાં મોટા ગુણો હોય છે તેનામાં મોટા દોષો પણ હોય છે. નેપોલિલિયન, મિરાબો, વોલ્ટેર, અને બાયરન જેવા મોટા પણ સુધર્યા વગરના માણસોના સબંધમાં આ કદાચ ખરૂં હશે. પરન્તુ ફ્રાંકિલન જેવો માણસ, જે પોતાના દોષ જોઇ શકતો, અને તે દ્રઢ થાય તે પહેલાં તેમને દુર કરી શકતો તેના સબંધમાં એ ખરૂં નથી. સદ્દગુણી થવું એ સારૂં, અને સુખદાયક છે, અને દુર્ગુણી થવું એ નઠારૂં અને દુઃખદાયક છે એમ તેની ખાત્રી થઇ હતી. તેટલા માટે સદ્દગુણી થવાનું તેણે પસંદ કર્યું અને પુરા મનથી મનોવૃત્તિઓને જીતવાને અને સદાચરણને રસ્તે ચાલવાને તેણે પ્રયત્ન કરવા માંડયો. પોતાને માટે નાનકડી પ્રાર્થનાપોથી તેણે બનાવી. પોતાના સ્વભાવમાં અને ટેવોમાં જે ખોડ તેને માલમ પડતી તે તજવાને અને જે સારૂં માલમ પડતું તે દ્રઢ કરવાને તે હરદમ મહેનત કરતો. તેની મહેનતનું ફળ તેને મળ્યું અને બીજાઓને અનુકરણ કરવા લાયક તેની કારકિર્દિ થઈ. ફ્રાંકિલનના વખતમાં એવું માનવામાં આવતું કે અનીતિવાન અને બહુ બોલો થયા વગર કોઇથી જુસ્સાવાળો અને જ્ઞાની થઇ શકાય નહી. ફ્રાંકિલને ફિલાડેલ્ફિયાના લોકને પોતાના દાખલાથી બતાવી આપ્યું કે એ વિચાર ભૂલ ભરેલો છે અને ખરી મરદાઇ તો સદ્દગુણી થવામાંજ છે.

ન્હાનપણમાં ખરાબ સોબત મળે છે તો તેનો ચેપ લાગ્યા વગર રહેતો નથી. ફ્રાંકિલનને રાલ્ફ જેવા અવિચારી, વંઠેલ સોબતીઓની એક વખત થોડી ઘણી અસર થઇ હતી. પરંતુ તેની ભૂલ તેને થોડા વખતમાંજ જણાઇ અને તેથી તે ડુબતો બચ્યો. કોઇ પણ જાતનો નઠારો ચેપ લાગે નહીં અને તેઓ સદ્દગુણી અને લાયક જુવાનો થાય એવી રીતે છોકરાંને કેળવી મોટાં કરવાં એ કંઇ અશક્ય નથી, પરંતુ ઘણું કઠણ છે. ન્હાનપણમાં ઘણી વાતો એવી શીખી જવાય છે કે જે મોટપણે ભૂલી જવી પડે છે અને ઘણી વાતો એવી હોય છે કે જે મોટા થયા વગર શીખાયજ નહીં. જે પુરૂષો, ન્હાનપણમાં મેળવેલી ખોડો દૂર કરવાને પ્રયત્ન કરે છે તેઓજ એકનિષ્ટાથી સારાં કામ કરી શકે છે; પોતાની પ્રકૃતિ વશ રાખી શકે છે અને પૂર્ણ જ્ઞાન મેળવી શકે છે. કોઇ પોતાની મેળે સુધરી શકે છે અને કોઇ બીજાના બોધથી સુધરે છે. કારલાઇલની પેઠે ફ્રાંકિલનને સુધારનાર કોઇ નહોતું. પોતાની જાતમહેનતથી તે સુધરી શક્યો હતો.

આત્મચરિત્રની શરૂઆતના ભાગમાં ફ્રાંકલિન એક અજબ જેવી વાત લખે છે. તે કહે છે કે પહેલી આવૃત્તિની ભૂલો બીજી આવૃત્તિમાં સુધારવાનો ગ્રંથકારનો હક્ક મને ન મળે તોપણ મેં ગુજારેલી જીંદગી ફરી ગુજારવાને હું વાંધો લઉં નહીં. આ વખતે તેની ઉમર ૬૫ વરસની થઇ હતી. ૬૫ વરસની ઉમરે આ પ્રમાણે કહી શકે તે માણસે કેટલું બધું સુખી આયુષ્ય ભોગવેલું હોવું જોઇએ ! ૬૫ વરસની ઉમ્મરે આ પ્રમાણે કહી શકે એવા કેટલા થોડા માણસ થઇ ગયા હશે ! આ દુનિયામાં માણસ ભોગવી શકે તેટલું બધું સુખ ફ્રાંકલિને ભોગવ્યું હતું. તે જાતે સુખી થયો એટલુંજ નહીં પણ પોતાના જાતભાઇઓને સુખી કરવા તેણે મહેનત કરી. તેના જેટલું સુખ બીજા કોઇએ ભોગવ્યું નથી તેમ મનુષ્યવર્ગનું સુખ વધારવાને તેણે જેટલું કર્યું છે તેટલું બીજા કોઇએ કર્યું નથી. દુનિયામાં પોતે સુખી થવું અને બીજાઓને સુખી કરવા એજ ખરૂં કર્તવ્ય છે. જે માણસ એ પ્રમાણે કરી શકે છે તેનામાં અસાધારણ સદ્દગુણ અને ડહાપણ હોવાં જોઇએ. ડહાપણ અને સદ્દગુણ વગર કોઇ પોતે સુખી થતું નથી અને બીજાઓને સુખી કરી શકતું નથી.

ફ્રાંકલિને માત્ર આત્મોન્નતિ તરફ લક્ષ રાખ્યું હોત અને પેન કુટુંબના અથવા રાજાના પક્ષમાં તે ભળી ગયો હોત તો તે મોટે હુદ્દે ચડી શકયો હોત અને સર બેન્જામિન ફ્રાંકલિન અથવા લોર્ડ ફ્રાંકલિન થઇ શકયો હોત પરન્તુ તે તેણે પસંદ કર્યું નહીં. હુદ્દા, ઇલકાબ, અથવા માન મેળવવાને ખાતર, પોતાના દેશને, અને પોતાના દેશીભાઇઓને દગો દેવો એ તેને ઘણું નીચ લાગ્યું. લાલચથી દૂર રહી, પોતાના પ્રમાણિકપણાને વળગી રહી તેણે એકનિષ્ટાથી લોકોના ભલા તરફજ લક્ષ રાખ્યું અને આખરે પોતાના દેશને સ્વતંત્ર કર્યો.

ફ્રાંકલિનને આ દુનિયામાં જે ફતેહો મળતી ગઇ તેથી તે કોઇ રીતે ફુલાઇ ગયો નહતો. આખર સુધી તે પોતાની સાદાઇ અને નમ્રતા રાખી રહ્યો હતો. તેના જેવી ફતેહમંદ કારકિર્દિ બીજા કોઇ સાધારણ માણસની નિવડી હોત તો તેનું માથું ફરી જાત, અને તે ઊંચો ને ઊંચો રહત, પરન્તુ ફ્રાંકલિને નીચી અને ઊંચી દરેક સ્થિતિમાં, પોતાના બાળમિત્રો, સગાં અને સ્નેહીઓ બધાં તરફ એકસરખી વર્તણુંક રાખી. દરબારો અને રાજ્યસભાઓમાં બેસવાનો તેને વખત આવ્યો ત્યારે પણ તેના જુના દોસ્તદારો તેના ન્હાનપણના 'બેન' નામથી તેને બોલાવે એજ તેને ગમતું. તે

હમેશ સાદો પોશાક પહેરતો. ગ્રંથકારમાં ગણાવાનો તે ફાંકો રાખતો નહીં. આત્મપ્રીતિને માણસે આ દુનિયામાં જેટલે દરજ્જે જીતવી જોઇએ તેટલે દરજ્જે તે જીતી શક્યો હતો.

પોતાનું કાર્ય સિદ્ધ કરવામાં ફ્રાંકિલનના જેવો ખબડદાર બીજો કોઇ ભાગ્યેજ થયો હશે. પ્રસંગ આવ્યા વગર તે બોલતો નહી: પ્રસંગ આવ્યે બોલવાને ચૂકતો નહીં; અને હમેશાં જે વખતે જે ઘટે તે તે બોલી જાણતો. કંઇ લોકોપયોગી કામ કરવું હોય તો તેની દરખાસ્ત પોતાના નામથી તે બહાર પાડતો નહીં. અમુક મિત્રોની તે સૂચના હોય અને તેમના કહેવાપરથી પોતે તો માત્ર મહેનત કરનાર હોય એવી રીતે તે બોલતો. બીજાઓના વિચાર જાણ્યા વગર તે કોઇ વાત ઉઘાડી રીતે હાથમાં લેતો નહીં. જન્ટો અથવા વર્તમાનપત્રદ્વારા લોકોને પોતાના વિચાર જણાવી પોતાના વિચારના બીજાઓને કરી, યુક્તિ પ્રયુક્તિથી બીજાઓના ભૂલભરેલા વિચાર ફેરવી તે બહાર પડતો અને ફતેહ મેળવતો. છાતી ઠોકીને તે કદી બોલતો નહીં. મને લાગે છે, હું ધારૂં છું, વગેરે મતલબના બોલથી તે શરૂઆત કરતો અને ધીરજ તથા ખંતથી વિવેચન કરી, દાખલા દલીલોથી બીજાઓની ખાત્રી કરતો. આ રીત રાખવાથી પરિણામ એ થતું કે તેના વિરૂદ્ધ ઘણા થોડા જણ થતા, તેના કહેવાની ઘણી અસર થતી અને તે પોતાની ધારણા પાર પાડી શકતો.

બધી વાતોનો વિચાર કરી જોઇ ફ્રાંકિલન નિશ્ચય કરતો. પહેલો નિશ્ચય કરીને પછી વિચાર કરનાર માણસ તે નહોતો. એકવાર પુખ્ત વિચાર કરી નિશ્ચય કર્યા પછી, તે પોતાની ધારણામાં પાછો હઠતો નહીં. ખંતથી મંડ્યો રહી તે ફતેહ મેળવતો. સંસ્થાનો અને ઇંગ્લાંડ વચ્ચે તૂટ થએલી જોવાને તે ઇચ્છતો નહીં. તૂટ ન થવા દેવાને પોતાનાથી બનતી મહેનત તેણે કરી. પરન્તુ જ્યારે તેની ખાત્રી થઇ કે ઇંગ્લાંડથી છુટા પડ્યા શિવાય બીજો ઉપાય નથી ત્યારે દ્રઢતાથી તે વિચારનેજ તે વળગી રહ્યો. ઇંગ્લાંડે એક વખત ધમકી આપી, બીજી વખત લાલચ બતાવી, પણ કશાથી તે ડગ્યો નહીં.

સગાંવહાલાં અને સ્નેહીઓ તરફ ફ્રાંકિલન ઘણી મમતા રાખતો. તેમને પોતાનાથી બનતી મદદ તે કરતો. તેમની સાથે પત્રવ્યવહાર રાખી, અને તેમને વખતોવખત ભેટો મોકલાવી, તે તેમને જણાવતો કે હું તમને

ભૂલી ગયો નથી. તેની બોલવાની છટા એવી હતી કે બધાં તેનાથી ખુશ ખુશ થઇ જતાં. ન્હાનાં અને મોટાં, ગરીબ અને તવંગર જે તેના સમાગમમાં આવતાં તે બધાં તેનાથી રંજન થતાં અને તેની સાથે ઓળખાણ વધારવાને ઇચ્છતાં.

વ્યવહારોપયોગી ડહાપણ અને જ્ઞાન ફ્રાંકલિનનામાં અસાધારણ હતું. આ દુનિયામાં ફતેહ મેળવવાની કળા તેનામાં હતી. માણસોના સ્વભાવ અને લક્ષણ તે જાણતો. કેવળ ભલમનસાઇથી આ દુનિયામાં ફતેહ મળતી નથી. લુચ્ચાઇ નહી પણ જરા યુક્તિની વારંવાર વ્યવહારમાં જરૂર પડે છે. ફ્રાંકલિન તે વાપરી જાણતો.

તર્કશક્તિ અને કાર્ય કરવાની શક્તિ, સાધારણ રીતે એક માણસમાં ભેગી હોતી નથી. ફ્રાંકલિન આ બન્ને શક્તિઓ ધરાવતો. તે તર્ક કરી શકતો અને પોતાના તર્કને અનુભવમાં લાવી શકતો. તર્ક કરવામાં અને કાર્ય કરવામાં તેની રીત સાદી અને સરળ હતી. પોતાની ધારણા પાર પાડવાને તે હમેશ ટુંકો અને સહેલો રસ્તો પસંદ કરતો અને સાદા ઉપાય યોજતો. એની ભાષા સાદી હતી. બીજાઓને અચંબો ઉપજાવવાનું નહીં પણ બીજાઓને આપણા વિચાર દર્શાવવાનું ભાષા એ સાધન છે એમ તે કહેતો અને પોતે ચોખી સમજાય એવી, સહેલી અને સરળ ભાષા બોલતો ને લખતો. વાદવિવાદ તેને ઘણો પસંદ નહોતો. કોઇ જાહેર ભાષણમાં પા કલાક કરતાં વધારે વખત તે બોલતો નહીં. સરકારી અને ખાનગી કામમાં તેનો પત્રવ્યવહાર નકલ કરી લેવા જેવો છે. સ્પષ્ટતા, સાદાઇ અને થોડા શબ્દોમાં ઘણો અર્થ જણાવવાની રીતમાં તે અનુપમ છે. ગૌરવમાં અને મનપર અસર કરવામાં પણ તે કમ નથી. કુદરતનું અવલોકન કરી નવી શોધો કરવાની ફ્રાંકલિનની રીત ઘણી સાદી હતી.

જૂદા જૂદા દાખલા લઇને તેની અનુમાન કરવાની રીત બેકને બતાવેલી રીતને અનુસરતી છે. અનુમાન કરવાની રીત બેકને બતાવેલી નહોત તો કદાચ ફ્રાંકલિન બતાવત. ફ્રાંકલિનને હાથે એ રીત પહેલવહેલી બતાવવાનો વખત આવત તો બેકનના કરતાં વધારે સફળ અને સાદી ભાષામાં તે બતાવી શક્ત * ફ્રાંકલિનની ખરી ખુબી એ છે કે

* લોર્ડ બ્રુમ—"ત્રીજા જ્યોર્જના વખતના રાજ્યનીતિજ્ઞ પુરૂષોનું ટુંક બ્યાન"

અખતરા કરવામાં ઘણુંજ સાદાં અને ઘરગુતાં ઓજાર તે વાપરતો હતો. આકાશવિજળી અને ઘર્ષણવિજળી એકજ છે એ સાબીત કરવાને તેણે ફક્ત જાડા કાગળનો તાવ, સણની દોરી, રેશમની દોરીનો કડકો અને કુંચી, એટલી ચીજો જ કામમાં લીધી હતી.

ફ્રાંકિલન સકલગુણ સંપૂર્ણ હતો અને તેનામાં કંઇ પણ ખોડ નહોતી એમ કહેવાનો અમારો ઉદ્દેશ નથી. કંઇ પણ ખોડ વગરનો કયો માણસ દુનિયામાં થયો છે ? કંઇ પણ ખોડ વગરનો હોય તેને માણસ કેમ કહેવાય ? માણસમાં સર્વ જાતની પૂર્ણતા હોઇ શકે નહીં. ૧૯ વરસની ઉમરે બિયર દારૂને જે ફ્રાંકિલન ધીકારતો હતો તે ફ્રાંકિલન મોટી ઉમરે લંડન અને પારિસમાં, કોઇ કોઇવાર જરા પીવાને વાંધો લેતો નહીં. પોતાના ન્હાનપણના સુવિચારને આ બાબતમાં તે વળગી રહ્યો હોત તો કેવું સારૂ થાત ! તે જમાનામાં બધા માણસો કલબોમાં ભેગા થતા અને કલબોમાં ભેગા બેશીને મદિરા પીવો એ કલબોનું મોટું આકર્ષણ ગણાતું. રાજકીય બાબતોમાં પણ ફ્રાંકિલનના કેટલાક વિચાર વાંધો લેવા જેવા છે. કવેકર લોકો સાથે રહેવાનું એને ઘણું થયું હતું અને તેથી પગાર લીધા વગર સરકારી નોકરી કરવાનો કવેકર જેવો તેનો વિચાર બંધાયો હતો. દુનિયામાં બધા માણસો કવેકર હોય તો ફ્રાંકિલનનો શેખસલ્લીસાઇ વિચાર અમલમાં આવી શકે ખરો. પરન્તુ તેમ નથી સરકારી નોકરીમાં બુદ્ધિશાળી અને લાયક માણસો હોવા જોઇએ પણ બુદ્ધિશાળી અને લાયક માણસોને તેમની બજારભાવની કિમ્મત આપ્યા વગર મેળવી શકાય એમ નથી. ખરૂં જોતાં ફ્રાંકિલનને મોટો "તત્ત્વવેત્તા" કહી શકાય નહીં. એનામાં ઘણી સમજ હતી, ઘણી આવડ હતી, ઘણું ડહાપણ હતું, અને આ દુનિયામાં ફતેહમંદીથી અને સારી રીતે કેમ રહેવું તેનું ઘણું જ્ઞાન હતું.

ફ્રાંકિલન ફતેહમંદ નિવડ્યો તેમાં કેટલીક બાબતો એવી છે કે તેનું અનુકરણ થઇ શકે નહીં. એ બાબતો તેણે પોતે મેળવેલી ન છતાં માત્ર નશીબથી તેને પ્રાપ્ત થઇ હતી એમ કહીએ તો ચાલે. તેનું ચોખ્ખું મગજ, અને ઊંચી બુદ્ધિ, સદ્‌ગુણી અને સારા કુટુંબમાં તેનો જન્મ, અમેરિકા જેવા દેશમાં તેનો જન્મ, એ જમાનામાં તેનો જન્મ, બેનજામિનકાકાના પત્રવ્યવહારથી મગજ કેળવવાને તેને મળેલી તક—આ બધી બાબતો તેના ખાસ નશીબની હતી. પરન્તુ આટલા જ લાભ મળવાથી તે મોટો માણસ થયો ન હોત. તેની મોટાઇની ખરી કુંચી તેની જાતમહેનત,

તેનો ઉદ્યોગ, તેની ખંત, તેની કરકસર, અને ભલા થવાને અને ભલું કરવાને તેણે કરેલો નિશ્ચય હતાં. આ તેનું પોતાનું કરેલું હતું અને તે એવું છે કે બીજો હરકોઇ માણસ, ગમે ત્યાં જન્મ્યો હોય, ગમે ત્યારે જન્મ્યો હોય અને ગમે તેવી સ્થિતિમાં જન્મ્યો હોય, તોપણ તેનું અનુકરણ કરી શકે.

